સત્પ્રણયના ગાયક અને લોકહૃદયના કવિ



# દામોદર ખુશાલદાસ બોટાદકર

જન્મ–૧૮૭૦ અવસાન–૧૯૨૪

જન્મ–શતાબ્દી

૨૭ : ૧૧ : ૧૮૭૦ ૨૭ : ૧૧ : ૧૯૭૦

કવિશ્રી

# બોટાદકર

## શતાબ્દી

# અધ્યયન ગ્રંથ

સંપાદક :


અનંતરાય મ. રાવળ
ભૃગુરાય અંજારિયા
જમુભાઈ દાણી





પ્રાપ્તિસ્થાન :
લોકમિલાપ ટ્રસ્ટ
પો. બો. 23 : ભાવનગર

: પ્રધાન વિક્રેતા :

એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ.
૧૬૪, સામળદાસ ગાંધી માર્ગ : મુંબઈ ૨

પ્રકાશક :
કવિશ્રી બોટાદકર શતાબ્દી મહોત્સવ સમિતિ,
મંત્રી, જમુભાઇ દાણી
૫ એ-૫૧, સોનાવાલા બિલ્ડિંગ,
તારદેવ, મુંબઈ ૭



•



સામાન્ય મૂલ્ય
રૂપિયા બાર

•

તા. ૨૭-૧૧-૭૧ થી તા. ૩૧-૧૨-૭૧
સુધી
શતાબ્દી મહોત્સવ નિમિત્તે
અલ્પ મૂલ્ય
રૂ. ૬

પ્રથમ આવૃત્તિ : ૨૭-૧૧-૭૧

•

મુદ્રક :
પ્રભાતસિંહ ઇનામદાર
પલ્લિકા પ્રિન્ટરી,
વલાસણ-આણંદ થઇને,
જિલ્લો-ખેડા.

# કવિતાશતાબ્દી મહોત્સવ-વર્ષના
# આનંદ-આભારનું
# નિવેદન

મુંબઈને આંગણે આજે કવિશ્રી બોટાદકર જન્મશતાબ્દી વર્ષનો પૂર્ણાહુતિ મહોત્સવ ઉજવાય છે અને આ મંગળ પ્રસંગે ગુજરાતના સાહિત્યસર્જકોની સ્નેહાંજલિ રૂપ 'કવિશ્રી બોટાદકર શતાબ્દી અધ્યયન ગ્રંથ'નું પ્રકાશન થાય છે ત્યારે, અમારા અંતરનો ઊંડો આનંદ અને આભાર વ્યક્ત કરતાં અમને અપાર ધન્યતા લાગે છે.

૧૯૪૭માં દેશમાં આઝાદીની ઉષા ઊગી. દેશને અને વતનને નવસ્વરૂપ આપવાની પ્રેરણા જાગી. આમાંથી 'બોટાદ પ્રજા મંડળ, મુંબઈ' ની સ્થાપના થઈ.

પછી મંડળસમિતિના કર્તવ્યનિષ્ઠ અને ઉત્સાહી કાર્યકરોને જણાયું કે નવી પ્રજાનું જીવન ઘડનાર, સંસ્કારનું સિંચન કરનાર તો સાચું શિક્ષણ છે. બોટાદ પ્રજામંડળના સભ્યોની આ ભાવનામાંથી ૧૯૬૬ની સાલમાં એક નવી અને સ્વતંત્ર શિક્ષણસંસ્થાની સ્થાપના કરવામાં આવી અને તે 'વિદ્યાભારતી, બોટાદ.'

આ સ્થાપના કોઈ અજબ એવા મંગળ ચોઘડિયે થઈ. કૉલેજની સ્થાપના કરવાની યોજના ઘડાઈ. કવિપિતાની સ્મૃતિ અર્થે આ કૉલેજનો પ્રારંભ કરવા માટે, કવિપુત્ર સ્વ. કાંતિભાઈ દા. ખુ. બોટાદકર તરફથી રૂપિયા સવા લાખનું હેતભર્યું દાન મળ્યું અને સર્વ પ્રયાસે અમે રૂપિયા સાડા પાંચ લાખ ત્યારે એકઠા કરી શક્યા. કવિશ્રી બોટાદકરના પુનિત નામની સુવાસે સૌ દાતા આપીને આનંદ્યા. એક આજીવન કવિની સ્મૃતિને આમ અમર બનાવી ગુજરાતે એના સંસ્કાર, સાહિત્ય અને શિક્ષણના ઇતિહાસમાં એક સુવર્ણ પાન ઉમેર્યું.

આજે છેલ્લાં ચાર વર્ષથી આ 'કવિશ્રી બોટાદકર આર્ટ્સ અને કૉમર્સ કૉલેજ' એના પોતાના ભવ્ય અને કલાત્મક મકાનમાં ચાલી રહી છે અને સંપૂર્ણ સંતોષજનક શૈક્ષણિક પ્રગતિ સાથે સંસ્કાર, શિસ્ત, સાહિત્ય અને સેવાને ક્ષેત્રે સંગીન પ્રગતિ કરી રહી છે. કૉલેજની આ ઝડપી પ્રગતિ, ઉપરની બેઉ સંસ્થાઓના સ્નેહભર્યા સહકાર્યને આભારી છે.

તા. ૨૫-૧૧-'૬૭ ના રોજ બોટાદમાં કવિશ્રીની જન્મશતાબ્દી અંગે ત્રણ દિવસનો સુંદર કાર્યક્રમ યોજાયો હતો. અનેક સાહિત્ય-સેવકો અને સાહિત્ય રસિકોની સૂચનાથી, ૧૯૭૦ માં કવિજન્મશતાબ્દી અપૂર્વ રીતે ઊજવી, કવિના જીવન અને કાર્યને બિરદાવવું એવો નિર્ણય લેવાયો, આયોજનની રૂપરેખા ચર્ચાઈ અને મંગળ કાર્યના શ્રીગણેશ મંડાયા.

આને પરિણામે, ઉપલી બે સંસ્થાના સંયુક્ત ઉપક્રમે કવિશ્રી બોટાદકર જન્મશતાબ્દીનો મંગળ અને ભવ્ય સમારંભ, કવિવતન બોટાદમાં કવિજન્મદિન તા. ૨૭ નવેમ્બર '૭૦ ના રોજ, સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના માનનીય કુલપતિશ્રી અનંતપ્રસાદ બક્ષીના પ્રમુખપદે ખૂબ જ ગૌરવપૂર્ણ અને શાનદાર રીતે ઉજવાયો.

કુલનાયક શ્રી હરભાઈ ત્રિવેદી, સર્વશ્રી રામભાઈ બક્ષી, અમૃતલાલ યાજ્ઞિક, કરસનદાસ માણેક, વિજયરાય વૈદ્ય, અનંતરાય રાવળ, યશવન્ત શુક્લ, પ્રેમશંકર ભટ્ટ, નાથાલાલ દવે, તખ્તસિંહ પરમાર, બકુલ રાવળ અને સવાઈલાલ પંડ્યા વગેરે અનેક સાહિત્ય-રસિકોએ આ પ્રસંગે ઉપસ્થિત થઈ કવિશ્રીના સંસ્કાર-જીવન અને તેમની કવિતાને ભાવ-ભરી અંજલિ આપી. એમનાં કાવ્યોમાં વહેતાં કુટુમ્બ ભાવના, માંગલ્ય અને સૌંદર્યનાં રસિક તત્ત્વોને બિરદાવ્યાં. સમગ્ર વાતાવરણ જાણે કવિશ્રીની કવિતાથી મહોરી ઊઠયું.

શતાબ્દીના આ મંગળ પ્રસંગે, કાવ્યપ્રેમી રસિકોને કવિશ્રીના સાહિત્યનો પરિચય સરળ બને અને આમજનતા સુધી એ પહોંચે એ હેતુથી મહોત્સવસમિતિએ નીચેનાં ત્રણ અલ્પમૂલ્ય પ્રકાશનો પ્રગટ કર્યાં:

'કાવ્યસરિતા', 'રાસતરંગિણી', 'સત્પ્રણયના ગાયક બોટાદકર'. આ ત્રણ પુસ્તકોના ૧૭૦૦ સેટ આ વર્ષે વેચાયા.

કવિશ્રી બોટાદકર અને તેમનાં કાવ્યો માટે ગુજરાતના સાક્ષરો અને કવિઓને કેટલાં ભાવ અને માન છે તેનો અનુભવ અમને, આ 'કવિશ્રી બોટાદકર શતાબ્દી અધ્યયન ગ્રંથ' માટેના સાઠ જેટલા અભ્યાસપૂર્ણ મળેલા લેખો ઉપરથી આવી શક્યો છે. એ સર્વ લેખકોને અમારું શિર આદર અને આભારે નમી પડે છે.

આવો અપૂર્વ અને સર્વાંગસુંદર અધ્યયન ગ્રંથ ગુજરાતને ચરણે

ધરી અમે તો કવિ પ્રત્યેનું ઋણ જ ચૂકવી રહ્યા છીએ. અને આથી, સમિતિ આ ગ્રંથ અલ્પમૂલ્યે રજૂ કરી અંતરનો ઊંડો આનંદ વ્યક્ત કરે છે.

આવું પ્રકાશન અનેકની અવિરત અને ભક્તિભરી સેવા માગી લે છે. અમારું એ સદ્ભાગ્ય છે કે સર્વશ્રી અનંતરાય રાવળ, ભૃગુરાય અંજારિયા અને જમુભાઈ દાણી જેવા સર્વમાન્ય સાહિત્યસર્જકોએ આ ગ્રંથનું સંપાદન કરી એને અધ્યયનક્ષમ બનાવ્યું છે. એમનો આભાર વ્યક્ત કરવા માટે અમારી પાસે પૂરા શબ્દો નથી.

આ ગ્રંથના સર્જન, મુદ્રણ અને પ્રકાશનમાં અનેકનો સાથ અને સહકાર અમને મળ્યો છે. એમાં સર્વશ્રી અમૃતલાલ યાજ્ઞિક, રમણલાલ શાહ, રવિશંકર ભટ્ટ, નીલમબહેન દીવાન, ચન્દ્રકાન્ત યાજ્ઞિક, રાજેન્દ્ર શાહ, યઝદી ધાલા, શાન્તિલાલ શાહ અને પ્રભાતસિંહ ઇનામદારનાં નામોનો ઉલ્લેખ અમે ન કરીએ તો અમે નગુણા ગણાઈએ. એમની સેવાને અમારાં વંદન છે.

અંતમાં બે બાબતોની નોંધ લેવા અમે ઇચ્છીએ છીએ. જેમને હૈયે આ શતાબ્દી મહોત્સવ ખૂબ ગુલાબી રીતે ઉજવવાનાં સ્વપ્નાં હતાં તે કવિપુત્ર ભાઈશ્રી કાંતિભાઈ બોટાદકર આજે આપણી વચ્ચે નથી, એનું અમને ઊંડું દુઃખ છે. આ મંગળ મહોત્સવથી એમનો આત્મા રાજી થશે એવી અમે આશા સેવીએ છીએ.

બીજી વાત શતાબ્દી મહોત્સવના વિરાટ કાર્યની. આ આખા મહોત્સવની યોજના, એનો સતત પત્રવ્યવહાર, સંચાલન, મુદ્રણ, પ્રકાશન વગેરેનો વિવિધ ભાર જેમણે આખું વરસ ઝીલ્યો છે તે ભાઈશ્રી જમુભાઈ દાણીની મૂંગી પણ સંગીન અને સ્નેહભરી સેવાને અમે કેમ ભૂલી શકીએ? ૧૯૨૯ માં થયેલા અમુભાઈના સ્વર્ગવાસ પછી, કવિનાં પ્રકાશનો અને તેને અંગેનો સર્વ વહીવટ એમણે છેલ્લાં બેંતાલીસ વર્ષથી અવિરતપણે અને સન્નિષ્ઠાથી સંભાળ્યો છે તથા કવિકુટુંબની અનુપમ સેવા કરી છે. એમની આ કવિભક્તિની જેટલી પ્રશંસા કરીએ એટલી ઓછી છે.

શતાબ્દી સમિતિ વતી,
**હિંમતલાલ ચ. ગાંધી**
પ્રમુખ

# संपादकीय

ગુજરાતના ગુણજ્ઞ સંસ્કારપ્રેમી સાહિત્યરસિકોની સેવામાં આ 'કવિશ્રી બોટાદકર શતાબ્દી અધ્યયન ગ્રંથ' ધરતાં અમે પ્રસન્નતા અનુભવીએ છીએ.

ઈ. સ. ૧૮૭૦ ના નવેંબરની ૨૭ મી તારીખે કવિ દામોદરદાસ ખુશાલદાસ બોટાદકરનો જન્મ. ૧૯૭૦ ના નવેંબરની ૨૭ મી તારીખે એમને સો વર્ષ પૂરાં થયાં. સૌરાષ્ટ્રીય લોકસંસ્કૃતિના કવિ: આર્ય-સંસ્કારના કવિ: ગૃહપ્રસાર અને કુટુંબભાવોના કવિ: નારીજીવનના, સુંદર નારીચિત્રોના અને મુલાયમ નારીહૃદયભાવોના ને તેમાંય માતૃ-વાત્સલ્યના આલેખક કવિ: ભાવનાક્ષેત્રે તેમ જ કાવ્યક્ષેત્રે સત્પ્રણયના કવિ: 'કાન્ત' જેવી અનશુદ્ધ છંદોરચનાના સિદ્ધહસ્ત કવિ: ગ્રામજીવનના સાદા સૌંદર્યના કવિ: ગુજરાતની કન્યાઓ અને ગૃહિણીઓના કંઠ અને હૃદય સુધી પહોંચી ગયેલા, ન્હાનાલાલ પછીનાં અતૃતીય રાસ–કવિ: ઘણી બધી બાબતોમાં 'કલાપી'ની યાદ આપે એવા કોમળ હૃદયના કવિ: જીવનમાંગલ્યના ગાયક: અંતરતત્ત્વમાં તેમ બાહ્ય રૂપમાં દલપત-શૈલી, સંસ્કૃત સુભાષિતો અને ગુજરાતી સાહિત્યના પંડિતયુગની સમકાલીન ગુજરાતી કવિતાનો પ્રભાવ ઝીલવાની સાથે લોકકવિતાની પ્રણાલિકાને તેની મીઠાશ સાથે એટલી જ આસાનીથી પોતાની કવિતામાં આત્મસાત્ કરી દેખાડનાર કવિ: આવી આવી ભાષામાં સહૃદયો, વિવેચકો અને અભ્યાસીઓ વડે એમની જુદીજુદી વિશિષ્ટ સિદ્ધિઓને કારણે વધાવાયેલા – વખાણાયેલા આ કવિને ચાલુ વરસે નવેંબરની ૨૭ મીએ ૧૦૧ વર્ષ પૂરાં થાય તે દિને એમની કાવ્યસેવાને અને ગુજરાતની પ્રજાના હૃદયને 'કલાપી' અને ન્હાનાલાલની પેઠે કેટલાંક વર્ષ સુધી ભાવભીનું કરી જવાની સંસ્કારસેવાને ઉષ્માભરી કદરદાનીથી અંજલિ આપતો ગ્રંથ પ્રગટ કરવાનો મનોરથ આ રીતે સિદ્ધ થઈ શક્યો, એનો અમને આનંદ છે. આનો સર્વ યશ લેખકોના સ્નેહભર્યા સહકારને ઘટે છે.

ગ્રંથને માત્ર પ્રાસંગિક ગુણાંજલિઓનો સંગ્રહ બનાવવાને બદલે કવિ બોટાદકરના જીવન અને કવનનો પર્યાપ્ત પરિચય આપવા ઉપરાંત એમના કવિગુણો અને કાવ્યસિદ્ધિનું સમુચિત અધ્યયન અને મૂલ્યાંકન રજૂ કરતો અને એ રીતે અભ્યાસીઓને તેમની કવિતાના

આસ્વાદ અને અધ્યયનમાં સહાયક નીવડે એવો ટકાઉ મૂલ્યનો અધ્યયન ગ્રંથ બનાવવાનો લોભ અમે હૃદયમાં રાખ્યો હતો. આ ઉદ્દેશથી અમે કરેલી જાહેર અને વ્યક્તિગત વિનંતીને જૂજ અપવાદ સિવાય વૃદ્ધ, પ્રૌઢ તથા યુવા, એ ત્રણે પેઢીના અભ્યાસીઓએ માન આપી, બોટાદકરના કવિ- વ્યક્તિત્વની મુદ્રા ઉપસાવતાં અને તેનાં જુદાં જુદાં પાસાં તથા ગણનાપાત્ર સિદ્ધિઓને સાંપ્રત સમયમાં વિરલ બનતી જતી સહૃદયતાથી વધાવતા – મૂલવતા લેખોથી અમારી ઝોળી છલકાવી દીધી, એને માટે સુખદ કૃતજ્ઞતા જ વ્યક્ત કરવાની રહે છે.

એક જ ગ્રંથમાં બે પૂંઠાં વચ્ચે સાહિત્યરસિકો અને અભ્યાસીઓને બોટાદકરની કવિતાના સમ્યગ્ અધ્યયન માટેની સામગ્રી સુલભ કરી આપવાના આશયથી અમે નરસિંહરાવ, નવલરામ ત્રિવેદી અને વિશ્વનાથ ભટ્ટ જેવા વિદેહ વિવેચકોના તથા અમારામાંના એકે બોટાદકરના કાવ્યસંદોહનને નિમિત્તે તૈયાર કરેલા અભ્યાસલેખો દ્વારા બોટાદકરને અપાયેલ અર્ધ્યને તથા 'સુંદરમ્' ના અર્વાચીન કવિતામાંના લખાણને– એમણે તો આ પ્રસંગે એક સુંદર લેખ પણ મોકલ્યો છે – પણ અંદર સામેલ કર્યાં છે. કવિના પાંચે કાવ્યસંગ્રહોનાં પ્રસ્તાવના પ્રવેશકાદિને પણ ગ્રંથસ્થ કરી લેવાનું કર્યું છે તે પણ ઉપર કહ્યા લોભે જ. મુદ્રણ માટે આ બધી સામગ્રીની જે ક્રમવ્યવસ્થા ગોઠવી છે તેની પાછળની દૃષ્ટિ વિભાગીય શીર્ષકો જ સ્પષ્ટ કરી આપશે.

ઝડપથી બદલાતી રુચિ અને કાવ્યપરીક્ષાનાં ધોરણોના વર્તમાન પ્રવર્તન વેળાયે આ ગ્રંથના સંપાદન પ્રકાશનને અમે સાહસ માનતા નથી. સો વરસ પહેલાં સૌરાષ્ટ્રને એક ખૂણે એક મધ્યમ વર્ગના વણિક કુટુંબમાં જન્મી – ઊછરી હૃદયના ઉલ્લાસ તથા કાવ્યસર્જનને કોઇ રીતે પ્રોત્સાહક નહિ એવી પરિસ્થિતિમાં અને આર્થિક ભીંસમાં આખો જન્મારો ગુજારનાર બોટાદકરે એ પરિસ્થિતિમાં જન્મગત કાવ્યરસ અને સિસૃક્ષાથી પ્રેરિત – સંચાલિત બની બહિર્જગત પ્રત્યે આંખ મીંચી દઈ અંતરમાં પલાંઠી લગાવી નિજાનંદ ખાતર કાવ્યરચના કર્યે રાખી, એ એમનો વિરલ કાવ્યપુરુષાર્થ અત્યારે ભલે સાહિત્ય-ક્ષેત્રની એક ઐતિહાસિક ઘટના બની ગયો, પણ તે એ ક્ષેત્રમાં પગ માંડનાર સૌને પ્રેરણાનું અખૂટ ભાથું પૂરું પાડવાની ક્ષમતા ધરાવે છે. આ ગ્રંથના વાચન પછી બોટાદકરની કવિતા ભણી અભિમુખ થનાર કાવ્યરસિકોની આજની તથા આવતી કાલની પેઢીઓને બોટાદકરની

કવિતા કેટલાક અવિસ્મરણીય સાત્ત્વિક સાહિત્યાનંદ આપી કેટલુંક સસત્ત્વ વાચન પૂરું પાડશે અને ગ્રંથમાંના અનલ્પ અંજલિદાતાઓને તથા ગ્રંથારંભે મૂકેલા પોંડિચેરી નિવાસી કવિ – યોગી શ્રી પૂજાલાલના સોનેટકાવ્યનાં ભાષા તથા ભાવને સાચાં ઠરાવી તેને પોતાનું સહર્ષ અનુમોદન આપતી કરશે, એવો અમને વિશ્વાસ છે.

બોટાદના સ્થાનિક તથા મુંબઈનિવાસી પ્રજાજનોએ ૧૯૭૦. અને ૧૯૭૧ નાં વર્ષમાં ઊજવેલી બોટાદકર – શતાબ્દી જયંતી તથા આવા દળદાર શતાબ્દીસ્મારક બોટાદકર અધ્યયનગ્રંથની તૈયારી માટે લીલી ઝંડી ફરકાવી અમને પૂરતી મોકળાશ આપી કાગળ, છપાઈ, ઇ. ની આજની અસહ્ય મોંઘવારીમાં ખર્ચ સામે જોયા વિના તે પ્રગટ કરી ખોટ ખોઈ તેને માફકસર કિંમતે વેચવા દાખવેલી તત્પરતા તેમને શોભે એવી જ છે.

૨૭:૧૧:૧૯૭૧

અનંતરાય રાવળ
ભૃગુરાય અંજારિયા
જમુભાઈ દાણી

# અનુક્રમણિકા

## નિવેદન

## संपादकीय

## ૧ જીવન અને સંસ્મરણો



## ૨ પાંચ કાવ્યસંગ્રહોનાં નિવેદન – પ્રવેશક

**‘કલ્લોલિની’ :**



**‘સ્રોતસ્વિની’ :**



**‘નિર્ઝરિણી’ :**

'રાસતરંગિણી' :



'શૈવલિની' :



## ૩ બોટાદકરના કાવ્યસંગ્રહોની સમીક્ષા



## ૪ 'રાસતરંગિણી'નું રસદર્શન

## ૫ ખોટાદકરની કવિતાનું વૈવિધ્ય-દર્શન



## ૬ કૃતિનિષ્ઠ વિવેચન

## ૭ પૂર્તિ





### પ્રણયવંદના

રહ્યો વ્યાપી નિત્યે સકળ જડ ને ચેતન વિષે,
સ્મરું, વંદું, સેવું પ્રભુ પ્રગટ તે સત્પ્રણય ને.

બોટાદકર

## કવિશ્રી બોટાદકર

ન આધુનિક વા ન નાગરિક જીવને રાચતા
પુરાણ પ્રિય આર્યસંસ્કૃતિ સ્મર્યા વિના શોખમાં,
ઉદાત્ત – અભિલાપ, ના તરલ રંગમાં નાચતા,
ન પામર વિચારદેવ પધરાવતા ગોખમાં:

હતું સરસ સત્ત્વ પૂર્વજનની પ્રથા પૂજતું,
પવિત્ર પરિચાર ઉચ્ચ અભિજાત આદર્શના,
કવિત્વ જનતાતણા હૃદયકુંજમાં કૂજતું,
સ્વરો ધ્વનવતું લયે શુભમુખી સમુત્કર્ષના:

સુવર્ણ – ગચિયું હતું તળપદી ધરાધૂળમાં,
હતી વિમલ ભાવના ભુવનભોગ્ય મોજે મળી,
મહત્ત્વ હતું ફૂટતું મધુર માનુષી મૂળમાં,
હતી હૃદય-ઊર્મિઓ હરિતણા હયા શું હળી.

અનાક્રમક આત્માની સરલ શિષ્ટતા સંસ્મરી,
કર્યું ન શિર ઝૂકશે દ્રવણશીલતાને ધરી?

પૂજાલાલ

# જીવન અને સંસ્મરણો

## કવિ બોટાદકર : જીવન

**નવલરામ જ. ત્રિવેદી**

કવિ ન્હાનાલાલે સ્વ. પઢિયાર વિશે બોલતાં કહ્યું હતું, 'સૌરાષ્ટ્ર સાધુસૂનો થતો જાય છે,' હાલમાં આપણને કહેવાનો દુઃખદ પ્રસંગ આવ્યો છે કે 'સૌરાષ્ટ્ર કવિસૂનો થયો છે.' કાન્ત અને મસ્તકવિની પાછળ સૌરાષ્ટ્રે ઢાળેલાં આંસુઓ હજુ સુકાયાં નથી ત્યાં તેના પર ત્રીજો ફટકો પડ્યો છે. સૌરાષ્ટ્રના એકલા બાકી રહેલા કવિ દામોદર ખુશાલદાસ બોટાદકર તારીખ ૭–૯–'૨૪ ના રોજ નાશવંત દેહ છોડી ગયા છે.

કવિ દામોદરદાસનો જન્મ ઈ. સ. ૧૮૭૦ ના નવેમ્બર માસની ૨૭ મી તારીખે કાઠિયાવાડમાં આવેલ ભાવનગર સંસ્થાનના બોટાદ ગામમાં થયો હતો. જ્ઞાતિએ તે મોઢ વાણિયા હતા. પ્રખ્યાત મહેતાજી દેવશંકર વૈકુંઠજી ભટ્ટના હાથ નીચે ગામની ગુજરાતી શાળામાં ૭ ધોરણ સુધીનો અભ્યાસ કરી ચૌદ વર્ષની વયે તે જ શાળામાં તે માસિક અઢી રૂપિયાના પગારથી શિક્ષક રહ્યા. રાજકોટની હંટર મેલ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થવા માટેની પ્રાવેશિક પરીક્ષા તેમણે આપી પણ તેમાં નિષ્ફળ નીવડ્યા. તેથી તેમણે આખી જિંદગી એક 'અનટ્રેઈન્ડ' શિક્ષક તરીકે ગાળી. આ જ ટ્રેનિંગ કૉલેજમાં આગળ ઉપર એક સમયે કવિતાના પાઠ્યપુસ્તક 'કાવ્યમાધુર્ય'માં બોટાદકરનું 'વિદ્ધમૃગ' નામનું કાવ્ય શીખવવાનું આવ્યું તે સમયે કવિતાશિક્ષકે ટીકા કરી હતી કે આ કાવ્યનો લખનાર આ કૉલેજમાં દાખલ થઈ શક્યો ન હતો! બોટાદકરે કેટલોક સમય મુંબઈ અને રાણપુરમાં વૈષ્ણવ મહારાજના ખાનગી કારભારી તરીકે કામ કર્યું હતું. એક સમયે રાણપુરમાં આર્યસમાજી યુવકોએ તેમના પ્રમુખપણા નીચે એક સભા કરી. તેમાં 'અંત્યજોને અસ્પૃશ્ય ગણવા એ પાપ છે' એ મતલબનો ઠરાવ પસાર થયો. આથી

વૈષ્ણવ મહારાજે બોટાદકર પાસેથી તેમના આ કામનો જવાબ માગ્યો. જવાબમાં કવિએ પોતાની નોકરીનું રાજીનામું જ લખી મોકલ્યું. પાછળથી મહારાજ તરફથી તેમને નોકરીમાં ચાલુ રહેવા ઘણો આગ્રહ થયો, પણ તેમણે તે ફરીથી સ્વીકારી નહિ.

વળી પાછા તે ભાવનગર રાજ્યમાં શિક્ષક તરીકે દાખલ થયા. કવિએ જીવનનો ઘણોખરો ભાગ આ નોકરીમાં જ ગાળ્યો હતો. અહીં તેમને ઘણો ઓછો પગાર મળતો. ઘણાં વર્ષો સુધી તેમને ૧૨ રૂપિયા કરતાં વધારે પગાર મળ્યો ન હતો. અવસાન સમયે તેમને માસિક અઢાર રૂપિયા મળતા. આર્થિક સ્થિતિ સુધારવા માટે કવિએ જે જે પ્રયત્નો કર્યા તેનો અદ્ભુત હેવાલ ઘણો કરુણ છે. વૈદકશાસ્ત્રનાં જુદાં જુદાં પુસ્તકો વાંચી તે બે વર્ષ વૈદ્ય બન્યા. રૂકપાસના વાયદામાં નસીબ અજમાવી જોયું; લગભગ બધા ધંધાવાળાઓને મળી સૌ કનેથી તેમના ધંધાઓની માહિતીઓ લઈ, કયો ધંધો કેવી રીતે કરવો તેની વિવિધ યોજનાઓ ઘડી જોઈ; બોટાદ પાસે કેરિયા ગામમાં કેટલાક ભાગીદારો સાથે થોડી જમીન રાખી તેમણે ખેડૂત જેવા બની બોટાદ – કેરિયા વચ્ચે કંઈક આંટા ખાધા. પણ ‘ગરીબનું નસીબ ગરીબ’ તે પ્રમાણે તેમને એકે ધંધામાં ફતેહ મળી નહિ. ‘ઉદ્યોગ-માળા’ નામની નોટમાં કવિએ ‘તમાકુ,’ ‘વીશી,’ ‘દૂધની ડેરી’ વગેરે ઉદ્યોગોની વિગતવાર માહિતી આપી છે. તેની શરૂઆતના શબ્દો તેમની સંસ્કૃતમય શૈલીનો સારો નમૂનો પૂરો પાડે છે: ‘અત્યલ્પ વેતનમાં બહોળા કુટુંબનો નિર્વાહ ન ચાલવાથી ઉદ્યોગાન્તરનું અન્વેષણ અલ્પ સમયમાં કરવાની આવશ્યકતા છે. તેવો સમય પ્રાપ્ત થતાં દિક્શૂન્ય ન થવું પડે તે સારુ અનુભવીઓની સાથેની વાતચીત પરથી કેટલાક યોગ્ય ઉદ્યોગો લાભપ્રદ લાગ્યા તે આ નોટમાં લખવામાં આવ્યા છે. તેમાંથી જે જે વ્યાપારયોગ્ય અને શક્ય જણાય તે કરવા.’

મુંબઈમાં રહ્યા તે સમય દરમ્યાન તેમણે સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો. તે એટલે સુધી કે પોતે સંસ્કૃતમાં સુંદર શ્લોકો રચી શકતા. ગુજરાતી કાવ્યો બનાવવાનો તેમને નાનપણથી જ શોખ હતો. સત્તર વર્ષની ઉંમરે તેમણે પોતાના એક પિતરાઈ ભાઈ જોડે મળી ‘શાહ પ્રણીત લાલ-સિંહ-સાવિત્રી નાટક’ અથવા ‘સ્વયંવરવિધિથી સુખી દંપતીનું ચ-

નામનું નાટક બહાર પાડ્યું હતું. આ જ અરસામાં તેમણે લખેલ ‘ગોકુળ-ગીતા’ પણ પ્રકટ થઈ હતી. સંવત ૧૯૪૪ થી ૧૯૪૮ સુધીમાં તેમણે ઉપર કહેલ બે પુસ્તકો ઉપરાંત ‘રામવર્ણન’ તથા ‘સુબોધક કાવ્યસંગ્રહ’ રચી બહાર પાડ્યાં હતાં. સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવના ‘ચંદ્ર’ પત્રમાં ઊગતા કવિઓને આદર મળતો, તેથી બોટાદકરે પણ ‘ચંદ્ર’માં કાવ્યો મોકલવા માંડ્યાં. તે સિવાય ‘બુદ્ધિપ્રકાશ’માં પણ તેમનાં કાવ્યો અવાર-નવાર પ્રસિદ્ધ થતાં. આ કાવ્યોનો સંગ્રહ ‘કલ્લોલિની’ એ નામથી સને ૧૯૧૨માં પ્રસિદ્ધ કરવામાં આવ્યો. આ પુસ્તકની સર્વ નકલો હાલમાં ખપી ગઈ છે. બીજો સંગ્રહ ‘સ્રોતસ્વિની’ના નામથી ૧૯૧૮માં પ્રસિદ્ધ થયો. ત્રીજું પુસ્તક ‘નિર્ઝરિણી’ ૧૯૨૧ માં પ્રગટ થયું અને ચોથા પુસ્તક ‘રાસતરંગિણી’ની પહેલી આવૃત્તિ ૧૯૨૩માં બહાર પડી. ૭ મહિનામાં આ પુસ્તકની સર્વ નકલો ખપી ગઈ તેથી કવિના અવસાન પહેલા થોડા દિવસો પર તેની નવી આવૃત્તિ બહાર પાડવામાં આવી હતી અને તેમનું છેલ્લું પુસ્તક ‘શૈવલિની’ તેમના મૃત્યુ પછી આપણા પ્રસિદ્ધ કવિપંડિત નરસિંહરાવભાઈના વિસ્તૃત પ્રવેશક સાથે પ્રસિદ્ધ થયું છે.

કવિ બોટાદકર સ્વભાવે ઘણા શરમાળ, સાદા, અને નિરભિમાની હતા. પ્રસિદ્ધિનો તેમને મુદ્દલ શોખ ન હતો. શરૂઆતમાં કેટલોક સમય તે પોતાનાં કાવ્યો માસિકોમાં મોકલતા, પણ પછીથી તેમણે તે પ્રથા તદ્દન બંધ કરી દીધી હતી. જુદાં જુદાં માસિકોમાં કવિતાઓ પ્રથમ પ્રકટ થાય અને પછી પુસ્તકાકારે પ્રસિદ્ધ થાય તો ખ્યાતિ વધે માટે તેમ કરવું જોઈએ એમ કેટલાક મિત્રો સલાહ આપતા પણ તે વાત કવિને પસંદ પડતી નહિ. છેવટના ભાગમાં જ્યારે કોઈ કોઈ પત્રોવાળા બહુ આગ્રહ કરતા ત્યારે તે પોતાની કોઈ કવિતા મોકલતા.

ભાવનગરમાં સાતમી સાહિત્યપરિષદનું અધિવેશન થયું તે પ્રસંગે બોટાદકરને મળવાની હોંશ રાખનાર કેટલાક સાહિત્યરસિકો તેમને શોધી ન શકવાથી નિરાશ થયા હતા. કારણ તે પ્રેક્ષકવર્ગમાં પછવાડેના ભાગમાં આવી દરરોજ ગુપચુપ બેસી જતા! તેમનો પોશાક તદ્દન સાદો હતો. આંટાવાળી કાઠિયાવાડી પાઘડી, પહેરણ, અંગરખું અથવા દેશી ઢબનો હાફકોટ, ગામડી ધોતિયું અને ખેસવાળા બોટાદકર સામાન્ય દુકાનદાર જેવા જ લાગતા.

તેમનું શરીર અત્યંત દુર્બલ તથા નિર્બલ હતું. મુંબઈમાંના વસવાટે તેમના શરીરમાં દમના વ્યાધિનો પ્રવેશ કરાવ્યો હતો. ઉધરસનો વ્યાધિ પણ તેમને સતત રહ્યા કરતો અને આંખમાંથી પાણી ઝર્યા કરતું; આંખની કીકીઓ પણ ધુમાડાયેલ જેવી લાગતી. થોડું ચાલતાં તે થાકી જતા અને હાંફવા લાગતા.

આવી શારીરિક તથા આર્થિક મુશ્કેલીઓથી ઘેરાયેલ બોટાદકરે રસની જે રેલ રેલાવી છે તે આશ્ચર્યકારક ગણાય. ગુજરાતી સંસારની ખામીઓ તો અનેક કવિઓએ ગાઈ છે. સુખી સંસારનાં સ્વપ્નચિત્રો પણ અનેક કવિઓએ દોર્યાં છે, પણ આપણા જેવા છે તેવા સંસારમાં કેવું સૌન્દર્ય ભરેલું છે, આપણા દુઃખી સંસારરૂપી આકાશમાં સુખ તથા સંતોષની રૂપેરી વાદળીઓ ક્યાં ક્યાં છે તે તેમણે જ પ્રથમ વિસ્તારથી અને સંપૂર્ણ સહાનુભૂતિથી દર્શાવ્યું છે.

કવિએ અનેક વિષયો પર કાવ્યો લખ્યાં છે, પણ પ્રધાનપણે તો તેમણે પ્રકટ પ્રભુ સત્પ્રણયનું જ સ્મરણ, વંદન અને સેવન કર્યું છે. કાઠિયાવાડના ગામડાનાં અસંસ્કારી અને અજ્ઞાન કુટુંબોમાં વ્યાપી રહેલ ક્લેશ અને કટુતામાં સાથે સાથે જ કવિ હૃદયની સરળતા, વાત્સલ્યપ્રેમ, આતિથ્યપ્રેમ, લજ્જા, દાંપત્યપ્રેમ વગેરે શુભ વૃત્તિઓ જુએ છે, ને એ દર્શનને પરિણામે જ 'રાસતરંગિણી'ના ઘણાખરા રાસ રચાયા છે. કવિએ ઝીણી, રસિક દષ્ટિથી 'ભાભીના ભાવ,' 'માવડલીનો મેહ,' 'સાસુ તણું સુખ,' કન્યાને વળાવતી વખતે આંસુ સારતી આંખોવાળી માતાનું 'ગુંજન,' પનઘટ પર પાણી ભરવા જતી પ્રેમઘેલી યુવતીઓનો ઉમળકા-ભર્યો મેળાપ અને મીઠલડી ગોઠડી, કુમારિકાનાં ગૌરીવ્રત વગેરે દિવસોનાં નિર્દોષ ખેલન, દિયર ભાભી, નણંદ-ભોજાઈની મીઠી મશ્કરીઓ, પ્રણય-રસભીની નવવધૂના હૃદયનો થનથનાટ વગેરે બાબતોનું નિરીક્ષણ કર્યું હતું, અને તે તેમણે મુખ્યત્વે સ્ત્રીઓની જ સરલ ભાષામાં સુંદર પુરાણા રાગોમાં ઉતાર્યું છે. 'રાસતરંગિણી'ના રાસો સ્વ. દાણીને મોકલતાં કવિએ લખ્યું હતું. : તે મશીનનો માલ નથી, પણ ઉગ્ર તપને અંતે મળેલો મહાદેવીનો પ્રસાદ છે.' આ અભિપ્રાય તેમનાં સર્વ કાવ્યોને લાગુ પાડી શકાય.

કવિનો આ પ્રેમ માત્ર કવિતામાં જ ન હતો. તેમનું જીવન પણ એવું જ પ્રેમાળ હતું. તેમના અતિથ્યનો જેમને લાભ મળ્યો છે તે સર્વ

મિત્રાનો એક જ જાતનો અનુભવ છે. અતિથિ તરીકે આવેલ મિત્રોની કવિ એટલી બધી આગતાસ્વાગતા કરતા, તેમની નાનામાં નાની જરૂરિયાતો માટે એટલી બધી કાળજી દર્શાવતા કે અતિથિને ઘણી વાર ખરેખર શરમાઈ જવું પડતું. મિત્રોને માટે તે પ્રાણ પાથરતા. તે સમયે તે પોતાની ગરીબાઈ તદ્દન ભૂલી જતા અને ગમે તેટલું ખર્ચ કરતાં અચકાતા નહિ.

સને ૧૯૦૩માં તેત્રીશ વર્ષની વયે કવિનું લગ્ન થયું હતું. 'ગૃહિણી' માટે કવિને અંતરમાં બહુ માન હતું. 'ગૃહિણી' નામે કાવ્યમાં તેમણે લખ્યું છે:

સ્તુતિના શબ્દોથી, અભિલષિતના પૂરણ થકી,
હજારો હારોથી, પ્રતિ પ્રણયના વર્ષણ થકી,
સદાની સેવાથી, ગુણકથન કેરા કવનથી,
કરોડો આભારો નહિ ઉર થકી જાય ઊતરી;
પુનર્જન્મે પૂજું ગૃહિણી બની તારા હૃદયને,
ઉમંગે આરાધું નવલ રસથી નિત્ય તુજને.

મૃત્યુશય્યા પર કવિને સૌથી વધારે ગૃહિણીની ચિન્તા થઈ હતી. મરણને દહાડે તો એક મિત્રને બોલાવીને વેદનાથી પીડાતાં પીડાતાં પૂછ્યું હતું: 'કેમ ગૃહિણીને આશ્વાસન આપ્યું કે? માંદગી લાંબી ચાલે તોયે સાજા થવાય ત્યાં સુધીની શાન્તિ ધરવી, ને કદાચ કાંઈ અઘટિત બનાવ બને તો તે પણ પ્રભુઇચ્છા ગણી સહી લેવું, એમ બેઉ રીતે આશ્વાસન આપ્યું છેને?' મિત્રે હા કહેતાં તેમને શાન્તિ થયેલી.

કવિનાં કાવ્યોની કદર ઘણાં વર્ષો સુધી બરાબર ન થઈ. 'આપણા અત્યારના સાહિત્યક્ષેત્રમાં સ્થાન પામવાને માટે પ્રથમ તો 'લાંગુલ-ધારી' ડિગ્રીવાળા બનવું પડે છે, ને મારે તો એવી એક પણ ઉપાધિ નહિ, એટલે મને કોણ સાક્ષરોની નાતમાં ભેળવે?' એમ કવિ ઘણી વાર બોલતા. તેમનાં કાવ્યો વિષે કોઈ કોઈ સાક્ષરો પોતાના અભિપ્રાય આપતા પણ તે જાહેરમાં ન મૂકવાની શરત સામેલ રાખવાનું ચૂકતા નહિ. કવિના કેટલાક જુવાન મિત્રોએ જો કવિનાં કાવ્યોની ઉત્તમતા દર્શાવતા અભિપ્રાયો નીડરપણે દર્શાવ્યા ન હોત તો કદાચ મરતાં સુધી કવિની કદર થઈ ન હોત. હમણાં કેટલાક સમયથી કવિની કદર ગુજરાતમાં થવા લાગી હતી અને તેથી કવિ સંતોષ પામતા હતા. મૃત્યુ પહેલાં થોડા દિવસો પર

તેમને તેમના પરમ સ્નેહી સુરતના મહિલાવિદ્યાલયના મુખ્ય શિક્ષક સ્વ. અમૃતલાલ દાણી સાથે વાતચીત થઈ ત્યારે સ્વ. દાણીએ પૂછ્યું હતું, 'કવિ! આટઆટલી વિટંબણાઓ વચ્ચે પણ ચાર કાવ્યસંગ્રહો ગુજરાતને ચરણે ધરી શક્યા છો તેથી તમને જીવનની દષ્ટિએ આત્મ-સંતોષ નથી થતો? તમારું જીવ્યું તમે સાર્થક કરી જાઓ છો, એમ તમને નથી લાગતું?' ત્યારે જવાબમાં કવિ બોલેલા: 'હા, એ વિશે તો મને નિરાંત છે. મેં કાવ્યદેવીની બની શકી તેવી ને તેટલી ઉપાસના કરવા મારાથી બનતું બધુંય કર્યું છે, ને લોકોએ પણ છેવટનાં વર્ષમાં ઠીકઠીક કદર પણ કરી છે, પણ મને માત્ર એક જ અસંતોષ રહી જાય છે, કે જગતમાં હું આટઆટલું ઝૂઝ્યો છતાં મારાં બચ્ચાં માટે હું કંઈ જ બચત રકમ મૂકી જઈ શકતો નથી. અસંતોષ રહ્યો હોય તો આટલા પૂરતો જ.'

કવિનો આ મરણસમયનો અસંતોષ દૂર કરવા માટે ગુજરાતે તેમના મૃત્યુ પછી કાંઈક કર્યું છે. ભાવનગર રાજ્યે કવિના જીવનના છેવટના ભાગમાં શિક્ષક તરીકેના પગારના અઢાર રૂપિયા ઉપરાંત માસિક પંદર રૂપિયા રાજ્યના ખાનગી ખાતામાંથી કવિ તરીકે આપવાનો ઠરાવ કર્યો હતો. એ રાજ્યના હાલના મુખ્ય અધિકારી સર પ્રભાશંકર પટ્ટણીએ આ પેન્શન વધારી માસિક ૨૦ રૂપિયા કવિના કુટુંબને રાજ્ય તરફથી આપવાનો ઠરાવ કર્યો છે. તે સિવાય કવિના કેટલાક મિત્રોએ પણ થોડી રકમ એકઠી કરી છે. કવિના પુસ્તક 'રાસતરંગિણી'ની નકલો તેમના મૃત્યુ પછી ત્વરાથી વેચાવા લાગી છે. આ પ્રમાણે કવિની જીવતાં યોગ્ય કદર ન કરી શકવાનું પ્રાયશ્ચિત્ત ગુજરાત કરી રહ્યું છે, તેથી તેમનો આત્મા સ્વર્ગમાં પણ સંતોષ પામતો હશે.

૧૯૩૪ ['કેટલાંક વિવેચનો']

# સ્વર્ગવાસી કવિ બોટાદકર

## સંક્ષિપ્ત જીવનનોંધ

**અમૃતલાલ વ. દાણી**

દુનિયામાં એવું શાથી હોતું હશે કે માણસની ખરી કિંમત તેની આસપાસના લોકોમાં જ ન થાય? કવિ બોટાદકરની ખરી કદર તેના જ્ઞાતિજનો તો નિકટતાને લીધે બરાબર ન કરી શકે એ સમજાય છે, પરંતુ સારા ગુજરાતમાંથી અગ્રગણ્ય લોકોએ ને સાક્ષરોએ પણ એમની ગણના તેમની હયાતી દરમિયાન યથોચિત ન જ કરી એ અજાયબી ભરેલી બીના છે. આપણા જ્ઞાતિરત્ન કવિ બોટાદકર કાઠિયાવાડમાં આવેલ બોટાદ નામે ગામડામાં એક ગરીબ વણિકને ઘેર જન્મ્યા હતા. માંડમાંડ ૭ ગુજરાતી ચોપડી સુધી અભ્યાસ કર્યો. અંગ્રેજીનો અક્ષર સરખોયે ન શીખ્યા. તેર વર્ષની બાળવયે તો અઢી રૂપિયા જેટલી નજીવી રકમથી પંતુજી (શિક્ષક) બન્યા. યથાશક્તિ સ્વાવલંબનથી સાહિત્યજ્ઞાન વધાર્યું. મોટા શહેરમાં રહ્યા ત્યારે પણ ગુપ્તપણે જ રહ્યા. હરિલાલ હર્ષદરાય ધ્રુવ જેવાએ મળવા બોલાવ્યા ત્યારે મુંબઈમાં હોવા છતાં મળવા પણ ન ગયા. મોટે ભાગે ગામડામાં જ જિંદગી ગાળી. કોઈ મોટા સાક્ષરોની મિત્રતા ન કરી કે ન પ્રસંગોપાત્ત માસિકોમાં લખાણો આપી પોતાના અસ્તિત્વનું નગારું બજાવ્યું એવા માણસને ખૂણેથી ખોળી કાઢી બહાર લાવવા માટેયે કોણ તૈયાર હોય? પરંતુ કવિના હૃદયમાં કવિબંધુ ભવભૂતિનું વાક્ય યાદ હતું જ કે આપણામાં ખરું જવાહિર હશે તો આજે નહિ તો કાલે પણ કદર થશે જ થશે. कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी। કાલને મર્યાદા નથી, ને પૃથ્વી વિશાળ પડેલી છે. કવિ ભવભૂતિનું એ વાક્ય ખરે જ સાચું ઠર્યું છે. કવિ સ્વર્ગસ્થ થયા પછી તેમને માટે કંઈ કંઈ પ્રશસ્તિની નોંધો લખાઈ ગઈ, ને ગુજરાતને ખૂણેખૂણેથી

એકી અવાજે કવિની અણમૂલી કાવ્યશક્તિનાં, તેમની સહનશીલતાનાં, અને સતત સાહિત્યસેવાનાં વખાણ થઈ રહ્યાં !

આ દુનિયામાં કેટલાક લોકોને નસીબે આખુંયે જીવન દુ:ખપરંપરારૂપ જ બની રહે છે. કવિ ખોટાદકરનું જીવન એટલે જીવનસંગ્રામ, આર્થિક અનુકૂળતા પ્રાપ્ત કરવાના સતત પ્રયાસ, નિવૃત્તિ મેળવવાનાં ખાથોડિયાં, આદિથી અંત સુધીની જાણે પ્રયોગશાળા. શિક્ષકત્વના ક્ષેત્રને કાયમી મધ્યસ્થ, સુસ્થિર ભૂમિકા સ્થાપી એ પુરૂષજીવનનાં કયાં કયાં ક્ષેત્રોમાં ઘૂમી આવ્યા તે જુઓ. આચાર્યના કારભારી થયા, વૈદ્ય બન્યા, તૈયાર માલના ને વાયદાના વેપારી બન્યા, ખેડૂત થયા. શિક્ષકપદમાં અતિપ્રિય નિવૃત્તિ હોવા છતાં પૂરતી વૃત્તિ નહીં મળવાથી દુખિયા કવિએ વિધવિધ લોકોની સલાહ લઈને કંઈ કંઈ ધંધા અજમાવી જોયા, પણ જિંદગીના અંત સુધી શ્રી લક્ષ્મીજીએ સરસ્વતી પ્રત્યેનો વિરોધ જ બતાવ્યા કર્યો ! આખી જિંદગી શિક્ષક તરીકે તૂટક તૂટક નોકરી કરવા છતાં કવિનો માસિક પગાર વધી વધીને છેવટે અઢાર રૂપિયાનો થયો હતો. જેમ ખોટાદકરની કવિતાની કદર છેલ્લાં ચારપાંચ વર્ષોમાં થઈ, તેમ તેમની આર્થિક સ્થિતિ પણ અગાઉની સરખામણીએ છેલ્લાં પાંચ વર્ષથી કંઈક સારી થઈ હતી. છેલ્લાં બે વર્ષથી ભાવનગર રાજ્ય તરફથી કવિ તરીકે માસિક રૂ. ૧૫) પંદરનું વેતન મળતું હતું. એક વાર એક જૈન સદ્-ગૃહસ્થે કવિ જોડે પ્રત્યક્ષ પરિચય નહીં હોવા છતાં પણ રૂા. પાંચસોની હૂંડી લખી આપી કવિને અને તેમના મિત્રોને આશ્ચર્યમૂઢ કરી દીધા હતા. ઉપરાંત કાવ્યગ્રંથો છપાવવા માટે પણ થોડીઘણી સહાય મળતી હતી. એ રીતે પાછલાં વર્ષોમાં તેમની આર્થિક હાલત પ્રમાણમાં કંઈક ઠીક થઈ હતી.

એ જ પ્રમાણે આખીય જિંદગી પર્યંત કવિને કોઈ અતિ નિકટના સ્નેહી મળેલા નહીં. એક નોંધપોથીમાં તો કવિએ ઘણાં વર્ષો પહેલાં લખેલું છે કે અમદાવાદમાં જઈને એકાદ મિત્ર શોધવો ! આ સ્નેહાળ કવિને આ દુનિયામાં મિત્રવિહોણા રહેવું પડયું હશે એ કેટલું દુ:ખમય લાગ્યું હશે તેની સહજ કલ્પના આથી થઈ શકશે. પરંતુ જેમ આર્થિક વિષયમાં પ્રભુની મહેર થઈ હતી, તેમ છેલ્લાં પાંચસાત વર્ષોથી કવિને ત્રણચાર યુવાન મિત્રો એવા મળી ગયા હતા કે તેમને લીધે કવિને

હૂંફ લાગતી. પોતાનાં કાવ્યોને પારખનારા જોઈ આત્મસંતોષ થતો. તેમના પ્રત્યે ચિન્તાભાર નાખી કંઈક શાંતિ કવિ અનુભવી શકતા, નિશ્ચિંતપણાનો દમ ખેંચી શકતા. ને મિત્રો તરફથી થતી યોગ્ય કદરને પરિણામે કંઈક આત્મવિશ્વાસ પણ ધરાવતા થયા હતા.

કવિના હૃદયમાં કાવ્યઝરણાનાં મૂળ બહુ ઊંડાં હોવાં જોઈએ એવું કવિના જીવનની પરિસ્થિતિનો અભ્યાસ કરનાર સૌ કોઈ ઉચ્ચારશે. કેવળ કષ્ટમય સંયોગોમાં આવતી કાલની ચિન્તા કરતાં કરતાં દિવસો કાઢવા, તદ્દન અભણ, જડ શા વ્યવહારનિમગ્ન લોકોની વચ્ચે વસવું, ઘોંઘાટ કરતાં બાળકો સાથે આખો દિવસ માથાં ફોડવાં, વારંવાર સ્નેહીઓનાં મૃત્યુથી પડતા ફટકા સહેવા, કાવ્યલેખન કરવા છતાં દુનિયાના લોકોમાંથી કોઈનો પણ પ્રોત્સાહન આપનાર એક શબ્દ સાંભળવા પામવું નહીં, તે છતાં એ સર્વ ભૂલી જઈ તેને આ દુનિયા પર રહેવા દઈ ઊંચે ઊંચે સ્વર્ગની ભૂમિકામાં વિહરવું, બહાર દેખાતી ક્લિષ્ટતામાં પણ ઈશ્વરી સંકેત સમજવો, જડ શાં દેખાતાં નરનારીનાં હૈયાંમાં સંતાયેલી ઊની વરાળ, ભાવ–ભીનાશ, કોમળતા આદિ શોધી કાઢવાં, ને પ્રાકૃત પ્રસંગોને પણ દિવ્ય શા દેખી વર્ણવવા, સંસારની કટુતાને ભૂલી જઈ તેની સ્વર્ગીયતા ગાવી, એ તો જનક વિદેહી શો કોઈ ફિલસૂફ કવિવર જ કરી શકે. એ સ્વર્ગીય ભૂમિકાનાં દર્શનની મધુરતા જ કવિને દુઃખમય સંસારના ઘાનું દુઃખ ભુલાવી દેતી હશે, ને એ પ્રમાણે બનતું પણ હતું. કોઈ કોઈ વાર રાત્રે અતિશય ઘોંઘાટવાળા, અનેક કુટુંબોની સ્ત્રીઓની કૂથલીઓ થઈ રહી હોય એવા મોટા ફળિયાની અંદર ઉઘાડા આકાશ નીચે એક ખાટલો ઢાળી કવિ શાંત પડ્યા હોય ને એવામાં કોઈ મિત્ર જઈ પૂછે કે 'કવિ! શું કરતા હતા?' તો કવિ કાવ્યસૃષ્ટિમાંથી જાગીને નીચે ઊતરતા હોય એમ ઝબકીને કહે કે 'એક કાવ્યની પંક્તિઓ ગોઠવતો હતો!' શી નિર્લેપતા! ઘોંઘાટની વચ્ચે પણ શી એકાગ્રતા!

બોટાદકર એટલે જ્ઞાતિહિતચિંતક નહીં, બોટાદકર એટલે શિક્ષક નહીં, બોટાદકર એટલે ગદ્યલેખક નહીં, પણ બોટાદકર એટલે પ્રાધાન્યપણે તો કવિ! બોટાદકરનું જીવન બીજા કશા ધોરણથી ન તપાસાય. બીજી રીતે તપાસાય તો તેમને અન્યાય જ પહોંચે. કવિએ બીજા વ્યવસાયો હાથ ધરેલા હતા પણ તે માત્ર સાધન તરીકે, ન છૂટકે. એવા

કવિઓનું કાર્ય તો એ જ કે નિવૃત્તિમાં નિર્લેપ રહી વસ્તુમાત્રની પાછળ, પ્રસંગમાત્રની પછાડી તેનું હૃદય જોવું, દિવ્યતા જોવી, ને ઉચ્ચ-ઉચ્ચ ભુવન પરનાં દૂરના ભાવિનાં દર્શન દિવ્ય ચક્ષુથી કરી જનતા સમક્ષ મૂકવાં. પ્રકૃતિના છૂપા ભેદો ઉકેલવા. પ્રકૃતિ અને મનુષ્યની વચ્ચે દુભાષિયા બનવું. સાધારણ દેખાતા જગતમાં છુપાઈ રહેલી અસાધારણ-તાનું ભાન જગતને કરાવવું, જૂઠા જગતથી દોરાયા વિના જે સત્યનું દર્શન થાય તે નિર્ભય રીતે જાહેરમાં મૂકવું અને રૂઢિ રૂપે ચાલ્યાં આવેલાં મર્યાદિત ધોરણોથી વસ્તુસ્થિતિને તપાસવાને બદલે ઈશ્વરનાં સનાતન, અચળ ધોરણોથી જ તેનો નિર્ણય બાંધવો.

કવિનો કાવ્યપ્રદેશ પ્રધાનપણે બીજો જ છે. કવિ બોટાદકરને એક લેખકે 'ગૃહભાવના કવિ' કહ્યા છે એ વાત અક્ષરશઃ સત્ય છે. કવિનાં કાવ્યોમાં ઠેર ઠેર એ જ પ્રસંગો ભર્યા છે. ગૃહજીવનના, કુટુંબજીવનના, આ સંસારના, પુત્રપુત્રીના, કન્યાવ્રત કરતી કન્યાના, લગ્ન માટે ઉત્સુક હૃદયવાળી લગ્નોદ્યતાના, ગૃહદેહલિ પર ઊભી રહી પોંખાતી નવવધૂના, પરણીને આવ્યા પછી સખીઓ કને વહાલાનાં વેણ સંભારતી વરેલી વહુના, ગૃહિણી બની ગૃહભાર વહેતી, મૂંગી તપસ્વિની ગૃહદેવીના, બાળ-કને હુલરાવતી ભાવભરી નવમાતાના, પુત્રીને પરણાવી સાસરે વળાવતી આંસુ સારતી માતાના, પિયરને સંભારતી બાલવધૂના, સાસરી વચ્ચે દુઃખથી રિબાતી દીકરીના, એવા એવા દામ્પત્યજીવનના અનેક ભાવો કવિએ ઓર રીતે જ કાવ્યે કાવ્યે ગાયા છે. વ્યાપારી જીવન ગાળનાર શુષ્ક શા લાગતા ગુજરાતીઓને ઘેલા કરી નાખનાર આ ગૃહભાવોનું ભાન કરાવી કવિએ ગુર્જરી માતાની અનુપમ સેવા કરી છે. કવિનાં એ અનેકવિધ રસદષ્ટિભર્યાં કાવ્યો વાંચી વાચકને નવીન દૃષ્ટિ સાંપડે છે. સ્નેહીઓ, કુટુંબીઓ કંઈ નવાં જ લાગે છે, ને હૈયું કંઈ અજબ ભાવથી ઊછળવા લાગે છે. વહાલાંઓ પ્રત્યે દોડી જવા અધીરું બની જાય છે. ભાઈબહેનના નિર્મળ સંબંધને તો આ કવિની જેવા કોઈ કવિએ કદી ગાયો નથી એમ નિર્વિવાદ કહી શકાય. આપણી અણુધ જેવી લાગતી માતાઓના હૃદયમાં બાળકો માટે, સાસરે રહેતી પુત્રીઓ માટે આવા દૈવી ભાવ ભર્યા છે એની પિછાન તો આ કવિએ જ કરાવી. દૂર પડેલી બહેનને ભૂલી ગયેલા કંઈક ભાઈઓને 'ભાઈબીજ'ના રાસે સચેત કરી બહેન પ્રત્યેના ધર્મનું ભાન કરાવ્યું છે.

કવિએ ‘ કલ્લોલિની ’, ‘ સ્રોતસ્વિની ’, ‘ નિર્ઝરિણી ’ એમ ત્રણ સંગ્રહોમાં આવું ઘણું ઘણું ગાયું છે, ને એક પછી એક સંગ્રહમાં તેમની લેખની વધુ સચોટ બની છે; પણ તે પછી કવિએ ‘ રાસતરંગિણી ’ લખીને તો રસની હદ જ વાળી છે. એ ‘ રાસતરંગિણી ’ની પંક્તિએ પંક્તિએ કવિએ રસ ભર્યો છે. શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરી કહે છે તે પ્રમાણે જીવનના સાધારણ દૈનિક પ્રસંગોને, સંબંધોને, વ્યવહારને દૈવી રસથી રસી દીધા છે ને દિવ્યતાથી ઝળહળતા બનાવ્યા છે. ‘ રાસતરંગિણી ’નો વાચક ને એથીયે વધુ તો એનો ગાયક તેટલી ઘડી તો સ્વર્ગભૂમિમાં જ વિહરે છે ને સર્વત્ર પ્રેમમયતા અનુભવે છે. નણંદને એ ભાભીના ભાવથી ભીંજાતી જુએ છે, ભાભીને તે નેહભર્યાં નોતરાં આપી આમંત્રણ મોકલતી જુએ છે. સાસરામાં વહુને તે આનંદતી ફૂલતીફાલતી સુંદરી તરીકે ને સખી કને ‘ સાસુ તણાં સુખ શાં કહું રે ’ એમ ઉદ્‌ગારો કાઢતી જુએ છે. દેરાણીજેઠાણી આદિ સમોવડ સ્ત્રીઓને અન્યોન્યનાં બાળકો પર અભેદભાવે હૈયાનાં હેત ઢોળતી વાચક નીરખે છે. દિયર–ભાભીના અસાધારણ સંબંધને નિર્દોષ આનંદે દેખે છે, ને સારાયે સંસારના આ વિવિધ સંબંધોનાં પાસાંઓ તે રસમય, પ્રેમમય, પ્રભુતામય, દિવ્ય શાં અનુભવે છે. કવિના એ ‘ રાસતરંગિણી ’ના રાસો પર તો જુદું જ લખાણ કરવું ઘટે. અહીં એમાંથી કેટલુંક ઉતારી શકાય ! એ તો વાંચ્યે જ ખ્યાલ આવે.

આપણા જ્ઞાતિરત્ન રૂપ આ કવિએ જ્ઞાતિપત્રોમાં અવારનવાર, ને ‘ મોઢમહોદય ’ના તંત્રી તરીકે લખેલું છે, પણ તે આના જેવું અમરતાભર્યું નહિ. ખોટાદકરની ખરી કિંમત આંકવી હોય તો જ્ઞાતિજનો તેના કાવ્યમહોદધિમાં ડૂબકી મારે, તેના એ અણમૂલ કાવ્યસંગ્રહોને ઘેરઘેર વસાવે, ‘ રાસતરંગિણી ’ના અમૂલ્ય રાસોને ઘેરઘેર ગવરાવે છે, તેની સેંકડો નકલો લગ્ન આદિ સમયે બહોળી સંખ્યામાં લહાણો તરીકે વહેંચે એ જ સલાહ હોઈ શકે. તો જ આપણે તેમનો સંદેશ ઝીલ્યો કહેવાય અને તો જ તેમનું જીવનગાન સાર્થક થાય.

સ્વ. કવિનો છેલ્લો કાવ્યસંગ્રહ ‘ શૈવાલિની ’ને નામે હમણાં જ પ્રકટ થયો છે. જેમાં ગુજરાતના વિદ્વાન ટીકાકાર શ્રીયુત નરસિંહરાવ દિવેટિયાએ વિસ્તૃત પુરસ્કરણનોંધ લખી જીવતાં તો સાક્ષરોથી અસન્મા-

નિત રહેલ આપણા એ કવિવરની કૃતિઓને ઠીક સન્માની છે એટલું ખુશ થવા જેવું છે.

આપણા આ જ્ઞાતિરત્નની કદર હવે તેમના વિલય પામ્યા પછી પણ આપણે કરીએ, ને તેમના આત્માને સ્વર્ગલોકમાં પણ શાંતિ પમાડીએ એવું માગી લઈ વિરમીશ.

[ 'મોઢ માર્તંડ ૧૯૨૧, દીપોત્સવી ]



'રાસતરંગિણી'ના રંગ

'રાસતરંગિણી'ના રંગ જે પીંછીએ ચીતર્યા છે, તે પીંછી આ પૃથ્વી પર પેદા થયેલા કોઈ રંગમાં બોળી લાગતી નથી. એને માટે રંગ તો આકાશમાંની દેવભૂમિમાંથી લીધેલા જણાય છે. રાસ વાંચતાં એમ લાગે છે કે એ લખતી વખતે એમની કલમને છેડે ખુદ સરસ્વતીદેવી જ બેઠાં હશે.

શી તેની ભાષાની સરળતા, સચોટતા, મનોહરતા, કોમળતા!

'ગુણસુંદરી.' સપ્ટે. '૨૩ કૃષ્ણલાલ મો. ઝવેરી

# બોટાદકરનું જીવન-કવન

**પ્રભાશંકર જ. પાઠક**

મોઢજ્ઞાતિભૂષણ કવિવર બોટાદકરનો જન્મ સં. ૧૯૨૭ના કાર્તિક સુદિ ૧૧, તા. ૨૭-૧૧-૧૮૭૦ના રોજ ઝાલાવાડ (કાઠિયાવાડ)ના ભાવનગર સ્ટેટના બોટાદ નામના ગામમાં એક સાધારણ સ્થિતિના વણિક કુટુંબમાં થયો હતો. તેમના પિતાશ્રી તમાકુના સાધારણ વ્યાપારી હતા. ગુર્જરી ગિરાના આ ભાવિ કવિની ઉંમર હજુ માંડ પાંચેક વર્ષની થઈ હશે, ત્યાં તો તેમના પિતાશ્રીનો સ્વર્ગવાસ થયો. જેથી આપણા કવિને ઉછેરવાનું કાર્ય તેમનાં માતા ઉપર આવી પડયું. ભાવનગર સ્ટેટમાં એ વખતે કેળવણીની શરૂઆત જ હતી. કવિ બચપણથી જ કુશાગ્ર બુદ્ધિના અને ભવિષ્યની ઊજળી આશા આપનાર હોવાથી આઠ વર્ષની વયે શાળામાં દાખલ થઈ પ્રારંભનાં ધોરણો ઝપાટાબંધ પાસ કરી માત્ર તેર વર્ષની ઉંમરે તો છઠ્ઠા ધોરણમાં જઈ પહોંચ્યા. ભાવનગર સ્ટેટના જૂનામાં જૂના ગણાતા અને હાલ સ્વર્ગવાસી થયેલા ગુજરાતના એક જાણીતા લેખક દેવશંકર વૈકુંઠજી ભટ્ટ એ વખતે કવિવરના છઠ્ઠા ધોરણના શિક્ષક હતા. બાલકકવિની બુદ્ધિ તરફ પક્ષપાત રાખી એ જૂના જમાનાના સીનિયર શિક્ષકે પોતાના એ પ્રિય શિષ્યને બહુ ભાવથી ભણાવ્યા. કવિ પણ પોતાના એ ગુરુ પ્રતિ બહુ પૂજ્યભાવથી જોતા હતા. શિક્ષણના ઉત્તમ સંસ્કારો સાથે વિદ્યાવ્યાસંગી ગુરુવર ભટ્ટ તરફથી કેટલીક ગુરુગમ્ય વિદ્યા પણ કવિવરને પ્રાપ્ત થઈ. છંદઃશાસ્ત્રનું પ્રારંભનું પુસ્તક પિંગળ પણ કવિ તેમના એ ગુરુ પાસેથી જ બહુ ખંતથી ભણ્યા. બાળકકવિના નાનકડા મગજમાં કુદરતે કાવ્યશક્તિ મૂકેલી જ હતી તેમાં એ ઉત્તમ શિક્ષકના શિક્ષણ રૂપી જલસિંચનથી તે શક્તિ ખીલી ઊઠી.

માત્ર ચૌદ વર્ષની બાળવયે કવિ છઠ્ઠા ધોરણમાં પ્રશંસનીય રીતે ઉત્તીર્ણ થયા. ગરીબ અવસ્થાને લીધે આગળ ઉચ્ચ શિક્ષણની આશા

રાખવી તેમને માટે અશક્ય હતી. તેથી એવી સુકુમાર અવસ્થામાં જ કુટુંબનિર્વાહનો બોજો તેમને શિર આવી પડવાથી નછૂટકે તેમને કેળવણી-ખાતામાં માસિક રૂપિયા માત્ર અઢીના નજીવા પગારથી સેવાવૃત્તિ સ્વીકારવી પડી. કવિના ઊછરતા હૃદયને આ વિષમ પરિસ્થિતિ માટે એ વખતે ઘણું લાગી આવેલું હોવું જોઈએ. કારણ કે પરાણે સ્વીકારવી પડેલી એ સેવાવૃત્તિનો આગળ જતાં કવિને અનેક વખત ત્યાગ કરવો પડ્યો હતો; પરંતુ પ્રારબ્ધરેખા કાંઈ ભિન્નટી જ હોવાથી પાછી તે જ નોકરીનો અનેક વખતે કચવાતે મને સ્વીકાર પણ કરવો પડેલો.

એક રીતે જોતાં શિક્ષકવૃત્તિમાં વખતની વિપુલતા અને અન્ય નોકરીઓ કરતાં કાંઈક ચિત્તની વધારે શાંતિ મળતી હોવાથી એ નોકરી કરતાં કરતાં કવિએ પોતાનો વિદ્યાવ્યાસંગ આગળ ધપાવ્યે જ રાખ્યો.

અઢાર વર્ષની ઉંમરે તેમણે ‘શાહ પ્રણીત લાલસિંહ – સાવિત્રી નાટક’ પ્રકટ કર્યું. કવિ ખોટાદકર એ વખતે પોતાને ‘શાહ’ એ અટકથી ઓળખાવતા હતા. પ્રથમ પ્રયાસ કાંઈક લોકપ્રિય થવાથી લેખનીનું કાર્ય આગળ ધપવા લાગ્યું. પછી તો સં. ૧૯૪૪થી ૧૯૪૮ સુધીમાં ‘સુબોધક કાવ્યસંગ્રહ’, ‘રાસવર્ણન’ અને ‘ગોકુળગીતા’ વગેરે નાનાં પુસ્તકો એક પછી એક પ્રકટ કરતા ગયા. આ પ્રમાણે સ્વદેશમાં કાચી ઉંમરમાં પણ કાંઈક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી તેટલામાં તેમના જીવનનો નવો અંક શરૂ થયો.

સંવત ૧૯૪૯માં મુંબઈના ગોસ્વામી નૃસિંહલાલજી મહારાજની તેમને એક વખત દેશમાં જ મુલાકાત થઈ. સ્વામીજી માટે એક પ્રશસ્તિ-કાવ્ય લખી કવિ તેમને ભેટ અર્પવા ગયા. કાવ્ય વાંચી નાની ઉંમરના પણ આશાભર્યા આ કવિની મહારાજે કદર કરી, અને મુંબઈ પોતાની પાસે બોલાવી કારભારી નીમ્યા. આથી જે નવીન શહેરી સંસ્કારોની કવિમાં ઊણપ રહી જતી હતી તે કુદરતી રીતે યોગાનુયોગ મુંબઈમાં મહારાજ સાથે વસવાનું થવાથી પુરાવા લાગી. શહેરના સંસ્કાર, મુંબઈ જેવું વિશાળ ક્ષેત્ર, વિવિધ માણસોનો પરિચય, જાહેર વર્તમાનપત્રો ને ઉત્તમ સાહિત્યના ગ્રંથોનું સતત વાચન, એ બધાંની અસર કવિના ઉપર બહુ સારા રૂપમાં ફલદાયી થઈ. વિશેષમાં તો મહારાજશ્રી સાથે યાત્રા નિમિત્તે આખા હિન્દુસ્તાનમાં મુસાફરી કરવાનો યોગ પ્રાપ્ત થવાથી કવિને

ઘણા નવા અનુભવ થયા અને મગજને ઘણો ઉત્તમ ખોરાક પણ મળ્યો. કવિની જ્ઞાનશક્તિ હવે પુરજોસમાં વિકસવા લાગી. મંદિરના શાસ્ત્રી પાસેથી સંસ્કૃતનો પણ અભ્યાસ કર્યો, તે એટલે સુધી કે કવિ સંસ્કૃતમાં શુદ્ધ શ્લોકો પણ બનાવી જાણતા હતા. તેમનો વિદ્યાવ્યાસંગ કેટલો ગધો હતો તે આ પરથી સહજ સમજાશે. મહારાજે પણ કવિની વિદ્વત્તાથી ખુશ થઈ 'પુષ્ટિમાર્ગ પ્રકાશ' નામના વૈષ્ણવ સંપ્રદાયના પત્રના અધિપતિનું પદ તેમને આપ્યું હતું. આવા અવનવા સંયોગોથી કવિના કવિ તરીકેના જીવનમાં પણ મોટો પલટો થયો. કવિ હવે 'શાહ' મટી નવીન ધાટીના 'ખોટાદકર' બન્યા. ખોટાદકરના નવા અવટંકથી કવિ નવીન શૈલીનાં કાવ્યો લખવા લાગ્યા. તેમનું નવીન પદ્ધતિનું 'પ્રેમ અને સત્કાર' નામનું કાવ્ય સ્વ. હરિ હર્ષદ ધ્રુવના 'ચંદ્ર' માસિકમાં પ્રથમ પ્રકટ થયું. કાવ્ય સાથે ધ્રુવે પ્રોત્સાહક અને કવિ માટેની સારી ભવિષ્યવાણી વ્યક્ત કરતી નોંધ પણ લીધી હતી જે વાંચી કવિમાં નવીન જીવન રેડાયું. આમ પરોક્ષ પ્રોત્સાહનથી જ કવિએ સંતોષ માન્યો. ધ્રુવ એક વાર મુંબઈ આવ્યા ને કવિને રૂબરૂ મળવા બોલાવ્યા છતાં તેઓ પોતાની સાદાઈ અને પોતે માની લીધેલા સાધારણ શિક્ષણના જ્ઞાનથી સંકોચ પામી ધ્રુવ જેવા મોટા વિદ્વાનને રૂબરૂ મળવા ગયા જ નહીં! દુર્દૈવના કહો કે સુદૈવના યોગે કવિને મહારાજનો સહવાસ અને મુંબઈનો નિવાસ એક વ્યાવહારિક ખટપટ અંગે ત્યજવો પડ્યો. મહારાજના કોઈ મૂર્ખ માણસે કવિ પર દ્રવ્ય સંબંધી ખોટો આરોપ નાખ્યો, આથી કવિને સ્વમાન ખંડિત થવા જેવું જણાયાથી એકદમ રાજીનામું આપી તેઓ દેશમાં ચાલ્યા ગયા. એ સંબંધી મહારાજને પણ પછી તો ખાતરી થઈ કે એ સાવ નિર્દોષ જ હતા, તેથી ફરીથી મુંબઈ આવવા તેમને વીનવ્યા, પણ કવિ તરીકેના તરંગી મગજમાં એ વિનંતી ન જ ઊતરી, ને તે સર્વથા યોગ્ય જ થયું.

સંવત ૧૯૬૦માં તેત્રીસ વર્ષની યુવાન વયે કવિનું લગ્ન થયું. પછી તેઓ ઘણે ભાગે દેશમાં જ રહ્યા. ભાવનગરથી પ્રકટ થતા 'કાવ્યપ્રેમી' માસિકમાં તેઓ અવારનવાર કાવ્યો લખતા હતા. કવિના જીવનનો એ પછીનો અંક બહુ કરુણરસથી ભરપૂર છે. કવિની જાણે કસોટી જ કરાતી ન હોય તેમ એક પછી એક દુઃખનાં વાદળ કવિ પર તૂટી પડ્યાં. મુંબઈથી દેશમાં આવી ગુજરાન માટે પાછી પંતુજીની નોકરી સ્વીકારવી

પડી. તેવામાં તેમની આંખે વ્યાધિ થયો. તેની દવા કરાવવા ભાવનગર જઈ દોઢબે માસ રહ્યા. વ્યાધિ તો મટ્યો, પણ એક આંખમાં હંમેશને માટે ખોડ રહી ગઈ. બાર રૂપિયાના પગારમાં આ અણધાર્યું ખર્ચ કવિને ભારે પડ્યું. તેવામાં તેમની બે પ્રિય બહેનો એક પછી એક સ્વર્ગે સિધાવી. કવિના બે બાળક પુત્રો પણ થોડા સમયને આંતરે દેવલોક પામ્યા. આમ દુઃખપરંપરાથી કવિના હૃદયમાં મોટો ક્ષોભ ઊભો થયો. આ આપત્તિઓ ને વિપત્તિઓને વટાવવા તેઓ બાવરા બની જ્યાંત્યાં વલખાં મારવા લાગ્યા. નોકરી છોડી ખેતી કરવા વિચાર આવતાં કેરિયા ગામે જમીન રાખી બે વરસ સુધી ખેડૂત થયા. ત્યાં આવક તો બાજુએ રહી, પણ વિઘોટી માથે પડી. તેથી તે ધંધો ત્યજી તૈયાર માલના ને વાયદાના વેપારી થયા. તેમાં પણ ન ફાવ્યા ત્યારે રેવડીદાળિયાની દુકાન કાઢી. તેમાં પણ ગુજરાન પૂરતું ન મળ્યું, ત્યારે દવાની શીશીઓ ગોઠવી વૈદ્ય બની બેઠા. ત્યાંયે નાસીપાસ થયા. દુર્દૈવે આમ કવિને ચારે બાજુથી મૂંઝવ્યા. પણ એ ધીર પુરુષ કુદરતના આ સર્વ રંગો અનુભવતો ભાગ્યને હસતો કહેતો હતો કે તું ગમે તેટલા રંગ બદલાવીશ પણ મારા વિદ્યાવ્યાસંગને તથા પ્રિય કવિતાને તો હું નહિ જ ત્યજું. આ કષ્ટપરંપરામાં પણ ઉન્નત ભાવથી રંગાયેલું તેમનું હૃદય સરસ્વતીદેવીનું શરણું તો ન છોડી શક્યું. આ ઉપાધિઓથી તો તે અલિપ્ત જ રહ્યું, વિવિધ દુઃખોના આ કડવા અનુભવો તેમની કાવ્યસરિતામાં વહેવા લાગ્યા.

કાળ જેવાં કઠણાઈનાં એ વર્ષોમાં કવિએ બેચાર વાર માસ્તરગીરી છોડી ને બેચાર વાર પાછી સ્વીકારી હતી. છેવટે ભાવનગર સ્ટેટના કેળવણીખાતાના તે વખતના વડા સ્વ. કવિ કાન્ત કે જેઓ આપણા કવિની કાવ્યપ્રતિભાને અભિનંદતા હતા તેમણે તેમને સ્વતંત્ર શિક્ષકની જગા આપી. અહીંતહીં કેટલાંક ગામોમાં શિક્ષક તરીકે ફર્યા પછી ભાલના સમઢિયાળા ગામમાં કવિની બદલી થઈ. સમઢિયાળેથી પણ એકાદ વાર પાછું મન ફટક્યું, ને શાળાખાતામાંથી રજા લઈ દેશમાં ગોસ્વામી મહારાજના કારભારી બન્યા. પરંતુ એક જાહેર સભામાં ભાષણ કરતાં કવિએ અંત્યજ વર્ગ તરફ કાંઈક ઉદાર મત દર્શાવ્યો જેથી વલ્લભસંપ્રદાયના એ મહારાજને આભડછેટ લાગી જવાથી કવિને માફી માગવા જણાવ્યું. દુનિયાના અનેક તીખાખાટા અનુભવોમાં ઘડાઈ ગયેલ કવિ એમ નમતું આપે તેવા નહોતા. ત્યાં પણ સ્વમાનનો પ્રશ્ન આવવાથી કવિએ મહારાજને રાજીનામું આપી

દીધું. એક વાર ભાવનગરની 'શ્રાવિકાશાળા'માં પણ કવિ શિક્ષક તરીકે જોડાયા હતા. ત્યાં પણ ન ફાવવાથી નસીબને અનેક રીતે અજમાવી જોયા પછી છેવટે પોતે શિક્ષક થવા જ સરજાયેલા છે એમ ખાતરી કરી લઈ ભાલના સમઢિયાળા ગામમાં શાંતિથી ઠરીને રહ્યા. કવિનાં કાવ્યોનો મોટો ભાગ ને છેવટનાં ત્રણ પુસ્તકનાં ઘણાંખરાં કાવ્યો એ સમઢિયાળા ગામની પાદરમાં આવેલી મઢૂલી જેવી નિશાળના શાંત ને પવિત્ર વાતાવરણમાં જ લખાયાં છે.

કવિનો પ્રથમ કાવ્યસંગ્રહ 'કલ્લોલિની' જ્યારે લખાઈ તૈયાર થયો ત્યારે તે પ્રગટ કરતાં અગાઉ તે વખતના ચારપાંચ નામાંકિત સાક્ષરોને કવિએ તે જોવા મોકલ્યો હતો. ખાનગી રીતે બધાએ તે વખાણ્યો, પણ જાહેર રીતે તેને કોઈએ પ્રોત્સાહન ન આપ્યું. પ્રભુ સૌનો બેલી છે એ ન્યાયે મોઢ કોમના આ ચીંથરેવીંટયા રત્નનો હાથ ભાવનગર સ્ટેટના હાલના સર્વસત્તાધારી સર પ્રભાશંકર પટ્ટણીએ પકડી સંવત ૧૯૬૮માં દરબારી ખરચે કવિનો પ્રથમ કાવ્યસંગ્રહ 'કલ્લોલિની' છપાવી આપી તથા તેની એકસામટી ઘણી નકલો ખરીદી કવિની સૌથી પ્રથમ જાહેર કદર કરી હતી.

પ્રથમ પ્રયાસને આમ ઉત્તેજન મળવાથી કવિએ પોતાનો બીજો કાવ્યસંગ્રહ સં. ૧૯૭૪માં 'સ્રોતસ્વિની' નામે પ્રકટ કર્યો. આ સંગ્રહ પ્રકટ કરતાં કવિનું હૃદય સ્વાભાવિક રીતે જ પોતાની મોઢ કોમના મહાન પુરુષની અનેકવિધ દેશસેવાઓ તરફ ખેંચાયાથી ને તેમના તરફ સ્વજ્ઞાતિ અને સ્વજન તરીકેના પક્ષપાતથી એ બીજો કાવ્યસંગ્રહ કવિએ મહાત્મા ગાંધીજીને જ અર્પણ કરવો યોગ્ય ધાર્યો. 'સ્રોતસ્વિની'નો ઉપોદ્‌ઘાત 'કાવ્યમાધુર્ય'ના સંગ્રાહક શ્રીયુત અંજારિયાએ લખી આપી કવિને સાક્ષરવર્ગ તરફથી જાહેર ઉત્તેજન આપવામાં પહેલ કરવાનો સુયશ પ્રાપ્ત કરી લીધો છે એમ કહ્યા વગર તો ન જ ચાલે. કવિના સ્વર્ગવાસ પછી તો તેમનાં યશોગાન કરનારા ઘણાયે નીકળ્યા, પરંતુ કવિ જ્યારે આશાનિરાશાના સમુદ્રમાં ડૂબકાં મારતા હતા ત્યારે તેમની કૃતિને અદલ ઇનસાફ આપવામાં શ્રીયુત અંજારિયાએ જ પહેલ કરી છે એ નિર્વિવાદ છે. એમના એટલા પ્રોત્સાહનથી પણ કવિના હૃદયને કેટલું આશ્વાસન મળ્યું હશે તે તો જેને એવો જાતઅનુભવ થયો હોય તે જ સમજી શકે.

પોતાના પ્રકટ થતા કાવ્યસંગ્રહોને આમ જાહેર જનસમૂહ તરફથી મળતો આદર જોઈ નિરાશામાં ડૂબવાની અણી પર આવેલા કવિને તરી પાર ઊતરવાનું જોમ આવતું હતું. અત્રે એ ભૂલવું નહિ જોઈએ કે આગળ જણાવેલી પ્રારબ્ધની અનેક વૈચિત્ર્યપરંપરાના કટોકટીના પ્રસંગોમાં જ આ કાવ્યો લખાયે જતાં હતાં. વાચક એ પરથી જ કવિના હૃદયનું ઊંડાણ કલ્પી શકશે કે વિષમ પરિસ્થિતિમાં પણ કવિ પોતાના ચિત્તની શાંતિ કેવી સરસ રીતે જાળવી શક્યા છે. કવિતા લખવા માટે કેવી શાંતિ અને કેવા વાતાવરણની જરૂર છે એ તો કોઈ કવિ જ સારી રીતે સમજી શકે. સર્વ પ્રકારની અનુકૂળ સ્થિતિમાં ચિત્તનું સ્વાસ્થ્ય સહજસાધ્ય છે, પણ માથે દુઃખનાં અનેક વાદળો ગાજી રહ્યાં હોય તેવે વખતે તેને હસી કાઢી શાંત ચિત્તથી પોતાના કર્તવ્યપથ પર પ્રયાણ કર્યે જ જવું એ તો ખરેખર યોગ સાધવા જેવું દુર્ઘટ કાર્ય જ કહી શકાય. કવિનો ત્રીજો કાવ્યસંગ્રહ 'નિર્ઝરિણી' નામે સં. ૧૯૭૭માં પ્રકટ થયો. એ સંગ્રહને પુસ્તકના આકારમાં પ્રકટ કરાવવા આર્થિક સાહાય્ય અપાવવાનો યશ પણ સાક્ષરવર્ય શ્રીયુત અંજારિયા જ ખાટી ગયા છે. પોતાના તે વખતના નિવાસસ્થાનમાં વસતા એક શ્રીમંત ગૃહસ્થ કનેથી કવિ ખોટાદકરનો આ તૃતીય સંગ્રહ પ્રગટ કરાવવા આર્થિક મદદ જો તેમણે ન અપાવી હોત તો બેશક 'નિર્ઝરિણી' પ્રકટ થતાં કાંઈક વિલંબ તો થયો જ હોત.

અત્રે એક વાત જણાવી દેવી જરૂરની છે કે કવિના કાવ્યસંગ્રહો હવે તો જાહેરમાં માન પામી ચૂક્યા હતા તેથી કવિને પોતાની કૃતિઓ ઉપર કાંઈક આત્મશ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી. તદુપરાંત કવિનાં કાવ્યોના પ્રશંસકોનું એક યુવક મિત્રમંડળ પણ કવિને આ અરસામાં આવી મળ્યું હતું. તેઓ તેમનાં કાવ્યો ભાવથી સાંભળતા, અભિનંદતા અને પ્રોત્સાહન આપી કવિને આગળ ધપવા પ્રેરણા કરતા. આ મિત્રમંડળમાં જીવનચરિત્રના પ્રથમ લેખક શ્રીયુત અમૃતલાલ દાગી મુખ્ય છે. ખરું કહીએ તો કવિના સુકાઈ જતા હૃદયમાં રસનું સિંચન કરનાર એ જ અડગ વ્યક્તિ છે. કવિને ઘણે પ્રસંગે તેમણે પ્રત્યક્ષપરોક્ષ રીતે ટેકા આપી કવિની કાવ્ય-સરિતાનું ઝરણું વહેતું રખાવ્યું છે, એટલું જ નહિ પણ આગળ જણાવીશું તે પ્રમાણે કવિના એ આપ્તજન અગર મિત્રરત્ને જ કવિના પવિત્ર આત્માને જીવતાં અને સ્વર્ગવાસી થયા પછી પણ શાંતિ આપવા ઉમદા કૃત્ય કરી અમૂલ્ય સેવા બજાવી છે. કવિ પ્રતિના તેમના આ મમત્વભાવથી

કવિ ખોટાદકરનાં કાવ્યો સાથે ભાઈ દાણીનું નામ હરહમેશ જોડાઈ રહેશે. આ હડહડતા કળિકાળમાં એવાં નિઃસ્વાર્થી સાચાં હેતવાળાં હૈયાં ક્યાં છે ?

આટલા વિષયાંતર પછી પાછા આપણે કવિની કાવ્યકૃતિઓ તરફ વળીશું. અગાઉ પ્રકટ થઈ ગયેલા ત્રણે સંગ્રહોમાં કવિએ મોટે ભાગે સંસ્કૃત વૃત્તોમાં જ લખ્યું છે, અને ભાષા પણ ઘણે અંશે સંસ્કારી એટલે સંસ્કૃત શબ્દોના સ્વાભાવિક મિશ્રણવાળી સાધારણ વાચકને જરા ક્લિષ્ટ લાગે તેવી વાપરી છે. એવી પદ્ધતિથી ત્રણ પુસ્તકો પ્રકટ કરનારની લેખનશૈલીનો પલટો તેમની ચોથી કૃતિ ‘ રાસતરંગિણી ’માં અચાનક જ નજરે પડે છે. આ પુસ્તક પ્રથમનાં ત્રણે પુસ્તકો કરતાં તદ્દન નવીન પદ્ધતિનું જ પ્રકટ થયું છે. ભાષા સરળ, અને મધુર છે, અને રાગ પણ દેશી રાસડાગરબાના પસંદ કરાયા છે. કવિની કાવ્યસરિતાના વહેણને આવું રૂપ અપાવનાર મૂળ પુરુષ તો ઉપરોક્ત શ્રીયુત દાણી જ છે. તેમણે જ કવિને દેશી રાસડાઓના રાગમાં બાળાઓ અને સ્ત્રીવર્ગ પણ હોંશે હોંશે ગાઈ સમજી શકે તેવા રૂપમાં ઉન્નત ભાવોને ઓતપ્રોત કરી કાવ્યરૂપે પ્રકટ કરવા સૂચવ્યું. આ સૂચન કવિને બહુ અનુકૂળ થઈ પડયું ને દેશી રાગોમાં લખાયેલો કવિનો આ રાસસંગ્રહ પ્રથમના ત્રણે સંગ્રહો કરતાં ઘણો વિશેષ લોકાદરને પાત્ર થઈ પડયો. શાળામાં ભણતી કન્યાઓ અને સ્ત્રીઓને માટે પ્રથમ સ્વ. કવિ દલપતરામે ‘ ગરબાવળી ’ પ્રકટ કરી હતી. બાદ સ્વ. સાક્ષરવર્ય નવલરામભાઈએ પણ એવી ‘ નવલ ગરબાવળી ’ પ્રકટ કરી હતી. ત્યાર બાદ કવિ ન્હાનાલાલે દેશી રાગોમાં કેટલાક રાસો પ્રકટ કર્યા હતા. વળી એ ઢબથી આજકાલના અન્ય ઊછરતા કવિઓ પણ કાવ્યો લખી છૂટક પ્રકટ કરાવતા. પરંતુ તે સર્વ પ્રયાસોમાં પ્રથમ સ્થાન લઈ શકે તેવો રાસસંગ્રહ તો આપણા કવિની આ ‘ રાસતરંગિણી ’ જ છે એ નિઃસંદેહ વાત છે. કવિનો આ સંગ્રહ પ્રકટ કરાવવા આર્થિક સાહાય્ય મેળવી આપવાની ખટપટ કરનાર પણ તે કવિના સન્મિત્ર શ્રીયુત દાણી જ છે. આ ‘ રાસતરંગિણી ’ને કાઠિયાવાડી સાહિત્યના પોષક અને પ્રકાશક શ્રીયુત ઝવેરચંદ મેઘાણીએ સારી રીતે સત્કારી કવિની એ અણમૂલી કૃતિને પ્રકાશમાં લાવવા ઉમદા બંધુકૃત્ય કર્યું છે. માત્ર ૭ માસમાં કવિના જીવતાં જ આ લોકપ્રિય પુસ્તકની દ્વિતીયાવૃત્તિ કાઢવાનો શુભ પ્રસંગ પ્રાપ્ત થયો હતો. હમણાં તો તેની ત્રીજી આવૃત્તિ સુધારાવધારા સાથે

બહુ સુંદર રૂપમાં કવિના મિત્રવર શ્રીયુત દાણીએ પ્રકટ કરી છે. ત્રણેક વર્ષમાં જ એક જ પુસ્તકની લગભગ પાંચ હજાર નકલો ઝડપાઈ જાય એનો અર્થ એ જ થઈ શકે કે કવિની આ 'રાસતરંગિણી' જનસમૂહમાં અસાધારણ આદર પામી છે, અને કવિની કવિ તરીકેની ઉત્તમ પદવી ગુર્જરસાહિત્યમાં સુપ્રસિદ્ધ થઈ ચૂકી છે. આજકાલના કયા કવિનાં કવનોનાં પુસ્તકો આટલાં બધાં ઉલટથી ઝડપાયાં છે? કહો કે ફક્ત અમારા કવિ બોટાદકરનાં જ.

અગાઉ જણાવી ગયા પ્રમાણે કવિની આ લોકપ્રિય 'રાસતરંગિણી'ની દ્વિતીય આવૃત્તિ પ્રકટ થયા પછી કવિના જીવનકાલનો અંત આવે છે. ને હમણાં જ પ્રકટ થયેલો 'શૈવલિની' નામનો પાંચમો કાવ્યસંગ્રહ તો તેમના સન્મિત્રે પ્રકટ કર્યો છે, તેથી એ પુસ્તક માટે લખતાં અગાઉ ખિન્ન હૃદયે કવિના દુઃખદ અવસાનની નોંધ લેવી પડશે. છેવટનાં વર્ષોમાં અસ્વસ્થ પ્રકૃતિને લીધે સમઢિયાળેથી કવિએ પોતાના વતન બોટાદમાં બદલી કરાવી હતી. ત્યાં વિવિધ ઔષધોપચાર કરતાં ટેકી ન લાગી અને અંતકાળ નજીક આવી પહોંચ્યો. શુશ્રૂષામાં તેમનાં ધર્મપત્ની જ હતાં. કવિના સન્મિત્ર શ્રીયુત દાણીને બોલાવવા તેમનાં પત્નીએ કવિને પૂછ્યું, પણ એવી તકલીફ આપવા તેમણે ના પાડી. છતાં એ ડાહ્યાં ગૃહિણીએ શ્રીયુત દાણીને કવિની માંદગીના ખબર મોકલાવ્યા. મિત્ર બરાબર વખતસર આવી પહોંચ્યા. અંતસમયની બનતી સેવાચાકરી કરી કાયાને કૃતાર્થ કરી. મિત્ર આવી પહોંચતાં કવિના આત્માને પણ પરમ શાંતિ મળી ને જાણે પોતે સર્વ ચિંતામાંથી મુક્ત થઈ ગયા હોય તેમ માન્યું. હૃદયના ઘાડા સ્નેહનાં પાત્રો, ને તે પણ અંત વખતે મળે ત્યારે હૃદયના ઊંડાણમાંથી અનેક સુખદુઃખની છેલ્લી બે વાતો કરી લે એ સ્વાભાવિક જ છે. તે પ્રમાણે શ્રીયુત દાણીએ કવિને તેમની જાહેર સેવાઓ બદલ અભિનંદન આપી, તેમણે તેમનું જીવન સફલ કર્યું છે એવા અમૃત જેવા શબ્દો અંતકાળ વખતે તેમના કાનમાં રેડ્યા, ત્યારે કવિના આત્માને પરમ સંતોષ થતો દેખાયો; છતાં ફક્ત એક જ વાતનો કવિએ છેલ્લી ઘડીએ શોક દર્શાવ્યો કે 'સારા જીવનભર લક્ષ્મી માટે મેં અનેક સાહસ ખેડ્યાં પણ છેવટની ઘડી સુધી મારે એ દેવીની અવકૃપા જ સહન કરવી પડી! જનતાએ તો મારી કાંઈક કદર કરી, પણ લક્ષ્મીની રીસ ન જ ઉતરી!' કવિના એ શબ્દોથી ભાઈ દાણીનું સ્નેહભીનું હૃદય દ્રવી રહ્યું. કવિનાં

પત્ની અને બાળકપુત્ર રૂપ સંતતિના જીવનનિર્વાહ માટેનો ભાર તેમણે પોતાને શિર સ્વીકારી લીધો, જેથી કવિના આત્માને પરમ શાંતિ મળી, અને એ ઐહિક શાંતિ પારલૌકિક શાંતિમાં પરિણમી ગઈ. કવિનો અમર આત્મા નશ્વર દેહનો ત્યાગ કરી પ્રભુના પવિત્ર દરબારમાં પ્રયાણ કરી ગયો. કવિ તો ગયા, પણ તેમણે કરેલી અમૂલી જનસેવા અને સાહિત્યસેવાથી તેમનું યશઃકાય જીવન આ લોક પર અમર બની રહ્યું છે.

જ્ઞાતિના રિવાજ મુજબ તેમનાં કુટુંબીઓએ કવિનાં ઉત્તરકાર્ય અને શ્રાદ્ધવિધિ કર્યાં. પરંતુ તે સર્વમાં કવિનું ખરું ઉત્તરકાર્ય તો તેમના સુખદુઃખના સાથી શ્રીયુત અમૃતલાલ દાણીએ, અને ખરું શ્રાદ્ધ સાક્ષરવર્ય નરસિંહરાવ દિવેટિયાએ જ કર્યું છે. કવિની અંતઘટિકા વખતે તેમની આખી જિન્દગીના પરિશ્રમના ફલ રૂપે માત્ર પચીશ રૂપિયાની રોકડી રકમ ઘરમાંથી મળી શકી હતી, એથી કવિના નિરાધાર કુટુંબનો નિર્વાહ ચલાવવા બે યોજનાઓ શ્રીયુત દાણીએ તૈયાર કરી : એક તો સ્ટેટ તરફથી મળતી સહાય ચાલુ રાખવાની અને બીજી કવિની વિવિધ કૃતિઓનાં પુનર્મુદ્રણ કરી તેને ખપાવવા બનતી દરેક કોશિશ કરી તેનું ઉત્પન્ન કવિના કુટુંબના નિર્વાહ માટે વાપરવાની. અત્રે એક મહત્ત્વની બાબત જણાવવી રહી ગઈ છે કે કવિની પ્રથમ કદર જે પ્રમાણે તેમના સ્ટેટ તરફથી જ થઈ હતી તે જ પ્રમાણે કવિનું બહોળું કુટુંબ અને નિઃસ્પૃહી પ્રકૃતિ લક્ષમાં લઈ ખાસ સ્પેશિયલ કેસ તરીકે કવિને રૂા. પંદરનો જાતપગાર સ્ટેટ તરફથી અપાવો શરૂ થયો હતો. ઉપરોક્ત બે યોજનાઓ પૈકીની એક પ્રમાણે કવિના સ્વર્ગવાસ પછી પણ તેમના કુટુંબના નિર્વાહ માટે તે ચાલુ રાખવા અરજી મોકલી તૈયારી ચલાવી હતી તેટલામાં વગર માગ્યે જ સ્ટેટ તરફથી તે પંદરમાં રૂા. પાંચનો વધારો કરી રૂા. વીશ કવિના નિરાધાર કુટુંબના નિર્વાહ માટે અપાશે એવો હુકમ આવી પહોંચ્યો. આ પ્રમાણે શ્રીયુત દાણીની એક યોજના તો અનાયાસે જ ફલીભૂત થઈ ગઈ. કવિના પુસ્તકપ્રકાશન માટેની બીજી યોજના સારુ પણ શ્રીયુત દાણીએ કેવો પ્રયાસ કર્યો છે એ જગજાહેર હોવાથી તે સંબંધી વિશેષ લખવાની જરૂર રહેતી નથી. સન્મિત્રના આ ઉત્તરકાર્ય બદલ કવિનો અમર આત્મા સ્વર્ગમાં રહ્યે રહ્યે પણ શ્રીયુત દાણી ઉપર કેટલા આશીર્વાદ વરસાવતો હશે ?

આગળ એક વાર જણાવાઈ ગયું જ છે કે કવિને જીવતાં હાલના અગ્રગણ્ય ગણાતા સાક્ષરોમાંથી એકાદ અપવાદ સિવાય અન્ય કોઈએ

જાહેર પ્રોત્સાહન આપ્યું નહોતું. કવિને સાક્ષરપદ તો મળ્યું ન હતું. કવિને તેની સ્પૃહા પણ નહોતી. સાહિત્યપરિષદની ભાવનગરમાં મળેલી છેલ્લી બેઠક વખતે ગુજરાતના મોટા મોટા સાક્ષરો જ્યારે એકઠા મળ્યા ત્યારે તે જ સ્ટેટના અને તે વખતે તો જનસમૂહમાં કવિ તરીકે કાંઈક ગણતરીમાં ગણાતા આપણા આ કવિને આમંત્રણ તો બાજુએ રહ્યું પરંતુ પરિષદની બેઠકમાં પાસ મેળવતાં પણ ભારે મુશ્કેલી વેઠવી પડી હતી! દેખાવમાં વાણિયાભાઈ જેવા, પંદર રૂપરડીના પગારદાર, યુનિવર્સિટીના કોઈ પણ પૂંછડા રૂપ ઉપાધિ વિહોણા, કાઠિયાવાડના એક ખૂણામાં પડી રહેલા આપણા કવિને રૂબરૂ મળવાની પણ કોઈ સાક્ષરને જરૂર ન જણાઈ. ફક્ત એક જ વ્યક્તિએ ને તે પણ સાક્ષરવર્ગમાં ઉત્તમ પંક્તિના સાક્ષર મોઢજ્ઞાતિભૂષણ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પરિષદમાં કવિને માટે શોધ કરી, ત્યારે છેલ્લે દિવસે છેલ્લી હારમાં એક ખૂણામાં છુપાઈ રહેલા મોઢ કોમના એ રત્નને ઝવેરીએ ખોળી કાઢયું. હૃદયના અકથનીય ઉમળકાથી તેઓ ત્યાં જઈ કવિને રૂબરૂ મળ્યા, અને હર્ષભેર તેમની વિવિધ કૃતિઓ માટે પોતાનો સંપૂર્ણ સંતોષ જાહેર કરી કવિને ઉત્તમ પ્રકારે અભિનંદન આપવા લાગ્યા. વધારામાં ઝવેરીશ્રીએ કવિને એમ પણ કહ્યું કે ગુર્જરી ગિરાના પ્રથમ પંક્તિના ભાષાશાસ્ત્રી શ્રીયુત દિવેટિયા પણ તમારાં કાવ્યોની બહુ સારી પ્રશંસા કરે છે. એના જવાબમાં કવિએ તુર્ત જ ટકોર કરી કે એમ છાને ખૂણે વખાણે તેથી શું? જાહેરમાં તો તેમણે કદી એ સંબંધી ક્યાંય બે લીટીઓયે લખી નથી. આ વાત જ્યારે ઝવેરીશ્રીએ મુંબઈ આવી શ્રીયુત દિવેટિયાને કરી, ત્યારથી જ કવિ માટે કાંઈક લખવા તેમને ઉત્કંઠા થઈ હતી. યોગાનુયોગ કવિ તો સ્વર્ગે સિધાવ્યા. પછી કવિનાં કાવ્યોનો છેલ્લો સંગ્રહ સાક્ષરવર્ય દિવેટિયાના પુરસ્કરણ સાથે પ્રકટ કરવા શ્રીયુત દાણીએ યોગ્ય ધાર્યું. એ માટે તેઓ તેમને રૂબરૂ જઈ મળ્યા ને કવિના પ્રકટ થઈ ગયેલા સર્વ સંગ્રહોને માટે કાંઈ કાંઈ ઉલ્લેખ કરવા સૂચવ્યું. શ્રીયુત દિવેટિયાને પણ હવે પોતાની પવિત્ર ફરજ અદા કરવી યોગ્ય લાગી ને એ કાર્ય કરીને શ્રાદ્ધ રૂપે કવિના ઠપકાનો બદલો વાળી આપવા નિશ્ચય કર્યો. અનેક વ્યવસાયમાં ગૂંથાઈ ગયેલા તે મહાન ભાષાશાસ્ત્રીએ આદિથી અંત સુધી કવિનાં તમામ કાવ્યો બારીકાઈથી અવલોક્યાં અને કવિનાં સર્વ પુસ્તકોની એકસામટી સમાલોચના રૂપે વિસ્તૃત નોંધ કવિના પાંચમા કાવ્ય-સંગ્રહ 'શૈવલિની' સાથે હમણાં જ પ્રકટ થઈ છે જે સર્વથા યોગ્ય જ થયું

છે. 'શૈવલિની'નાં કાવ્યો 'રાસતરંગિણી' અગાઉ પ્રકટ થઈ ગયેલા અન્ય ત્રણ સંગ્રહ જેવાં કવિનાં કાવ્યોનો બાકી રહેલો સંગ્રહ જ છે અને તે કવિના સન્મિત્ર શ્રીયુત દાણીએ એકત્ર કરી કવિની છેલ્લી પ્રસાદી રૂપે ગુજરાત સમક્ષ રજૂ કર્યો છે.

કવિએ વિવિધ વિષયો ઉપર અનેક કાવ્યો કર્યાં છે તે સર્વમાં તેમનો કાવ્યપ્રવાહ એકસરખો વહ્યો છે, પરંતુ કવિએ જ્યાં જ્યાં આર્ય-કુટુંબના વિવિધ પ્રસંગો આલેખ્યા છે ત્યાં ત્યાં તેમણે પોતાનું હૃદય જ ઠાલવી દીધું છે. માનવહૃદયની ઊંડી ઊંડી સુકુમાર લાગણીઓ, વેદનાઓ, વિકારો અને ભાવનાઓને કવિએ એવી તો તલસ્પર્શ રીતે આલેખી છે કે તે કાવ્યો વાંચતાં આપણે જાણે તાદૃશ તેવો જ અનુભવ લેતા હોઈએ એવો સહજ ભાસ થઈ જાય છે. બચપણથી જ કવિને બહોળા કુટુંબનો બોજો વહન કરવો પડેલો હોવાથી અને બહોળા કુટુંબમાં સ્વાભાવિક રીતે આવી પડતા સુખદુઃખના પ્રસંગોથી કવિનું હૃદય ભીંજાતું, અને તુર્ત તે કાવ્યસરિતાના રૂપમાં વહેવા લાગતું. ગ્રામજીવનની અનેક મીઠીમધુરી મોંઘેરી લહાણોને કવિએ એવી તો સરસ રીતે વર્ણવી છે કે એ વાંચી શહેરી જીવનના શોખીનો ગામડાનું સાદું સુખી જીવન અનુભવવા જરૂર લલચાઈ જાય. આકાશમાં ઊડતા અને પાશ્ચાત્ય કવિઓની કૃતિઓના પડછાયાને અનુસરતા આજકાલના અન્ય કવિઓ કરતાં આપણા ખોટાદ-કર કવિ કવિત્વમાં કંઈક અંશે જુદા તરી આવતા જણાય છે. રસ વગરનાં માત્ર ઉચ્ચ ભાવનાથી ભરેલાં ખોખાં જેવાં, ધુમાડાના બાચકા જેવાં, દેખાવમાં જ માત્ર સુંદર લાગતાં પણ સુગંધ વગરનાં પુષ્પો જેવાં, અને ટૂંકમાં કહું તો વસ્ત્ર વગેરેની માત્ર ઉપરની ટાપટીપથી સજ્જ થયેલાં હૃદય વગરનાં શહેરી શરીરો જેવાં આજકાલ પ્રકટ થતાં અન્ય કાવ્યો કરતાં આપણા કવિનાં કાવ્યો છલ્લોછલ્લ રસથી ભરેલા, કુદરતી સુગંધથી મહેકતાં, દેખાવમાં સાદાં અને પ્રત્યેક વ્યક્તિથી હરહંમેશ અનુભવાતાં જણાયાં છે. આવાં કારણોથી જ કવિને કૌટુંબિક ભાવનાના કવિ કહેવાને કાંઈ હરકત નથી.

કવિની વિવિધ કૃતિઓ ઉપર ગુજરાતના અનેક વિદ્વાનોએ ને છેવટ શ્રીયુત દ્વિવેટિયા જેવા પ્રખર વિદ્વાને પણ બહુ વિસ્તારથી લખેલું હોવાથી તત્સંબંધી વિશેષ ઉલ્લેખ કરવાની અત્ર જરૂર રહેતી નથી.

યોગ્યની યોગ્ય કિંમત અંકાઈ ગઈ છે તેથી હવે હસ્તકંકણને આરસીની જરૂર હોય નહીં.

ખોટાદકર એટલે કવિ. કવિના જીવનચરિત્રમાં પ્રધાનપણે તેમનાં કવનના જ ઉલ્લેખો હોઈ શકે, છતાં આ કવિના જીવનની સાથે તેમના નિર્વાહના સાધન તરીકે શિક્ષકવૃત્તિ પણ ઓતપ્રોત થઈ ગયેલી હોવાથી તે શિક્ષક તરીકેના તેમના ગૌણ જીવન સંબંધી પણ કાંઈક ઉલ્લેખ કરવો યોગ્ય ધારીશું. શાળામાં અપાતી હાલની કેળવણી અને ૨૫–૩૦ વર્ષ પૂર્વેની અપાતી કેળવણીમાં ઘણો ફરક પડયો છે. તે વખતે વિદ્યાર્થીઓને ભૂમિતિ, પિંગળ, નીતિશાસ્ત્ર, ભૂગોળ, અંકગણિત પણ હાલ કરતાં ઘણું વધારે, દેશી નામું વગેરે મહત્ત્વના વિષયો શિખવાતા તે હાલ બંધ થયા છે, ને તેને બદલે ડ્રોઇંગ, ડ્રિલ, કસરત, સુતારીકામ, સ્લાઈડ, કિન્ડરગાર્ટન વગેરે અવનવા વિષયો વધ્યા છે. આ ફેરફારથી શાળાની કહેવાતી કેળવણી પર જે અસર થઈ છે તે માટે વિવેચન કરવાનું આ સ્થળ નથી, પરંતુ અગાઉ જણાવેલા મહત્ત્વના વિષયો શીખવવા જેટલી સંપૂર્ણ યોગ્યતાવાળા શિક્ષક આપણા કવિ હતા એમ તો કહેવું જ પડશે. તેમની શિક્ષણપદ્ધતિ એવી રસમય હતી કે છોકરાંને શીખતાં કંટાળો ન આવતાં આનંદથી શિક્ષણ લેતાં. તેમના વખતમાં હાલની શાળાઓમાં દેખવામાં આવતાં શિક્ષણનાં સાહિત્યો પણ પૂરતાં નહોતાં, તેથી કવિને એક વખત કાળા પાટિયાને બદલે શાળાના મકાનના બારણાનો ઉપયોગ કરવો પડેલો. એથી પ્રતીત થાય છે કે શિક્ષણકળાથી કવિ અજ્ઞાત નહોતા. એટલું જ નહિ પરંતુ તેમને જો પેટપૂરતો પગાર આપી તેમનું વ્યક્તિત્વ લક્ષમાં લઈ તેમને કોઈ મોટી શાળામાં ઉચ્ચ ધોરણો શીખવવા નીમ્યા હોત તો જરૂર તેઓ પોતાનું કર્તવ્ય ફતેહમંદીથી જ અદા કરી બતાવત. એટલું વળી આશ્વાસન પૂરતું હતું કે કવિની કવિ તરીકેની લાયકાત લક્ષમાં લઈ તેમને વિશિષ્ટ સ્વરૂપે પગારમાં વધારો કરી અપાયો હતો. છતાં તેમની યોગ્યતા તો અનટ્રેઇન્ડ શિક્ષક તરીકે જ અંત પર્યંત અંકાઈ હતી.

કવિના જીવનમાં આદિથી અંત સુધી ગરીબાઈએ તો જાણે તેમની સાથે ગોઠડી જ બાંધી હોય નહીં, તેમ હતું. ટૂંક પગારને લીધે કવિ ઘણી વાર આર્થિક ખેંચમાં આવી પડતા. તેમની પુત્રીના લગ્નના ખર્ચનો પ્રસંગ આવતાં 'નિર્ઝરિણી'ના વેચાણના રૂપિયા કામ આવ્યા.

પાસે એવા વ્યાવહારિક પ્રસંગ ઉકેલવા પૂરતી પણ નાણાંની છૂટ નહોતી એમ આ પરથી ફલિત થાય છે. તેમની વિદ્વત્તાથી ખુશ થઈ અપરિચિત જૈન ગૃહસ્થે કવિને રૂા. પાંચસોની હૂંડી આપી તેમની કદર કરી હતી. એકસામટી રૂપિયાની મોટી રકમ મેળવવાનો પ્રસંગ કવિને માટે આ ફકત એક જ હતો. ઉત્તરાવસ્થામાં કાંઈક સ્ટેટ તરફથી, કાંઈક મિત્રવર્ગ તરફથી, ને કાંઈક પુસ્તકોના વેચાણમાંથી કવિને પૈસા મળતા થયા હતા તેથી હાથ જરા મોકળો રહેતો. છતાંયે મરણમૂડી તો ફક્ત રૂપિયા પચીશની જ નીકળી. કવિ ખોટાદકરની જીવનભરની કમાણી માત્ર રૂપિયા પચીશની જ! પ્રભુ કોણ જાણે શાયે કારણથી વિદ્વાનોને આમ રંજાડતો હશે! છતાં ઈશ્વરેચ્છાને આધીન થતાં હૃદયની ઉન્નત ભાવનાવાળાઓને ગરીબાઈનું દુઃખ બહુ સતાવી શકતું નથી. દુઃખ એક પ્રકારની પ્રભુના ઘરની કસોટી છે. એ કસોટીમાંથી બહાર પડતાં રત્નોની જ કદર દુનિયા વહેલીમોડીયે કરતાં શીખે છે.

મોઢ કોમની એક વિદ્વાન વ્યક્તિ અને લેખક તરીકે પણ કવિએ કાંઈક જ્ઞાતિસેવા કરી બતાવી છે. ભાવનગરથી પ્રકટ થતા 'મોઢમહોદય'ના તેઓ પ્રારંભનાં વર્ષોમાં તંત્રી હતા તે દ્વારા તેમણે ગદ્યપદ્યલેખો લખી સ્વજ્ઞાતિની ઉન્નતિ અર્થે પ્રયાસ કર્યો છે. બીમાર તબિયતને લીધે એ તંત્રીપદમાંથી છૂટા થયા પછી પણ રાણપુરના 'મોઢમિત્ર'માં તેઓ અવારનવાર લખતા હતા. કસ્તૂરીમૃગ જેમ પોતાની નાભિમાં રહેલી કસ્તૂરીની સુગંધીથી અજ્ઞાત રહી કસ્તૂરીની શોધ કરવા વનવન ભટકે છે તેમ જ્ઞાતિ પણ પોતાનાં જ કીમતી રત્નોની કદર કરી શકતી નથી અને સ્વોન્નતિ માટે અન્યત્ર ફાંફાં મારે છે. કવિ ખોટાદકરની કદર પણ તેમની જ્ઞાતિએ કરવી યોગ્ય ધારી નથી તેમાં અફસોસ કરવા જેવું કાંઈક જ નથી, કારણ આગળ વધેલી કિંવા પછાત રહેલી એવી કઈ જ્ઞાતિએ એક ઉત્કૃષ્ટ પદને પહોંચેલા જ્ઞાતિજનની અત્યાર સુધીમાં સ્વજન તરીકે જાહેર કદર કરી છે? જ્ઞાતિને તો પારકે ભાણે જ મોટો લાડવો દેખાય છે. અસ્તુ!

કવિનો બાંધો બહુ સુદૃઢ તો નહોતો જ. નિર્બળ જેવી દેહયષ્ટિ, આંખે ઝાંખપ, ને છેવટ તો દમનો વ્યાધિ પણ થયો હતો. દેખાવ પણ આડંબરી કે દમામદાર નહોતો. દેખીતા તદ્દન વાણિયાશાહી, સાદો પોશાક, સાદી ભાષા ને સાદું જીવન તેમને પ્રિય હતું. 'પોતે કાંઈક છે' એવું

દર્શાવવા તેમને કદી ઇચ્છા જ ઉદ્દભવી નથી. સ્વભાવે બહુ દેતાળ, ગરીબાનો પર મરી ફીટનાર, મિત્રો માટે પ્રાણ પાથરનાર, સગાંવહાલાંમાં સ્નેહસંપ સાચવનાર, થોડાબોલા, કુટુંબવત્સલ, કાંઈક શરમાળ, શાંતિપ્રિય, એકાંતમાં આનંદ માનનાર, અને નિષ્કપટ હૃદયના તેઓ સજ્જન હતા.

જીવતાં જેને જાણ્યા નથી તેવા આપણા કવિના સ્વર્ગવાસ પછી સારી ગુજરાત રડી ઊઠી. જાહેર પેપરો અને લગભગ સર્વ અગ્રગણ્ય માસિકોમાં કવિને માટે શોક પ્રદર્શિત કરાયો. કોઈ કોઈએ તો કવિના ફોટા સહિત જીવનચરિતો પ્રકટ કર્યાં. કવિના વતન બોટાદ અને ભાવનગર, અમદાવાદ અને મુંબાઈના નાગરિકોની કવિ માટે શોક પ્રદર્શિત કરવા સભાઓ ભરાઈ. તેમના નિરાધાર કુટુંબ ઉપર આશ્વાસનના સંદેશાઓ મોકલાયા. નવસારીના 'સમાજશિક્ષક' તો સૌરાષ્ટ્રના આ સ્વર્ગવાસી શિક્ષકકવિને માટે ખાસ અંક પ્રકટ કરી કવિ પ્રતિની પોતાની લાગણી દર્શાવી. મોઢ કોમનાં સર્વ માસિકોમાં કવિ માટે લખાયું. રાણપુરના 'સૌરાષ્ટ્ર' વર્તમાનપત્રે તો કવિને માટે અતીવ તીવ્ર લાગણી દર્શાવી. કવિના નિરાધાર કુટુંબને કોઈ કોઈએ નાનીમોટી રકમો ભેટ મોકલી. પરંતુ એ સર્વ કરતાં સદ્દગત કવિ અને તેમનાં બાળબચ્ચાં માટે કવિના સન્મિત્ર શ્રીયુત દાજીની લાગણી દૃષ્ટાંતજનક છે. તેમણે કવિના કુટુંબના નિર્વાહ માટે કરેલી યોજના સંબંધી અગાઉ જણાવાઈ ગયું છે તેથી અત્ર પુનરુક્તિ કરવી યોગ્ય ધારી નથી.

સાંપ્રત સમયના મોઢ કોમના આ મહાન કવિની જીવનનોંધ મોઢ કોમના માસિકના અધિપતિ તરીકે પ્રકટ કરવાની મારી પણ પવિત્ર ફરજ મોડી મોડીયે આજે અદા કરાય છે. કવિએ ગુજરાતી સાહિત્યની જે ઉત્તમ સેવા બજાવી છે તે કવિની કીર્તિને સદાકાળ અમર રાખવા માટે પૂરતી છે. છેવટે પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરીશું કે પ્રભુ એમના પવિત્ર આત્માને પરમ શાંતિ અર્પો. અને તેમનો બાળક પુત્ર દીર્ઘાયુ બની કવિની ઉજ્જ્વળ કીર્તિને વધારે તેવો બુદ્ધિશાળી બનો. ઇતિ ઓમ્. શાંતિ શાંતિ શાંતિ.

[ 'મોઢમાર્તંડ' ૧૯૮૧, દીપોત્સવી ]

# કવિના કાવ્યગુરુ – દેવશંકરભાઈ

**રવિશંકર સં. ભટ્ટ**

સ્વ. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ તેમના જમાનાના એક આદર્શ શિક્ષક, સાહિત્યકાર અને કવિ હતા. ભાવનગર રાજ્યમાં તેઓ તાલુકા શાળાના મુખ્ય શિક્ષક હતા; તેમની કારકિર્દીનાં લગભગ ૨૦ વર્ષ એમણે બોટાદમાં વિતાવેલાં ( ૧૮૮૩–૧૯૦૩ ). આ સમય દરમિયાન તેમની પાસેથી અનેક વિદ્યાર્થીઓએ શિક્ષણ મેળવેલું; તેમાં સ્વ. કવિ બોટાદકર પણ હતા. યુવાકાળમાં જ સ્વ. બોટાદકરની મેધા અને કવિતાશક્તિનો તેમને પરિચય થયેલો અને તેને વિકસિત કરવામાં તેમનો ફાળો મોટો હતો તેમ તેમના સ્વ. દેવશંકરભાઈ ઉપરના પત્રો પરથી જણાય છે. છેક ૧૮૯૨ની સાલથી ૧૯૧૭ સુધીના તેમના જુદે જુદે સમયે લખાયેલા પત્રો ઉપલભ્ય છે. તેમાં થોડા સંસ્કૃત ભાષામાં લખાયેલા પત્રો તથા બે કાવ્યોનો સમાવેશ થાય છે.

સ્વ. દેવશંકરભાઈ ૧૮૭૭માં રાજકોટ જઈને પ્રવેશક પરીક્ષા પસાર કરીને રાજકોટ મેલ ટ્રેનિંગ કોલેજમાં દાખલ થયેલા, અને ત્યાં તે કાળના પ્રિન્સિપાલ, સુપ્રસિદ્ધ સાક્ષર નવલરામ લક્ષ્મીરામ પાસે શિક્ષણ લીધેલું; ત્યાં બે વર્ષ અભ્યાસ કરીને ૧૮૭૯ના જાન્યુઆરીમાં અમદાવાદમાં સીનિયર કલાસમાં જોડાયા. તે સમયે શાળાના પ્રિન્સિપલ સ્વ. મહીપતરામ રૂપરામ નીલકંઠ હતા. સીનિયર થયા પછી સ્વ. દેવશંકરભાઈએ ભાવનગર રાજ્યમાં નોકરી લેવાનું પસંદ કર્યું અને ૧૮૮૦ના જાન્યુઆરી માસમાં ભાવનગર તાલુકા સ્કૂલના પહેલા સ્પેશિયલ આસિસ્ટન્ટ નિમાયા. સૌરાષ્ટ્રમાં કેળવણીનું ધોરણ ધીમી ગતિએ દાખલ થતું હતું એટલે ૧૮૮૦માં છઠ્ઠું ધોરણ ખોલવામાં આવેલું. આ ધોરણ પસાર કર્યા પછી રાજકોટની પ્રવેશકની પરીક્ષામાં બેસી શકવાનો નિયમ

હતો. ૧૮૮૩ની સાલમાં તેમની બદલી બોટાદની તાલુકા સ્કૂલના મુખ્ય-શિક્ષક તરીકે થઈ. પોતાની બુદ્ધિશક્તિથી, મિલનસાર સ્વભાવથી, વિનયશીલ વર્તનથી તથા કર્તવ્યપાલનથી દેવશંકરભાઈ બોટાદની પ્રજામાં લોકપ્રિય થયા હતા. બોટાદમાં તેમનો મુખ્ય સંબંધ તે વખતના નગરશેઠ શ્રી હરિલાલ શિવલાલ સાથે હતો. નગરશેઠ તેમને પોતાના અંગત મિત્ર ગણતા. તેમના ઘર સાથેનો આ સંબંધ ચિરકાળ રહ્યો. બોટાદની શાળાનો ચાર્જ લેતાં જ તેમણે રાજકોટ ટ્રેનિંગ કૉલેજમાં શિષ્યો તૈયાર કરીને મોકલવાની પ્રવૃત્તિ શરૂ કરી હતી. આ સમય દરમિયાન અનેક યુવાન વિદ્યાર્થીઓને બોલાવી, પોતાને ઘેર રાખી, રાત્રિએ પોતાના શાળાના કામથી નિવૃત્ત થઈ એ શિષ્યોને દેવશંકરભાઈ ભણાવતા. કેટલાક અન્ય સ્થળે રહેતા તેઓ પણ રાતે શીખવા આવતા. આ રીતે ઘણા વિદ્યાર્થીઓને તેઓએ રાજકોટ ટ્રેનિંગ કોલેજમાં ભણવા મોકલેલા. બોટાદમાં તેમના નિવાસ દરમિયાન કન્યાશાળા અને લાઇબ્રેરી ઇત્યાદિ કેળવણીપ્રવૃત્તિઓ શરૂ કરી અને તે સંસ્થાઓની સ્થાપના કરી. નગરશેઠ અને અન્ય મહાજનને કહીને બોટાદમાં અંગ્રેજી શાળાની સ્થાપનામાં તેમણે સક્રિય ભાગ લીધેલો. બાળકોને અંગ્રેજી ભાષા તરફ તેઓ અભિરુચિ કરવાના અને કેળવણીના લાભો સમજાવતા. બોટાદમાં લગભગ વીસ વર્ષ રહ્યા. આ દરમિયાન કવિ બોટાદકર તેમના શિષ્ય હતા. પરીક્ષા પસાર કર્યા પછી પ્રથમ કવિ બોટાદકરે શાળામાં આસિસ્ટન્ટ તરીકે કામ કરેલું. પરંતુ તેમની બુદ્ધિશક્તિ અને શરૂઆતની કાવ્યરચના જોઈ દેવશંકરભાઈએ એ શક્તિ ખીલવવા બહુ આગ્રહપૂર્વક કહેલું અને તેને પરિણામે શાળાની નોકરી છોડીને કવિ બોટાદકર મુંબઈ નોકરી અર્થે ગયેલા. વૈષ્ણવ ધર્મના આચાર્ય પાસે નોકરીમાં રહી, શાસ્ત્રી પાસે અધ્યયન કરીને સંસ્કૃતનો અભ્યાસ તેમણે વધાર્યો; તેને પરિણામે તેમની કાવ્યશક્તિ પલ્લવિત થઈ પરંતુ તેમની તબિયત લથડી. આચાર્યના અવસાન પછી તેમને મુંબઈ છોડવું પડ્યું. અને ફરી વાર તેઓએ ભાવનગર રાજ્યના કેળવણી ખાતામાં શિક્ષકની નોકરી સ્વીકારી.

સ્વ. દેવશંકરભાઈને યુવાવસ્થાથી કવિતા રચવાનો તથા રચાવવાનો બહુ શોખ હતો. તેમણે જુદે જુદે સમયે પ્રસંગાનુસાર કાવ્યો લખ્યાં છે; તેમાંનાં કેટલાંક પ્રશસ્તિકાવ્યો હતાં; કેટલાક મિત્રોને સં

લખાયેલાં; અને કેટલાંક પત્ર રૂપે પણ લખેલાં. તેમને પાદપૂર્તિ તથા શીઘ્ર કવિતાનો શોખ હતો; તેમ જ બહિર્લાપિકા અને અંતર્લાપિકા જાતની કવિતાની રચના કરતા. કાવ્ય તેમનો વ્યાસંગ હતો અને માત્ર વિનોદ અથવા નિજાનંદ માટે પણ એ કાવ્યરચના કરતા. આ ઉપરાંત, નૂતન કેળવણીના ઉદય પહેલાં શિક્ષણમાં નવા પ્રયોગો કરીને બાળકોને કેળવણી આપવાનો તેમનો ઉત્સાહ અનન્ય હતો. શિશુવયના વિદ્યાર્થીઓને ભૂગોળ અને ઇતિહાસનું જ્ઞાન પ્રથમ તો જે પ્રદેશમાં તેઓ વસતા હોય તેના સરળ પરિચયથી થાય તો પછી વિસ્તૃત પ્રદેશોનું — દેશીય અને આંતર-દેશીય — ભૌગોલિક અને ઐતિહાસિક જ્ઞાન મેળવવામાં તેમનો રસ પ્રદીપ્ત થાય એવી તેમની માન્યતા હતી. એટલે પ્રથમ તેમણે 'ભાવ-નગરની ભૂગોળ' પુસ્તકો તૈયાર કરેલાં. ત્યાર બાદ ભાવનગર રાજ્યની ભૌગોલિક અને ઐતિહાસિક સામગ્રીથી ગ્રથિત એક ગંજીફો તૈયાર કરેલો. આ રીતને 'ચિત્રિતપત્ર શિક્ષણ' એવું નામ આપેલું. ગંજીફા માટે ચિત્રો મેળવવામાં, તૈયાર કરવામાં, તેની પસંદગી કરવામાં દેવ-શંકરભાઈનો મુખ્ય હેતુ શિક્ષણનો હતો; અને એ પદ્ધતિ દ્વારા ઇતિ-હાસ, ભૂગોળ, અક્ષરવાચન, વ. વિષયો નાનાં બાળકોને શીખવી શકાય એ ધ્યેયથી આખી રચના કરવામાં આવી હતી. આ ઉપરાંત તેમણે કેળવણીના ક્ષેત્રમાં અન્ય પ્રયોગો કરેલા; દા. ત. શિક્ષણપદ્ધતિ સરલ અને સહેલી બનાવવા માટે તેમણે બોટાદની શાળામાં ભૂમિ–ચિત્રણ કરેલું. હિન્દુસ્તાનનો નકશો દુર્વાથી બનાવી, નદીઓ, સરોવરો, શહેરો, પર્વતો અખાત વ. દેખાવો પ્રત્યક્ષ કરીને ભૂગોળનું સરળ જ્ઞાન આપતા. ઉછરતાં બાળકોને નૂતન પદ્ધતિથી કેળવણી આપવામાં આવે તો જ કેળવણીના પ્રગતિકારક જમાનામાં, બાળકો ગમ્મત સાથે જ્ઞાન મેળવી શકે એવી આધુનિક દીર્ઘદૃષ્ટિ એમણે દાખવેલી.

સ્વ. દેવશંકરભાઈની સાહિત્યસેવા પણ વિપુલ હતી. એમણે કેળવણીવિષયક, ઇતિહાસ સંબંધી અને લોકસાહિત્ય વિશે ઘણા લેખો પ્રસિદ્ધ કર્યા છે. એમનામાં સંશોધનવૃત્તિ તીવ્ર અને ઊંડી હતી. સ્વ. શ્રી મેઘાણીભાઈએ સૌરાષ્ટ્રના લોકસાહિત્યને પુનર્જીવન આપ્યું તે અગાઉ સ્વ. દેવશંકરભાઈએ લોકસાહિત્ય એકઠું કરવાનો પ્રયાસ વર્ષો સુધી કરેલો. લોકગીતોનો સંગ્રહ શરૂ કરવાનું કાર્ય, શ્રીયુત રણજીતરામ

વાવાભાઈનો પરિચય થતાં આદરેલું. ચારણો, વૃદ્ધ સ્ત્રીઓ, જૂના સમયના લેખોના સંગ્રહ કરનારાઓ વગેરેને પોતે જાતે મળીને લોકગીતોનો સંગ્રહ કરવા એમણે અથાગ પરિશ્રમ વેઠેલો. આ ઉપરાંત તેમણે 'સિહોર'ના ઇતિહાસનું સંશોધન કરીને 'સિહોરની હકીકત' પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થયા પછી મુંબઈની 'ફાર્બસ સભા' સાથે દેવશંકરભાઈએ સંબંધ જોડ્યો અને પ્રાચીન ગુજરાતી સાહિત્ય અને કંઠસ્થ સાહિત્યની હસ્તલિખિત પ્રતો મોકલવાનું કાર્ય આરંભ્યું. ફાર્બસ સભાને તે સમય પ્રતીતિ થયેલી કે સૌરાષ્ટ્રમાંથી જે અપ્રાપ્ય વસ્તુ છે તે દેવશંકરભાઈ દ્વારા મેળવી શકાશે. આ સભાના સભ્યોના અનુમોદનથી અને વડોદરામાં મળેલ સાહિત્ય પરિષદમાં થયેલ પરિચયને પરિણામે સ્વ. દી. બા. રણછોડભાઈ ઉદયરામે, પોતે 'રાસમાળા'ની નવી આવૃત્તિ બહાર પાડવા સારુ, ભાવનગર અને ગોહિલવાડના ઇતિહાસને આ આવૃત્તિમાં ઉમેરવા માટે દેવશંકરભાઈને આમંત્રણ આપીને મુંબઈ બોલાવેલા. સને ૧૯૨૧માં તેઓએ મુંબઈ આવીને 'રાસમાળા'ના કામમાં મદદ કરેલી.

સૌરાષ્ટ્રમાં પ્રાથમિક અને તાલુકા સ્કૂલના શિક્ષકોના પગાર એટલા ટૂંકા હતા કે તેમાંથી કોઈ અકાળ અવસાન પામતા ત્યારે તેમનાં કુટુંબીજનો નિરાધાર બની જતાં; એમને સહાય આપવા માટે દેવશંકરભાઈએ 'શિક્ષક સહાય ફંડ' શરૂ કરેલું; આજે એ ફંડમાં સારી એવી રકમ એકત્રિત થઈ છે અને તેમાંથી યત્કિંચિત્ મળતી મદદ શિક્ષકોનાં કુટુંબોને આશીર્વાદ રૂપ બની છે.

સ્વ. બોટાદકરનો દેવશંકરભાઈ સાથેનો સંબંધ બહુ ગાઢ, સ્નેહપૂર્ણ અને પિતા–પુત્રવત્ નિકટનો હતો એ તેમના પત્રો પરથી પ્રતીત થાય છે. આ લેખમાં તેમના બધા પત્રોનો સમાવેશ કરવાનું શક્ય નથી; એટલે તેમના જીવન અને કવનને દ્યોતક એવા થોડા પત્રો નીચે આપ્યા છે. સ્વ. સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, કવિ તથા કવિતાના સમીક્ષક હતા. એમનો એક પત્ર સ્વ. કવિ બોટાદકર પર લખેલો મળ્યો છે તેનો પણ સમાવેશ કર્યો છે.



## પરિશિષ્ટ–પત્રો

કાળાસર તા. ૧-૧-૧૮૯૨

૧૯૪૮ના પોષ સુદી ૨ શુક્રવાર

પરમકૃપાસાગર, શિરચ્છત્ર તીર્થરૂપ, પિતાતુલ્ય
સુજ્ઞ ગુરુ શ્રી દેવશંકરભાઈ વૈકુંઠજીના
પરમ પવિત્ર ચરણારવિંદ સમક્ષ

શુભ. મુ. બોટાદ

પ્રતિ શ્રી કાળાસરથી લિ. આજ્ઞાંકિત અનુચર દામોદર ખુશાલના શિરસાભિવંદન માન્ય કરશો. શ્રી ગોવર્ધનનાથજીની કૃપાથી, અને આપશ્રીના શુભાશીર્વાદથી હું કુશળ છું. આપનો કૃપાપત્ર લગભગ સાત માસ થયા મેળવવા હું ભાગ્યવાન થયો નથી. તો પત્ર લખી સેવકની સંભાળ લેશોજી.

નવા વર્ષને આરંભે સુજ્ઞ ગુરુને પ્રણામ કરવાની મારી ફરજ મેં બજાવી છે. આશા રાખું છું કે મારા નમસ્કારના બદલામાં આપનો શુભાશીર્વાદ મેળવવા હું ભાગ્યશાળી થઈશ.

રાજકોટ ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષામાં આ વર્ષે બોટાદનું ઉત્કૃષ્ટ પરિણામ આવ્યું સાંભળી મને બેહદ હર્ષ થાય છે. મારા સુજ્ઞ ગુરુજીને ઈશ્વર સર્વદા યશ આપો.

આ બજેટમાં આપના પગારમાં વધારો મળ્યાના શુભ સમાચાર સાંભળવા હું ઉત્સુક છું.

આપનાં ઉત્તમ અને વિદ્વત્તાભર્યાં વચનો, શ્રેયસ્કર શિખામણો અને રસિક કવિતાઓ સાંભળી કૃતાર્થ થવા ખાતે આપનો આ શિષ્ય હાલ બેનસીબ છે. ઈશ્વર કરશે તો એ ગયેલું સુખ પુનઃ પ્રાપ્ત કરવા થોડા દિવસમાં ભાગ્યવાન થઈશ.

મારે આ સાલ રાજકોટ ટ્રેનિંગ કોલેજનો અભ્યાસ અવશ્ય કરવો છે ને તે કારણથી આ જગ્યા છોડી આપની પાસે આવવા ઉત્સુક છું. આ સ્કૂલ

ટ્રેઈન્ડમાં મુકાય ને હમણાં અત્રે નવો મહેતાજી આવે તો ઘણું સારું કેમકે જો વહેલો આવું તો મનમાનતો અભ્યાસ બની શકે. માટે આ સ્કૂલ ટ્રેઈન્ડમાં મુકાયાના ખબર આપને મળ્યા હશે. તે જાણવા ઇંતેજાર છું.

મારા કાકાના દીકરા મથુરની વહુ પચીસ દિવસ પહેલાં બોટાદમાં ગુજરી જવાથી તેના લોકીકે જવા માટે મેં રજા મંગાવી હતી. તે મંજૂર થઈ આવતાં ઘણું કરીને તા ૪થી અગર પમીએ (સોમવાર અગર મંગળવારે) હું ત્યાં આવવાનો છું. તે વખતે ઉપરની બાબતનો ખુલાસો આપશ્રીની પાસેથી મેળવવા ધારું છું. માટે આ વખતે વિશેષ લખી આપશ્રીને તસ્દી આપતો નથી. એ જ. મારા લાયક કામસેવા ફરમાવશો. કૃપામાં પ્રતિદિન અભિવૃદ્ધિ કરશો. મારા વતી સર્વ આસિસ્ટન્ટ ભાઈઓને યથાયોગ્ય. ચિ. ભાઈશ્રી સંતોષરામ તથા ઉદયશંકરને બોલાવશો.

લિ.

કૃપાકાંક્ષી સેવક,

દામોદર ખુશાલના દંડદત્ પ્રણામ.

(કાળાસર; તાલુકો જસદણ)

૨

ભરૂચ વલંદાની કોઠી

તા. ૨૭–૨–૧૮૮૭

સ્વપ્નમનોવિહંગમાશ્રમ કલ્પવૃક્ષ

સદ્‌ગુરુવર્ય શ્રી દેવશંકરભાઈની પવિત્ર સેવામાં.

આપનો કૃપાપત્ર મળ્યો છે. નામદાર મહારાજાસાહેબના આગમનને લીધે મારા પર પત્ર લખવાનો અવકાશ ન મળ્યો એ ખાતે ઓછું લગાડવા જેવું નથી.

× × ×

આપની આજ્ઞા મુજબ આપની પાસે મારા લાયકની તક મળતાં સુધી અહીં રહેવામાં કાંઈ અડચણ નથી. કારણકે ઈશ્વરેચ્છાથી મહારાજની કૃપા અસાધારણ છે. પરંતુ હું સર્વથા અહીં રહેવા માગતો નથી. તે

જેમ બને તેમ મારે માટે સત્વર વિચાર કરશો. થોડા દિવસ વિલંબ થાય તોપણ આપની પાસે રહેવા હું ખુશી થઈશ. માટે એ સંબંધે જેમ યોગ્ય લાગે તેમ સત્વર કરશો. ગ્રંથલેખનાદિ બીજા સઘળા વિચારો મેં બાજુ પર મૂકયા છે. કારણકે આપના હાથ તળે રહેવાના પ્રસંગ કરતાં બીજો કોઈ પ્રસંગ ચડતો હોય એમ હું નાનતો નથી. હાલ એ જ. ઉત્તર સત્વર લખશો. રા. પાઠકને પ્રણામ. શાસ્ત્રીજી સ્વદેશ ગયા છે.

લિ. અનુચર,
દામોદર ખુશાલદાસ

૩

મુંબઈ,
તા. ૭–૫–૧૯૦૩ ગુરુવાર

સકલ વિદ્વજ્જનશિરોમણી, દયાદાક્ષિણ્યાદ્યનેક
સદ્‌ગુણાલંકૃત, પરમ પવિત્ર, કૃપાસાગર
સદ્દગુરુવર્ય શ્રી ૬ શ્રીમાન્ દેવશંકરભાઈ વૈકુંઠજીની સેવામાં,

આપના તરફથી બહેન લાડકુંવરના શુભ લગ્નની કુમકુમપત્રી આજે મળી છે, અને તેથી નિઃસીમ આનંદ થયો છે. આપના દર્શનનો લાભ લેવાનો આ અતિ શુભ પ્રસંગ છે. પરન્તુ આના આશીર્વાદથી મારા દ્વિતીયાશ્રમ-પ્રવેશનો સમય પણ નિકટ હોવાથી આવી શકું તેમ નથી તે માટે ક્ષમા કરશો.

હું અહીંથી તા. ૧૦–૫–૧૯૦૩ રવિવારે મેલમાં નીકળી બોટાદ જવાનો છું. લગ્ન પછી આપના દર્શન માટે શિહોર આવવા મારો વિચાર છે. આપ કયાં સુધીમાં શિહોર પધારશો તેના ખબર મને બોટાદ લખશો.

લિ. સેવક,
દામોદર ખુશાલદાસના
દંડવત્ પ્રણામ.

નોટ : આ પત્ર સાથે કવિ બોટાદકરનાં તા. ૨૨–૫–૧૯૦૩ના દિવસે નિર્ધારિત થયેલ લગ્નની કુંકુમપત્રિકા પણ બીડેલી છે.

૪

મુંબઈ, તા. ૨૨-૧૨-૧૯૦૪

પરમકૃપાસાગર, સદ્‌ગુરુવર્ય

શ્રીમાન્ દેવશંકરભાઈની સેવામાં, શિહોર

આપશ્રીના બે કૃપાપત્રો પહોંચ્યા, દર્શનતુલ્ય લાભ મળ્યો. તે પ્રમાણે નિરંતર દૂરસ્થ શિષ્યની સંભાળ લેતા રહેશો.

'કાવ્ય-પ્રેમી' આવે છે. મારા લેખો આપશ્રીને આનંદ આપે છે એમાં કેવળ મારા ઉપરનું આપનું મમત્વ જ કારણરૂપ છે. આપની ઇચ્છા પ્રમાણે બીજા બે લેખો 'અશ્રુમતીનું હૃદયાંદોલન' અને 'વિરહી વિહંગ' એ બારોબાર 'કાવ્ય-પ્રેમી'ના સેક્રેટરીને મોકલવામાં આવ્યાં છે.

મગજને અતિશ્રમિત કરનાર શિક્ષણકાર્યમાંથી પણ અવકાશ મેળવી આપે ઉક્ત માસિક દ્વારા નીતિના પાઠો જનસમૂહને શીખવવાનો પ્રયાસ સ્વીકાર્યો છે એ લોકહિત માટેની આપની કાળજીનું પ્રત્યક્ષ ચિહ્ન છે. એવા સદ્‌ગુરુના શિષ્ય ગણાવાનું અસ્મદાદિકને અભિમાન કાં ન હોય?

'શુદ્ધાદ્વૈત માર્તંડ'ની પહોંચ વિદિત થઈ છે. મહારાજશ્રીને તે પત્રદ્વારા જણાવીશ.

'ક્યારે મળવું થશે' એ આપનો પ્રશ્ન જન્મભૂમિમાં તુર્ત જ સ્મરણ આપે છે. આપણે તો કાર્ય માત્રને દૈવાધીન માનનાર વર્ગમાં છીએ. એટલે ઉત્તરમાં શું લખું?

મારી પ્રકૃતિ હમણાં સાધારણ રીતે જોતાં ઠીક રહે છે. આપ–સહકુટુંબ–ના કુશળ વર્તમાન સતત લખતા રહેશો.

મુરબ્બી શ્રી વલ્લભભાઈ સોમાણી અને પુરુષોત્તમદાસ સોલંકીને મારા સા. દ. પ્રણામ અવશ્ય કહેશો.

પત્રોત્તર અવશ્ય લખશો.

લિ.
દર્શનોત્સુક,
દામોદર ખુશાલદાસના
સા. દ. પ્રણામ.

## ૫

ખોટાદ તા. ૨૧-૧૧-૦૫

પરમ કૃપાસાગર, સદ્‌ગુરુવર્ય શ્રીમાન્ દેવશંકરભાઈ!
શિહોર.

આપનો પત્ર ઘણા દિવસ થયા ન મળવાથી ચિત્ત ઉદાસ રહે છે, તો કૃપા કરી પ્રસંગવશાત્ આ શિષ્યની ખબર લેતા રહેશો.

આપને વિદિત છે કે-મુંબઈનાં હવાપાણી અત્યંત પ્રતિકૂળ હોવાથી અને મહારાજશ્રીના મરણ પછીની વ્યવસ્થા પણ પ્રતિકૂળ થવાથી મુંબઈની વૃત્તિનો મેં સર્વથા ત્યાગ કર્યો છે. યદ્યપિ એ સ્થાન મને અનુકૂળ હતું, પરંતુ દૈવને અનુકૂળ લાગ્યું નહિ અને તેથી અનેક ઉપાયો કર્યા છતાં કોઈ રીતે ત્યાંનો નિવાસ શરીરને માફક થયો જ નહિ. દૈવની એ સૂચનાનો અનાદર ભવિષ્યમાં અત્યંત હાનિકારક હોવાથી મેં તેની ઇચ્છાનું અનુસરણ કર્યું છે. તે ઘણી રીતે યોગ્ય થયું છે. યદ્યપિ કેટલીક આર્થિક હાનિ એથી થઈ છે પરંતુ ભાવિ ભયંકર પ્રસંગો સાથે સરખાવતાં તે કાંઈ ગણતરીમાં નથી એમ મને લાગે છે.

બાર વર્ષ રહેવાથી દૃઢ થયેલી વૃત્તિનો આમ થયેલો ઉચ્છેદ કોઈ કોઈ વખત મનને ખિન્ન કરે છે, પરંતુ તેનું સમાધાન કરવા માટે વિશેષ શ્રમિત થવું પડતું નથી કારણ કે એક નહિ પણ અનેક રીતે તે સ્થાન મને પ્રતિકૂળ હાલ જણાતું જાય છે. અને તેથી હવે તે સંબંધી ખેદનો ત્યાગ કરી ઇતર માર્ગોનું અનુસરણ સ્વીકારવા ઇચ્છા થાય છે. મહારાજની નોકરી સિવાય મુંબઈના પરિચયને લઈને બીજી નોકરીઓ મળે પણ મુંબઈમાં રહેવું શરીરને પ્રતિકૂળ હોવાથી બની શકે તેમ નથી. તેથી ગમે તે રીતે હવે તો કાઠિયાવાડમાં જ રહેવું પ્રાપ્ત છે. મને અહીં આવ્યા લગભગ આઠ માસ થયા છે. તેમાં મેં કોઈ ઉદ્યોગ કર્યો નથી. હવે વૃત્તિ કાંઈક તદભિમુખ થાય છે. વ્યાપારનું અવલોકન કરતાં અસાધારણ સ્પર્ધાને યોગે મારા જેવાને માટે તે નિઃસાર લાગે છે. તેમ આ ગામ ઘણી રીતે સરલતાવિમુખ હોઈને તેવા કામમાં ઊતરતાં પહેલાં અનૃતને બહુ પ્રકારે શીખવું પડે એમ છે તે મને અશક્ય જણાય છે. મુંબઈના નિવાસથી મને જે લાભ થયા તેમાં કરજ બધું અપાઈ ગયું, ઉદ્વાહ થયો, સંસ્કૃતનો કાંઈક પરિચય થયો એ જ છે. દ્રવ્ય સંબંધી કાંઈ વિશેષ લાભ થયો

નથી. બે હજાર રૂપિયાનો ઉદ્વાહમાં ખર્ચ થવાથી બાર વર્ષની કમાઈને પરિણામે જમાઉધાર પાસુ સરખું થયું છે અને તેથી "મેલકરવતિયા મોચી" એ રીતે પાછો નોકરી શોધવાનો વખત આવી લાગ્યો છે. મારી અતિ એકાંત વૃત્તિને લીધે કોઈ પણ પરિચિત મનુષ્યને તે સંબંધે હું કાંઈ કહી કે લખી શકતો નથી. દૈવની ઇચ્છાથી કાંઈ પરોક્ષ યત્નથી થાય તો ઠીક એમ માનું છું. હાલ મને કાંઈ વિશેષ દ્રવ્યની અપેક્ષા નથી. કારણ કે માથા પર કરજ નથી. અને વ્યવહારનાં કાર્યો પૂરાં થયાં છે. તેથી માત્ર સોદોઢસો રૂપિયાનું વાર્ષિક ઘરખર્ચ નીકળવા જેટલું કાંઈ સાધન હોય તો સંતોષથી રહેવાય. કારણ કે વિશેપ વ્યવસાય સ્વીકારવા જેવું શરીર રહ્યું નથી. આ સંબંધે આપના વિચારો જાણવા હું માગું છું. તેમ જ આપ કાંઈ પ્રયત્ન કરી શકો એમ પણ ધારું છું. કેળવણીખાતામાં અગર કોઈ દરબારી ખાતામાં કોઈ રીતે સગવડ થવા જેવો માર્ગ હોય તો તેમ કરશો. કવિતાને પ્રસંગે રા. વસનજીભાઈ અગર બીજા કોઈને લખવું યોગ્ય જણાય તો તેમ કરશો. અથવા નિર્વાહયોગ્ય બીજા કોઈ રસ્તા જો આપને જણાયા હોય તો લખશો. મને ખાતરી છે કે આપ તે બાબત વિચારમાં જ છો. અને તેના દૃષ્ટાંત તરીકે છાપખાનાની નોકરી બાબત આપે ચલાવીને જ યત્ન કર્યો હતો. પણ તે પ્રતિકૂળ હોવાથી ન બન્યું. તે યોગ્ય જ થયું છે. આપને તે બાબતની કાળજી હોવાની સિદ્ધ થયા છતાં આ પત્ર લખી કાંઈક અવિનય કર્યો છે તે ધૃષ્ટતા ક્ષંતવ્ય ગણી યોગ્ય ઉત્તર આપશો. પત્રનો ઉત્તર કૃપા કરી સરકારી ટપાલમાં લખશો કે જેથી સત્વર મળે. દસ બાર રૂપિયાની પેદાશ પણ હાલ મને પૂરતી થઈ રહેશે. હવે જેમ આપને યોગ્ય લાગે તેમ કરશો. વિશેપ શું ? ભાઈશ્રી સંતોપરામનું સિરનામું મને લખશો. પત્રઉત્તર કૃપા કરી સત્વર લખશો.

સેવક,
દામોદર ખુશાલદાસના
દંડવત્ પ્રણામ.

૬

ગોસ્વામિશ્રી નૃસિંહલાલજી મહારાજનું
મંદિર, ભૂલેશ્વર, મુંબઈ
તા. ૪-૭-૧૯૦૭

પરમકૃપાસાગર, સદ્‌ગુરુવર્ય
શ્રીમાન્ દેવશંકરભાઈ, શિહોર

૫

બોટાદ તા. ૨૧-૧૧-૦૫

પરમ કૃપાસાગર, સદ્‌ગુરુવર્ય શ્રીમાન્ દેવશંકરભાઈ !
શિહોર.

આપનો પત્ર ઘણા દિવસ થયા ન મળવાથી ચિત્ત ઉદાસ રહે છે, તો કૃપા કરી પ્રસંગવશાત્ આ શિષ્યની ખબર લેતા રહેશો.

આપને વિદિત છે કે-મુંબઈનાં હવાપાણી અત્યંત પ્રતિકૂળ હોવાથી અને મહારાજશ્રીના મરણ પછીની વ્યવસ્થા પણ પ્રતિકૂળ થવાથી મુંબઈની વૃત્તિનો મેં સર્વથા ત્યાગ કર્યો છે. યદ્યપિ એ સ્થાન મને અનુકૂળ હતું, પરંતુ દૈવને અનુકૂળ લાગ્યું નહિ અને તેથી અનેક ઉપાયો કર્યા છતાં કોઈ રીતે ત્યાંનો નિવાસ શરીરને માફક થયો જ નહિ. દૈવની એ સૂચનાનો અનાદર ભવિષ્યમાં અત્યંત હાનિકારક હોવાથી મેં તેની ઇચ્છાનું અનુસરણ કર્યું છે. તે ઘણી રીતે યોગ્ય થયું છે. યદ્યપિ કેટલીક આર્થિક હાનિ એથી થઈ છે પરંતુ ભાવિ ભયંકર પ્રસંગો સાથે સરખાવતાં તે કાંઈ ગણતરીમાં નથી એમ મને લાગે છે.

બાર વર્ષ રહેવાથી દૃઢ થયેલી વૃત્તિનો આમ થયેલો ઉચ્છેદ કોઈ કોઈ વખત મનને ખિન્ન કરે છે, પરંતુ તેનું સમાધાન કરવા માટે વિશેષ શ્રમિત થવું પડતું નથી કારણ કે એક નહિ પણ અનેક રીતે તે સ્થાન મને પ્રતિકૂળ હાલ જણાતું જાય છે. અને તેથી હવે તે સંબંધી ખેદનો ત્યાગ કરી ઇતર માર્ગોનું અનુસરણ સ્વીકારવા ઇચ્છા થાય છે. મહારાજની નોકરી સિવાય મુંબઈના પરિચયને લઈને બીજી નોકરીઓ મળે પણ મુંબઈમાં રહેવું શરીરને પ્રતિકૂળ હોવાથી બની શકે તેમ નથી. તેથી ગમે તે રીતે હવે તો કાઠિયાવાડમાં જ રહેવું પ્રાપ્ત છે. મને અહીં આવ્યા લગભગ આઠ માસ થયા છે. તેમાં મેં કોઈ ઉદ્યોગ કર્યો નથી. હવે વૃત્તિ કાંઈક તદભિમુખ થાય છે. વ્યાપારનું અવલોકન કરતાં અસાધારણ સ્પર્ધાને યોગે મારા જેવાને માટે તે નિઃસાર લાગે છે. તેમ આ ગામ ઘણી રીતે સરલતાવિમુખ હોઈને તેવા કામમાં ઊતરતાં પહેલાં અનૃતને બહુ પ્રકારે શીખવું પડે એમ છે તે મને અશક્ય જણાય છે. મુંબઈના નિવાસથી મને જે લાભ થયા તેમાં કરજ બધું અપાઈ ગયું, ઉદ્વાહ થયો, સંસ્કૃતનો કાંઈક પરિચય થયો એ જ છે. દ્રવ્ય સંબંધી કાંઈ વિશેષ લાભ થયો

નથી. બે હજાર રૂપિયાનો ઉદ્વાહમાં ખર્ચ થવાથી બાર વર્ષની કમાઈને પરિણામે જમાઉધાર પાસુ સરખું થયું છે અને તેથી “ મેલકરવતિયા મોચી ” એ રીતે પાછો નોકરી શોધવાનો વખત આવી લાગ્યો છે. મારી અતિ એકાંત વૃત્તિને લીધે કોઈ પણ પરિચિત મનુષ્યને તે સંબંધે હું કાંઈ કહી કે લખી શકતો નથી. દૈવની ઇચ્છાથી કાંઈ પરોક્ષ યત્નથી થાય તો ઠીક એમ માનું છું. હાલ મને કાંઈ વિશેષ દ્રવ્યની અપેક્ષા નથી. કારણ કે માથા પર કરજ નથી. અને વ્યવહારનાં કાર્યો પૂરાં થયાં છે. તેથી માત્ર સોદોઢસો રૂપિયાનું વાર્ષિક ઘરખર્ચ નીકળવા જેટલું કાંઈ સાધન હોય તો સંતોષથી રહેવાય. કારણ કે વિશેષ વ્યવસાય સ્વીકારવા જેવું શરીર રહ્યું નથી. આ સંબંધે આપના વિચારો જાણવા હું માગું છું. તેમ જ આપ કાંઈ પ્રયત્ન કરી શકો એમ પણ ધારું છું. કેળવણીખાતામાં અગર કોઈ દરબારી ખાતામાં કોઈ રીતે સગવડ થવા જેવો માર્ગ હોય તો તેમ કરશો. કવિતાને પ્રસંગે રા. વસનજીભાઈ અગર બીજા કોઈને લખવું યોગ્ય જણાય તો તેમ કરશો. અથવા નિર્વાહયોગ્ય બીજા કોઈ રસ્તા જો આપને જણાયા હોય તો લખશો. મને ખાતરી છે કે આપ તે બાબત વિચારમાં જ છો. અને તેના દૃષ્ટાંત તરીકે છાપખાનાની નોકરી બાબત આપે ચલાવીને જ યત્ન કર્યો હતો. પણ તે પ્રતિકૂળ હોવાથી ન બન્યું. તે યોગ્ય જ થયું છે. આપને તે બાબતની કાળજી હોવાની સિદ્ધ થયા છતાં આ પત્ર લખી કાંઈક અવિનય કર્યો છે તે ધૃષ્ટતા ક્ષંતવ્ય ગણી યોગ્ય ઉત્તર આપશો. પત્રનો ઉત્તર કૃપા કરી સરકારી ટપાલમાં લખશો કે જેથી સત્વર મળે. દસ બાર રૂપિયાની પેદાશ પણ હાલ મને પૂરતી થઈ રહેશે. હવે જેમ આપને યોગ્ય લાગે તેમ કરશો. વિશેષ શું ? ભાઈશ્રી સંતોષરામનું સિરનામું મને લખશો. પત્રઉત્તર કૃપા કરી સત્વર લખશો.

સેવક,<br>
દામોદર ખુશાલદાસના<br>
દંડવત્ પ્રણામ.

૬

ગોસ્વામિશ્રી નૃસિંહલાલજી મહારાજનું<br>
મંદિર, ભૂલેશ્વર, મુંબઈ<br>
તા. ૪-૭-૧૯૦૭

પરમકૃપાસાગર, સદ્દ્ગુરુવર્ય<br>
શ્રીમાન્ દેવશંકરભાઈ, શિહોર

વ્યવસાયબાહુલ્યને લીધે ઘણા દિવસ થયાં આપને પત્ર લખવાનું બન્યું નથી તે ખાતે ક્ષમા કરશો.

ગયા વર્ષના માર્ગશીર્ષમાં બોટાદમાં આપના પુનિત ચરણયુગલનું દર્શન કરી હું અહીં આવ્યો હતો. તે પછી છ માસ પ્રવાસમાં વ્યતીત કરી આષાઢથી કાર્તિક પર્યંત અહીં રહ્યો હતો. ચાલુ વર્ષમાં કાર્તિકથી આરંભી વૈશાખ પર્યંત સ્વર્ગસ્થ મહારાજશ્રીનાં વહુજીની સાથે ઉત્તર હિન્દુસ્થાનમાં રહ્યો હતો. તેમાં ઘણો ભાગ પવિત્ર વ્રજભૂમિમાં વ્યતીત થયો હતો. સંપ્રતિ અહીં જ નિવાસ છે. તેથી પત્રવ્યવહારમાં અવિચ્છિન્ન રહેવા ઇચ્છું છું.

પ્રવાસમાં મારી પ્રકૃતિ સારી રહે છે, તેવી મુંબઈમાં રહેતી નથી, તોપણ અન્નોદકનો અનાદર અવશ્ય છે.

આપની વિશેષ ઉચ્ચ સ્થાન પર યોજના થવાની અસ્મદાદિકની ઇશ્વર ક્યારે પાર પાડશે ?

'કાવ્ય-પ્રેમી'નું કામ પૂર્વના જેવું સતેજ જણાતું નથી, તેનું કારણ શું ? આજે માત્ર ફાલ્ગુન-ચૈત્રના અંકો મને મળ્યા છે. નવી કવિતાને માટે સૂચના થઈ છે, પરન્તુ આજ સુધી તો અવકાશ જ નહોતો. હવે બનશે તો મોકલીશ.

રા. મુકુલ (જેઠાલાલ દેવનાથ પંડ્યા) શિહોરમાં હોવાનું પૂર્વે સાંભળ્યું હતું. સંપ્રતિ ક્યાં અને કયા પદ ઉપર છે તે જણાવશો. ત્યાં હોય તો મારા પ્રણામ કહેશો.

આપની પ્રકૃતિ સારી રહેતી હશે, તે અવશ્ય લખશો. અસ્માન્માતૃચરણને દંડવત્ પ્રણામ. ઉત્તર લખી ઉપકૃત કરશો.

આજ્ઞાધીન,
દામોદર ખુશાલદાસના
દંડવત્ પ્રણામ.

૭

બોટાદ, તા. ૧૭-૧૧-૧૯૦૮

પરમકૃપાસાગર, સદ્ગુરુવર્ય
મે. દેવશંકરભાઈની સેવામાં, ભાવનગર

આપનું તા. ૧૨-૧૧-૧૯૦૮નું આશાજનક પ્રકાશપ્રત્ર મળ્યું. આ હૃદયમાં પ્રકાશ કરવા માટે તે ખરેખર પ્રકાશ-પત્ર જ હતું.

મે. ×કાન્તને કિંચિત્[૨] નિવેદન કરતાં થયેલી વાતચીતનો સારાંશ આપે જણાવ્યો તેથી કાંઈક નવું જીવન આવ્યું હોય એમ મારું હૃદય સર્વશોકની વિસ્મૃતિપૂર્વક અનેક નવીન ઉત્સાહોમાં સંક્રાન્ત થયું છે. વિદ્વાન મહાશયોની બલિહારી છે.

'परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यं ।
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः' ॥

એ ભર્તૃહરિ – વાક્ય સત્ય જ છે.

મારા જેવા અનેકાંતર્ગત એક શિષ્ય માટે આપ આટલો બધો શ્રમ સહન કરો છો એ કૃપા કેમ વિસ્મૃત થાય? सन्तः स्वयं परहितेषु कृताभियोगाः એ તો સિદ્ધ જ છે. પરન્તુ અહીં વાત્સલ્ય વિશેષ છે.

મે. કાન્ત અવકાશે કિંચિત્‌નું અવલોકન કરે તે સારુ આપના પત્રનો ઉત્તર લખવામાં મેં કાંઈક વિલંબ કર્યો છે. આપે ફરી મે. કાન્તની મુલાકાત લીધી હશે. મારાં કાવ્યો સંબંધે તેઓ સાહેબના અંતઃકરણના કાંઈક ઉદ્‌ગારો આપ દ્વારા જાણવા હું અતિ આતુર છું. કારણ કે ગુર્જર સાહિત્યમાં આ સમયે કાવ્યના તેઓ અદ્વિતીય જ્ઞાતા છે. અને તેઓ સાહેબનો અભિપ્રાય એ જ ખરો અભિપ્રાય હું માનું છું. મારાં કાવ્ય સંબંધે તેઓ સાહેબનું કાંઈ પણ લેખિત સર્ટિફિકેટ મેળવવા માટે નહિ પણ માત્ર મારા અંતઃકરણની ખાતરી માટે તેમના હૃદયમાં તે કાવ્યોએ કેવી અસર કરી તે પરોક્ષ જાણવા માટે મને કાંઈ આતુરતા રહે છે તે આપ પૂર્ણ કરશો.

મેં પૂર્વપત્રમાં જણાવ્યું છે તેમ તેઓ સાહેબની પ્રસન્નતાના પ્રમાણમાં ઉચિત અભ્યર્થના કરશો અને હવે મારે શું કર્તવ્ય છે, તે પણ જણાવશો. એટલે આપના આદેશનું અનુવર્તન સત્વર જ કરીશ.

નેત્રોપચાર માટે ત્યાં આવવાની આપની આજ્ઞા સ્તુત્ય છે. આપની છાયામાં ઉપચારનો પ્રસંગ ખચિત અલભ્ય જ છે. તેની પ્રાપ્તિ એ જ દૈવના આનુકૂલ્યનું ચિહ્ન છે. પરંતુ તે કાર્ય, પ્રસ્તુત કાર્યની પરિપકવાવસ્થાને પ્રસંગે રાખ્યું હોય તો કેમ?

---

× કવિ કાન્ત–શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ, જેઓ ભાવનગર રાજ્યના કેળવણીખાતાના મુખ્યાધિકારી હતા.

૨. કવિ બોટાદકરનો કાવ્ય–સંગ્રહ.

વ્યવસાયબાહુલ્યને લીધે ઘણા દિવસ થયાં આપને પત્ર લખવાનું બન્યું નથી તે ખાતે ક્ષમા કરશો.

ગયા વર્ષના માર્ગશીર્ષમાં બોટાદમાં આપના પુનિત ચરણયુગલનું દર્શન કરી હું અહીં આવ્યો હતો. તે પછી ૭ માસ પ્રવાસમાં વ્યતીત કરી આષાઢથી કાર્તિક પર્યંત અહીં રહ્યો હતો. ચાલુ વર્ષમાં કાર્તિકથી આરંભી વૈશાખ પર્યંત સ્વર્ગસ્થ મહારાજશ્રીનાં વહુજીની સાથે ઉત્તર હિન્દુસ્થાનમાં રહ્યો હતો. તેમાં ઘણો ભાગ પવિત્ર વ્રજભૂમિમાં વ્યતીત થયો હતો. સંપ્રતિ અહીં જ નિવાસ છે. તેથી પત્રવ્યવહારમાં અવિચ્છિન્ન રહેવા ઇચ્છું છું.

પ્રવાસમાં મારી પ્રકૃતિ સારી રહે છે, તેવી મુંબઈમાં રહેતી નથી, તોપણ અન્નોદકનો અનાદર અવશ્ય છે.

આપની વિશેષ ઉચ્ચ સ્થાન પર યોજના થવાની અસ્મદાદિકની ઇશ્વર ક્યારે પાર પાડશે ?

'કાવ્ય-પ્રેમી'નું કામ પૂર્વના જેવું સતેજ જણાતું નથી, તેનું કારણ શું ? આજે માત્ર ફાલ્ગુન-ચૈત્રના અંકો મને મળ્યા છે. નવી કવિતાને માટે સૂચના થઈ છે, પરન્તુ આજ સુધી તો અવકાશ જ નહોતો. હવે બનશે તો મોકલીશ.

રા. મુકુલ (જેઠાલાલ દેવનાથ પંડ્યા) શિહોરમાં હોવાનું પૂર્વે સાંભળ્યું હતું. સંપ્રતિ ક્યાં અને કયા પદ ઉપર છે તે જણાવશો. ત્યાં હોય તો મારા પ્રણામ કહેશો.

આપની પ્રકૃતિ સારી રહેતી હશે, તે અવશ્ય લખશો. અસ્માન્માતૃચરણને દંડવત્ પ્રણામ. ઉત્તર લખી ઉપકૃત કરશો.

આજ્ઞાધીન,
દામોદર ખુશાલદાસના
દંડવત્ પ્રણામ.

૭

બોટાદ, તા. ૧૭-૧૧-૧૯૦૮

પરમકૃપાસાગર, સદ્‌ગુરુવર્ય
મે. દેવશંકરભાઈની સેવામાં, ભાવનગર

આપનું તા. ૧૨-૧૧-૧૯૦૮નું આશાજનક પ્રકાશપત્ર મળ્યું. આ હૃદયમાં પ્રકાશ કરવા માટે તે ખરેખર પ્રકાશ-પત્ર જ હતું.

પ્રત્યુત્તર અવશ્ય સત્વર લખશો. સંપૂર્ણ અનુદ્યોગાવસ્થાને લીધે કેવળ આપના પત્રની પ્રતીક્ષામાં જ સમય વ્યતીત થાય છે.

આજ્ઞાંકિત સેવક,
દામોદર ખુશાલદાસના
દંડવત્ પ્રણામ.

૮

અમદાવાદ
તા. ૧૮-૮-૧૯૦૮

રા. રા. ભાઈ દામોદર ખુશાલદાસ
સ્થળ : બોટાદ.

તમારો પત્ર તથા તમારો કવિતાસંગ્રહ બંને મળ્યા. કેટલાંક કારણોને લીધે કોઈના લખાણ ઉપર હું ઘણું કરીને અભિપ્રાય આપતો નથી. છતાં એક તરફ તમારા સૌજન્યભરેલા વિનયથી અને બીજી તરફ મારા વિદેહ વડીલ બંધુના સ્મરણથી તમારી કૃતિમાં દૃષ્ટિપાત કરવાની મને મારી ફરજ જણાઈ. પહેલાં તો મેં દાણો જ ચાંપી જોવાનો વિચાર રાખ્યો હતો. પરંતુ મારે કહેવું જોઈએ કે તમારી બાનીની લ્હેજત એવી તો ખૂબીદાર અંતરમાં ઊતરી કે એક વાંચતાં બીજી અને બીજી વાંચતાં ત્રીજી એમ અર્ધોઅર્ધ કવિતાઓ વાંચતાં હું લોભાયો. તમારી કવિતામાં રસની ગાઢતા અને બંધની પ્રૌઢતા રહેલી છે. તેથી તે રસિક વાચક વર્ગમાં સત્કાર પામ્યા વગર રહેશે નહિ. તમે જે જે વિષયો પસંદ કર્યા છે તે રમણીય છે. પદ્યબંધ સુશ્રાવ્ય અને મનોહર છે. ભાવનાઓ ઉચ્ચ અને નિર્મળ છે. વિશેષ શું લખું ? એ સંગ્રહ પ્રકાશમાં મૂકતાં તમારે સંકોચ ખાવાનું કંઈ પણ કારણ નથી.

આજની ટપાલમાં સંગ્રહ પાછો રવાને કરું છું. તે પહોંચ્યા પછી ઉત્તર લખશો. ભેગી મારી એક કૃતિ પણ બીડું છું. તે સ્વીકારશો.

લિ. આધીન,
કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

▣

## કવિનાં સંસ્મરણો

**સ્વ. નવલરામ જ. ત્રિવેદી**

સંવત ૧૯૭૪ના ઉનાળામાં મારા મિત્ર અમૃતલાલ દાણીના લગ્ન-પ્રસંગે હું બોટાદ ગયો હતો. ‘ કલ્લોલિની ’ આ પહેલાં મેં વાંચેલી અને તેનાથી હું આકર્ષાયેલો. એ ‘ કલ્લોલિની ’ના લેખક કવિ ‘ દામોદર શાહ ’ ભાઈ દાણીનાં પત્નીના મામા થાય છે, એ વાત જાણતાં તેમની સાથે હું કવિને મળવા ગયો. લાકડાની ચીપોનાં થીંગડાં મારેલાં તૂટું તૂટું થતાં કમાડવાળી નીચી ખડકીમાં થઈ, અમે ડેલી ઉપરના મેડે ચડ્યા. મેડો વાંસનો બાંધેલો હોઈ નીચો અને જર્જરિત માલણવાળો હતો. જૂનાં ફાટેલાં ગોદડાંના ડામચિયા પાસે કવિ બેઠા હતા. અમે તેમની પાસે જઈ બેઠા. કવિનું વય તે સમયે ૪૭ વર્ષનું હતું. તેમના મોં પર ઘડપણની કરચલી દેખાતી હતી. વાળ સફેદ થયા હતા તથા આંખો ધુમાડાયલા જેવી અને પાણીઝરતી હતી. શરીર સૂકલકડી, ડાચાં બેસી ગયેલાં, અને અવાજ ખોખરો એવા એ કવિનું પ્રથમ દર્શન મારી યાદદાસ્તમાં સજ્જડ ચોંટી ગયું છે. ભાઈ દાણી જોડે કેટલીક કુટુંબકથા દુઃખદ સ્વરે અને પ્રસંગોપાત્ત ઉત્તેજિત થઈને કર્યા પછી મારી ઓળખાણ જાણી લઈ મને પૂછ્યું, ‘ કેમ આવ્યા છો ? ’ મેં કહ્યું, ‘ કલ્લોલિની લેવા.’ એક ભાંગલા કબાટ જેવું કાંઈક પડ્યું હતું. તેમાંથી ‘ કલ્લોલિની ’ની એક નકલ તેમણે મને કાઢી આપી. મેં પૈસા આપવા માંડ્યા તો કહે: ‘ એ ન બને. તમે અમૃતલાલની સાથે આવ્યા, મારી સાથે ઓળખાણ કરી. હવે પૈસા લેવાય જ નહિ. લાવો નામ લખી આપું,’ એમ કહી પોતાનું નામ લખી મને પુસ્તક ભેટ દીધું.

*

સંવત ૧૯૭૫ના ઉનાળામાં કવિ સાથે ભાવનગરમાં ફરી મેળાપ થયો. આ વેળા બોટાદની પાસેના સમઢિયાળા નામના નાના ગામમાં

બારેક રૂપિયાના પગારથી એ શિક્ષક હતા. આવી કફોડી આર્થિક સ્થિતિમાંથી જરા રાહત મેળવવા માટે કોઈ ઉપાય શોધવાનું કવિને સૂઝ્યું. તે સમયે ભાવનગરમાં મોટી વયની જૈન સ્ત્રીઓ માટે એક શાળા કાઢવામાં આવી હતી. તેના શિક્ષક તરીકે કેટલાક મિત્રોની ભલામણ પરથી તે રહ્યા હતા. ભાઈ અમૃતલાલ દાણી એ વખતે ભાવનગરમાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં શિક્ષક હતા. તેમને મળવા ઉનાળાની રજાઓમાં હું ભાવનગર ગયો હતો. કવિ પણ તેમને ત્યાં જ ઊતર્યા હતા. નવાપરામાં એક દરજીના ત્રીજા માળના મેડા પર અમે મળ્યા. જમવાનો વખત થયો હતો, અને કવિ થોડી નાની, પાકી કેરીઓ ખેસમાં લઈને આવ્યા. જૂની ઓળખાણ તાજી કરીને તેમને થોડા સમય પર છપાયેલી 'સ્રોતસ્વિની'ની એક નકલ મને આપી. આ વખતે કવિની આંખે પરવાળાં આવતાં હતાં, તબિયત પણ સારી ન હતી, તેમ જ તેમને મળેલ કામ પણ અનુકૂળ પડ્યું નહિ. કવિના કહેવાથી હું એક વાર તેમની શાળા જોવા જઈ ચડ્યો. મેડી પરના એક મોટા ઓરડામાં ખોટાદકર ખુરશી પર બેઠા હતા, અને આસપાસ ૧૫-૨૦ બાઈઓ પાટી, ચોપડી વગેરે અભ્યાસનાં સાધનો લઈને બેઠી હતી. ઘણીખરી બાઈઓ મોટી ઉંમરની, વૃદ્ધ ગણાય તેવડી હતી. એક પચાસેક વર્ષનાં ડોશીએ 'માસ્તર, મારા આંક લો,' કહ્યું અને 'એક્કર એક, બગડ બેય,' બોલવા માંડ્યું.

યાદ આવે છે. વૈદ્યનું, વૈષ્ણવ મહારાજના મંત્રી તરીકેનું તથા ખેડૂતનું જીવન પણ તેમણે જુદે જુદે સમયે અનુભવ્યું હતું. પણ એકેમાં તે ફળીભૂત થયા ન હતા.

સંવત ૧૯૬૯માં તેમની બદલી લાખેણી ગામે થઈ. અહીં તેમણે એક મોટી નોટ બાંધી, અને તેમાં વિધવિધ ૫૦-૭૫ ધંધા કેમ, ક્યાં, કેટલાં સાધનોથી, કઈ મોટી પેઢી સાથે થઈ શકે તેની ધંધાવાર નોંધ સુંદર અક્ષરે કરી. એ નોટના પૂંઠા ઉપર નામ લખ્યું છે: ' उद्योग-माला '. તેમાં ઘણા ધંધાનાં નામ છે. જેવા કે, તમાકુનો વેપાર, આપટાનાં પાન, સરસિયું તેલ, વસાણાની મોટી દુકાન, ઘીની દુકાન, ગ્યાસતેલની એજન્સી, તૈયાર રૂનો વેપાર, રાણપુરમાં કંત્રાટી રૂ, કપાસિયા, વાયદાનો વેપાર વગેરે.

આ બધી ટીપ ચાલે છે તેમાં વચ્ચે વળી એક પાનું આવે છે કે–' કલ્લોલિની ' સ્ટેટો, બુકસેલરોને મોકલવી. અમુક ખાતામાં અરજી કરી ઇનામ લાયબ્રેરીની મંજૂરી માટે મોકલવી. વળી પાછું ' ઑઈલ-એન્જિન ' આદિથી ' ઉદ્યોગ–માળા ' શરૂ થાય છે. ' વીશી હોટેલ ' કેમ કરવી તેની પણ માહિતી આ ટીપમાં છે. શાકભાજીની આડત પણ વિચારવી રહી નથી.

*

કવિના મૃત્યુ પહેલાં બેએક મહિને હું તેમને બોટાદમાં મળ્યો હતો. એમની તબિયત હંમેશાં નબળી તો રહ્યા જ કરતી, તેથી દવાની સગવડ મળે એટલા માટે એમણે બોટાદ બદલી કરાવી હતી. અહીં તે માસિક ૧૮ રૂપિયાના પગારથી બ્રાંચ સ્કૂલના મુખ્ય શિક્ષક તરીકે હતા. એક દહાડો સાંજે હું તથા કવિ એક મિત્રની સાથે, ગામ બહાર ટેકરી પર આવેલા મંદિરમાં દર્શન કરવા નિમિત્તે ફરવા નીકળ્યા. મંદિરના બાવાજી, સાથે આવેલા ભાઈને સારી રીતે પિછાનતા હતા. મારી પૂછપરછ કરીને બાવાજીએ કવિ તરફ આંગળી ચીંધી પૂછ્યું, ' આ શેઠ ક્યાંના છે?' ' બોટાદના જ છે ' એવો જવાબ મળતાં બાવાજી તો ડઘાઈ જ ગયા અને ભારપૂર્વક બોલ્યા, ' હું વરસો થયાં આ ગામમાં રહું છું અને નાનાં છોકરાંને પણ ઓળખું છું, ને આમને ન ઓળખું એ કેમ બને? એ

બારેક રૂપિયાના પગારથી એ શિક્ષક હતા. આવી કફોડી આર્થિક સ્થિતિમાંથી જરા રાહત મેળવવા માટે કોઈ ઉપાય શોધવાનું કવિને સૂઝયું. તે સમયે ભાવનગરમાં મોટી વયની જૈન સ્ત્રીઓ માટે એક શાળા કાઢવામાં આવી હતી. તેના શિક્ષક તરીકે કેટલાક મિત્રોની ભલામણ પરથી તે રહ્યા હતા. ભાઈ અમૃતલાલ દાણી એ વખતે ભાવનગરમાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં શિક્ષક હતા. તેમને મળવા ઉનાળાની રજાઓમાં હું ભાવનગર ગયો હતો. કવિ પણ તેમને ત્યાં જ ઊતર્યા હતા. નવાપરામાં એક દરજીના ત્રીજા માળના મેડા પર અમે મળ્યા. જમવાનો વખત થયો હતો, અને કવિ થોડી નાની, પાકી કેરીઓ ખેસમાં લઈને આવ્યા. જૂની ઓળખાણ તાજી કરીને તેમને થોડા સમય પર છપાયેલી ‘સ્રોતસ્વિની’ની એક નકલ મને આપી. આ વખતે કવિની આંખે પરવાળાં આવતાં હતાં, તબિયત પણ સારી ન હતી, તેમ જ તેમને મળેલ કામ પણ અનુકૂળ પડયું નહિ. કવિના કહેવાથી હું એક વાર તેમની શાળા જોવા જઈ ચડયો. મેડી પરના એક મોટા ઓરડામાં ખોટાદકર ખુરશી પર બેઠા હતા, અને આસપાસ ૧૫–૨૦ બાઈઓ પાટી, ચોપડી વગેરે અભ્યાસનાં સાધનો લઈને બેઠી હતી. ઘણીખરી બાઈઓ મોટી ઉંમરની, વૃદ્ધ ગણાય તેવડી હતી. એક પચાસેક વર્ષનાં ડોશીએ ‘માસ્તર, મારા આંક લો,’ કહ્યું અને ‘એકડ એક, બગડ બેય,’ બોલવા માંડયું. એક સાઠની આસપાસનાં ડોશીમા ‘બા, ભૂ પા’ વાંચતાં હતાં! આ શાળાને ખોટાદકર રમૂજમાં ‘જરતી શાળા’ (બુઢ્ઢીઓની નિશાળ) કહેતા. શાળા કાઢનારનો હેતુ તો થોડું શિક્ષણ લઈ અટકી ગયેલી અથવા નહિ ભણેલી, કન્યાશાળામાં ન જઈ શકે તેવડી મોટી વયની બહેનો માટે શિક્ષણની સગવડ કરી આપવાનો હતો. પણ તેને બદલે આ શાળામાં ઘણીખરી વૃદ્ધ બાઈઓ જ વિદ્યા ભણવા આવતી હતી! તેનું કારણ કદાચ એ હશે કે ઘેર વહુઓ આવેલી હોવાથી તેમને ઘણી ફુરસદ રહેતી હશે! જેવું કામ હતું તેવું જ તેમનું ભાવનગરનું રહેઠાણ હતું. એક ગંદા લત્તામાં (ઘણું કરીને શેરડીપીઠના ડેલામાં) એક તદ્દન અંધારિયા મેડા પર તે રહેતા હતા. અહીં થોડો સમય રહી તે સમઢિયાળે પાછા ફર્યા.

*

કવિના ભાવનગર જવાનો ઉપલો પ્રસંગ લખતાં, તેમણે ગુજરાનનું સાધન મેળવવા માટે કરેલા અનેક પ્રયત્નો તથા યોજનાઓની ગમગીન

યાદ આવે છે. વૈદ્યનું, વૈષ્ણવ મહારાજના મંત્રી તરીકેનું તથા ખેડૂતનું જીવન પણ તેમણે જુદે જુદે સમયે અનુભવ્યું હતું. પણ એકેમાં તે ફળીભૂત થયા ન હતા.

સંવત ૧૯૬૯માં તેમની બદલી લાખેણી ગામે થઈ. અહીં તેમણે એક મોટી નોટ બાંધી, અને તેમાં વિધવિધ ૫૦-૭૫ ધંધા કેમ, ક્યાં, કેટલાં સાધનોથી, કઈ મોટી પેઢી સાથે થઈ શકે તેની ધંધાવાર નોંધ સુંદર અક્ષરે કરી. એ નોટના પૂંઠા ઉપર નામ લખ્યું છે: 'उद्योग-माला'. તેમાં ઘણા ધંધાનાં નામ છે. જેવા કે, તમાકુનો વેપાર, આપટાનાં પાન, સરસિયું તેલ, વસાણાની મોટી દુકાન, ઘીની દુકાન, ગ્યાસતેલની એજન્સી, તૈયાર રૂનો વેપાર, રાણપુરમાં કંત્રાટી રૂ, કપાસિયા, વાયદાનો વેપાર વગેરે.

આ બધી ટીપ ચાલે છે તેમાં વચ્ચે વળી એક પાનું આવે છે કે–'કલ્લોલિની' સ્ટેટો, બુકસેલરોને મોકલવી. અમુક ખાતામાં અરજી કરી ઇનામ લાયબ્રેરીની મંજૂરી માટે મોકલવી. વળી પાછું 'ઓઈલ-એન્જિન' આદિથી 'ઉદ્યોગ–માળા' શરૂ થાય છે. 'વીશી હોટેલ' કેમ કરવાં તેની પણ માહિતી આ ટીપમાં છે. શાકભાજીની આડત પણ વિચારવી રહી નથી.

*

કવિના મૃત્યુ પહેલાં બેએક મહિને હું તેમને બોટાદમાં મળ્યો હતો. એમની તબિયત હંમેશાં નબળી તો રહ્યા જ કરતી, તેથી દવાની સગવડ મળે એટલા માટે એમણે બોટાદ બદલી કરાવી હતી. અહીં તે માસિક ૧૮ રૂપિયાના પગારથી બ્રાંચ સ્કૂલના મુખ્ય શિક્ષક તરીકે હતા. એક દહાડો સાંજે હું તથા કવિ એક મિત્રની સાથે, ગામ બહાર ટેકરી પર આવેલા મંદિરમાં દર્શન કરવા નિમિત્તે ફરવા નીકળ્યા. મંદિરનો બાવાજી, સાથે આવેલા ભાઈને સારી રીતે પિછાનતા હતા. મારી પૂછપરછ કરીને બાવાજીએ કવિ તરફ આંગળી ચીંધી પૂછ્યું, 'આ શેઠ ક્યાંના છે?' 'બોટાદના જ છે' એવો જવાબ મળતાં બાવાજી તો ડઘાઈ જ ગયા અને ભારપૂર્વક બોલ્યા, 'હું વરસો થયાં આ ગામમાં રહું છું અને નાનાં છોકરાંને પણ ઓળખું છું, ને આમને ન ઓળખું એ કેમ બને? એ

બારેક રૂપિયાના પગારથી એ શિક્ષક હતા. આવી કફોડી આર્થિક સ્થિતિમાંથી જરા રાહત મેળવવા માટે કોઈ ઉપાય શોધવાનું કવિને સૂઝ્યું. તે સમયે ભાવનગરમાં મોટી વયની જૈન સ્ત્રીઓ માટે એક શાળા કાઢવામાં આવી હતી. તેના શિક્ષક તરીકે કેટલાક મિત્રોની ભલામણ પરથી તે રહ્યા હતા. ભાઈ અમૃતલાલ દાણી એ વખતે ભાવનગરમાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં શિક્ષક હતા. તેમને મળવા ઉનાળાની રજાઓમાં હું ભાવનગર ગયો હતો. કવિ પણ તેમને ત્યાં જ ઊતર્યા હતા. નવાપરામાં એક દરજીના ત્રીજા માળના મેડા પર અમે મળ્યા. જમવાનો વખત થયો હતો, અને કવિ થોડી નાની, પાકી કેરીઓ ખેસમાં લઈને આવ્યા. જૂની ઓળખાણ તાજી કરીને તેમને થોડા સમય પર છપાયેલી 'સ્રોતસ્વિની'ની એક નકલ મને આપી. આ વખતે કવિની આંખે પરવાળાં આવતાં હતાં, તબિયત પણ સારી ન હતી, તેમ જ તેમને મળેલ કામ પણ અનુકૂળ પડયું નહિ. કવિના કહેવાથી હું એક વાર તેમની શાળા જોવા જઈ ચડયો. મેડી પરના એક મોટા ઓરડામાં ખોટાદકર ખુરશી પર બેઠા હતા, અને આસપાસ ૧૫-૨૦ બાઈઓ પાટી, ચોપડી વગેરે અભ્યાસનાં સાધનો લઈને બેઠી હતી. ઘણીખરી બાઈઓ મોટી ઉંમરની, વૃદ્ધ ગણાય તેવડી હતી. એક પચાસેક વર્ષનાં ડોશીએ 'માસ્તર, મારા આંક લો,' કહ્યું અને 'એકડ એક, બગડ બેય,' બોલવા માંડયું. એક સાઠની આસપાસનાં ડોશીમા 'બા, ભૂ પા' વાંચતાં હતાં! આ શાળાને ખોટાદકર રમૂજમાં 'જરતી શાળા' (બુઢ્ઢીઓની નિશાળ) કહેતા. શાળા કાઢનારનો હેતુ તો થોડું શિક્ષણ લઈ અટકી ગયેલી અથવા નહિ ભણેલી, કન્યાશાળામાં ન જઈ શકે તેવડી મોટી વયની બહેનો માટે શિક્ષણની સગવડ કરી આપવાનો હતો. પણ તેને બદલે આ શાળામાં ઘણીખરી વૃદ્ધ બાઈઓ જ વિદ્યા ભણવા આવતી હતી! તેનું કારણ કદાચ એ હશે કે ઘેર વહુઓ આવેલી હોવાથી તેમને ઘણી ફુરસદ રહેતી હશે! જેવું કામ હતું તેવું જ તેમનું ભાવનગરનું રહેઠાણ હતું. એક ગંદા લત્તામાં (ઘણું કરીને શેરડીપીઠના ડેલામા) એક તદ્દન અંધારિયા મેડા પર તે રહેતા હતા. અહીં થોડો સમય રહી તે સમઢિયાળે પાછા ફર્યા.

*

કવિના ભાવનગર જવાનો ઉપલો પ્રસંગ લખતાં, તેમણે ગુજરાનનું સાધન મેળવવા માટે કરેલા અનેક પ્રયત્નો તથા યોજનાઓની ગમગીન

યાદ આવે છે. વૈદ્યનું, વૈષ્ણવ મહારાજના મંત્રી તરીકેનું તથા ખેડૂતનું જીવન પણ તેમણે જુદે જુદે સમયે અનુભવ્યું હતું. પણ એકેમાં તે ફળીભૂત થયા ન હતા.

સંવત ૧૯૬૯માં તેમની બદલી લાખેણી ગામે થઈ. અહીં તેમણે એક મોટી નોટ બાંધી, અને તેમાં વિધવિધ ૫૦-૭૫ ધંધા કેમ, ક્યાં, કેટલાં સાધનોથી, કઈ મોટી પેઢી સાથે થઈ શકે તેની ધંધાવાર નોંધ સુંદર અક્ષરે કરી. એ નોટના પૂંઠા ઉપર નામ લખ્યું છે: ' उद्योग-माला '. તેમાં ઘણા ધંધાનાં નામ છે. જેવા કે, તમાકુનો વેપાર, આપટાનાં પાન, સરસિયું તેલ, વસાણાની મોટી દુકાન, ઘીની દુકાન, ગ્યાસતેલની એજન્સી, તૈયાર રૂનો વેપાર, રાણપુરમાં કંત્રાટી રૂ, કપાસિયા, વાયદાનો વેપાર વગેરે.

આ બધી ટીપ ચાલે છે તેમાં વચ્ચે વળી એક પાનું આવે છે કે–' કલ્લોલિની ' સ્ટેટો, બુકસેલરોને મોકલવી. અમુક ખાતામાં અરજી કરી ઇનામ લાયબ્રેરીની મંજૂરી માટે મોકલવી. વળી પાછું ' ઓઈલ-એન્જિન ' આદિથી ' ઉદ્યોગ–માળા ' શરૂ થાય છે. ' વીશી હોટેલ ' કેમ કરવી તેની પણ માહિતી આ ટીપમાં છે. શાકભાજીની આડત પણ વિચારવી રહી નથી.

*

કવિના મૃત્યુ પહેલાં બેએક મહિને હું તેમને બોટાદમાં મળ્યો હતો. એમની તબિયત હંમેશાં નબળી તો રહ્યા જ કરતી, તેથી દવાની સગવડ મળે એટલા માટે એમણે બોટાદ બદલી કરાવી હતી. અહીં તે માસિક ૧૮ રૂપિયાના પગારથી બ્રાંચ સ્કૂલના મુખ્ય શિક્ષક તરીકે હતા. એક દહાડો સાંજે હું તથા કવિ એક મિત્રની સાથે, ગામ બહાર ટેકરી પર આવેલા મંદિરમાં દર્શન કરવા નિમિત્તે ફરવા નીકળ્યા. મંદિરનાં બાવાજી, સાથે આવેલા ભાઈને સારી રીતે પિછાનતા હતા. મારી પૂછપરછ કરીને બાવાજીએ કવિ તરફ આંગળી ચીંધી પૂછ્યું, ' આ શેઠ ક્યાંના છે?' ' બોટાદના જ છે ' એવો જવાબ મળતાં બાવાજી તો ડઘાઈ જ ગયા અને ભારપૂર્વક બોલ્યા, ' હું વરસો થયાં આ ગામમાં રહું છું અને નાનાં છોકરાંને પણ ઓળખું છું, ને આમને ન ઓળખું એ કેમ બને? એ

સાચે જ અહીંના છે?' પેલા ભાઈએ ફરીથી હા કહી. બાવાજીની નવાઈનો પાર ન રહ્યો,

×

કવિના આ એકલવાયા અને શરમાળ સ્વભાવની પાછળ અનેક વાતો રહેલી છે. તેમનાં કાવ્યો પર હું એક સવિસ્તર અવલોકન–લેખ લખવાનો હતો, ત્યારે તેમણે મને કહેલું: 'તમારા લેખમાં મારું આખું નામ દામોદર ખુશાલદાસ બોટાદકર–લખજો; કારણ કે અહીં અમારા ગામમાં એક બ્રાહ્મણ છે, તેણે પણ 'બોટાદકર' નામ ધારણ કર્યું છે!' આ બીજા ભાઈ વિશે અથવા તેમનાં કાવ્યો વિશે મેં કોઈ ઠેકાણે કશું વાંચેલું કે સાંભળેલું ન હતું, (હજી પણ કંઈ જાણમાં નથી) એટલે કવિની આવી કાળજી માટે મને અચંબો ઊપજ્યો. પરંતુ આટઆટલું લખ્યા પછી પણ કવિને એવો ભય રહે એ આપણી જ બેકદરદાનીનું સચોટ દૃષ્ટાન્ત છે.

કવિની શરમાળ પ્રકૃતિ પણ તેમને એ જાહેરખબરિયા જમાનામાં અજાણ્યા રાખવામાં એક મુખ્ય કારણરૂપ હતી. (dash, dress and address) આગળપડતાપણું, પોશાક અને વાચાળતા એ આ જમાનામાં પ્રસિદ્ધિમાં આવવાનાં મુખ્ય સાધનો ગણાય છે. તેમાંનું પહેલું તો કવિમાં મુદ્દલ ન મળે. પોશાક પણ તદ્દન સાદો ગામડિયાશાહી :–ધોતિયું, પહેરણ, બંડી, ખેસ, ફેંટો, અને ત્રીજું સાધન વાચાળતા પણ એમનામાં ન હતી. અજાણ્યા પાસે તે ઘણુંખરું મૂગા જ રહેતા. મોટા માણસોનો પરિચય પાડતાં તે શરમાતા, અને અતિ સાધારણ લોકોમાં કવિ તરીકે ઓળખાવું તેમને ગમતું નહિ. તે હંમેશાં સરખે સરખામાં જ ખીલતા. આ દરેક વાતનું એકેક દૃષ્ટાન્ત દઉં.

×

વરસો પહેલાં જ્યારે કવિ મુંબઈમાં વસતા ત્યારે તેઓ 'ચંદ્ર' માસિકમાં કવિતાઓ મોકલતા. તેથી તેના તંત્રી સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવે પત્ર લખી તેમને અમુક સ્થળે ખાસ મળવા માટે આગ્રહપૂર્વક બોલાવ્યા. પણ કવિ ગયા જ નહિ. 'મારી કવિતા પરથી રા. ધ્રુવે મારા વિશે કંઈ કંઈ ખ્યાલ બાંધ્યા હોય. તેમની સમક્ષ આવો વાણિયાવેશ

પહેરીને જાઉં તો તેમને નવાઈ જ લાગે. એમ ધારી હું તો ન ગયો,' એમ ઘણી વાર એ પ્રસંગની વાત કરતાં કવિ કહેતા.

*

અતિ સાધારણ માણસોની પાસે કવિ તરીકે ઓળખાવું એમને ગમતું નહિ. પણ કમનસીબે તેમની પરિસ્થિતિ એવી હતી કે તેવા માણસો અને જોડકણાં જોડનારાઓની વચ્ચે તેમને પ્રસંગો પડતા.

ખોટાદકરના મૃત્યુ પહેલાં દોઢબે વર્ષ ઉપર ભાવનગર રાજ્યના વિદ્યાધિકારી શ્રી વિઠ્ઠલરાય મહેતાએ રાજ્યના શિક્ષકોની પરિષદ બોલાવેલી ને તેમાં કવિને પણ માનપૂર્વક આમંત્રણ આપી તેડાવેલા. પરિષદમાં કેટલાક શિક્ષકકવિઓ હતા તે પોતપોતાની કવિતાઓ ગાઈ સંભળાવવા લાગ્યા. છેવટે તેમાંના એકે કવિને પણ પોતાનું એકાદ કાવ્ય ગાઈ સંભળાવવા કહ્યું. આથી કવિને બહુ માઠું લાગેલું. 'આપણે કાંઈ ભાટચારણ કે જોડકણાં જોડનાર સભારંજની કવિતા લખનાર છીએ?' એમ પાછળથી કવિએ આ પ્રસંગ વિશે બોલતાં કહેલું.

*

પણ એના એ જ કવિ મિત્રોની વચ્ચે ખૂબ ખીલતા અને પોતાનાં કાવ્યો ઉત્સાહથી ગાઈ સંભળાવતા. તેમનો અવાજ ખોખરો હતો, છતાં તેમની ગાવાની હલક એવી સુંદર હતી કે જ્યારે તેઓ ધીરે સાદે લોકગીતો કે લગ્નગીતો ગાતા ત્યારે તેની હલકથી આસપાસની સ્ત્રીઓ પણ શરમાઈ જતી.

એક વાર સંધ્યાકાળે બે મિત્રો સમઢિયાળે જઈ ચડ્યા. શાન્તિપ્રિય કવિ તેમને લઈ શાન્તિનો સહભોગ કરવા બહાર નીકળી પડ્યા. સંધ્યાના નમતે પહોરે ગામથી દૂર દૂર આવળોના ઝુંડમાં સૌ બેઠા. નવા જ રચેલા 'માતૃગુંજન,' 'ભાઈબીજ' અને જનની'–ના રાસ કવિએ ધીરી હલકથી ગાયા. તે પછી રસની એ રેલ ત્યાં જ ન અટકી, પણ અનેક લગ્નગીતો તથા લોકગીતો લલકારાયાં. 'સોના ઈંઢાણી રૂપા બેડલું રે' એ ગીત તો કવિએ પાંચછ જુદા જુદા ઢાળમાં ગાઈ સંભળાવ્યું. એ વખતે કવિ ખરેખર ખીલ્યા હતા.

*

કવિનો અતિથિપ્રેમ અસાધારણ હતો. કોઈ મહેમાન - ખાસ કરીને મિત્ર મહેમાન તરીકે આવે ત્યારે પોતાની ગરીબાઈ ભૂલી જતા અને આપણે એમને ત્યાં રહીએ તેટલો સમય પોતાનાં તન, મન અને ધન આપણને સંપૂર્ણ રીતે અર્પણ કરી દીધાં હોય તેવી રીતે જ વર્તતા. એ પ્રેમાળ કવિના છેલ્લા પત્રનો હજુ તો હું આજ ઉત્તર આપીશ-કાલ આપીશ એમ વિચારમાં હતો, ત્યાં જ તેમના મૃત્યુના દુઃખદ સમાચાર મેં સાંભળ્યા. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો,

['કેટલાંક વિવેચનો']



## કલાપ્રતિભા અદ્વિતીય

જીવનના, ખાસ કરીને ગૃહજીવનના કોમળ, ગૂઢ, ચારુતાયુક્ત પ્રસંગો અને ભાવોના સૂર આ કવિની વાણીમાં અજબ સંગીત ઉત્પન્ન કરે છે; અને આ ક્ષેત્રમાં ખોટાદકરની કલા અને પ્રતિભા અદ્વિતીય છે.

'શૈવલિની'-'પુરસ્કરણ' નરસિંહરાવ દિવેટિયા

## એક સ્મરણ

ગુલાબદાસ બ્રોકર

'આ મોક્ષથી મોંઘું અને સાકર થકી વધતું ગળ્યું,
તુજ બાણના સંપાતથી પંચત્વ આ સમયે મળ્યું.'

અત્યંત મધુર સ્વરથી ઉચ્ચારાતો આ કાવ્યભાગ મને હંમેશાં માટે યાદ રહી ગયો છે. સાંભળ્યો હતો ત્યારથી તે છેક આજ સુધી. એ વાતને વર્ષો તો ઘણાં ઘણાં વીતી ગયાં, તોપણ મારા ઊગતા યૌવનના કાળની એ મીઠી સ્મૃતિ છે.

પઠન કરનારા હતા મારા મિત્ર ભાઈ રતિલાલ છાયા. 'કોનું કાવ્ય છે?' કુતૂહલથી મેં પૂછ્યું હતું, એ પણ મને યાદ છે. પણ એ તો એ કાવ્યના 'વિદ્ધમૃગ'ની માફક એના રસના આવેગથી વિદ્ધ થયા હતા. જવાબ આપવાને બદલે એમણે તો 'ગાયાબજાવ્યા' કર્યું હતું.

આખરે એ પૂરું થતાં પુસ્તક ઉઘાડ્યું. આખુંય કાવ્ય અનેક વાર અમે બન્ને સાથે વાંચી ગયા. મનમાં મનમાં, પછી મોટે મોટે; પાછા મનમાં ને મનમાં.

દામોદર ખુશાલદાસ બોટાદકરનો પરિચય આમ યૌવનના ઊઘડતા કાળમાં થયો. પછી તો એમના 'ભાભીના ભાવ' અનેક કોમળ કંઠેથી આહ્‌લાદપૂર્વક ઉચ્ચારાઈ અમને ભીંજવી ગયા. અને અમને 'જનનીની જોડ' તો કદી જડી જ નહિ, પણ એ ન જ જડે એની કાવ્યમય પ્રતીતિ પણ એ જ કંઠોએ અમારી આંખોમાંથી આંસુઓની અંજલિ પામીને કરાવી આપી.

પછી તો આખો એક યુગ વહી ગયો છે. નરસિંહરાવને હાથે તાલીમ પામતા અમે બોટાદકરને ગાયા. કવિતા વિશે વાતો કરતા એમને વિશે લડ્યા–ઝઘડ્યા, કજિયા–કંકાસ કર્યા, એમની તરફેણમાં અને ક્યારેક વિરુદ્ધમાં પણ. અને તોયે આજે નવેમ્બર ૧૯૭૧માં પણ બોટાદકર અમારા હૃદયમાંથી ખસ્યા નથી!

# કવિ – એક કુટુંબી સ્વજન

મુકુંદરાય પારાશર્ય

કવિશ્રી બોટાદકર અમારા કુટુંબમાં એમનાં કાવ્યો દ્વારા એક કુટુંબી સ્વજન બની ગયેલા. મારા કાકા સ્વ. ચંપકરાય પટ્ટણી, બોટાદકરનું કાવ્યપુસ્તક છપાય એટલે એક નહિ, બે નહિ, દસદસ નકલો લાવતા. 'રાસતરંગિણી'ની ૨૫ નકલો આવેલી. મિત્રો, સ્વજનોને એ ભેટ આપતા. પરિચિત કન્યાઓના લગ્નમાં ભેટ, હાથગરણામાં 'રાસતરંગિણી' આપતા. અને અમને બાળકોને ઘણાં કાવ્યોમાંથી ઘણી કડીઓ કંઠસ્થ હતી.

અમારા કુટુંબમાં કહું છું ત્યારે તેમાં સ્વ. સર પ્રભાશંકર પટ્ટણીના કુટુંબનો પણ સમાવેશ કરું છું. એક વાર રાજકારણથી કંટાળેલા, રાત્રે ખંડમાં એકલા આંટા મારતા હતા ત્યારે તેમનાં બહેન સ્વ. નર્મદાબહેન તે મારાં ફઈ, ( કવિ પ્રબોધ ભટ્ટનાં માતુશ્રી ) તેમને મળવા આવ્યાં... પ્રભાશંકરે પોતે કંટાળેલા હોવાથી એડમિનિસ્ટ્રેટરના હોદ્દેથી રાજીનામું લખી મોકલવાની વાત કરી ત્યારે એ બહેને નીચેની બે પંક્તિ સંભળાવી :

અયિ ધુરંધર ! ધીરજ ખોઈને
વિરમવું વચમાં ન ઘટે તને.

એ પંક્તિ નામનિર્દેશ વગર કહેલી સાંભળતાં જ પ્રભાશંકરે કહ્યું : 'વાહ, બોટાદકર !' ને તે હિમ્મતમાં આવી ગયા. બાળ મહારાજા કૃષ્ણકુમારને છોડી દેવા એ તેને ધર્મચ્યુતિ જેવું લાગતું હતું, બીજી બાજુ રાજકારણનો સખત કંટાળો.

એ પ્રભાશંકર શ્રી બોટાદકર વિષે નાનપણથી જાણતા. બોટાદકર તેના માસ્તર દેવશંકર વૈકુંઠજી ભટ્ટ પાસે ભણેલા ત્યારથી ગુરુને તેના પ્રત્યે અનહદ માન. સંસ્કૃત વૃત્તોની સફાઈ, માધુર્ય તેમની પાસેથી કવિએ મેળવેલાં. કવિશ્રીની આર્થિક બાજુ પણ પ્રભાશંકર જાણતા ને મદદરૂપ થવા યત્ન કરેલા, પરંતુ દેવશંકર માસ્તરે તેમની ( કવિની ) નિષ્ઠા જોયેલી.

શ્રી દેવશંકર માસ્તર ને પ્રભાશંકર વારંવાર મળતા ને વિચારોની આપલે કરતા – તેથી જાણેલું. ધનની મુશ્કેલી હોવા છતાં આર્થિક સહાય લેવામાં કવિશ્રીને દીનતાનું ઘણું ભાન થતું. એ સ્વમાન જાળવીને નિર્ધનતા સહન કરતા. એ ઉચ્ચ ગુણ હતો. પ્રભાશંકરને એની ખબર હતી ને તેની કદર કરતા. આથી લોકો જાણે કે કવિ જાણે ને દુઃખી થાય તે રીતે સહાય નથી કરી. સ્પષ્ટ સહાય કવિ ગયા પછી તેમના કુટુંબને સામાન્ય જીવાઈ બાંધી આપેલ. કવિશ્રીની એક મહત્તા હતી. તેમનાં કાવ્યોમાં પદે પદે સદ્ધર્મ, સદાચાર, સૂક્ષ્મ સહૃદય ભાવો વિલસે છે. પંચેન્દ્રિયોને બહલાવે તેવી પંક્તિઓ કરતાં, આવાં કાવ્યોમાં ઉન્નત, સ્વમાની, સુખી માનવ-સમાજ નિર્માણ કરવાની શક્તિ – સહજ પામ્યા છે. મને તો ૧૮૮૫ પછીના કવિઓમાં પ્રથમ કાન્ત, પછી બોટાદકર, પછી પ્રહ્લાદ પારેખ ને પ્રબોધ ભટ્ટ ગમે છે, તે સર્વ આ કારણે છે.



## પ્રસાદ અને સરળતા :

સ્વ. બોટાદકરે ગુજરાતી કાવ્યસાહિત્યની જે સેવા કરી છે તેનું સાચું અને જોઈતું મૂલ્યાંકન હજી થયું નથી. એમના કેટલાક રાસ તો ‘અજોડ’ છે, જેમાં ગૃહજીવનનું એક પ્રકારનું અનોખું ભારતીય માધુર્ય અને ભારતીય જીવનમાંગલ્યની સાત્ત્વિક ભાવના અતિ સરળતાથી, વેધકતાથી તથા હૃદયની ઊંડી ઉત્કટતાથી આલેખાયાં છે. ઉપરાંત પ્રકૃતિકાવ્યો તથા અન્યોન્ય વિષયનાં એમનાં કાવ્યો પણ ઉલ્લેખનીય છે. એમનાં કાવ્યોનો મોટો ગુણ ‘પ્રસાદ અને સરળતા’ છે.

—ચાંપશી વિ.

## કવિશ્રીને મળી લઈએ

**ગિરીશ મ. ભટ્ટ**

ઘણાં વર્ષો પહેલાં અમે દક્ષિણામૂર્તિ સંસ્થા તરફથી એક મુખપત્ર કાઢવા ધારેલું, તેને માટે સ્વ. ગાંધીબાપુના આશીર્વાદ મેળવવા શ્રી. હરભાઈ ત્રિવેદીએ અને મારે અમદાવાદ સાથે જવાનું હતું. અમે અમદાવાદ જવા નીકળ્યા. બોટાદ પહોંચ્યા ત્યારે કાંઈક મોટા ખોટકાને કારણે ગાડી બોટાદ સ્ટેશને ચારેક કલાક પડી રહે તેમ હતું. અમે બન્નેએ વિચાર કર્યો કે આમ અનાયાસે બોટાદમાં રોકાવાનું થયું છે તો ચાલોને કવિશ્રી બોટાદકરના સાક્ષાત્ દર્શન કરીએ. આપણે અવારનવાર જેનાં ગીતો ગૂંજ્યા કરીએ છીએ તેને નજરે જોઈએ તો ખરા !

જઈને ઊભા—એક ડેલીબંધ, ગારથી લીંપેલા સાવ સાદા જૂની ઢબના મકાન પર—જ્યાં નિવાસ કરીને કવિશ્રી ગૂજરાતને પોતાના અંતરના વૈભવની લહાણુ કરી રહ્યા હતા. ઘરમાં પેઠા કે એક સૂકલકડી, દુબળા-પાતળા ગૃહસ્થ અમને સત્કારવા સામા આવ્યા, અને અમારા નમસ્કાર ઝીલીને પૂછ્યું : 'કોનું કામ છે ?' અમે અમારી ઓળખાણ આપી અને કવિશ્રીને મળવાની ઇચ્છા દર્શાવી એટલે પોતાની ઓળખાણ આપતાં એમણે કહ્યું, 'પધારો, પધારો ! હું જ બોટાદકર !' ક્ષણભર અમે બન્ને ત્યાં જ સ્થિર થઈ ગયા ! એમણે ઓસરી પર પાથરણું પાથરી અમને બન્નેને પ્રેમથી બેસાર્યા. કવિ તરીકેનો તેમના તરફનો અમારો આદર વ્યક્ત કરતાં અમારે આવવાનું કેમ બન્યું તે અમે તેમને જણાવ્યું. અમારા તરફ તેઓ અમીભરી નજરે જોઈ રહ્યા. અમારી સાથે બીજી થોડી વાતો કરી અને વાતચીતમાં સજળ નયને સ્વ. અમૃતલાલ દાણીને યાદ કરી તેમનાં પત્ની જયાબહેન અને ભાઈ જમુભાઈ દાણીનો પ્રેમભર્યો ઉલ્લેખ કર્યો. એ ટૂંકી મુલાકાત પૂરી કરી અમે ઊઠ્યા અને અમારી સાથે એમની એ કાવ્યમૂર્તિને અમારા અંતરમાં મઢી લઈ પાછા બોટાદ સ્ટેશને પહોંચી અમદાવાદ જવા રવાના થયા.

## કેટલાંક સંસ્મરણો

**પોપટલાલ લ. રાવળ**

સ્વ. કવિ શ્રી. દામોદરદાસ ખુશાલદાસ બોટાદકરના જન્મશતાબ્દી ઉત્સવપ્રસંગે મારાં સંસ્મરણો તાજાં કરતાં મને આનંદ થાય છે. કવિશ્રી બોટાદકરના જીવનમાં મેં પ્રવેશ કર્યો છે અને મારા જીવનમાં તેમણે પ્રવેશ કર્યો છે. તેની એક ઝલક અહીં રજૂ કરું છું. આ પરિચય દ્વારા કવિશ્રી બોટાદકરમાં, માનવી બોટાદકર કેવા હતા તેના દર્શન થશે.

મારા પિતાશ્રી લક્ષ્મીરામ અંબારામ રાવળ તે વખતે મુંબઈમાં ભૂલેશ્વરમાં આવેલ શ્રી લાલજીની હવેલીમાં મોટા મુખિયાજી હતા. કવિશ્રી બોટાદકર તે જ હવેલીની પેઢીમાં હિસાબી અધિકારી હતા. ત્રીજી નામાંકિત વિભૂતિ સ્વ. શ્રી. કલ્યાણજી શાસ્ત્રી હતા. શ્રી. શાસ્ત્રીજી પુષ્ટિમાર્ગ સંપ્રદાયના એક પ્રકાંડ શાસ્ત્રવિશારદ હતા. વિદ્વત્તા સાથે તેમનો વિનય પણ એટલો જ પ્રભાવકારી હતો. સ્વભાવે તેઓ વિનોદી પણ હતા. આ ત્રણેય વચ્ચે ગાઢમૈત્રી-સંબંધ હતો. તેઓ અવારનવાર શાસ્ત્રચર્ચા અને કાવ્યવિનોદમાં સમય પસાર કરતા હતા. મારા પિતાશ્રીનો અભ્યાસ કેવળ સાત ગુજરાતીનો હતો પરંતુ કવિ અને શાસ્ત્રી સાથેના પરિચયના કારણે તેમનું જ્ઞાન ઉચ્ચ કોટિનું હતું. મારા પિતાશ્રી બોટાદકરને 'કવિરાજ' કહીને સંબોધતા હતા.

શ્રી. બોટાદકરે તેર વર્ષની વયે 'વિદ્ધમૃગ' કાવ્ય લખ્યું હતું. સાક્ષર શ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયાએ 'કાવ્યમાધુર્ય'નું સંપાદન કર્યું. તેમાં શ્રી. બોટાદકરની 'વિદ્ધમૃગ' કૃતિને સ્થાન મળ્યું હતું. કાવ્ય નીચે શ્રી. અંજારિયાએ એક નોંધ મૂકી હતી. તેમાં લખ્યું હતું કે આ કવિની બીજી કૃતિ કયાંય જોવા મળી નથી. તેમણે કાવ્ય લખવાનું બંધ કર્યું હોય તેમ લાગે છે. ગુર્જરગિરાના સાક્ષર શ્રી. અંજારિયા સદ્‌ભાગ્યે વિદ્યમાન છે. તેઓ આ વાતની સાક્ષી પૂરશે.

શ્રી. બોટાદકરનું કાવ્ય અને તે પરની શ્રી. અંજારિયાની નોંધ વાંચી એક વિદ્વાન વૈષ્ણવ સાહિત્યકાર જે નિયમિત રીતે હવેલીમાં સાંજે દર્શન કરવા આવતા હતા, તેમણે શ્રી. બોટાદકરને ખેદ વ્યક્ત કરતાં કહ્યું, 'અમારા એક વિદ્વાન મિત્ર તમારા વિષે નોંધમાં અફસોસ વ્યક્ત કરે છે.' શ્રી. બોટાદકરે 'કાવ્યમાધુર્ય' જોયું અને તે પરની નોંધ વાંચી અને હસતાં હસતાં કહ્યું, 'તમારા વિદ્વાન મિત્રને કહેશો કે હાલમાં તો બોટાદકર હવેલીની કઢીમાં ચોટલી સુધી ડૂબી ગયો છે.'

કવિ આયુર્વેદના પણ જ્ઞાતા હતા. શાકભાજીના ગુણદોષ જાણતા હતા અને કહેતા 'ટીંડી બુદ્ધિનાશમ્'; ટીંડોરાનું શાક ખાવાથી બુદ્ધિનો નાશ થાય છે.

મારા પિતાશ્રીના કહેવા મુજબ કવિરાજ ખૂબ જ શરમાળ પ્રકૃતિના હતા અને જાહેરમાં આવતાં ખૂબ જ સંકોચ અનુભવતા. કદાચ કોઈ મેળાવડામાં જવું અનિવાર્ય લાગે તો જતા ખરા પરંતુ સભામાં છેવાડે બેસતા. એક પ્રસંગમાં તો તેમને આગ્રહ કરી માનપૂર્વક આગળ બેસાડવામાં આવ્યા હતા.

હવેલીમાં એક મહારાજ લીલાસ્થ થયા અને તેમને સ્થાને બીજા આવ્યા. પરિણામે ખટપટો શરૂ થઈ અને કવિશ્રીએ હવેલીની નોકરી છોડી. તેઓ બોટાદ આવ્યા. ભાવનગરના દીવાન સ્વ. શ્રી. પ્રભાશંકર પટ્ટણીએ રસ લીધો અને કવિ બોટાદમાં શિક્ષક થયા.

મારા પિતાશ્રી કહેતા હતા કે ગુજરાતી કાવ્યસાહિત્યનું એ સદ્ભાગ્ય હતું કે હવેલીની ખટપટોને કારણે કવિએ નોકરી છોડી અને ગુર્જરગિરાને ચરણે 'કલ્લોલિની' 'રાસતરંગિણી,'; વગેરે જેવી અમર ભાવવાહી કૃતિઓ ધરી શકયા.

કોઈ એક પ્રસંગે મારા પિતાશ્રી દેશમાં રજા પર હતા. કવિ મુંબઈમાં હતા. કવિનો એક પત્ર મારા પિતાશ્રીના સંગ્રહમાં જોવા–વાંચવા મળ્યો. પત્રની શરૂઆત તેમણે કાવ્યમય રીતે આ પ્રમાણે કરી હતી :

'મોહમયીમાં મને છે, સર્વ પ્રકારે સુખ,
પણ અંતર વિષે એક છે પત્ર વિષેનું દુઃખ.'

અને ત્યાર પછી હવેલીમાં ચાલતી ખટપટનું વિવરણ હતું.

કવિ બોટાદમાં શિક્ષક હતા ત્યારે એક વખત મારા પિતાશ્રી તેમને મળવા ગયા હતા. શેરીમાં જઈ બોટાદકરના ઘરનું બારણું ખખડાવ્યું. 'કવિરાજ, ઉઘાડો બારણું.'. કવિ પણ ચિરપરિચિત અવાજ ઓળખી ગયા. કવિએ બારણું ઉઘાડયું. કવિ ખૂબ આનંદમાં આવી ગયા. તેમનું વર્ણન કરતાં મારા પિતાશ્રીએ કહેલ, 'કવિરાજ ઓસરીના એક થાંભલે ટેકો લઈ કાવ્યલેખન કરતા હતા. મને આવ્યો જાણી તેઓ ઊભા થયા અને પ્રેમથી મળ્યા. તેમણે પોતાનાં પત્નીને કહ્યું, 'તમે ઝટ નદીએ જાઓ. બેડું ઊટકી ચોખ્ખું પાણી ભરી લાવો. આજે તો મુખિયાજી રસોઈ કરે અને આપણે સૌ સાથે જ પ્રસાદ લઈએ.' આવો હતો તેમનો મૈત્રીસંબંધ અને આતિથ્ય–સત્કાર.

ત્યાર બાદ ઘણાં વર્ષો વીત્યાં. મારા પિતાશ્રી તે વખતે મહુવાની હવેલીમાં મુખિયાજી હતા. એક દિવસ બપોરને સમયે તેઓ બજારમાં ગયા ત્યારે એક સોની મહાજન વૈષ્ણવને ત્યાં બેઠા હતા. હું પણ તેમની સાથે હતો. દુકાનમાં 'મુંબઈ સમાચાર' પડયું હતું. મારા પિતાશ્રી તે વાંચવા લાગ્યા. તેમાં કવિના દુઃખદ સમાચારના ખબર 'ભાવનગર રાજ્યે ગુમાવેલો હીરો' એવા શબ્દોથી હતા. મારા પિતાશ્રી શોકમગ્ન થઈ ગયા. આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં અને બોલ્યા, 'કવિરાજ ગયા!' મારા પિતાશ્રીના તે વખતના ઉદ્વિગ્ન મુખભાવ આજે પણ હું વીસરી શક્યો નથી.

વળી પાછાં વર્ષો વીત્યાં. ૧૯૩૬માં બી. એ. થઈ હું મુંબઈ આવ્યો. મારા પિતાશ્રી ગોકુલાધીશજીમાં મુખિયાજી હતા. શ્રી. કલ્યાણશાસ્ત્રી ગટ્ટુલાલજીના પુસ્તકાલયમાં હતા. કવિશ્રીએ સાહિત્યક્ષેત્રે પ્રાપ્ત કરેલી કીર્તિથી શાસ્ત્રીજીને વાકેફ કરવા મારા પિતાશ્રીએ 'રાસ–તરંગિણી' તેમને બતાવવા કહ્યું. એક બપોરે હું શાસ્ત્રીજી પાસે ગયો. 'રાસ-તરંગિણી'નો શ્રી. મેઘાણીનો ઉપોદ્‌ઘાત વાંચી સંભળાવ્યો. એક બે કાવ્યો પણ ગાઈ સંભળાવ્યાં. તેમાંનું એક 'ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ!' હતું. શાસ્ત્રીજી વૃદ્ધ આંખે ભૂતકાળ ઉલેચવા લાગ્યા અને પ્રશંસાનાં પુષ્પો વેરતા બોલ્યા:

'બોટાદકર જો હવેલીમાં સ્થિર થયા હોત તો આવું સુંદર સર્જન ગુજરાતને મળ્યું ન હોત.'

કવિ–શાસ્ત્રી સુખિયાજીનો અપૂર્વ મૈત્રીસંબંધ, કવિની સાહિત્યસેવા, પુત્રની ઉજ્જવળ કારકિર્દી તથા અમારા કુટુંબ સાથેના બોટાદકર કુટુંબના ઘરોબા સંબંધની આ એક સળંગ ગુણધર્મી ગાથા છે. એનું સ્મરણ કરી હું ધન્યતા અનુભવું છું.





કવિશ્રીનાં હેતાળ ધર્મપત્ની

સ્વ. જેકોરબાઇ બોટાદકર

: અવસાન :

૯ : ૧ [illegible]



કવિપુત્ર
અને
કવિકોલેજના પ્રધાન
સર્જક

: જન્મ ;
૧૦ : ૧૦ : ૧૯૨૩

: અવસાન :
૧ : ૪ : ૧૯૬૯

સ્વ. કાન્તિલાલ દામોદર બોટાદકર

'બોટાદકર જો હવેલીમાં સ્થિર થયા હોત તો આવું સુંદર સર્જન ગુજરાતને મળ્યું ન હોત.'

કવિ–શાસ્ત્રી મુખિયાજીનો અપૂર્વ મૈત્રીસંબંધ, કવિની સાહિત્યસેવા, પુત્રની ઉજ્જ્વળ કારકિર્દી તથા અમારા કુટુંબ સાથેના બોટાદકર કુટુંબના ઘરોબા સંબંધની આ એક સળંગ ગુણધર્મી ગાથા છે. એનું સ્મરણ કરી હું ધન્યતા અનુભવું છું.



અમૂલ્ય સેવા :

કવિશ્રી બોટાદકર વિષે મેં જે કાંઈ થોડુંઘણું જાણ્યું છે અને સાંભળ્યું છે તેના ઉપરથી મને એમ લાગ્યું છે કે તેમના જમાનામાં જે મુશ્કેલીઓ હતી, અને તેમણે જે કઠણ જિંદગી ગાળી હતી અને એવા કપરા કાળમાં પણ તેમણે પોતાના હૃદયની ઊર્મિઓ અને ખારા કરીને લોકોનાં હૃદયમાં ઊછળી રહેલા ભાવોને પોતાનાં કાવ્યોમાં પ્રકટ કર્યા છે તે ખરેખર અદ્ભુત છે.

'રાસતરંગિણી'ના એકે એક કાવ્યમાં જે ભાવ ભર્યા છે અને તેમની લીટીએ લીટીએ અને શબ્દે શબ્દે જે ભાવ છે તે અસામાન્ય છે. ક્યાં આજનાં કાવ્યો અને ક્યાં તે વખતના કપરા કાળમાં તાદૃશ ચિતાર રજૂ કરતાં એમનાં કાવ્યો! એ કાવ્યો દ્વારા તેમણે ગુજરાતની અમૂલ્ય સેવા કરી છે; ગુજરાત એમનું હંમેશનું ઋણી છે.

રવિશંકર મહારાજ



કવિશ્રીનાં હેતાળ ધર્મપત્ની

સ્વ. જેકોરબાઇ બોટાદકર

: અવસાન :

૯ : ૧ : ૧૯[illegible]

કવિપુત્ર

અને

કવિકોલેજના પ્રધાન

સર્જક

: જન્મ :

૧૦ : ૧૦ : ૧૯૨૩

: અવસાન :

૧ : ૪ : ૧૯૬૯



સ્વ. કાન્તિલાલ દામોદર બોટાદકર



શ્રીમતી પ્રમીલાબહેન કાંતિલાલ બોટાદકર સાથે
કવિપુત્રનું વર્તમાન કુટુંબમંડળ

◎

'સમઢિયાળાના મહેતાજી'ની કવિકુટિર



જ્યાંથી કવિને ગ્રામજીવનનું ગીતમાધુર્ય લાધ્યું.

# એક સ્મૃતિપ્રસંગ

ચન્દ્રવદન મહેતા

ભાવનગર સાહિત્યપરિષદ ભરાણી ૧૯૨૪માં, ત્યારે ભણતર પતાવી તાજા કૉલેજજીવનમાંથી બહાર પડેલા યુવકોમાંનો હું એક; ખોટાદકરનું નામ સાંભળેલું; નહીં જેવું વાંચેલું. પણ એ પરિષદમાં બળવંતરાય ઠાકોરની હાથલાકડી થઈ એમની સાથે ભાવનગર જવાનો પ્રસંગ એમણે જ ઊભો કરી આપ્યો, એ નસીબની બલિહારીને પ્રતાપે ભાવનગરમાં પાનવાડીમાં ખાસ ઉતારામાં નિવાસ કરવાનો, રજવાડી મહેમાનગીરી માણવાનો અવસર પ્રાપ્ત થયો, એ હજી આબાદ યાદ છે. હું વળી ત્યારે ક્યાં કોઈ ઠાકોરસાહેબને કે પટ્ટણીસાહેબ જેવા દીવાનને પણ ઓળખતો હતો! એમ ને એમ ત્યારે ગયો હોત તો કોણ જાણે અલાયદાં રસોડાંઓમાં કોણ જાણે કિયે રસોડે ઉતારો મળત, પરંતુ અહીં તો એક નહીં, બે સાક્ષરોની છાયામાં આતિથ્ય માણવાનો મોકો મળ્યો, એ આનંદની વાત હતી.

બીજા કોણ? અરદેશર ખબરદાર. એમની તબિયતને કારણે એમનો પણ અલાયદો ઉતારો હતો. બળવંતરાય અને ખબરદાર, બંનેના ઉતારા સાથોસાથ હતા. ખબરદાર અમે જે ટ્રેનમાં નીકળેલા એ કરતાં એક દિવસ વહેલી ટ્રેનમાં પહોંચી ગયેલા, પરંતુ અમે જે ટ્રેનમાં નીકળ્યા, તેમાં અમદાવાદથી પરિષદના પ્રમુખ દી. બ. કમળાશંકર ત્રિવેદી સહકુટુંબ જુદા ડબ્બામાં હતા, એ વળી વધારાનો લહાવો હતો.

સવારે ભાવનગર પહોંચતાં, સ્ટેશન ઉપર સ્વાગતવિધિ પૂરો થતાં, રિવાજ મુજબ પ્રમુખસાહેબને દરબારી ચારઠમાં બેસાડી ગામજનોમાંથી સરઘસના આકારમાં એમને ઉતારે લઈ જવાના હતા, એ બધી ગોઠવણ સ્ટેશન બહાર ચાલી રહેલી. એ જોવાના રસમાં હું ક્યાંક ઓટલે ઊભો

હતો, ત્યાં મને શોધતા બળવંતરાય આવ્યા, અને આ 'તમાશા-ફમાશામાં એવો તે શો રસ છે!' કહી ઠપકાવી ઓટલેથી નીચે ઉતારી જુદી ગાડીમાં બીજે રસ્તે અમારે ઉતારે અમે પહોંચ્યા.

પરિષદ સંબંધી બીજી વાતો તથા બાબતો આ સ્થાને અપ્રસ્તુત હોઈ, એને જતી કરી મૂળ વાતનો દોર પકડવો જોઈએ. અમે પહોંચ્યા તે જ દિવસે સવારથી બળવંતરાયે કોઈ પણ હિસાબે કવિ ખોટાદકરને મળવા માટે સ્વયંસેવકો તથા કારભારીઓને સૂચના આપી દીધી હતી. એ ઉપરાંત મને પણ હુકમ અપાયો હતો કે મારે પણ એની ભાળ કાઢી એમને ખબરદાર પાસે કે બળવંતરાય પાસે લઈ જવા. ભોજન બાદ પરિષદની બેઠક શરૂ થવાની હતી. ત્યાં સુધી આ દિશામાં પ્રગતિ નહીં જેવી જ થઈ હતી. હું નહોતો સ્વયંસેવક કે નહોતો કોઈ પણ પ્રકારનો સભ્ય, એટલે મંડપમાં મારે માટે કોઈ સ્થાન તો હતું જ નહીં, પણ બંને મહારથીઓએ — ખબરદારે પોતાના સાથીદાર પુત્ર માટે, અને બળવંતરાયે મારે માટે ઘટતા બિલ્લા મંગાવી અમારી ઉચ્ચાસને જ બેસવાની ગોઠવણ કરાવી દીધી હતી. સ્વાગતભાષણ પૂરું થતાં પ્રમુખશ્રીનું ભાષણ વંચાવું શરૂ થયું કે બળવંતરાય ઠાકોરે હું પાછલી હારમાં બેઠો હતો ત્યાંથી મને બોલાવી મંગાવ્યો, અને જે સ્વયંસેવકે એમને બાતમી પહોંચાડી હતી, એની સાથે જવાનું ફરમાન કરી દીધું. કવિશ્રી ખોટાદકર મળે કે તરત એની સાથે મારે શી વાત કરવી તેનો પાકો પાઠ મને ભણાવવામાં આવેલો હોઈ આ કામ મેં અત્યંત હોંસથી ઉપાડી, ધીમે ધીમે, સભામંડપની સૌથી પાછલી હરોળ આગળ થઈ, છેલ્લા દૂરના એકેક રૂપિયાવાળી ટિકિટના જનતાજનાર્દનના ચોકઠામાં અમે દાખલ થયા, અને સ્વયંસેવકે મને એક અજાણી વ્યક્તિ સમક્ષ ખડો કરી દીધો. સફેદ નહીં પણ પીળચટો કસવાળો અંગરખો, ઉપર ખેસ, ધોતિયું અને માથે સફેદ વીંટાળેલો ફેંટો—સૂકલકડી શરીર અને દેદીપ્યમાન કપાળ જુઓ કે અમીભરી તરી આવતી આંખ જુઓ, એ બે ઉપર કોઈનું પણ ધ્યાન ખેંચાયા વિના ન રહે. મેં નમસ્કાર કર્યા. પોતે વિનયથી ઊભા થઈ ગયા અને મેં ખબરદાર–ઠાકોરનો સંદેશો ટૂંકમાં સંભળાવી દીધો. લગભગ સૌથી છેવટની હાર હતી, એટલે બહારના ભાગમાં જતાં અમને વાર લાગી નહીં અને ત્યાં મળવાનો સમય નક્કી કરી દીધો. આખો દિવસ તો કાર્યક્રમ; અને સાંજે આવા પ્રસંગો ઉપર રંજન-

કાર્યક્રમ યોજાય છે એવો રંજન–કાર્યક્રમ; વખત કાઢવો શી રીતે, પણ અમે ઘાટ ગોઠવી દીધો. લગભગ પાંચેકને શુમારે પહેલા દિવસની બેઠક પૂરી થાય. સ્વાગત–પ્રમુખ બધાને સત્કારે, ભાવનગરનો ઇતિહાસ સંભળાવે, પછી પ્રમુખસાહેબની, એક પછી એક ઊભી થતી વ્યક્તિઓ ઓળખાણ આપે, અને ત્યાર બાદ પ્રમુખસાહેબનું ભાષણ વંચાય : આ ચાલુ ચીલે ચાલી આવતી વ્યવસ્થામાં ઠીક જેવો સમય જાય, ત્યાં સાંજના પાંચ વાગતાં કેટલી વાર લાગે વારુ ?

રંજન–કાર્યક્રમ અમે પડતો મૂક્યો. ૭ વાગ્યે મારે એમને એમણે સૂચના આપી ત્યાંથી દોરવી પાનવાડી લઈ જવા, અને સાંજના ભોજનનું ટાણું પણ અમારી સાથે જ ઊજવવું, એવું થોડી જ વારમાં નક્કી કરી અમે છૂટા પડ્યા. હજી તો પ્રમુખસાહેબનું ભાષણ વંચાતું હતું, તે વખતે ધીમે રહી બળવંતરાયસાહેબને આ ગોઠવણ ચિઠ્ઠીમાં લખી પહોંચાડી દીધી, અને હું છૂટો–જે કોઈ થોડાઘણા આમતેમ રસળતા હતા એવામાંનો એક–થઈ ફરવા માંડ્યો.

સાંજે એમને હું મળ્યો અને તરત એમને અમારે ઉતારે લઈ ગયો. એમને જોતાં જ ઠાકોરે અને ખબરદારે બહાર આવી એમનું જે સ્વાગત કર્યું તે દૃશ્ય હું કદી નહિ ભૂલું. સામે પક્ષે કવિ બોટાદકરનું, એમની જિંદગીમાં આટલું ભાવભીનું કોઈ અજાણ્યાએ સ્વાગત કર્યું હશે કે કેમ એવી શંકા આવે એવું, બોટાદકરનું ગદ્‌ગદિત થતું આખું બાહ્ય સ્વરૂપ – અને આભારને ભારે નીગળતું આંતરસ્વરૂપ જે જોવા મળ્યું તે પણ હું નહિ ભૂલું. પછી તો જે ત્રણ-ચાર કલાક ચર્ચા, વાતો, સંવાદો ચાલ્યાં છે, તેનો અંદાજ આજે કાઢવો મુશ્કેલ છે, પણ એ જમાનામાં જો ટેપ – રેકોર્ડિંગ શોધાયું હોત અને આ આખો પ્રસંગ નોંધાયો હોત, તો આજે એ મહામૂલી દોલત સાહિત્યરસિકોને સાંભળવા-જાણવા કામ લાગત. કવિએ પોતાનાં નવાં કાવ્યો પણ વાંચ્યાં. ક્યાંક પોતે વિવેચના પણ કરી. ક્યાંક ઉત્સાહભેર વિવેકથી પ્રશ્નો પણ પૂછ્યા. ક્યાંક સાહિત્યના નવા ઘડાતા ઘાટો વિશે પૂછતાછ પણ થઈ. ક્યાંક બળવંતરાયે એમને મળતા નજીવા પેન્શન માટેની વાત પણ કઢાવી. સંગાથે ત્યાં જ થાળીઓ મંગાવી, મંડાવી જમ્યા – મોડી રાતે ઘોડાચારઠમાં એમને હું મૂકતા ગયો, પાછો આવ્યો એ લગાતાર પ્રસંગ મારી સ્મૃતિમાં અત્યારે એવો જ ઊપસી આવે છે.

સાહિત્યપરિષદમાં આ ઉપરાંત કવિ ખોટાદકરનું સ્થાન નહોતું. નિબંધવાચન, ચર્ચા, સમિતિ–કમિટી પ્રમુખ–ઉપપ્રમુખના ચોકાચોતરામાં એમનું સ્થાન નહોતું. આ બે મહારથીઓએ એમને મહેમાનગૃહના પાનવાડીના ઉતારામાં સત્કાર્યા, એથી તો કવિહૃદય પુલકિત થઈ ગયું હતું, એ જ એમનો ભારે સંતોષ હતો.

એ પ્રસંગ બાદ જ્યારે જ્યારે કોઈ પણ સંજોગોમાં, કાર્યવાહીમાં કવિ ખોટાદકર સંબંધી કોઈ યોજના આવતી એમાં સગર્વ હું મારો યત્કિંચિત્ ફાળો આપતો આવ્યો છું અને મનમાં સંતોષ અને ગૌરવ અનુભવતો રહ્યો છું.



અગ્રણી કવિ :

સ્વ. દા. ખુ. ખોટાદકર આપણા એક અગ્રણી કવિ હતા. પ્રકૃતિ-દર્શન અને કુટુંબભાવનાનાં એમનાં કાવ્યો ગુજરાતી સાહિત્યમાં અનેરું સ્થાન ધરાવે છે. એમનાં કાવ્યો અને રાસો શબ્દલાલિત્ય, ગેયત્વ અને હલકથી ખૂબ લોકભોગ્ય બન્યાં છે.

૧૯૬૬ કનૈયાલાલ મુનશી

# સ્વ. કવિ બોટાદકર

મનુભાઈ જોધાણી

જૂના ભાવનગર રાજ્યના દ્વાર સમા પ્રતિષ્ઠિત અને વેપારથી ધીકતા બોટાદની બજારમાં ચરોતરની તમાકુનો વેપાર કરતું દાણીકુટુંબ તમાકુના રાજા જેવું ગણાતું. આ દાણીકુટુંબ જ્ઞાતિએ દશા મોઢ વણિક. મૂળ વતની તો ઉત્તર ગુજરાતના, પણ દાણીકુટુંબના પૂર્વજ બોટાદમાં આવીને સ્થિર થયેલા. આ દાણીકુટુંબનો મુખ્યત્વે ધંધો તમાકુના વેપારનો. એવા એ કુટુંબમાં એક ઉત્તરાધિકારી ખુશાલદાસ મૂળજીને ઘેર સંવત ૧૯૨૭ના માગશર સુદી પાંચમે, તા. ૨૭–૧૧–૧૮૭૦ના રોજ દામોદરનો જન્મ થયો. બે પુત્રો ને ત્રણ પુત્રીઓના કુટુંબના વડીલ ખુશાલદાસે પૈસા કમાવાની લાલચે કોઈની ભાગીદારીમાં રૂનો ધંધો કર્યો ને ગાંઠનું ગોપીચંદન થઈ ગયું. એટલે ઘરમાંથી લક્ષ્મીદેવીની વિદાય ભીની આંખે જોઈ રહીને ફરી એ ધંધા સામે નજર પણ ન નાખવાની ખુશાલદાસે પ્રતિજ્ઞા કરી, ને આવી પડેલી ગરીબાઈને શિરે ચડાવી.

મોઢેશ્વરી માતાના ઉપાસક ખુશાલદાસે બોટાદમાં સ્વામીનારાયણ સંપ્રદાયને કુટુંબના સ્વધર્મ તરીકે સ્વીકાર્યો હતો. આ હરિભક્ત ખુશાલદાસનું રુધિર, ખોટના ખંજરથી ટીપે ટીપે ખૂટતું ગયું ને કુટુંબને વારસામાં ગરીબાઈ સોંપી પોતાની જીવનલીલા સંકેલી લીધી. સાથોસાથ ધંધો પણ સંકેલાઈ ગયો; બાળકો નાનાં ને પીઠબળ કોઈનુંય નહિ.

પણ ખુશાલદાસનાં પત્ની લાડકીબાઈ ભારે હિંમતવાળાં. ઘરને વીંટળાઈ ગયેલી ગરીબાઈનો હસતે મોઢે સામનો કરી પોતાનાં નાનાં ગભરુ પાંચ જણ્યાં—દામોદર, ઉજમશી, સાંકળીબહેન, કસ્તૂરબહેન અને ગોદાવરીને એમણે હૂંફ આપી, પાળ્યાંપોષ્યાં ને વૈધવ્યને જીવી જાણ્યું. પાંચ વર્ષની ઉંમરે પિતાનું સુખ ગુમાવી બેઠેલો દામોદર માતાની

વહાલભરી હૂંફમાં દરબારી ગુજરાતી નિશાળમાં ભણ્યો અને પોતાની અનોખી પ્રતિભાથી તે વખતના ભાવનગર રાજ્યમાં ગણ્યાગાંઠ્યા ઉત્તમ શિક્ષકોમાંના સ્વ. દેવશંકર વૈકુંઠજી ભટ્ટનો પ્રીતિપાત્ર શિષ્ય બન્યો. વાણિયાનો દીકરો લેખાં-પલાખાં અને ગણિતમાં એક્કો હોય, બાકી ભાષામાં તો વેવલાપણા સિવાય કાંઈ મળે નહિ. પણ દામોદરે આ મહેતાજી પાસે પિંગળ ભણી નાનકડાં કાવ્યોથી ગુરુને પ્રસન્ન કર્યા ને ગુરુસમા મહેતાજીની કૃપાના ધોધ એના ઉપર વરસી રહ્યા.

છઠ્ઠી ગુજરાતી ભણી રહેલો વિધવાનો પુત્ર દામોદર ભણવામાં ચપળ, છતાં આગળ ભણવા ક્યાં જાય? રોટલા પણ વિધવા માતા પારકાં કામ કરીને ખવડાવતી. મા પાસે દીકરાને પરગામ ભણવા મોકલવાની મૂડી ક્યાંથી હોય? એટલે એ ગુરુએ પોતાના શિષ્યને માસિક અઢી રૂપિયાના પગારથી એ શાળામાં જ મૉનિટર તરીકે રાખી લીધો. આજીવિકામાં ઉમેરો થાય ને આગળ ભણી શકાય એ દૃષ્ટિએ દામોદરે પણ આ નોકરી સ્વીકારી.

પણ નસીબના બળિયા દામોદરે રાજકોટની ટ્રેઇનિંગ કૉલેજમાં શિક્ષણની તાલીમ લેવા માટે પ્રાવેશિક પરીક્ષા આપી ને એમાં નાપાસ થયા; એથી જીવનમાં હતાશા આવી. વાણિયાનો દીકરો વેપાર ખેડે એવો સાહસિક હોય, પણ આ દામોદરનો હાથ ઝાલી હૂંફ આપે કે માર્ગ ચીંધે એવા વડીલની છત્રછાયા એને ન હતી. પીઠ આપે એવી પાસે મૂડી પણ ન હતી કે નહોતી સગાંવહાલાંની ઓથ. એટલે જ દામોદરે 'કોઈ ધંધો ન સૂઝે તો મહેતાજી થા' એ કહેવત મુજબ શિક્ષકનો ધંધો સ્વીકારી લીધો.

ભાવનગર રાજ્યના કેળવણીખાતામાં શાળાઓ ઘણી, પણ મોટે ભાગે ગામડાંઓમાં. અને દામોદર તો અનટ્રેઇન્ડ શિક્ષક એટલે ગામડાંઓની શાળાઓમાં એક ગામથી બીજે ગામ બદલીઓ થાય. ગામડાંમાં શિક્ષણના કાર્ય સાથે બ્રાહ્મણ શિક્ષકો વૈદું કરે, કથાવાર્તા કરે, યજમાનવૃત્તિ કરે ને આજીવિકાનું સાધન વધારે. પણ દામોદર તો વણિક; એનાથી કોઈ પાસે હાથ લાંબો કેમ થાય? એટલે એમણે નાનાં ગામડાંમાં નાનકડા ધંધા કરવા પ્રયત્ન કરી જોયા, પણ ધંધામાં જે કુનેહબાજી જોઈએ, જે હૈયાઉકલત અને સાહસ જોઈએ તે આ દામોદરમાં મુદ્દલે મળે નહિ.

ને લક્ષ્મીદેવીથી ત્યજાયેલા આ દામોદર તો સરસ્વતીદેવીના ઉપાસક, એટલે સરસ્વતીની મીઠી નજર દામોદરના હૈયાને હિલોળે રમાડતી.

સરસ્વતીના પ્રીતિભાજન બનેલા દામોદરે સત્તર વર્ષની ઉંમરે ‘લાલસિંહ–સાવિત્રી’, ૧૯ વર્ષની ઉંમરે ‘રાસ–વર્ણન’ અને ૨૧ વર્ષની ઉંમરે ‘ગોકુળ–ગીતા’ લખેલાં. એથી લોકો મશ્કરીમાં એમને ‘કવિ’ કહેતા.

આ અરસામાં વેરાવળની ગાદીના વૈષ્ણવોના આચાર્ય મહારાજ બોટાદ આવ્યા અને કવિની સરસ્વતીથી મુગ્ધ બની એમને પોતાની સેવામાં રહેવા આગ્રહ કર્યો. સરસ્વતીનો ઉપાસક લક્ષ્મીદેવીની કૃપા મેળવવા દેશાવર ઊપડચો.

મુંબઈ જેવું રંગીલું અને ખર્ચાળ શહેર ને મોજશોખથી ખદબદતી વસ્તીમાં કવિને પોતાનો માર્ગ અને સમાસ કરવો હોય તો વધુ અભ્યાસની જરૂર લાગી. એમણે સંસ્કૃત શીખવા માટે સંસ્કૃત ભાષાનો આખો અમરકોશ (શબ્દકોશ) મુખપાઠ કરી નાખ્યો. પણ એથી એમની તબિયતે પલટો લીધો. માંદગી આવી; તેને લીધે શરીર કૃશ થઈ ગયું. એને પરિણામે શરીરમાં દમના રોગે કાયમી વસવાટ કર્યો.

મહારાજશ્રીના કૃપાભાજન બનેલા દામોદરને એકત્રીસમે વર્ષે કંકુમાં હાથ બોળવાનો પ્રસંગ સાંપડચો. પંદર વર્ષનાં જેકોરબહેન સાથે એમણે ગૃહસંસાર શરૂ કર્યો. પણ દામોદર કવિ જેમ સંપત્તિની દૃષ્ટિએ ગરીબ હતા એમ સંતાનમૂડીમાં પણ ગરીબ જ રહ્યા. જેકોરબહેને સંતાનો તો ઘણાં આપ્યાં, પણ ઘણાં નાનપણમાં ગુજરી ગયાં.

ધન કમાવા ગયેલા દામોદર મુંબઈમાંથી રોગની મૂડી લઈને માંદગીમાંથી માંડમાંડ નવું જીવન મેળવી વતનની રજ માથે ચડાવવા બોટાદ આવી પહોંચ્યા ને ફરી વખત શિક્ષકની નોકરી સ્વીકારી. પણ જીવ સરસ્વતી-ઉપાસકનો અને ખોળિયું તો લક્ષ્મીઉપાસકનું. એટલે રહી રહીને પણ ધનોપાર્જન તરફ હવાતિયાં મારે. ભાવનગરમાં જૈન પાઠશાળામાં ઘરડી ડોશીઓને શીખવવા જઈને જીવનનું નવું પાસું ખોલી જોયું, પણ એક વર્ષમાં પાછા નાસી આવ્યા. એક ગામડામાં નાનકડી દુકાન કરી જોઈ, પણ ઉઘરાણીમાં સલવાઈ ગયા. છેવટે વૈદું કરવા ઉધામો નાખ્યો,

દર્દીઓ પૈસા જ આપે નહિ. બે વર્ષમાં તો માથે દેવું થઈ ગયું, એટલે ફરી પાછો શિક્ષકનો ધંધો અપનાવ્યો.

આમ સરસ્વતીને ખોળે માથું મૂકીને લક્ષ્મીની પાછળ દોડાદોડ કરતા દામોદરને છેલ્લે તો સરસ્વતીના ચરણમાં આવીને શિર ઝૂકાવવું પડયું.

પણ આ સરસ્વતી – ઉપાસકને નહોતું ગળું, નહોતું દેહસૌષ્ઠવ, નહોતું રૂપ કે નહોતી પ્રતિભા. હાડકાના માળા જેવું દુર્બળ શરીર, દમિયલ અને ઉધરસથી ખોખરું થઈ ગયેલું ગળું, બેસી ગયેલું મુખ ને પાંપણો ખવાઈ જવાથી પાણી ઝરતી ચૂંચી આંખો અને સાવ ગામડિયા પોશાકથી ગરીબ વાણિયા જેવા દીદાર લઈને ફરતા આ કવિ ઉપર સરસ્વતીની મહેર હતી. એમને ગળું ન હતું પણ જૂનાં લોકગીતો અને ગીતોના રાગ અને ઢાળ ઝીલી લેવા જેટલી આવડત હતી; એ ઢાળો ગાઈ બતાવવાની મીઠી હલક હતી. સંસ્કૃત ભાષાના અભ્યાસથી સંસ્કૃત ભાષા – શબ્દોથી પ્રચુર શબ્દભંડોળ હતો અને હૈયામાંથી વહેતી કાવ્યસરવાણીઓને શબ્દદેહ આપવાની તાલાવેલી હતી. સરવાણીમાંનો ધોધ ધીમે ધીમે 'કલ્લોલિની', 'નિર્ઝરિણી', 'સ્રોતસ્વિની', 'રાસતરંગિણી' અને 'શૈવલિની' જેવી પાંચ સરિતાઓનો પંજાબ પ્રવાહ ગુર્જરમાતાના ચરણે વહાવી ગયા.

શરમાળ પ્રકૃતિના આ કવિ ન તો કોઈ વિદ્વાનને મળવા જતા, ન પોતાનાં કાવ્યો લઈને કોઈ પાસે ગાવા જતા. બને ત્યાં સુધી ગામડાના જીવનમાં સુખ માની, નિજી ઉપાર્જનમાં લૂખોસૂકો રોટલો ખાઈ સંતોષ અનુભવતા. નહોતી એમનામાં કીર્તિની લાલસા કે નહોતી વિદ્વાન તરીકે ગણાવવાની તમન્ના. એમની મર્યાદાના એ પૂરેપૂરા જ્ઞાતા હતા.

સભારંજન માટે ગાવાની વાત એમને ગમતી નહિ, પણ મિત્રો પાસે એ પોતાના હૈયાને ખુલ્લું મૂકી દેતા, ને મિત્રમંડળી વચ્ચે એ ગાતા ત્યારે એમનું હૈયું પ્રફુલ્લ બની કોળી ઊઠતું, દિલ રાચી ઊઠતું. એમની વિદ્વત્તાના અનેક ભક્તો હતા, પણ એ ભકતમંડળના મોવડીપદનું અભિમાન એમને સ્પર્શી શકયું ન હતું.

પોતાના પહેલા કાવ્યસંગ્રહની પ્રતો વેચવા તેઓ ભાવનગરના કોલેજિયનો વચ્ચે જતા ત્યારે ટીખળી વિદ્યાર્થીઓ એમનો વેશ જોઈને

ટકો પણ કરતા, છતાં સમદષ્ટા કવિને આવા ઉપાલંભો સ્પર્શતા ન હતા. એમના સ્વભાવમાં અમીરાત હતી.

ગરીબાઈ વેઠતા કવિ, મહેમાનોના આતિથ્ય માટે આવતી કાલની ચિંતા કર્યા વિના પ્રાણ પાથરતા, સ્વમાન માટે ઝૂઝતા, અને સરસ્વતીની આરાધના માટે સતત ઝંખના કર્યા કરતા.

એમણે 'રાસતરંગિણી' આપીને તો ગુર્જરનારીવૃંદના હૈયાનું જગતને સાચું દર્શન કરાવ્યું છે. કવિને આ ભાવો શી રીતે સમજાયા એ ભલે વાચકોને કોયડા જેવું લાગે, પણ એમાં કવિના હૈયાનો રંગ સોળે કળાએ ખીલી ઊઠયો છે. આપણા વયોવૃદ્ધ સાક્ષર સ્વ. દી. બ. કૃષ્ણલાલભાઈ ઝવેરી તો 'તરંગિણી' વાંચીને એટલા બધા મુગ્ધ બની ગયેલા કે એમણે એનું અવલોકન લખતાં કહ્યું કે 'જે પીંછીએ આ રંગો ચીતર્યા છે તે પીંછી આ પૃથ્વી ઉપર પેદા થયેલા કોઈ રંગમાં બોળી લાગતી નથી. એને માટે રંગ તો આકાશમાંથી – દેવભૂમિમાંથી લીધા લાગે છે. એ લાગણીઓનો આવિર્ભાવ બતાવવા માટે વાપરેલા શબ્દો અને ભાષા એવા શબ્દકોશમાંથી આવ્યાં છે કે રાસ લખતી વખતે એમની કલમને છેડે ખુદ સરસ્વતીદેવી જ બેઠી હશે.'

આવા કવિ બોટાદકર ગામડાની ધૂળમાં દટાઈ રહ્યા, ને આજીવન ગરીબાઈ વેઠી પોતાની સંસારનૌકા ધીમે ધીમે કાંઠે પહોંચાડી. સને ૧૯૨૪ના સપ્ટેમ્બર માસની સાતમી તારીખે પોતાના જીવનના પંચાવનમે વર્ષે કવિ પોતાની જીવનલીલા સંકેલી ગયા. અવસાન સમયે બે પુત્રીઓ– લલિતા અને અજવાળી, તથા એક પુત્ર – કાંતિલાલને તેઓ જેકોરબહેનને સોંપતા ગયા.

ધનના વારસાને બદલે પોતાને વારસામાં મળેલી ગરીબાઈ પોતાના કુટુંબને કવિ ભલે આપી ગયા, પણ એમના હૈયામાં જે અમીરાત હતી, નારીવૃંદના હૈયાના ભાવો રેલાવવાની જે સમૃદ્ધિ હતી એ અમૂલ્ય મૂડી તેમણે ગુજરાતને વારસામાં આપી છે.

પોતાના કુટુંબને – વિધવા જેકોરબહેન અને ત્રણ બાળકોને વારસામાં એમણે શું આપ્યું હતું ? છેલ્લી ક્રિયા માટે પથારીના ઓવડમાં

સાચવી રાખેલ પચીસ રૂપિયા અને પોતાને વારસામાં મળેલી ગરીબાઈ જ એ આપી ગયા હતા એ સાવ સાચી હકીકત છે. ગુજરાતને ભલે તેનો ખ્યાલ નહિ હોય, પણ જેકોરબહેને પણ એમના વડીલોએ ને પતિએ આપેલ ગરીબાઈને જીરવી જાણીને પોતાનાં સાસુની પેઠે ત્રણે બાળકોને પાળીપોષી ઉછેર્યાં ને સંસ્કારી બનાવ્યાં.

જેના હૈયામાં અમીરાત હતી એવા કવિ બોટાદકરે ગુર્જરનારીને હૈયાના ભાવો રેલાવવાની સમૃદ્ધિ — પોતાની મોંઘી મૂડી ગુજરાતને વારસામાં આપી છે ને ગુજરાતી સાહિત્યને આ મૂડીએ સમૃદ્ધ કર્યું છે, એની તો કોઈથી ના નહિ જ કહેવાય.



સાચી સેવા :

પ્રજાજીવનમાં ઉચ્ચતર ભાવસ્પંદનો જગાવી કવિ બોટાદકરે જનતાની સાચી સેવા સાધી છે, કારણ કે આવાં જાગી ઊઠેલાં ભાવસ્પંદનોમાંથી જ પ્રજામાં ઉત્તમ કર્તવ્યનિષ્ઠા જન્મે છે. હિંદને આજે આ સંદેશની જરૂર છે.

રવિશંકર મ. જોશી

# પાંચ કાવ્યસંગ્રહો

## ‘ કલ્લોલિની ’

### પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના

**દા. ખુ. બોટાદકર**

પંદરેક વર્ષ પહેલાં ‘ પ્રેમ અને સત્કાર ’ પ્રભૃતિ મારાં કેટલાંક કાવ્યો સ્વર્ગસ્થ ડો. હરિલાલ હ૦ ધ્રુવના ‘ ચંદ્ર ’માં પ્રકટ થયાં હતાં. તે પછી અસ્વસ્થ પ્રકૃતિ અને ઇતર વ્યવસાયને લીધે કશા ઉદ્‌ગારો ઉદ્‌ભવ્યા નહોતા, તે સમ્બન્ધી ઉચિત ખેદ ‘ કાવ્યમાધુર્ય ’ના વિદ્વાન્ પ્રકાશક શ્રીયુત હિંમતલાલ ગણેશજી અંજારિયા, એમ. એ.એ ઉક્ત પુસ્તકમાં દર્શાવ્યો છે. કહેવું જોઈએ કે ડો. ધ્રુવના નિર્વાણની સાથે નષ્ટ થયેલો ઉત્સાહ એ વિદ્વાન્ મહાશયના ઉપાલંભથી જ જાગ્રત થયો હતો; અને તેના પરિણામે અત્યાર સુધીમાં જે થોડાંઘણાં કાવ્યોનો આવિર્ભાવ થયો તે આજે ગુર્જરી અને તેના પુત્રોના ચરણમાં મૂકી કૃતાર્થ થાઉં છું.

આ સંગ્રહમાંનાં કેટલાંક કાવ્યો ઘણાં વર્ષ પહેલાંનાં છે, અને કેટલાંક નવાં છે. કેટલાંક ‘ કાવ્ય ’ તરીકે આદરણીય પણ નહિ હોય, છતાં લોકરુચિનું વૈવિધ્ય જોઈ સઘળાં જ પ્રકટ કરું છું. વાચક અધિકાર પરત્વે ગ્રહણ કરશે.

આમાંનાં ઘણાંખરાં કાવ્યો પ્રસિદ્ધ કર્યા પહેલાં કેટલાક સાક્ષર મહાશયોને કેવળ મારા અંતઃકરણની પ્રતીતિ માટે બતાવવામાં આવ્યાં હતાં. તેમના અભિપ્રાયો અહીં પ્રકટ કરી વાચકની વૃત્તિને અમુક દિશામાં આકર્ષવાનો બલાત્કાર અનુચિત લાગવાથી કેવળ મૂળ વસ્તુ કોઈ પણ પ્રકારના મંડન વિના હાલ તો પ્રસિદ્ધ કરું છું. જગતનો સદસદ્વિવેક તેનું તોલન કરશે.

કદાચ એક કોશની જરૂર જણાશે : પરંતુ અનેક કઠિન શબ્દોનો, અર્થનિર્દેશ વિના સાક્ષરોના લેખોમાં પ્રચાર થયેલો જોતાં તે પણ અનાવશ્યક લાગે છે, છતાં વ્યવહારના પરિણામે આવશ્યકતા સિદ્ધ થશે તો દ્વિતીયાવૃત્તિમાં આપીશ.

## ' કલ્લોલિની ' – ઉદ્‌ઘાટન*

**વિઠ્ઠલરાય ચ. આવસત્થી**

હરકોઈ ગ્રન્થના ઉદ્‌ભવ અને પ્રકટ થવાનું કારણ કે હેતુ નિર્દિષ્ટ કરવા સારુ ઉપોદ્‌ઘાત લખવાની રૂઢિ પ્રચલિત છે. આ લઘુ પુસ્તકમાં રા. દામોદરદાસ ખુશાલદાસ બોટાદકરનાં કાવ્યોનો સંગ્રહ છે, અને તે પ્રકટ કરવાનું કારણ તેમણે પ્રસ્તાવનામાં બતાવ્યું છે. કાવ્યના ઉદ્‌ભવનો હેતુ, મૂળ તપાસીએ તો અંતરના ઉલ્લાસ સાથે હૃદયભાવોના ઉદ્‌ગાર સિવાય બીજું શું હોઈ શકે ?

કવિતાદેવીના વિધેયો તો સમજી શકશે કે કવિતા હરકોઈ જણ ધારે તેમ લખી શકાતી નથી. એમ થઈ શકતું હોય તો ગમે તે કવિ થઈ શકે, અને ધારે તેટલો તે પ્રવૃત્તિમાં ઉચ્ચ વર્ગ સંપાદન કરી શકે; પરંતુ તેમ બનતું નથી. એ દેવીના વિધેયો માત્ર ગ્રાહક છે, તેના અવતરણના માર્ગરૂપ છે, અને તેમના દ્વારા કાવ્યદેવી આવિર્ભૂત થાય છે. આ રીતે અવતરેલ કવિતાનો આત્મા અંતરના ભાવોનો સમૂહ છે, અને તે શબ્દ-દેહ ધારણ કરી રસ, લાલિત્ય આદિ શૃંગાર સાથે દર્શન દે છે. જેમ માનવ કે ઇતર પ્રાણી આદિ દેહના આત્માના સંબંધમાં અકર્તવ્યતા અને ઈશ્વરાધીનતા છે, તેમ જ કાવ્યનું જીવન જે ભાવો છે તેમાં તેના વિધેયોની પરવશતા છે. એ પરવશતામાં ટેવાયેલાઓને જ્યારે જ્યારે અને જેટલો સમય એવી સ્થિતિ જળવાઈ શકે તેટલી વાર તેના વિધેયો એ રસઝરણના ગ્રાહક બની શકે ખરા.

શબ્દ–રચના, રૂપ, છંદ, વૃત્ત વગેરે દેહ યોજવામાં તેમ જ રસ, અલંકાર, પ્રાસ વગેરે શૃંગાર સજવામાં તેમનો અને તે વિધેયોનો જ માત્ર અધિકાર છે. જેમને કવિતા–દેવીના આત્માના આવેશની, ઉપર કહી

---

* ' કલ્લોલિની 'ના આમુખ રૂપે

તેવી પરવશતા પ્રાપ્ય નથી તેમની એ દેહઘટના કરવાની કે તેને અલંકાર ચ્હડાવવાની પાત્રતા સ્વીકારી શકાતી નથી. કોઈ સ્વાભાવિક વિધેય કે ગ્રાહક નહિ છતાં તેનો દેહ ઘડવા સારુ અને તેને શણગારવા સારુ મથે તો તે પાતકી થાય છે, ભ્રષ્ટ થાય છે; અને માત્ર નિર્જીવ ઢીંગલા-પૂતળાંને શણગાર્યાં જેવાં ટાયલાં ઉપજાવે છે. આવા કુકવિઓ એ દેવીના દિવ્ય આત્માનો સાક્ષાત્કાર બિલકુલ કરી શકતા નથી. તેથી તેના સ્વરૂપનો મહિમા અને ગૌરવ હલકાં કરે છે.

કાવ્યના સ્વતઃ ઉદ્‌ભવ અને તેની દેહરચનાના કલાવિધાન વિશે કંઈક સામાન્ય વિચારો જણાવીને આપણે આ ગ્રંથ માંહેનાં કાવ્યોનાં સ્વરૂપ અને ભાવોનું સિંહાવલોકન કરીશું.

આ ' કલ્લોલિની 'નાં કાવ્યોમાં સત્પ્રણય પરબ્રહ્મનું અખંડ સાન્નિધ્ય સ્ફુરી રહે છે, અને કવિ મંગલાચરણમાં જ–" સ્મરું, વંદુ, સેવું પ્રભુ પ્રકટ તે સત્પ્રણયને " એવી સ્તુતિ કરે છે તે યથાર્થ છે. આ હકીકતનાં ઉદાહરણો તેમનાં કાવ્યોમાંથી શોધી આપવાં પડે તેવું નથી, તોપણ વાંચનારની સરલતા ખાતર નીચે કેટલાક ઉતારા આપીશું :–

' બાલેન્દુ 'માં જુઓ—

" દિસે મીઠી દૃષ્ટિ પ્રણયભર એની પ્રથમથી,
ચકોરીના ચિત્તે, કુમુદ વદને જો જઈ વસી !
ખરે પ્રેમી જન્મે પ્રણય હૃદયે ધારણ કરી,
અને ખેંચે વૃત્તિ સહજ સહુની એ પ્રણયથી,
નહિ એને પ્રીતિપથ શીખવવો કો દિન પડે."

' લવણ 'ના કાવ્યમાં પણ સ્નેહની તદ્રૂપતા ખડી કરે છે :–

" રસાબ્ધિમાં ડૂબી રસમય થવાને ગળી જવું."

અને

" રહી જુદું લેવો રસ, ઉચિત માને નહિ કદી."

' મેઘ અને મયૂર ' :–

" નવ મળે અભિવાંચ્છિત વા મળે,
અચળ પ્રેમ પરંતુ નહિ ચળે."

' પતંગ 'ના કાવ્યમાં :–

"કેવું અહો મરણ રમ્ય પતંગ તારું!
સર્વત્ર પ્રેમ રસને વરસાવનારું!
શો દૈવનો તુજ પરે પ્રિય! પક્ષપાત!
શી શીખવી પ્રણયની કંઈ ગુપ્ત વાત!
નિર્વાણ ઉત્તમ અલૌકિક મિષ્ટ કેવું!"
વગેરે, વગેરે, અને વળી

"અંકે પડી પ્રણયીને તન છોડી દેવું
ઊંચા અભેદ મહીં થૈ રસરૂપ રહેવું;
આનંદ એ શલભ! તું લઈ એક જાણે;"

આ ઉપરાંત 'મૃગ અને ગાન,' 'એ દષ્ટિ,' 'વિજયા,' 'દામ્પત્ય' વગેરે આખાં કાવ્યો એવી પ્રણય–ઉપાસનાનાં દષ્ટાંતો લેખી શકાય તેમ છે. વળી શુદ્ધ અને નિષ્કામ પ્રેમભકિતથી ઘણાં કાવ્યોમાં પ્રભુ–પ્રણયનો મહિમા ગવાય છે.

જુઓ 'દામ્પત્ય' કવિતામાં—

"પ્રભુ પ્રણય હા! મારો, તારો અને જગ સર્વનો,
સ્થળ સકળમાં વ્યાપીને એ સહુ હૃદયે રહ્યો;
પણ પ્રકટ એ મારે માટે થયો તુજ અંતરે,
પ્રણય પ્રણયે ને એ રીતે સદા સહુને મળે."

'પ્રેમ અને સત્કાર' તથા 'આતિથ્ય' બન્ને કાવ્યો એક જ સ્નેહભાવનાં પરિણામ છે, અને તેમાં—

'ચહે જો પ્રેમ આદરને, નહિ એ પ્રેમ પ્રેમીનો,"

એવી શુદ્ધ ભાવનાની છાપ અંકાયેલી છે. એ જ રીતે 'પ્રસ્થાન' અને 'વિયોગ' પણ એક જ ભાવની સ્ફુરણાના ઉદ્‌ગારો છે: એકમાં નૈસર્ગિક શુદ્ધ પ્રણયનો બોધ અપાય છે, તો બીજામાં તે બોધનો સાક્ષાત્કાર અનુભવાય છે.

'એક પત્ર'ના કાવ્યમાં પણ પ્રણયનું યથાર્થ ગૌરવ બતાવવા સારુ કવિને શબ્દદ્વાર ઉચિત લાગતું નથી. વાક્યમાં વસવાથી તો લાઘવ આવી જવાનો ભય માનીને કવિ પ્રેમને તો હૃદય દ્વારા જ વ્યક્ત કરવાનો સરલ માર્ગ બતાવે છે કે:–

"પ્રિય ! એ હૃદયનાં આંસુડાં, એ વાંચજે વચનાવલિ,
અધિકારી છે તું એકલો, નહિ અવરને સત્તા મળી.
એ લેખિની વિણુ અક્ષરો પત્રે લખાયા નિજ બળે,
તું હૃદયથી વાંચી શકે, દગથી નહિ જગને જડે.

એ ગ્રન્થ મારા કુશળનો તું વાંચી લેજે હર ઘડી,
ઉપહાર એ અંતર તણો ને એ જ કવિતા રસભરી."

'પુંડરીક', 'મહાવીર', 'જયદેવપત્ની', 'મીરાં' વગેરે કાવ્યોમાં પણ નિષ્કામ પ્રેમભક્તિથી પ્રણય – બ્રહ્મની ઉપાસના થાય છે. 'પ્રેમયોગ'ના કાવ્યમાં એ ઉપરાંત પ્રણય–બ્રહ્મનું તત્ત્વજ્ઞાન, તેની વ્યાપકતા, કાલાબાધિતપણું અને પ્રણયના અનન્ય ભક્તોનું અદ્વૈતપણું ચીતરવામાં આવ્યું છે. આમ જોતાં આ ગ્રન્થની ઘણીખરી કવિતાનો આત્મા જ પ્રણય–રસ છે; કેમ કે 'અમારો યજ્ઞ' એ કાવ્ય ઉપરથી જોઈ શકાય છે કે કવિની હૃદયવેદિમાં પ્રેમાગ્નિનો જ હોમ થાય છે, અને વિશુદ્ધ સમભાવવાળા સ્નેહ–રસની આહુતિઓ દેવાય છે.

"અમે અહીંથી નીકળવાનો નથી રસ્તો કદી દીઠો.'

"અમારા ઋત્વિજો કેરી અગર એ અન્ય એંધાણી,
હૃદય પીગળી પડે પળમાં સહજ સત્પ્રેમના સ્પર્શે."

"હૃદય હોમી અમર ગણને સદા સંતોષનારા એ,
સુધા ને સ્વર્ગને જગમાં ઉઠાવી લાવનારા એ;
મણિધરને ચડી માથે નિરાંતે નાચનારા એ,
સકળ સંસાર–સિન્ધુને પલકમાં પી જનારા એ."

આ પ્રમાણે પ્રણયાગ્નિ–હોમના દીક્ષિત કવિહૃદયમાંથી પ્રેમરસનું ઝરણ વહે એ સ્વાભાવિક છે; માટે જ તેમની લગભગ બધી કવિતામાં આત્મા પ્રણય–રસનો જોવામાં આવે છે.

વળી આ કાવ્યોમાં એ વિશેષતા છે – કવિ કેટલાક કુદરતી બનાવોને કાવ્યદૃષ્ટિથી સચેત કરી તેનાં અંગોને સામાન્યોક્તિના અલંકારથી ભૂષિત કરે છે, અને તેને પ્રણયરક્ત અને ઉચ્ચ કલ્પનામય ઉચ્છ્‌વાસોથી સજીવન કરે છે.

સામાન્યોક્તિનાં ઉદાહરણો માટે કેટલીક પંક્તિઓ નીચે આપવી ઉચિત ધારી છે :—

" ઉચ્ચાત્મા અસમાન ઉપર ખરે! ના કોપ ક્યારે કરે."
( પ્રભાત )

" સ્વીકારેલો પથ ન ત્યજવો સંતની એ સુનીતિ."
( દુર્દિન )

" ભોળા બાળકને સદા ગુરુજનો રાજી ચહે રાખવા."
અને " ચૂકયે ચાલ, વિના વિનાશ જનની બીજી ગતિ શી બને ?'
( ઉડુખેલન )

" સ્વમાર્ગ એ વિમલને વસવા તણો છે,
પ્રાણાર્પણે પ્રણયીનાં હૃદયે ગ્રહ્યો છે."
( ધૂમ્રને )

" પ્રેમી હૈયું સહજ સઘળે પૂર્ણ સત્કાર પામે."
( હંસને )

આ અને એવાં ઘણાં સામાન્યોક્તિનાં વચનો આ સંગ્રહમાં છે; તે સર્વમાં સામાન્ય સત્ય પણ વિલસી રહ્યું છે. આવી કાવ્યઘટના આ કવિનો, કાલિદાસની કૃતિનો અભ્યાસ અને આદર સૂચવે છે. કવિનાં કાવ્યો ઉચ્ચ કલ્પનાથી તો ઝળકી રહ્યાં છે એટલે તેનાં દષ્ટાંતો કકડે કકડે બતાવી તેના અખંડ આત્માનું છેદન કરવું ઇષ્ટ નથી. તે એકંદર આખાં વાંચી જવાથી એની કલ્પનાની મૂર્ત ઝાંખી થઈ શકે તેવું છે. ટૂંકામાં ' ધૂમ્ર ' અને ' લવણુ ' જેવા વિષયને પણ કાવ્યમાં ઉતારીને ઉચ્ચ કલ્પનાથી કેવો ચમત્કારનો રંગ ચઢાવ્યો છે! તે જોવાથી બસ થશે.

આ કાવ્ય-સંગ્રહમાં અન્યોક્તિ કાવ્યોનો આલાપ પણ ઓર જ છે; ' બાલેન્દુ,' ' ક્ષીણેન્દુ,' ' ઉડુખેલન,' ' શરન્મેઘ,' ' નિર્જળ કૂપને,' ' એક વૃક્ષને,' ' કુસુમને ' વગેરે આંહીં ઉદાહરણ તરીકે બતાવી શકાય. એ સર્વ અન્યોક્તિ-કાવ્યો અમુક અમુક લક્ષ્યહેતુ સિદ્ધ કરવાના ઇરાદાથી લખાયેલાં જણાય છે. તે દરેકમાં કુદરતી લીલાનું સચોટ ચિત્ર ખડું થવા સાથે તેમાં ઉચ્ચ ભાવો રૂપી ચૈતન્યનું આવાહન થવાથી રસભરી અન્યોક્તિ બને છે. આ કવિને અંગ્રેજી ભાષાનું તો જ્ઞાન નથી, પરંતુ

કંઈક સ્વાભાવિક રીતે આવી અન્યોક્તિમાં તેમ જ જડ અને ઇતર પ્રાણીને સંબોધિત કરીને તેમાં માનુષી ચૈતન્યનું આરોપણ કરવામાં કવિ આકસ્મિક રીતે જ અંગ્રેજ કવિ Wordsworth નું અનુકરણ કરે છે; અને તેનાં કાવ્યો માફક આમાં પણ ‘ Love and Order ’ જોઈ શકાય છે.

આ કૃતિ માંહેની આખ્યાયિકાઓનો આલેખ ઉકેલતાં જણાય છે કે સુઘટ ખંડકાવ્યો રચવામાં કવિએ કલાવિધાનનું સારું કૌશલ્ય વાપર્યું છે. પ્રસંગને અનુકૂલ વર્ણનો કરવામાં કાવ્યરચના સફળ જોવામાં આવે છે. ‘ પ્રેમયોગ,’ ‘ પુંડરીક,’ ‘ મહાવીર,’ ‘ જયદેવપત્ની,’ ‘ મીરાં,’ ‘ અશ્રુમતી,’ ‘ દૃષ્ટિભેદ,’ ‘ ચંદન,’ ‘ વિષ-વૈયર્થ્ય,’ એ આખ્યાયિકાઓ છે. તે દરેકની રચનાચાતુરી વિશે અત્રે વિવરણનો પ્રસંગ નથી, માટે એકાદ બે દૃષ્ટાન્ત તરીકે નોંધીને વિરમીશું.

‘ મહાવીર ’ કાવ્યમાં સમુદ્ર ઓળંગવા પહેલાં સમુદ્રનું ગંભીર, અલંઘ્ય અને વિપુલ સ્વરૂપ ચીતરવાનો પ્રસંગ લઈને મહાવીરના અદ્‌ભુત સામર્થ્યનો મહિમા ગાયો છે તે યથાર્થ છે; ‘ અશ્રુમતી ’ આખ્યાયિકામાં અશ્રુની આજ્ઞાધીનતા, પ્રિયતમ સલિમ તરફ આકર્ષાયેલી ચિતવૃત્તિ, તેના વિસ્મરણ માટે પ્રયાસ, છેવટ અશ્રુ અને સલિમમાં અભેદ ભાવના પ્રકટવાથી શાન્તિ વગેરે પ્રસંગો કાવ્યરચનાની કુશલતા બતાવે છે.

ઉપર કહેલી આખ્યાયિકાઓમાં કેટલેક પ્રસંગે માત્ર કથા કહેવામાં આવે છે, તોપણ તે એવી ભાવપૂર્ણ, સરલ અને પ્રાસાદિક ભાષામાં કહેવાય છે કે તે કવનને આપણે કાવ્યની ગણનામાંથી દૂર કરી શકીએ તેમ નથી.

આ કાવ્યદેવીના વિધેયને ‘ કવિતા ’ એ સર્વ દુનિયામાં વિશ્રાન્તિ-સ્થાન છે અને પ્રણયરસથી ભીંજાયેલી કવિતાદેવી તેમના ઉરમાં સરલતાથી વિહરે છે. કવિ ‘ કવિતા ’ને સંબોધતાં કહે છે કે :—

“ અહો ! જે વ્યક્તિનું નહિ જગતમાં કો પણ હતું,
હવે તેનું આખું જગ વગર યત્ને થઈ ગયું;
કૃપા એ તો તારી નહિ શકું વિસારી સુકવિતે !
તજું શાને તારો સખિ ! સુખભર્યો આશ્રય હવે ? ”

આપણે આગળ કહી ગયા તેમ કાલિદાસનો ખાસ અભ્યાસ તેમણે કરેલો જણાય છે. 'હંસને' એ કાવ્યમાં માર્ગદર્શનની લીટીઓ લખાઈ છે તે 'મેઘદૂત'માં મેઘને માર્ગદર્શન માટે લખાયેલી પંક્તિઓનું સહજ સ્મરણ કરાવે છે. સિવાય પ્રાચીન સંસ્કૃત કવિઓના સંસ્કાર તેમનાં આ કાવ્યોમાં છે; અને આધુનિક ગુર્જર કાવ્ય – લેખકોમાંથી 'કલાપી' આ કવિના આદર્શ બન્યા હોય એવું જણાય છે. આ સ્થળે અમારે કહેવું જોઈએ કે 'કલાપી'નાં કાવ્યોમાં સ્નેહ છે, પણ તેમાં આન્તર-નિર્વેદનો અખંડ પ્રવાહ વહેવા સાથે તપ્તખૂન ટપકયા કરે છે, અને આ કાવ્યોમાં સત્પ્રણયની નૈસર્ગિક, રસમય સ્નિગ્ધતા સાથે ઉલ્લાસ અને શાન્તિ સ્ફુરી રહે છે. દાખલા તરીકે :–

'કલાપી'ના 'એક ચંડોલને' કાવ્યમાં ચંડૂલનો આહ્લાદક આલાપ શ્રવણગોચર થતાં 'કલાપી'ના રુઝાયેલા વ્રણ ભેદાય છે, અને નિર્વેદનું ખૂન વહેતું ચાલે છે; અને આ સંગ્રહના 'કૂજન'માં આરંભ નિર્વેદથી થવા છતાં પણ કુહૂકારથી ઉલ્લાસ જાગ્રત થાય છે અને છેવટ તે શાન્ત રસમાં પરિણામ પામે છે.

વળી 'કલાપી'ની 'એક આગિયાને' કવિતા સાથે આમાંની 'પતંગ'ની લીટીઓ સરખાવી શકાય તેવી છે. તે ઉપરાંત 'હરિણી' 'મૃગ અને ઉદ્યાન,' 'મૃગ અને ગાન', 'વિદ્ધ મૃગ,' 'એ દૃષ્ટિ,' 'શંકા,' 'સ્વરભેદ,' 'દૃષ્ટિદોષ,' વગેરે કાવ્યો તેવી જ જાતનાં કલાપીનાં કાવ્યો સાથે સહેલાઈથી સરખાવી શકાય તેવાં છે: આમ છતાં તેની Originality સ્પષ્ટ દેખાય છે.

સિવાય આ કૃતિમાં કાવ્યનાં બીજાં આકર્ષક અંગો ઘણાં છે. ભાષા સરલ અને પ્રાસાદિક છે. તેના વિવેચન માટે આ પ્રસંગે વિસ્તારમાં ઊતરીએ તો તે વિષયનિરૂપણ વિપુલ સ્વરૂપ પકડે એવા ભયથી 'अलमतिविस्तरेण' એ બોધવચનથી વિરમીએ છીએ, અને ઇચ્છીએ છીએ કે :—

( સ્રગ્ધરા )

મીઠી **કલ્લોલિની** આ મૃદુલ કલરવે સ્નેહથી કર્ણ પૂરે,
મોંઘા સત્પ્રેમમંત્રો કુદરતકૃતિના ઉદ્દગરે એહ ઉરે;
આવો, ભાવે સુણોને રસિક નરવરો ! સ્વર્ગનાં ગીતડાં આ,
ધીમા કલ્લોલ મીઠા જરૂર રિઝવશે સ્નેહથી ચિત્તડાં હા !

ભાવનગર
તા. ૧૫–૭–૧૨

## ' કલ્લોલિની '

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના

**અમૃતલાલ વ. દાણી**

' કલ્લોલિની ' પહેલવહેલું ઈ. સ. ૧૯૧૨માં લેખકે પ્રસિદ્ધ કર્યું, તે વેળા તેમને પોતાને અત્યંત સંકોચ થયેલો; અને પોતાની કૃતિઓ યથાર્થ છે કે નહિ તેની પ્રતીતિ પામવા માટે કેટલાક અગ્રગણ્ય સાક્ષરોને અગાઉથી મોકલી તેમનો અભિપ્રાય મંગાવેલો હતો. એ અભિપ્રાયોથી ઉત્તેજના પામ્યા પછી જ કવિશ્રી ' કલ્લોલિની ' પ્રસિદ્ધ કરવા પ્રેરાયા હતા. પછી તો ખોટાદકરની લેખિની ધીરે ધીરે કેમ પ્રગતિ કરતી ગઈ, અને અનેક વિઘ્નો અને ગાઢ અંધકાર વીંધીને કવિ ' રાસતરંગિણી ' સાથે કેમ બહાર આવ્યા એ સૌને વિદિત છે.

થોડાં વર્ષોમાં આ સંગ્રહ ખપી ગયો હતો, પણ કવિએ તો ' કલ્લોલિની 'નો કૉપીરાઈટ આર્થિક વિટંબણાને કારણે વેચી દીધો હતો; અને તે પુસ્તકની બીજી આવૃત્તિમાં નાણાં રોકવાથી યોગ્ય આદર મળશે કે કેમ એની ખાતરી નહિ હોવાથી કવિશ્રીને ' રાસતરંગિણી ' દ્વારા ખ્યાતિ મળી ત્યાં સુધી એ કાર્ય હાથ ધરતાં પુસ્તકના માલિકને સ્વાભાવિક રીતે જ સંકોચ રહેતો હતો.

પછી તો એ શરૂ થાય તે પહેલાં કવિશ્રી સ્વર્ગવાસ પામ્યા, તેથી તે પુસ્તકનો કૉપીરાઈટ જ પાછો મેળવી કુટુંબ તરફથી છપાવવાનું હિતકર જણાયું, અને એ દિશામાં પ્રયાસ શરૂ થયો. સ્વર્ગસ્થને પહેલેથી માંડીને આખર સુધી એક કે બીજી રીતે આશ્રય આપનાર સાહિત્યરસિક સર પ્રભાશંકર પટ્ટણીએ આ બીજી આવૃત્તિ માટે પણ ભાવનગર રાજ્યના ખાનગી ખાતામાંથી રૂ. ૧૨૫ની સહાય આપી અને રા. જીવનલાલ અમરશીએ યોગ્ય રકમ લઈને કૉપીરાઈટ પાછો આપ્યો તેથી આજે

સ્વર્ગસ્થના કુટુંબ તરફથી બીજા સંગ્રહોની જેમ આ સંગ્રહ પણ પ્રસિદ્ધ થઈ શકે છે.

બીજા સંગ્રહોની નકલો પણ ખૂટી ગયેલી હોવાથી દરેકની અન્ય આવૃત્તિ છપાવવાનું કાર્ય હાથ ધરવામાં આવેલ છે, અને આશા છે કે છ આઠ માસમાં જ બધા સંગ્રહો એક ગ્રંથ રૂપે તેમ જ છૂટક છૂટક પુસ્તક રૂપે ગુર્જર પ્રજાને મળી શકશે.

× × × ×

સ્વર્ગસ્થ કવિએ જીવનના પ્રારંભકાળમાં કરેલ કાવ્યસર્જનના પ્રયાસોની વાનગી આ આવૃત્તિમાં ધરવામાં આવી છે, એ પરથી ખોટાદકર કાવ્ય-લેખનની કઈ કઈ શૈલીમાંથી પસાર થયા છે, તેનો ખ્યાલ આવી શકશે. 'શ્રી યશોમતી વચન'-એ 'રણછોડ' 'ઋષિ-રાજ' કે એવા જ કો ભક્ત કવિની ઝાંખી કરાવે છે; તો 'વસંત-વર્ણન' કે 'વસંત વધાઈ'નાં કાવ્યો વૈષ્ણવી હવેલીઓમાં ગવાતાં રસ-ગીતોનું ભાન કરાવે છે; અને 'આ સર્ગ' તેમ જ 'વિરહી વિહંગ'માં કવિશ્રી 'કાન્ત-કલાપી'ની શૈલીએ 'વૃત્ત'માં લખવાનો પ્રારંભિક પ્રયાસ કરતા દેખાય છે. છતાં આ દરેકમાંય કવિનું ભાષા પરનું પ્રભુત્વ, શબ્દોની પ્રાસાદિકતા અને તેમનાં બધાં જ કાવ્યોમાં હમેશાં દેખાતી સુરેખ વર્ણસગાઈનાં બીજ જણાઈ આવે છે.

દરેક કાવ્યસંગ્રહમાં અઘરા શબ્દોનો શબ્દકોષ મૂકવાની રીતિ કવિશ્રીએ રાખેલ છે; 'કલ્લોલિની'માં એ પ્રણાલિનો અપવાદ રહેતો હતો, તે દૂર કરી 'શબ્દકોષ' મૂકવો જરૂરી ધાર્યો છે.

છેવટમાં સ્વર્ગસ્થના કુટુંબનું-પુસ્તક પ્રસિદ્ધિની દિશાનું-કાર્ય સહૃદયપણે અને સતત શ્રમપૂર્વક ઉઠાવી લેનાર મારા ખરા સહાયક, 'ગુણસુંદરી'ના તંત્રી શ્રી. જયકૃષ્ણ વર્માનો અહીં ઉપકાર માનતાં મને અત્યંત આનંદ થાય છે.

ભાવનગર
મહિલા વિદ્યાલય
તા. ૮ : ૧૦ : ૨૮

## ' ઉદ્‌ઘાટન 'ની પુરવણી

**વિઠ્ઠલરાય ય. આવસત્થી**

' કલ્લોલિની 'નો ગુપ્તપ્રવાહ સને ૧૯૧૨માં પ્રથમ આવિર્ભૂત થયા પછી એ પ્રવાહનું અખંડ વર્ણન વિપુલ સ્વરૂપ ધારણ કરતું રહ્યું, અને ક્રમેક્રમે હરદ્વાર પાસે ગૌમુખી ગંગાના સ્વલ્પવહનમાંથી જેમ કાશીપુરીથી છેક સમુદ્રમિલન સુધી જાહ્નવી, ભાગીરથી અને મહાન ગંગામૈયા બની તેમ કવિશ્રી બોટાદકરના હૃદયનો સ્નેહપ્રવાહ ' સ્રોતસ્વિની,' ' નિર્ઝરિણી,' ' રાસતરંગિણી ' વગેરે રૂપે પ્રત્યક્ષ થયો છે તે ગુજરાતી સાહિત્યઆલમનું સુભાગ્ય છે.

વળી આ સંગ્રહમાં તેમની પ્રથમ પ્રવૃત્તિ કે કાવ્યરચનાની બાલપ્રવૃત્તિ કેવી હતી તેનું માત્ર દર્શન કરવવા સારુ આ આવૃત્તિના પ્રકટ કર્તાએ કેટલીક પૂર્વસામગ્રી શ્રમ લઈને સંગ્રહ કરી આ સાથે પ્રકટ કરી છે તેથી જોઈ શકાશે કે કવિશ્રી બોટાદકરમાં કાવ્યના સંસ્કાર ઘણી નાની વયથી જ હતા; અને એ સ્વર્ગીય સંસ્કાર છેવટ ' રાસતરંગિણી 'માં કેટલે અંશે ખીલી નીકળ્યા તેનું સુલભ દર્શન એથી થઈ શકશે.

તા. ૧૮-૮-૨૮



* ' કલ્લોલિની 'ની બીજી આવૃત્તિ વેળાએ

## ‘ સ્રોતસ્વિની ’

## પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના

**દા. ખુ. બોટાદકર**

આ કાવ્યસંગ્રહનું સામાન્ય તત્ત્વદર્શન તેના ઉપોદ્‌ઘાતમાં સાક્ષરશ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયા, એમ. એ. એલએલ. બી. ( પ્રકાશક – ‘ કાવ્યમાધુર્ય ’ ઇત્યાદિ ) એમણે કરાવ્યું છે. એટલે મારે વિશેષ કહેવાનું રહેતું નથી. ખરું છે કે ‘ કલ્લોલિની ’ પછી ૭ વર્ષે આ સંગ્રહ પ્રકટ થયો. શ્રીયુત અંજારિયાના કહેવા પ્રમાણે ‘ સંસારજીવનની વિચિત્ર સ્થિતિ ’ જેમ કવિના આવિર્ભાવ પર અસર કરી શકે છે, તેમ કાવ્યલેખકો પર પણ ઓછાવત્તા પ્રમાણમાં તેની અસર થવી સંભવિત છે. સાંસારિક, માનસિક અને શારીરિક ઉપાધિઓ અને તજ્જન્ય સંતાપો જેમ કાવ્યપ્રવાહને શુષ્ક કરી નાખે છે તેમ એ જ તીવ્ર વ્યથાઓ અનેક વખત કાવ્યદ્વારા હૃદયરોદનનું પ્રાકટ્ય કરે છે. આવા ક્વચિત્ ક્વચિત્ ઉદ્‌ભવેલા ઉદ્‌ગારોનો આ સંગ્રહ છે, અને તેથી જ કાળની મર્યાદા એમાં વિચારણીય નથી.

આ સંગ્રહ પ્રકટ કરવા માટે અત્યારનો અસાધારણ મોંઘવારીનો સમય કોઈ રીતે અનુકૂળ નહોતો, તેથી સર્વ પ્રકારનું સ્વાસ્થ્ય થતાં સુધીનાં કાવ્યો એકત્ર કરવાનો મેં વિચાર રાખ્યો હતો, પરંતુ કેટલાક સાહિત્યપ્રેમી મિત્રોને અને મુખ્યત્વે કાવ્યસાહિત્યના ખાસ ઉપાસક અને મારા તરુણ સુહૃદ્ રા. અમૃતલાલ વલ્લભદાસ દાણી કે જેમની સાથેનો પ્રસંગપ્રાપ્ત વાગ્વિનોદ આમાંનાં કેટલાંક કાવ્યોનું પ્રેરકત્વ મેળવી શક્યો છે, તેમના અસાધારણ આગ્રહ, ઉત્સાહ અને પ્રયાસથી કાલનું કામ આજે થઈ શક્યું છે, અને અનેક કાવ્યોની નકલો કરી લેવાની ઘણા ઉત્સાહી મિત્રોની વિટંબણા દૂર થઈ છે, એ વસ્તુસ્થિતિ, તેમનો આભાર પ્રદર્શિત

કરવાને નહિ પણ વાસ્તવિક સત્ય વિદિત કરવાને અત્ર જણાવવી મને ઉચિત લાગે છે.

‘ કલ્લોલિની ’ની પેઠે આ સંગ્રહમાં પણ છંદઃશાસ્ત્રપ્રતિપાદિત વૃત્તોનો જ વિશેષતઃ ઉપયોગ થયેલો જોવામાં આવશે. છંદોની ગેયતાની તો કોઈથી ના કહી શકાય એમ નથી. સંગીતના અનેકવિધ નવનવીન મનોહર રાગો અમુક કાળે રૂપાંતર સ્વીકારતાં જણાય છે, શાસ્ત્રસિદ્ધ મુખ્ય રાગોનાં એ અનેકવિધ બાળકો કાળાંતરે જીર્ણ કે નષ્ટ થઈ જાય છે, અને નવાં ઉદ્‌ભવતાં જાય છે, ત્યારે દેવબાળક સમાં આ વૃત્તો હજારો વર્ષથી એવું ને એવું જ અવિકૃત સ્વરૂપ ધારણ કરી રહ્યાં છે, એટલું જ નહિ પણ ભિન્નભિન્ન પ્રાકૃત ભાષામાં ઊતરવાથી તેનું સૌંદર્ય વધારે ને વધારે ખીલતું રહ્યું છે. તદુપરાંત એ પણ કાવ્યદેવીના ઉપાસકોને સમજાવવું પડે એમ નથી કે કાવ્ય હંમેશાં સ્વેચ્છાનુકૂળ વૃત્તને સાથે લઈને જ ઉદ્‌ભવે છે. એટલે એ સંબંધમાં લેખક અસ્વતંત્ર પણ છે. એથી પણ એ કાવ્ય કે તેના સંગ્રહમાં વૃત્ત કે રાગના પ્રશ્નને અવકાશ રહેતો નથી.

ઉપોદ્‌ઘાતના વિદ્વાન્ લેખકના અભિપ્રાય અને તેમની ખાસ સૂચનાને માન આપી કઠિન શબ્દોનો વિસ્તૃત કોશ અંતમાં આપવામાં આવ્યો છે. સામાન્ય વાચક બંધુઓને સઘળાં કાવ્યો સમજવામાં તે સહાયભૂત થશે તો તે માટેનો શ્રમ સફળ થયો ગણાશે.

અંતમાં સદ્વિદ્યાને વિવિધ પ્રકારે ઉત્તેજન આપનાર ભાવનગરવાસી સ્વ. માધવલાલ છોટમલાલ અને અન્ય સાહિત્યવિલાસી સદ્‌ગૃહસ્થો, જેમણે આ પ્રવૃત્તિમાં યોગ્ય સહાય આપી છે, તેમનો આભાર અત્ર પ્રદર્શિત કરવો ઉચિત ધારું છું.

બોટાદ<br>
તા. ૧૫–૯–૧૮

▣

## ' સ્રોતસ્વિની '

## ઉપોદ્ઘાત

**હિંમતલાલ ગ. અંજારિયા**

રા. ખોટાદકરનાં કાવ્યોનો એક સંગ્રહ 'કલ્લોલિની' ઈ. સ. ૧૯૧૨માં પ્રગટ થયા પછી છ સાત વર્ષે આ બીજો સંગ્રહ તૈયાર થઈ શક્યો છે. ગુજરાતમાં જેને સર્વ રીતે કવિ કહી શકાય તેવા લેખક નર્મદાશંકર, દલપતરામ પછી થોડા જ થયા છે. બધા કાવ્ય લખનારાઓ શોખ અને વિનોદ ખાતર, બીજી પ્રવૃત્તિઓમાંથી વખત મેળવીને જ લખતા માલમ પડે છે. કાવ્યલખાણ વૃત્તિમાં મુખ્ય સ્થાન પામ્યું હોય એવા લખનારા ઘણા થોડા છે. પ્રભુની કૃપા ઓછી ઊતરી છે એમ તો કહી શકાય તેવું નથી. પરંતુ સંસારજીવનની વિચિત્ર સ્થિતિને લઈને કવિ અવતરવાને હજી વખત હશે એમ લાગે છે. તો પણ કાવ્યસંગ્રહો અવારનવાર બહાર પડ્યા કરે છે એ ખુશી થવા જેવું છે. રા. ખોટાદકર ગુજરાતી વાચકવર્ગની આગળ જે કાવ્યો રજૂ કરે છે તેથી ખુશી થવાને એક પ્રસંગ વધે છે.

રા. ખોટાદકર બાહ્ય જગતને મોહ પમાડે એવી પદવી કે એવું ધન ભોગવતા નથી. સાધારણ ગુજરાતી શિક્ષક તરીકે જિંદગી શરૂ કરી સંસ્કૃતના અભ્યાસ અને વાચનથી સંસ્કાર પામી, મુંબઈનાં થોડાં વર્ષોના જીવનમાં જુદા જુદા અનુભવોથી ઘડાઈ, 'ચંદ્ર' જેવા માસિકનું અનુમોદન મેળવી, કવિતા લખવા લાગ્યા. તેમના લખાણમાં સામાન્ય પ્રસંગથી હૃદયના ભાવોમાં જે નૃત્ય થઈ રહે, અને તે ભાવો જે ઘરગથ્થુ અને સંસારી વિચારો પ્રસાદયુક્ત મગજને સુઝાડે, તે નૃત્ય અને તે વિચારો, એવી મનોગમ અને સુંદર ભાષામાં અવતાર પામે છે કે તે વાંચતાં વાંચતાં ખરી કવિતા વાંચતાં હોઈએ, એવો આનંદ અનુભવાય

---

* ' સ્રોતસ્વિની 'ની પ્રથમ આવૃત્તિ

છે. 'દીપાત્યય,' 'પુત્રીપ્રયાણ,' 'ધેનુ,' 'સ્થિત્યન્તર,' 'દુહિતા,' 'પિયર' આદિ કાવ્યો સંસારજીવનની ક્ષણો કેવી વિચારમય અને સંસ્કારમય બતાવી શકે તેવાં છે!

'કદલી', 'શરચ્ચંદ્ર', 'ઉલૂક', 'ધરિત્રી', 'ક્ષારાબ્ધિ'નાં જેવાં કાવ્યો સૃષ્ટિદર્શનદ્વારા કેવો બોધ આપી પ્રભુકૃતિનાં દર્શન કેવા ભાવથી કરવાં એ શીખવી શકે તેવાં છે, અને 'વિપત્', 'અન્વેષણ', 'નરમેધ', 'યોગભ્રંશ', 'અનવસર', 'સ્ખલન' જેવાં કાવ્યો લેખકના હૃદયનાં અમુક પ્રસંગનાં ચિત્રો બહુ સ્પષ્ટતાથી પાડી તે હૃદય સાથે અનુકંપા આકર્ષવામાં બહુ સફળ થઈ કાવ્યવાચનથી મળવો જોઈતો બોધ અને આનંદ એક સાથે આપી શકે છે.

રા. ખોટાદકરનાં બધાં કાવ્યો વિચારનું જ પ્રાધાન્ય સ્વીકારે છે. તે વિચારો તત્ત્વજ્ઞાનના કે ઊંચી કલ્પનાથી ઉદ્‌ભવેલા માત્ર વિદ્વાનોને જ સમજી શકાય તેવા નહિ, પણ સંસારમાં જીવન ગાળનાર, સાધારણ શક્તિવાળા અને સામાન્ય અભ્યાસવાળા વાચકો શબ્દજ્ઞાનની મદદથી સહેજે સમજી શકે તેવા હોવાને લીધે તે કાવ્યોની લોકપ્રિયતાનું ક્ષેત્ર વિશાળ થવાની સંપૂર્ણ આશા રાખી શકાય છે.

શૈલી સરલ અને સુગમ હોવા છતાં સંસ્કૃત શબ્દોના સારા મસાલાથી ભભકદાર બને છે, તેમ સાથે સામાન્ય વાચકને જરા મુશ્કેલ પણ પડે તેવી છે. છંદો બધા શુદ્ધ અને સંવાદપૂર્ણ, લીસી નીચી નમતી જગામાં પાણીનો રેલો જેવી સરલતાથી વહી જાય તેવી રીતના પ્રવાહ-વાળા છે અને વાક્યરચના બહુ અનુકૂળ અને સીધી હોવાને લીધે વગર શ્રમે સમજી શકાય તેવી છે. આમ સરલ, સુંદર, સુગમ્ય, સુપ્રવાહી હોવાને લીધે આ બધાં કાવ્યો એક કે બીજા વાચકને બોધપ્રદ, આનંદપ્રદ, અને પ્રિય થઈ પડશે એમાં કશી શંકા રહેતી નથી.

'અતૃપ્તિ,' 'કર્તવ્ય,' 'કસ્તૂરી મૃગને' જેવાં કાવ્યો જે સરલતાથી અને સચોટતાથી ઊંચા કાવ્યત્વનો આસ્વાદ આપી રહ્યાં છે, તે પ્રભુની બક્ષિસ વગરના લેખકો ભાગ્યે જ મેળવી શકે છે, એમ સર્વ વાચકો અનુભવી શકશે.

આવાં કાવ્યોનો આ સંગ્રહ વાચકોની પ્રિયતાને પામો અને રા. ખોટાદકરને એવો સત્કાર મળો કે જેથી તેઓ કાવ્યલખાણને પોતાના જીવનનું એક મુખ્ય કર્તવ્ય ગણી શકે, એવી પ્રાર્થના છે.

ઑગસ્ટ ૧૯૧૮ }
સાન્તાક્રુઝ }

▣

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના

**અમૃતલાલ વ. દાણી**

'સ્રોતસ્વિની'ની પ્રથમ આવૃત્તિ છપાઈને પ્રસિદ્ધ થયાંને આજકાલ દશકો વીતી ગયો. કવિના બીજા કાવ્યસંગ્રહો જેટલો આકર્ષક આ સંગ્રહ જનતાને નથી થઈ પડ્યો, અને તેથી જ તેની પછી ત્રણ વર્ષે છપાયેલ 'નિર્ઝરિણી'ની બીજી આવૃત્તિ સાથે આ સંગ્રહની બીજી આવૃત્તિ છપાઈ શકે છે. સ્વ. કવિનાં સઘળાં કાવ્યોનો સાંગોપાંગ અભ્યાસ કરનાર કવિના એક પણ કાવ્યથી કે કાવ્યગ્રંથથી વંચિત ન રહેવો જોઈએ, એમ ધારીને આ સંગ્રહની પણ બીજી આવૃત્તિ છપાવવાની હામ ભીડી છે. કવિના અન્ય સંગ્રહોની તુલનાએ આ સંગ્રહનું સ્થાન ક્યાં ને કેવું ગણાય, એ પ્રશ્ન વાચકો ને સમાલોચકો પર છોડવો ઉચિત લાગે છે.

આજે દશ વર્ષે કવિનો આ દ્વિતીય સંગ્રહ પુનઃ છપાય છે, ને ગુર્જર વાચકોને ચરણે ધરવામાં આવે છે, તેથી કવિના આત્માને ભારે સંતોષ થશે, એમ કહેવાની તેમ જ સ્વ. મિત્રનું આટલું કાર્ય કરતાં મને થતો આત્મસંતોષ કહી બતાવવાની જરૂર નથી.

કવિના બધા જ સંગ્રહોને એક જ ઢબે ને એક જ કદના છપાવીને છેવટે છૂટક તેમ જ એક ગ્રંથ તરીકે વાચકોને સુલભ કરવાની દિશામાં આજે ત્રીજું પુસ્તક પૂરું થાય છે. હવે પછી 'નિર્ઝરિણી' અને 'શૈવલિની' – જેની પણ એકેય નકલ આજે ઉપલબ્ધ નથી, તે છપાશે.

મારા આ કાર્યમાં તન, મન, ધનથી મને ખૂબ સાથ દઈ રહેલ શ્રીયુત્ જ. ના. વર્માને સાભાર સંભાર્યા વિના હું રહી શકતો નથી.

ભાવનગર
મહિલા વિદ્યાલય
તા. ૧૩–૪–૨૯

' નિર્ઝરિણી '

## પ્રથમ આવૃત્તિનું નિવેદન

**દા. ખુ. બોટાદકર**

' કલ્લોલિની ' અને ' સ્રોતસ્વિની ' નો સાહિત્યપ્રદેશમાં યથોચિત સત્કાર થવાથી મારાં કાવ્યોનો આ તૃતીય સંગ્રહ ગુર્જરકાવ્યરસિકોના હસ્તમાં મૂકતાં મને આનંદ થાય છે.

આ સંગ્રહમાંનાં કેટલાંક કાવ્યોનું વિશિષ્ટ અને સમગ્ર સંગ્રહનું સામાન્ય તત્ત્વાવલોકન તેના સુંદર ઉપોદ્‌ઘાતમાં સુપ્રસિદ્ધ સાક્ષર અને ભાવનગર રાજ્યના વિદ્યાધિકારી સાહેબ શ્રીમાન્ કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.એ કરેલું હોવાથી મારે વિશેષ કાંઈ કહેવાનું રહેતું નથી. મારાં કાવ્યો સંબંધે કશો ઉલ્લેખ નહિ કરવાની મારી ખાસ ઇચ્છા પણ એથી સિદ્ધ થઈ શકી છે.

યુરોપીય મહાવિગ્રહની સમાપ્તિ થવા છતાં મુદ્રણકાર્યનાં સાધનોની દુષ્પ્રાપ્યતા દૂર થઈ શકી નથી. એ સ્થિતિમાં આ સંગ્રહનું આટલું વહેલું પ્રાકટ્ય કેવળ સાક્ષર શ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયા, એમ. એ. એલ એલ. બી.ના ખાસ પ્રયાસદ્વારા મુંબઈનિવાસી વિદ્યારસિક શેઠશ્રી ભવાનજી કરશનદાસ તરફથી મળેલા ઉદાર આશ્રયથી જ થઈ શક્યું છે. તેથી તે બન્ને મહાશયોનો હું ઉપકાર માનું છું.

પ્રારંભથી મારાં કાવ્યોમાં રસ લેનાર અને પ્રત્યક્ષ તેમ જ પત્રદ્વારા એ સંબંધી ચર્ચાથી મને પ્રોત્સાહન આપનાર મારા મિત્રો – સુરત મહિલા વિદ્યાલયવાળા રા. રા. અમૃતલાલ વલ્લભદાસ દાણી., બી. એ. તથા રા. રા. ભૂપતરાય ગોપાળજી મહેતા., બી. એ. તેમ જ ભાવનગર-નિવાસી રા. રા. ચંપકલાલ ત્રિભુવનદાસ ત્રિવેદી, બી. એ. એ આ પ્રવૃત્તિમાં કરેલી યથા પ્રસંગ સહાયની નોંધ લેવાનું હું વીસરી શકતો નથી.

અસ્વસ્થ પ્રકૃતિ, સુદૂર સ્થિતિ અને ઇતર વ્યવસાયને લીધે બહુ કાળજી રાખ્યા છતાં પ્રૂફની કેટલીક ભૂલો રહી જવા પામી છે; જે શુદ્ધિ-પત્રમાં દર્શાવવામાં આવી છે. પુસ્તક કે તેમાંનું કોઈ પણ કાવ્ય વાંચતાં પહેલાં તે પર દૃષ્ટિ કરવાની વાચક બંધુઓને ખાસ વિનંતી કરવામાં આવે છે.

અંતમાં પોતાને અસાધારણ વ્યવસાય હોવા છતાં અત્યલ્પ સમયમાં આ સંગ્રહનું સાદ્યન્ત સૂક્ષ્મ અવલોકન કરી મનનીય ઉપોદ્‌ઘાત લખી આપવા માટે શ્રીમાન્ કૌશિકરામભાઈનો આભાર દર્શાવ્યા સિવાય આ નિવેદન હું પૂર્ણ કરી શકતો નથી.

બોટાદ,
અક્ષય્ય તૃતીયા, સં. ૧૯૭૭



## ગાઢતા અને પ્રૌઢતા :

તમારી કવિતામાં રસની ગાઢતા અને બંધની પ્રૌઢતા રહેલી છે. તેથી તે રસિક વાંચકવર્ગમાં સત્કાર પામ્યા વગર રહેશે નહિ. વિષયો રમણીય છે. પદ્યબંધ સુશ્રાવ્ય અને મનોહર છે. ભાવનાઓ ઉચ્ચ અને નિર્મળ છે.

**કેશવ હ. ધ્રુવ**

( તા. ૧૮-૮-૧૯૦૮ના, કવિ બોટાદકર ઉપરના પત્રમાંથી )

## ' નિર્ઝરિણી '

### ઉપોદ્ઘાત×

**કૌશિકરામ વિ. મહેતા**

સાહિત્યપ્રેમીઓને ઉત્તમ રસસામગ્રી પૂરી પાડનાર કવિવર શ્રીયુત્ દા. ખુ. બોટાદકરના ' નિર્ઝરિણી ' નામના કાવ્યપુસ્તકનો આજે સાહિત્યક્ષેત્રમાં પ્રવેશ થાય છે. ગુણરાગી ગુણીઓનાં ચિત્તને પોતાના જ ગુણગણથી આકર્ષનાર તત્ત્વોથી ભરપૂર એ કાવ્યપુસ્તકને ઉપોદ્‌ઘાતની લેશ પણ જરૂર નહિ હોવા છતાં હું ઉપોદ્‌ઘાત લખવા સજ્જ થયો છું, તેનું કારણ એવી ભીતિ જ છે કે એટલું બંધુકૃત્ય જો હું નહિ કરું તો કેટલાક સજ્જન મહાશયો જેઓ એ કવિવરના અને મારા સ્નેહી છે તેમનાં અંતઃકરણ દુભાશે.

કવિ બોટાદકરના પક્ષમાં પૈસો તેમ પદવી બેમાંનું એકે નથી, પરંતુ આ વિલક્ષણ વિશ્વમાં એવો કોઈ નિયમ નથી કે ગુણાઢ્ય પુરુષ ધનાઢ્ય હોવો જોઈએ, અથવા તો કાવ્યકર્તામાં અમુક પ્રકારની અમલદારી હોવી જોઈએ. અનેક મહાપુરુષો ઊતરતી સ્થિતિમાં ઊછર્યાનાં દૃષ્ટાન્ત ઇતિહાસપ્રસિદ્ધ છે, અને મારા પોતાના શ્લોકનો ઉતારો આપવાની મને છૂટ હોય તો :-

> लज्जयन् गगनचुम्बिभिर्निजै —
> श्चिन्तनैः सकलसूरिसंसदम् ।
> लेखिनी समधिगन्तुमक्षमः
> प्राप कोऽपि पथि पंचतां कविः ॥

' એવો પણ કોઈ સમર્થ કવિ હોઈ શકે કે જેની અંબરચુંબી કલ્પનાઓ સકલ કવિકુલને શરમાવી નાંખે એવી હોય, પરંતુ દરિદ્રતાના

---

× ' નિર્ઝરિણી 'ની પ્રથમ આવૃત્તિમાં.

દુર્યોગે જેની પાસે લખવાની કલમ સરખી ન હોય અને રસ્તામાં પડેલી જેની લાશને ઉપાડવાનું કામ સુધરાઈખાતા માથે આવી પડે!'

આ પૂર્વે શ્રીયુત્ બોટાદકરે 'કલ્લોલિની' અને 'સ્રોતસ્વિની' નામની પોતાની સુંદર કાવ્યકૃતિઓથી વિદ્યાવિલાસી વાચકવર્ગને ઋણી કર્યો છે; 'નિર્ઝરિણી'ની પ્રસિદ્ધિથી એ ઋણમાં અવશ્ય વૃદ્ધિ થઈ છે.

શ્રીયુત્ બોટાદકરની પ્રકૃતિ જેવી શાન્ત અને ગંભીર છે તેવી જ પ્રકૃતિ એમની કવિતાની છે. દોડધામ કે નાસભાગના અનિષ્ટ તત્ત્વનું દર્શન એમની કૃતિમાં કોઈ પણ સ્થળે થતું નથી. કવિતા વાંચનારને સ્પષ્ટ ભાવ થાય છે કે કવિના હૃદયને અત્યન્ત નિરાંત હોવી જોઈએ, કવિનું અંતઃકરણ સ્વસ્થ અને એકાગ્ર હોવું જોઈએ. પોતાના બુદ્ધિબળ સાથે આ શાંતિ અને એકાગ્રતાના સુયોગથી કવિ બોટાદકર કથનીય વસ્તુને ચમત્કારિક પદોમાં કહી શક્યા છે, અને એવી રચના કરી શક્યા છે કે જેની મોહિની સ્થાયી રહેવાનો સંભવ છે.

આકાશથી પાતાલપર્યન્ત અનિયંત્રિતપણે વિચરવાનો કવિની પ્રતિભાને પરવાનો હોય છે. શ્રીયુત્ બોટાદકરની પ્રતિભા પણ એ જ પ્રમાણે પૃથ્વી, વનસ્પતિ, જલ, અગ્નિ, આકાશ, આત્મા એ સર્વ પ્રદેશોમાં વિહાર કરે છે. પરંતુ એમનાં કવનનો મુખ્ય વિષય મનુષ્યના આધ્યાત્મિક ભાવો છે. અનેક વિષયોમાં રસ પડવો અને પડાવવો એ કવિમતિની વ્યાપકતા સૂચવે છે; અમુક વિષયોનો તલસ્પર્શ કરી તેમના ઊંડા મર્મો જાણી લઈ, સુંદર ભાષામાં જનતાને જણાવવા એ કવિમતિની સૂક્ષ્મતા સૂચવે છે. આ બન્ને લક્ષણ આપણા આ કવિમાં જોવામાં આવે છે.

આદિથી અંતપર્યન્ત આ કૃતિમાં બધું જ સુંદર છે, પરંતુ વિવેચનને અંગે અપેક્ષિત તારતમ્યની દૃષ્ટિથી જોતાં નીચેનાં કાવ્યોમાં મને વિશેષ ચમત્કૃતિ જણાઈ છે.

ઉષાનું ચિત્ર કેવું હૃદયંગમ દોરવામાં આવ્યું છે!

"વિજયના ધ્વજને ફરકાવતી,
'કંઈક તારકગેંદ ઉછાળતી;
"ચરણકેસરથી પથ પૂરતી,
"તિલકથી નભભાલ સુહાવતી."

પરંતુ એ ભવ્ય ઉષા કંઈ સ્થાયી નથી. એનો ઝટ લોપ થવાનો છે. છતાં એ લોપ પણ આશ્વાસનરહિત નથી.

"દિનમણિ મણિ શો અમને દઈ,
અહહ! ઉડી અચાનક તું ગઈ!
સુખદ એ ઉપહાર શિરે ધરી,
સફલ જીવનને કરશું સખિ!"

ઉષા ઊડી જાય છે ખરી, પરંતુ સૂર્યરૂપી રત્નને મૂકીને એનું જવું કેવળ શોકજનક નથી.

'ધ્રુવને' એ કાવ્યમાં કવિએ ધ્રુવને ઉદ્દેશી મનોહર કલ્પનાઓની પરંપરા પ્રવર્તાવી છે. નીચેની કલ્પના કેવી સુંદર અને રમૂજી છે!

"કે વ્યોમાંગણનો સુરક્ષક કરી સ્થાપ્યો તને ઈશ્વરે!
જેથી વ્યોમચરો સહુ નિજ પથે મૂંગે મુખે સંચરે;
ને સ્વચ્છંદ બની, પરસ્પર લડી, ના નાશ પામે કદી,
એ કાજે બની કોટવાળ નભનો તું સજ્જ ઊભો અહીં."

'જ્વાલામુખી' આ એક હૃદયદ્રાવક કાવ્ય છે. જ્વાલામુખીનો અંતરાગ્નિ ફાટી નીકળતાં પશુપક્ષીઓ તો સ્થાનાંતર કરી શકશે, પરંતુ

"રસભરી નવલી વનવેલીઓ,
ઉર ઉમંગવતી અલબેલીઓ;
સકલ એ શરણાગત ક્યાં જશે?
ક્યમ કરી નિજ પ્રાણ બચાવશે?"

*

"તરુ વિષે વસતાં ખગશાવકો,
અનવલંબન સુંદર અર્ભકો;
પ્રકટ પાંખ નથી થઈ એમને,
અરર! એ જઈ ક્યાં શકશે હવે?"

'આવળનાં ફૂલને' એ કાવ્ય લખી કવિએ પોતાની સહૃદયતા ઉપરાંત સૂક્ષ્મ અવલોકનશક્તિ અને માતૃભૂમિભક્તિ સિદ્ધ કરી છે. કાઠિયાવાડના અરણ્યદેશમાં પ્રવાસ કરનાર કયા સહૃદય પ્રેક્ષકનું ધ્યાન

વનદેવતાનાં કર્ણાભરણરૂપ આવળનાં પુષ્પોએ ખેંચ્યું નથી? એ વ્યતિકરને આપણા કવિએ

" દૂર અતિશય દૂર સુધી પથરાઈ રહેલાં,
ઊંચી નીચી ડોક કરી કુતૂહલથી જોતાં;
સોના કેરી પીત પાથરી ચાદર જાણે,
બાળ રવિનાં પિંડ સમાં ચમકો ચોપાસે."

ઇત્યાદિ કાવ્યની શોભાથી શણગાર્યો છે.

'ગ્રામ્ય જીવન' આ એક અતિ મંજુલ ગેય પદ્ય છે. હિન્દનું મુખ્ય મનુષ્યવિત્ત ગામડાંમાં રહેલું છે; અને શ્રીયુત્ ખોટાદકરે ગ્રામજીવનને એવા સુંદરલલિત શબ્દાર્થી વર્ણવ્યું છે અને ઉચ્ચ ભાવનાઓથી અલંકૃત કર્યું છે કે ભવિષ્યના વિદ્યાર્થીઓ પોતાના નિબંધમાં ગ્રામજીવન તથા નગરજીવનનું તારતમ્ય દર્શાવતાં એની પંક્તિઓના ઉતારા આપશે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. એમાંની અનેક ભાવનાઓમાંથી પાંચ જ ભાવના આપણે લઈશું.

" અણખોટચો જ્યાં અનિલ અહર્નિશ વન સુરભિભર વાય,
સમય સમય સંમાર્જન કરતો મન મૂકી મલકાય."

*

" પુણ્ય પુરાતન આર્યજીવનનો અણબાંધ્યો ઇતિહાસ,
ચારુ ચાંદનીમાં ઉચ્ચરંતી રમણી ખેલે રાસ."

*

" શાંત શર્વરીમાં સહુ પુરુષો ચર્ચે મળીને ચોક,
શાણસ્પર્શવિહોણાં રત્નો શા શબ્દ તણા બહુ થોક."

*

" જનભૂખ્યા જનનો જ્યાં પામે અતિથિ ઉરસત્કાર,
અમરતણું જીવન અનુભવતાં, વીસરે નિજ પરિવાર."

*

" જગકાસાર વિષે પંકજ શાં અણડૂબ્યાં એકાંત,
વિકસિત હૃદય રમે રસસિંચ્યાં ડોલંતાં દિનરાત."

પવિત્ર પવન, રમણીરાસ, ગ્રામચર્ચા, અતિથિસત્કાર, હૃદયવિકાસ – એ ભાવનાપંચકનું શ્રીયુત્ ખોટાદકરે એવું આકર્ષક વર્ણન કર્યું છે કે તે વાંચી આપણે પણ તેમની સાથે ઉદ્‌ગાર કાઢવા પ્રેરાઈએ છીએ કે—

"મોક્ષનું માનવદુર્લભ ધામ,
રહો એ અમર અમારું ગ્રામ."

'ગ્રામ્ય જીવન'ની સુંદર શૈલી પર રચાયેલું બીજું કાવ્ય 'આર્ય-સંસાર' નામનું છે. એમાં પણ મધઝરણી મધમાખની કલ્પના, જગતની નૌતમ નિશાળની કલ્પના, સ્વાર્થત્યાગ અને સંયમનું વર્ણન, સૂર્ય અને ગ્રહના આકર્ષણ સંબંધના સાદૃશ્યનું વર્ણન– સર્વ એવું સુભગ છે કે આર્યકુટુંબ વિષે આપણે પણ કવિ સાથે એવું વચન ઉચ્ચારવામાં સામેલ થઈએ છીએ કે :—

"અગણિત સુભગ શિખંડ સજેલો જેમ શિખી સોહાય,
અગણિત અંશુ થકી નભ ભરતો દિનકર દિવ્ય જણાય.

"અખંડિત એમ રહી ચિરકાળ,
આર્યકુળ ખેલે રાસ રસાળ."

કાવ્યની રચના સંસ્કૃતશબ્દમય હોય, છતાં કેવી લલિત, સુંદર અને સુબોધ બની શકે તેનું ઉદાહરણ 'રાસ' એ કાવ્ય છે.

"તાલકૃતલાલિમાલસિતકરતલવતી"

એ જબ્બર સમાસ અર્થપરત્વે પારદર્શક હોત નહિ તો તે કદાપિ ગુર્જરગિરામાં ગણાત નહિ. ઉપરાંત રાસરત યુવતીને દૂરથી બાળક રડવાના સ્વરના શ્રવણથી ઊપજેલો સંભ્રમ, ચપલ ગતિથી ઘર ભણી તેનું દોડી જવું અને બાલકને ધવાડી પાછું તેનું રાસમાં સામેલ થવું એ સૂક્ષ્મ સુંદર ભાવોના મનોજ્ઞ વાણીમાં કરેલ વર્ણનથી એ કાવ્ય વિશેષ હૃદયંગમ બન્યું છે.

આર્યલગ્નનાં બંધનું વર્ણન કરવા જતાં આપણા કવિએ શૃંગાર-રસની વેદિ પર તે સંસ્કારની પવિત્રતાનો હોમ કર્યો નથી એ એમની કવિતાનું ખાસ ભૂષણ છે. 'મોડ,' 'કરગ્રહણ,' 'વરવધૂને,'

'પત્રપ્રતીક્ષા,' 'પત્રદર્શન' એ પાંચ કાવ્યો એ સમુદાયમાં ખાસ ધ્યાન ખેંચે એવાં છે.

"દૃઢ એ કરમાં કર શીઘ્ર દઈ,
રચજે રસસંપુટ સ્વસ્થ થઈ;
મહિં સાચવજે શુચિ સ્નેહમણિ,
તુજ જીવનથી પણ શ્રેષ્ઠ ગણી."

રસસંપુટમાં સ્નેહમણિસંરક્ષણની કલ્પના કેવી ભવ્ય છે!

"અસુ અસુમાં, હૃદય હૃદયે, જીવનમાં જીવ જોડીને,
અકલ અદ્વૈતની સિદ્ધિ પ્રણયથી પામવા માટે."

પ્રાણૈસ્તે પ્રાણાન્સંદધામિ એ વિવાહવિધિના મંત્રનું આ સુંદર ભાષાન્તર છે.

"પધારો દિવ્ય પંખીડાં! પરસ્પર ભેરવી પાંખો,
અતટ આકાશને અંકે ઉમંગે ઊડવા માટે."

આ લગ્નોદ્દેશ કેવો ઉદાત્ત છે, અને શબ્દરચના કેવી મનોહર છે!

'પત્રપ્રતીક્ષા'માં દયિતાના હૃદયની તાલાવેલી સાથે આશાપાશની પ્રબલતાનું અને 'પત્રદર્શન'માં મનોરથ સિદ્ધ થતાં હૃદયના છલકાઈ જતા આનંદનું તાદૃશ વર્ણન કરવામાં આવ્યું છે. માનસશાસ્ત્રનાં સૂક્ષ્મ તત્ત્વોનું દર્શન એ કાવ્યમાં તે શાસ્ત્રના અભ્યાસકોને થશે.

"જતો દૂરે દૂરે અહહ! ફરી પાછો નવ વળ્યો,
બિચારી બાળાનો હૃદયશ્રમ સૌ નિષ્ફળ ગયો!
ઘડીમાં સંતાપો અહિતશતના કૈં મચી રહ્યા,
રડાવી, સંતાપી, વ્યથિત ઉરને એ કરી રહ્યા.
વિશ્વાસ ના હજુ આવે! પત્રાભાવ ન સંભવે,
દૂતની પાછળે દોડી જવા એ ચિત્ત ઊછળે."

*

"ગ્રહી પત્ર ઉખેડતી આંગળી એ,
સ્થિરતા ધરી ના શકતી ઘડીએ;
પણ આખર દૂર થયો પડદો!
પ્રિયનો પ્રિય પત્ર બહાર પડ્યો!

" ઘડી આદિ જુએ, ઘડી અંત જુએ !
ઘડી મધ્ય વિષે કંઈ દૃષ્ટિ કરે;
નહિ વાચનનો ક્રમ સાચવતી;
રહી વાંચતી તોય ન વાંચી શકી ! "

*

" ઘડી ચાંપતી ઉત્સુક અંતરથી,
ઘડી ચૂમતી મુગ્ધ બની મુખથી;
ઘડી સ્તબ્ધ બની વળી જોઈ રહે,
ઘડીમાં હસતી જતી કાંઈ કહે !

" પ્રતિ અક્ષરમાં, પ્રતિ શબ્દ વિષે,
પ્રતિ પંક્તિ વિષે, પ્રતિ વાક્ય વિષે,
પ્રિયની મનમોહક મૂર્ત વસે,
રસગુંજનથી રસ ભવ્ય ભરે."

*

" મુનિ પાણિનિના ભટ દીક્ષિત શી,
ત્યમ વ્યાસ તણા શુચિ શંકર શી;
રસસૂત્ર સમાં સહુ વાક્ય ગ્રહી,
ઉરથી કંઈ ભાષ્ય ભલું રચતી."

'નવું વર્ષ' એ એક બોધક કાવ્ય છે. અંતઃકરણની કેવી સ્થિતિ રાખવાથી પ્રતિદિન દિવાળી વિલસી રહે એ તેનો વિષય છે.

'મૃત્યુને' એ કરુણરસમય કાવ્ય સગાંસંબંધીઓને નિષ્ઠુરપણે ઉપાડી જનાર મૃત્યુને તીવ્ર ઉપાલંભ આપે છે. 'વિષમોપચાર' એ પણ એટલું જ કરુણ કાવ્ય છે, અને આંતર અસાધ્ય વ્યાધિના શમન પરત્વે લૌકિક ઉપાયોનું વૈયર્થ્ય સૂચવે છે. 'મુમૂર્ષા' અને 'સાન્ત્વન' એ કાવ્યોમાં તત્ત્વજ્ઞાનની શીતલ છાયા જોવામાં આવે છે. પ્રથમ કાવ્યમાં ભવપ્રવાસને અંતે આવી પહોંચેલા જીવાત્માના આનંદનું મધુર વર્ણન છે; દ્વિતીય કાવ્યમાં સંસારના પ્રતિકૂલ વ્યતિકરોને જ્ઞાનદષ્ટિથી સહન કરવાનો મિષ્ટ ઉપદેશ છે. 'ઊર્મિલા' કાવ્યમાં લક્ષ્મણવિયુક્ત

ઊર્મિલાએ અસાધારણ ધૈર્યથી કરેલા વિયોગવિપત્તિના મૂક સહનની યોગ્ય સ્તુતિ કરવામાં આવી છે.

'બુદ્ધનું ગૃહાગમન' 'એભલવાળો,' અને 'મહામારી' એ ત્રણ લાંબાં કાવ્ય છે. પહેલામાં શાંતરસ, બીજામાં વીરરસ અને ત્રીજામાં કરુણરસ વિલસે છે. ત્રણે કાવ્યો ઉત્તમ કાવ્યકલાના નમૂના છે અને તેની ચમત્કૃતિઓ એટલી બધી છે કે તેનું વર્ણન કરતાં આ ઉપોદ્‌ઘાત જોઈએ તે કરતાં વિસ્તારવાળો બની જાય તેથી એ કાવ્ય સંબંધી વાચકવર્ગને એટલું જ સૂચન છે કે તેનો પુનઃ પુનઃ આસ્વાદ લેવા ચૂકવું નહિ.

'નિર્ઝરિણી'નાં ઉત્તમ તત્ત્વોના દિગ્દર્શન માટે આટલું કથન પર્યાપ્ત છે. શ્રીયુત ખોટાદકરે સંસ્કૃત સાહિત્યનું સારી રીતે અવગાહન કર્યું છે, અને એમના અભ્યાસની ઊંડી છાપ એમનાં કાવ્યોમાં સ્થળે સ્થળે જોવામાં આવે છે. સંસ્કૃતના પ્રતિષ્ઠિત કવિઓને પોતાના કાવ્યનું ભાષાન્તર ગુજરાતીમાં કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોત તો તેમની કૃતિ કેવું રૂપ ધરત તેનો ખ્યાલ શ્રીયુત ખોટાદકરની શિષ્ટ સંસ્કારવાળી વાણી આપે છે. વિવિધ ભાવોથી એમનું અંતકરણ વીંધાયું છે અને બીજાનાં અંતકરણને તેઓ વીંધી શકચા છે. એમની વાણી વિદ્વત્તાની પ્રતિષ્ઠાવાળી હોવા સાથે સર્વત્ર વીણામણ વિનાની છે, અને સરલતાની શોભા વડે સંપન્ન હોવા સાથે સ્થળે સ્થળે ચિરંજીવ પંક્તિઓથી વિરાજમાન છે. આ કવિવરની જેવી શબ્દપ્રભુતા છે તેવી વૃત્તપ્રભુતા પણ છે. શત્રુંજયનું વર્ણન કરતાં એ પ્રૌઢ વિષયને અનુસરતું પ્રૌઢ સ્રગ્ધરાવૃત્ત એમણે પસંદ કર્યું છે, તો 'પત્રદર્શન' કાવ્યમાં 'હરિણીસમ છલંગ' ભરતી યુવતીનો ઊભરાઈ જતો આનંદ વર્ણવતાં તેવી જ છલંગ મારતું તોટકવૃત્ત એમણે ચૂંટી કાઢયું છે.

આ કલાધર પોતે એક સ્થળે કહે છે તેમ, કવિ "પ્રણયના મીઠડા મંત્રો" લલકાર્યા કરે છે; પછી જનતા તેમની કદર કરે કિંવા ન કરે. તે પ્રમાણે આપણા આ કવિકોકિલ કમનીય કૂજન કરી કૃતકૃત્ય થયા છે. એ કૂજનની યોગ્ય પિછાન રાગદ્વેષરહિત ઉદાર દૃષ્ટિથી કરવી એ સાહિત્યવિલાસીઓનું કર્તવ્ય છે.

અંતમાં અખિલેશ્વર પ્રતિ એટલી જ અભ્યર્થના છે કે સત્પ્રણયના ઉપાસક આપણા આ કવિવર આ અવનિમંડળ ઉપર ચિરાયુ રહી પોતાની પ્રસિદ્ધ કાવ્યત્રિપુટીથી વિરામ ન પામતાં 'તરંગિણી' 'તટિની' આદિ નવીનકૃતિઓથી ગુર્જરગિરાને સમૃદ્ધ કરવા તથા પોતાના "ભિંજાયેલા ઉરેથી જગત ભિંજવવા" સદા ઉદ્યત રહો!

ભાવનગર,
ચૈત્ર કૃષ્ણ અષ્ટમી
સં. ૧૯૭૭



## 'નિર્ઝરિણી'
## બીજી આવૃત્તિનું નિવેદન

**અમૃતલાલ દાણી**

સ્વ. બોટાદકરનાં કાવ્યો પ્રમાણમાં ઘણાં પ્રિય થઈ પડેલાં ગણાય છતાં તેવા કવિના આ સંગ્રહને આજે આઠ વર્ષની લાંબી મુદતે ફરી પ્રસિદ્ધ કરવાનો વારો આવે છે, એ દુઃખદ વાત છે; છતાં ભવિષ્યની પ્રજા તેનો આથીયે વધુ આદર કરશે, એવી આશા રાખવા સિવાય બીજો ઈલાજ નથી. જેમ જેમ પ્રજામાં સાહિત્યપ્રેમ વધુ ગાઢ થશે ને વધારે પ્રજા-સમુદાય સાહિત્યનું પરિશીલન કરતો થશે, તેમ તેમ આ ગ્રન્થો વધારે આદર પામશે જ.

કવિશ્રીનો આ ચતુર્થ સંગ્રહ છપાઈ રહ્યે હવે છેલ્લો સંગ્રહ જ બાકી રહ્યો છે. તેનું મુદ્રણકાર્ય બે એક માસમાં પૂરું થતાં સ્વ. કવિના બધા જ સંગ્રહોનો આખો ગ્રંથ ગુજરાતી સાહિત્પ્રેમીઓને કવિના જીવનચરિત્ર, વર્ગણી વગેરે સાથે આપી શકાશે.

આ સંગ્રહના મુદ્રણકાર્યમાં પણ શ્રી. જયકૃષ્ણ વર્માની મળેલી સહાયને સાભાર સ્વીકારવી જ ઘટે.

ભાવનગર
મહિલા વિદ્યાલય
નિયમ એકાદશી
સં. ૧૯૮૫



ઊર્મિલાએ અસાધારણ ધૈર્યથી કરેલા વિયોગવિપત્તિના મૂક સહનની યોગ્ય સ્તુતિ કરવામાં આવી છે.

'બુદ્ધનું ગૃહાગમન' 'એભલવાળો,' અને 'મહામારી' એ ત્રણ લાંબાં કાવ્ય છે. પહેલામાં શાંતરસ, બીજામાં વીરરસ અને ત્રીજામાં કરુણરસ વિલસે છે. ત્રણે કાવ્યો ઉત્તમ કાવ્યકલાના નમૂના છે અને તેની ચમત્કૃતિઓ એટલી બધી છે કે તેનું વર્ણન કરતાં આ ઉપોદ્‌ઘાત જોઈએ તે કરતાં વિસ્તારવાળો બની જાય તેથી એ કાવ્ય સંબંધી વાચકવર્ગને એટલું જ સૂચન છે કે તેનો પુનઃ પુનઃ આસ્વાદ લેવા ચૂકવું નહિ.

'નિર્ઝરિણી'નાં ઉત્તમ તત્ત્વોના દિગ્દર્શન માટે આટલું કથન પર્યાપ્ત છે. શ્રીયુત બોટાદકરે સંસ્કૃત સાહિત્યનું સારી રીતે અવગાહન કર્યું છે, અને એમના અભ્યાસની ઊંડી છાપ એમનાં કાવ્યોમાં સ્થળે સ્થળે જોવામાં આવે છે. સંસ્કૃતના પ્રતિષ્ઠિત કવિઓને પોતાના કાવ્યનું ભાષાન્તર ગુજરાતીમાં કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોત તો તેમની કૃતિ કેવું રૂપ ધરત તેનો ખ્યાલ શ્રીયુત બોટાદકરની શિષ્ટ સંસ્કારવાળી વાણી આપે છે. વિવિધ ભાવોથી એમનું અંતકરણ વીંધાયું છે અને બીજાનાં અંતકરણને તેઓ વીંધી શક્યા છે. એમની વાણી વિદ્વત્તાની પ્રતિષ્ઠાવાળી હોવા સાથે સર્વત્ર વીણામણ વિનાની છે, અને સરલતાની શોભા વડે સંપન્ન હોવા સાથે સ્થળે સ્થળે ચિરંજીવ પંક્તિઓથી વિરાજમાન છે. આ કવિવરની જેવી શબ્દપ્રભુતા છે તેવી વૃત્તપ્રભુતા પણ છે. શત્રુંજયનું વર્ણન કરતાં એ પ્રૌઢ વિષયને અનુસરતું પ્રૌઢ સ્રગ્ધરાવૃત્ત એમણે પસંદ કર્યું છે, તો 'પત્રદર્શન' કાવ્યમાં 'હરિણીસમ છલંગ' ભરતી યુવતીનો ઊભરાઈ જતો આનંદ વર્ણવતાં તેવી જ છલંગ મારતું તોટકવૃત્ત એમણે ચૂંટી કાઢયું છે.

આ કલાધર પોતે એક સ્થળે કહે છે તેમ, કવિ "પ્રણયના મીઠડા મંત્રો" લલકાર્યા કરે છે; પછી જનતા તેમની કદર કરે કિંવા ન કરે. તે પ્રમાણે આપણા આ કવિકોકિલ કમનીય કૂજન કરી કૃતકૃત્ય થયા છે. એ કૂજનની યોગ્ય પિછાન રાગદ્વેષરહિત ઉદાર દૃષ્ટિથી કરવી એ સાહિત્યવિલાસીઓનું કર્તવ્ય છે.

અંતમાં અખિલેશ્વર પ્રતિ એટલી જ અભ્યર્થના છે કે સત્પ્રણયના ઉપાસક આપણા આ કવિવર આ અવનિમંડળ ઉપર ચિરાયુ રહી પોતાની પ્રસિદ્ધ કાવ્યત્રિપુટીથી વિરામ ન પામતાં 'તરંગિણી' 'તટિની' આદિ નવીનકૃતિઓથી ગુર્જરગિરાને સમૃદ્ધ કરવા તથા પોતાના "ભિંજાયેલા ઉરેથી જગત ભિંજવવા" સદા ઉદ્યત રહો !

ભાવનગર,<br>
ચૈત્ર કૃષ્ણ અષ્ટમી<br>
સં. ૧૯૭૭



## 'નિર્ઝરિણી'
## બીજી આવૃત્તિનું નિવેદન

**અમૃતલાલ દાણી**

સ્વ. ખોટાદકરનાં કાવ્યો પ્રમાણમાં ઘણાં પ્રિય થઈ પડેલાં ગણાય છતાં તેવા કવિના આ સંગ્રહને આજે આઠ વર્ષની લાંબી મુદતે ફરી પ્રસિદ્ધ કરવાનો વારો આવે છે, એ દુઃખદ વાત છે; છતાં ભવિષ્યની પ્રજા તેનો આથીયે વધુ આદર કરશે, એવી આશા રાખવા સિવાય બીજો ઈલાજ નથી. જેમ જેમ પ્રજામાં સાહિત્યપ્રેમ વધુ ગાઢ થશે ને વધારે પ્રજા-સમુદાય સાહિત્યનું પરિશીલન કરતો થશે, તેમ તેમ આ ગ્રન્થો વધારે આદર પામશે જ.

કવિશ્રીનો આ ચતુર્થ સંગ્રહ છપાઈ રહ્યે હવે છેલ્લો સંગ્રહ જ બાકી રહ્યો છે. તેનું મુદ્રણકાર્ય બે એક માસમાં પૂરું થતાં સ્વ. કવિના બધા જ સંગ્રહોનો આખો ગ્રંથ ગુજરાતી સાહિત્પ્રેમીઓને કવિના જીવનચરિત્ર, વર્ણણી વગેરે સાથે આપી શકાશે.

આ સંગ્રહના મુદ્રણકાર્યમાં પણ શ્રી. જયકૃષ્ણ વર્માની મળેલી સહાયને સાભાર સ્વીકારવી જ ઘટે.

ભાવનગર<br>
મહિલા વિદ્યાલય<br>
નિયમ એકાદશી<br>
સં. ૧૯૮૫



'રાસતરંગિણી'

અર્પણ

સ્વર્ગસ્થ અ. સૌ. શ્રીમતી

'વંજિયા (વિજયા) બ્હેન' રણછોડજી દેસાઈ

તે

શ્રીયુત નાનાભાઈ રણછોડજી દેસાઈનાં માતુશ્રી

એમની

અસાધારણ ધર્મવૃત્તિ, અનુપમ કુટુંબવત્સલતા, સ્વપરના
ભેદ વિના દુઃખી અને રોગાર્ત મનુષ્યોની શુશ્રૂષા
અને તેમને તન-મન-ધનથી સહાય કરવાની તત્પ-
રતા, રામાયણ-મહાભારતના રહસ્યપૂર્ણ પ્રસંગો
સમજાવી બાળકોનાં હૃદય રંગવાની કુશળતા,
વધૂઓ પર માતા જેવી સ્નિગ્ધ દૃષ્ટિ અને
તેમનાં મન જીતવાની અજબ શક્તિ-
ઇત્યાદિ ઉચ્ચ ગુણોથી આકર્ષાઈ
તેમના અવસાન સમયમાં મુદ્રાંકિત
થયેલું અને આર્ય સ્ત્રીવર્ગને
માટે ખાસ લખાયેલું આ
પુસ્તક તેમને અર્પણ
કરી, તેમનું પ્રાતઃ
સ્મરણીય નામ
સાથે જોડીને હું
કૃતાર્થ થાઉં
છું.

— કર્તા

## ‘ રાસતરંગિણી ’

### નિવેદન

**દા. ખુ. બોટાદકર**

ગત વર્ષમાં લખાયેલો આ રાસસંગ્રહ મુંબઈના સુપ્રસિદ્ધ પબ્લિક એકાઉન્ટન્ટ શ્રીયુત નાનાભાઈ રણછોડજી દેસાઈ મલાડ – જેમનાં પૂજ્ય માતુશ્રીને આ અર્પણ થયેલ છે – તેમના ઉદાર આશ્રયથી પ્રકટ થઈ શક્યો છે; તે માટે હું તેમનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું.

‘ સ્રોતસ્વિની ’ના આવિર્ભાવસમયથી મારી સઘળી કાવ્યપ્રકૃતિમાં રસ લેનાર અને પ્રતિપળ પ્રોત્સાહન આપનારા મારા અતિ નિકટના સંબંધી શ્રીયુત અમૃતલાલ વલ્લભદાસ દાણી, બી. એ. ( મહિલા વિદ્યાલય, સુરત )ની આ સંગ્રહના પ્રાકટ્યની પ્રેરણા અને પ્રયાસ કોઈ રીતે ઓછાં નથી, એવો સત્ય ઉલ્લેખ અહીં ન કરું, તો હું કૃતઘ્ન જ ગણાઉં.

શ્રીયુત ઝવેરચંદ મેઘાણી, બી. એ.એ સુંદરતર ‘ સત્કાર ’ લખવા ઉપરાંત આ કૃતિના મુદ્રણ સંબંધી સઘળી પ્રવૃત્તિ — અસાધારણ વ્યવસાય છતાં — સ્વીકારી મને ઉપકૃત કર્યો છે.

બોટાદ,
તા. ૧૮–૪–૨૩



મહાદેવીનો પ્રસાદ :

‘ રાસતરંગિણી ’ના મારા આ રાસ, મશીનનો માલ નથી, પણ ઉગ્ર તપને અંતે મળેલો મહાદેવીનો પ્રસાદ છે.

[ દા. ખુ. બોટાદકર — અમૃતલાલ દાણી ઉપરના પત્રમાં. ]

## ' રાસતરંગિણી '– સત્કાર*

ઝવેરચંદ મેઘાણી

જગતમાં કેટલાએક ચહેરાઓ જ એવા હોય છે કે જે હજારો માણસોની મેદનીમાંથી જુદા પડી જાય, નજર પર ચડી જાય, અને અંતરમાં ઊતરીને કાયમનું ઘર કરી રહે–કેમ જાણે એને આપણી સાથે જૂની પિછાન હોય! બોટાદકરના રાસમાં અનેકનાં વદન ઉપર આપણને એવી જ કોઈ ચિરપરિચિત રેખાઓ આંકેલી લાગે છે. કશા યત્નની જરૂર નહિ, કશી સમજ કે સ્પષ્ટતાની અગત્ય નહિ, આપોઆપ એની મધુર પંક્તિઓ જીભના ટેરવા ઉપર રમવા માંડે છે, ને એક વખત વાંચતાં જ યાદદાસ્ત ઉપર છપાઈ જાય છે; મારા મનમાં તો આજ એવી અનેક પંક્તિઓ રણઝણે છે; એમાંની કઈનું અહીં ટાંચણ કરું, અને કઈને છોડી દઉં?

આ પુસ્તકની પ્રસ્તાવના લખવાને માટે હું બે કારણથી લલચાયો છું. એક તો ગામડાના સાદા ભાવોનો હું ભોગી છું, બોટાદકરના રાસની અંદર આજે ગામડિયાનું હૃદય જ ગાઈ રહ્યું છે. બીજું, હું આ કવિની અત્યાર લગીની કવિતાનો બહુ અનુરાગી નથી બની શક્યો. મને એની કવિતાની મધુર કલ્પના ગમતી, ભરચક વિભૂતિઓ ભાળીને હું આનંદ લેતો; પણ એમની મુશ્કેલ શબ્દરચના, એમનું કઠોર સંગીત, એમનો સ્વાભાવિક વાક્યાડંબર–એ બધાને ભેદીને મારાથી અંદર ઊતરાતું નહોતું. ' કલ્લોલિની ' ' નિર્ઝરિણી ', અને ' સ્રોતસ્વિની 'નાં સુનીલ, સુમનોહર નીરમાં નાહવાનું મન થાય, પણ ભીતર પડેલા પથ્થરોનો ભારે ભય લાગે.

આ કારણે આ પુસ્તકની તારીફ કરવામાં એમના પ્રત્યે પક્ષપાતનો અપરાધ થઈ જવાની મને ધાસ્તી નથી.

---

* ' રાસતરંગિણી 'ની પ્રથમ આવૃત્તિમાં.

આજ તો કવિની એ કાવ્યસરણિએ પોતાનું વહેણ બદલ્યું છે. મને તો તાજ્જુબી જ થયા કરે છે કે આ તે શો પલટો !

હું તુલના કરવા નથી બેઠો. કયો શબ્દપ્રયોગ શાસ્ત્રીય નથી કે કઈ પંક્તિમાં અલંકારનો દોષ છે; અગર કઈ કલ્પના કવિ કાલિદાસ કે શેલીનું સ્મરણ કરાવે છે; એ બધી ઝીણવટ મારી દૃષ્ટિમાં નથી. હું વિવેચક નથી, પૂજક છું. કેવળ સત્કાર જ કરી રહ્યો છું.

ન્હાનાલાલથી માંડીને છેક રાયચુરા સુધી રાસનો એક યુગ પ્રવર્ત્યો ગણાય. ગુજરાતણના તલપતા કંઠમાં સ્વર મૂકનાર આપણા ન્હાનાભાઈ. એ સમયે તો જમાનો બદલાતો હતો; મહિનાના પંદર દિવસ સુધી આકાશના ચંદ્ર, તારાઓ આતુર હૈયે જાણે રાસડા સાંભળવા વાટ જોઈને બેસી રહેતા. પણ અમારી ગુજરાતણ બહેનોને ગળેથી ગાન ઊતરી ગયાં હતાં; રાત્રિએ ગુજરાતનાં જ્યોત્સ્નામય આંગણાં ગાજતાં બંધ પડેલાં. ધરતીને ધણધણાવનારા ધિંગી ગુજરાતણોના કદમ ધીરે ધીરે સપાટ, સ્ટૉકિંગ કે સ્લિપરમાં સંતાઈ જવા લાગ્યાં. મુંબઈ–અમદાવાદના પાણીએ, વિલાસે અને અભ્યાસે અમારી તરુણીઓના દેહ દુર્બળ બનાવી દીધા, સુરખી લૂંટી લીધી અને કંઈકને હૈયે તો જગતની જ્વાળા અડકી ગઈ. એ રીતે અસલી રાસડાનો ધીંગો યુગ ત્યારે આથમી ગયો હતો.

આ ખુવારીને અને આત્મવિસ્મરણને ટાણે આપણો કવિ ન્હાનાલાલ દેખાયો. ગાઈ તો ન જાણે પણ ગવરાવી શક્યો; જૂની રાગિણીને નવા સ્વાંગ પહેરાવ્યા; રસિકો અને રસિકાઓને ફરી નાચતાં કર્યાં.

પણ આખરે એ તો આકાશવિહારી ! 'ધૂમકેતુ' સમો મનસ્વી. એનાથી ધરતી ઉપર ઉતરાયું નહિ. એનાથી જગતવાસીઓનાં હૈયાં ઉકેલાયાં નહિ. એણે તો કેવળ કોયલનાં, ચંદ્ર સૂરજનાં, ચાંદરડાનાં અને ઉષાસંધ્યાનાં જ ગીતો ગાયાં. જગત પર જે થોડાં પાંખાળાં હતાં તે જ એના રાસ – ગગનમાં પહોંચી શક્યાં; બીજાં હજારો રસતરસ્યાં રખડતાં રહ્યાં. એ કવિને પગલે પગલે ચાલીને જેણે જેણે રાસ ગવરાવવાની અજમાયશ કરી, તે તમામની અંદર મને એ જ મૂંઝવણ માલૂમ પડી. રાસનાં ચોગાન ધીરે ધીરે સાંકડાં જ બનતાં

ગયાં. આખરે, જેમ આપણાં ગામડાં, ગામડાં મટીને શહેર બનવા લાગે ત્યારે આંગણાં ઊડીને અગાશીએ જઈ ચડે, તેમ રાસડાઓ પણ રાસડા મટીને રાસ બન્યા, આંગણાં છોડીને અગાશીએ ચડચા, તાળીઓના તાલ ત્યજીને તબલાની પાસે જઈ બેઠા અને શરણાઈનો સંગ છોડી ઈસરાજ અગર હારમોનિયમની સાથે હળ્યા.

ધરતીના રાસ ફરી પાછા ક્યારે ગવાશે? એવી અગોચર ઝંખના આપણા દિલમાં રહ્યા કરતી. આજે જાણે આકાશ અને ધરતી બન્નેનાં ગીતનું મિલન આપણા બોટાદકરના રાસમાં દેખાવા લાગ્યું છે. એથી સહેજે આશા બંધાઈ જાય છે કે કદાચિત્ રાસનો નવયુગ આ કવિને હાથે જ મંડાવાનો નહિ હોય! એણે તો ‘જનની’નાં, ‘ભાભી’નાં, ‘નણંદ’નાં અને ‘દેવર’નાં સ્મરણો ગાયાં છે. ‘મહિયર’ની મીઠાશ સંભારવાની સાથે સાથે ‘સાસુ’ની સુવાસને એ ભૂલ્યા નથી. એણે ‘મોસાળ’ની મોંઘાઈઓ પણ મેલી નથી. ગુજરાતની તરુણીઓના રસનો ઈજારો કેવળ ‘વાલ્યમ’ના જ હાથમાં નથી હોતો. છતાંયે અત્યાર લગી ઘણે ભાગે તો રાસ રમનારી, એક ‘વહાલા’ની પાછળ જ ઘેલી બનતી.

ગુજરાતણોના જીવનરસમાં દેવરનણંદનો કે ભાઈભોજાઈનો કેટકેટલો હિસ્સો છે! સંસારમાં સ્ત્રીહૃદયની અંદર સ્નેહ પૂરનારાં પરિવાર-જનો જાણે લગભગ વિસારે પડેલાં હતાં. કવિતાના ભુવનમાંથી એ બધાનું આસન ઊપડી ગયું હતું. આ જ સત્ય જગતની માફક, કાવ્ય જગતમાં પણ કેમ જાણે અવિભક્ત કુટુંબની પ્રથા ભાંગી પડી હોય! બોટાદકરની નેમ તો “અમરગંગાને આભથી ઉતારવાની” જ હશે! અમરગંગામાં એકલા નાહવાને માટે, “આભમાં” ઊડી જવાની નહિ! એટલે જ એમની ‘તરંગિણી’ને આરે આજ આખો કુટુંબસમુદાય ભેળો ભળ્યો છે.

જૂના રાસ-યુગની રેણુ હજુ આ કવિ છેક ખંખેરી નાખી નથી શક્યા. એની ‘સખીઓ’ મળીને ગાય છે, તેમાં પણ કેવળ અભિલાષા છે; આકાશમાં બાચકા ભરવાના એ અભિલાષો છે. ‘શું કરશું, અને શું નહિ કરીએ?’ એ સમસ્યામાં પડી જનારી સહિયરો કશુંયે સ્પષ્ટ કરી શકતી નથી. પાગલ બનીને જાણે પ્રગટ કરવા તલખે છે. આખરે તો ‘ચંદ્રા’ની, ‘રજની’ની, ‘કુંજનિકુંજો’ની કે નવી

કોઈ ‘ કયારીઓ ’ની કલ્પના કરીને જ વિરમે છે. એવી જ દશા પોતાની “ જનની ”ના ગુણગાન કરનારી કોઈ નાની દીકરીની થવા લાગી છે. માતાની “ મીઠાશ ” સમજાવવા માટે એને “ મધુ ” અને “ મેહુલા ”ની સરખામણી કરવી પડે છે. છતાં એ સરખામણીમાં જે સ્વાભાવિકતા છે, તેની જોડ જડવી કઠણ પડે છે. “ દેવોને દૂધ એનાં દોહ્યલાં ” કહીને તો કવિએ કૈંક માતૃહીનોનાં હૈયાં ઉંચકાવ્યાં હશે ! તો યે–તો યે ‘ જનની ’ના રાસમાં દીકરીને કેવળ એવી ચાર કલ્પનાથી જ પતાવવું પડે છે.

‘ જનની ’ને જોયા પછી, આવો ‘ માતૃગુંજન ’ને કાન માંડીએ. અહીં કવિની તુલનાશક્તિયે તૂટી પડે છે, કલ્પનાયે શરમાઈ જાય છે. અહીં તો જાણે શબ્દભર્યો કોઈ રાસ નથી; એ તો ચિત્રોની પરમ્પરા છે. પંક્તિએ પંક્તિએ કેવળ ચિત્રો ખડાં થાય છે. રઘવાઈ બનેલી માતા આમ તેમ દોડતી, ચીસો પાડતી નજરે દેખાય છે. ઘૂમટામાં છૂપાયેલું, આંસુથી ભીંજાયેલું, આણું વળીને જતી એ લાડકવાયી દીકરીનું મોં, આવા રંગ પૂરીને તો જાણે હજુ કોઈએ આલેખ્યું નથી ! કવિ પોતે જાણે બાજુ પર ખસી જાય છે, માતાને જ ગાવા અને રોવા દે છે, કે

“ દૂધ ભર્યું હજી દાંતમાં રે એને આપવાં આણાં.”

એ રાસ ઉપર વધુ વિવેચન શાં ?

‘ સંદેશ ’ અને ‘ આણાં ’ની અંદર કવિએ દૂધાળા દાંતવાળી દીકરીનું હૈયું ઉઘાડયું છે. એ જ શહેરમાં પિયર અને સાસરું જેને હશે તે બહેનને આ બે રાસની મીઠાશ નહિ જડે. રેલગાડીમાં બેસીને મહિને મહિને માવતર દોડી આવનારી શહેરી તરુણી, આ પંક્તિઓમાં પોતાના અંતરનું આક્રંદ નહિ જોઈ શકે. આ ગીત તો મારી ગામડિયણ બહેનોના હૈયામાંથી જ ગરજી ઊઠે, જેણે માવતરના લાંબા વિયોગ ભોગવ્યા હોય, અને જેને સાસરિયાંને ઘેર બે આંસુ પાડવા જેટલીયે એકાન્ત ન જડે. માની ગોદમાંથી તાજી ચાલી આવેલી કન્યા તો ‘ સંદેશ ’ જ મોકલાવે–પણ જેમ જેમ જમણ જાય, અને વરસ જેવડો પહેલો માસ વીતવા આવે, તેમ તેમ દીકરી સંદેશ દેતી બંધ પડે, પિયેરમાં જનેતા ઝૂરતી હશે એ કલ્પના ખૂટે, અને કઠોર કલ્પના આવે કે,

"......મુજને ભૂલી માત જો."
"બાપુને અંતરથી છૂટી બેટડી."

ત્યાં તો 'વગડા વીંધીને વેલ્ય' આવી, ઘૂઘરીએ ઘમઘમતા 'ઘોડલા' આવ્યા, 'માવડીએ આણાં મોકલ્યાં', 'દીકરીના અંતરની આશા વળી.'

પિયરિયાંને મળવા તલખી રહેલી પરિણીતા પિયર પહોંચે, સખીઓનાં અંતર એકબીજા પાસે એકાંતમાં ઊઘડે અને લગ્નની એ 'રૂપાળી રાત' સાંભરે. એ રૂપાળી રાત, જે રાતે 'આંખડી ઉજાગરે ઘેરાતી', 'સખીઓનાં ગીત ગાજતાં', અને સૂરજશશીની સાક્ષીએ 'જૂજવા પ્રાણ' જોડાયા હતા, 'હાથમાં હાથ' હીંચ્યો હતો, કેવળ હાથે જ નહિ પણ 'કાળજેય કોલ લીધા-દીધા' હતા, 'આંખથી આંખ મેળવી હતી.' કવિ મૂંઝાય છે! રે, કિશોરી મૂંઝાય છે. એને માત્ર એક જ વાત કહેવી હતી કે એ રૂપાળી રાત્રિએ અમે 'અભેદ લીધા.' આપણે પણ કવિની સાથે રહીને દુવા દઈએ કે,

"રહેજો અખંડ તારે આંગણે રૂપાળી રાત."

લગ્નની રાત્રિના આવા અણગવાયેલા રાસ આજે ખોટાદકરે ગાયા, ગવરાવ્યા. ન્હાનાલાલ તો એની નિગૂઢ ભાષામાં એ અમર રાત્રિનાં સ્મરણો ગાવા બેઠા, પણ એમના હતાશ હૈયામાં એ ગીત અરધે આવીને ભાંગી પડયું! "એવા એ દિવસોનાં શમણાં વડી ગયાં." ખોટાદકરની નવ-વધૂના તનમનાટ એમ વહેલા વહેલા તે શાના શમે? એને તો વાલ્યમનાં વેણ સાંભરવા લાગે. એનાથી કશુંયે દિલમાં દાબ્યું દબાય નહિ. પોતાની સહિયરની પાસે વહાલાનું વેણે વેણ એ કહી બતાવે.

હિંદુ સમાજમાં દેવર-ભોજાઈ વચ્ચેની પ્રીત કાંઈ છાની નથી. એ સંબંધમાંથી તો ગીતની ધારા છૂટે. કોઈ આધુનિક કવિ એ બીનાને અડકયો જણાયો નથી. ભોજાઈના મનોભાવમાં ઊંડા ઊતરેલા કોઈ ખોટાદકરને જ આવી પંક્તિઓ સ્ફુરે કે,

"એને નાની શી લાડડી લાવશું,
એના કુમળા પૂરશું કોડ રે,
દેરીડો સખિ! મનમીઠડો!"

ભોજાઈને હૈયે આથી ઊંચા તે બીજા કયા કોડ ઊછળે !

દેરને કંઈક કંઈક લાડ લડાવતી, હાંસી કરતી, મસ્તીખોર ભાભી 'નણદી'ને સંભારતાં જ કેવી દીન બની જાય છે! ભાવ પલટી નાખે છે! 'રાસતરંગિણી'નાં વાંચનારાં નણદીના કોમળ સ્વભાવને ઓળખે છે? ઘડી ઘડીમાં ઓછું આવી જાય, વેણવેણમાં વસમું લાગી જાય, એવી સાસરે બેઠેલી 'પરદેશણ' નણદીને, ભોજાઈ બળેવના અવસર ઉપર રાખડી લઈને બોલાવે છે. એ આશાભર્યા અંતરવાળી રમણીને પોતાનું આંગણું નણંદ વિનાનું સૂનું લાગે છે. એ સાદ કરે છે કે,

"આવો આવોને મહિયરમીઠડાં
તમે આવો રે મારી સાસુના શ્વાસ,
નણદી આવોને મારે આંગણે."

લોકની આશિષ એને લૂખી લૂખી લાગે છે. એને તો નણંદીની 'રસે ભીની રૂડી રાખડી'ની રાહ છે. ભાભી કેટલી ડાહી! એ કેમ ભૂલે! એ કહાવે છે કે,

"મારાં બાળાં ભોળાં શાં ભાણેજડાં,
ધરી અંકે રે એને લાવજો સંગ."

જેના જર્જરિત જરાગ્રત મોં ઉપર રસની એક પણ ભાવની રેખા માલૂમ નથી પડતી, જેના દમિયલ કંઠમાં ખોખરો સૂર ખખડે છે, એવા કઠોર દેખાતા ખોટાદકર આ બધું કયા હૃદયમાંથી કાઢી કાઢીને ગવરાવી રહ્યા છે! 'રાસતરંગિણી'નો લેખક આ ન હોય, એવો ઘડીભર સંશય ઊઠે! પણ સરજનહારે તો સૃષ્ટિ ઉપર કેવળ વિસ્મયો, કેવળ કોયડાઓ અને કેવળ નિગૂઢાર્થો જ વરસાવ્યા છે. ખોટાદકર પણ એક અણઉકેલ્યો કોયડો છે. એક ભેદ છે!

'ભાઈબીજ'ના રાસ ઉપર આવતાં તો હું થંભી જાઉં છું. 'માતૃગુંજન' ઉપર મેં બે ચાર શબ્દો જેટલી શાહી બગાડી, પણ 'ભાઈબીજ'ને તો હું એના આકાશમાં જ રહેવા દઈશ; જોયા જ કરીશ; મારા હૃદય ઉપર એનું પ્રતિબિમ્બ લઈ લઈશ. વિવેચનના મોહમાં નહિ પડું. એ રસ તો સાક્ષરો અને કવિઓને પાગલ બનાવશે.

અને " અમર રહો એ મધઝરતું મોસાળ !" સાસરિયાના પીંજરામાં પડેલી યુવતીને ' મામીની મનહર મહેમાની ' સાંભરે, ' સુખની સીમડી ' દાદીમા સાંભરે, હસીને પંપાળતા એ દાદીમાના ' હળવા ' હાથ પણ સાંભરે. " મહિયરથી યે મોંઘાં, માતાનાં મહિયર " કોને ન સાંભરે ?

સાસુની કટુતાઓને પણ વિસરાવી દેવાની શી આ કવિની કળા ! એણે તો એ કાંટાભર્યા સંસાર–વનમાં સાસુને કેડી બતાવનારી કહી. એની મોટપ કેમ મપાય ? કોઈ બહુ જ સુખિયા ઘરસંસારને ઉંબરે કવિ બેસી આવ્યા હશે ! નહિ તો એવું તે ક્યાંથી ગવાય કે,

" સખિ ! સાસુ તણાં સુખ શાં કહું રે ! "

રાસ સાંભળનાર એક વાર તો જરૂર સાસુ પ્રત્યે પ્રેમથી ઊભરાતું અંતર લઈને જ પાછું વળે ! કવિએ આર્ય સંસારનું અતિ સુખમય ચિત્ર આલેખ્યું. દીકરીઓને અંતરે આવા રસ સીંચાય, એટલે સંસારની અર્ધી કડવાશ તો ત્યાં ને ત્યાં આપોઆપ જ ઓછી થાય.

એક પછી એક રાસની અંદર નારી–જીવનની ક્રમાનુસાર ભૂમિકાઓ કવિએ બતાવી છે. માવતરને આંગણે કોઈ કિશોરી, ' સખીઓને ' સાથે રાખી નિશ્ચિંત મને રાસડા લે. આંબાને છાંયડે રખડતી રખડતી ઊંચે બેઠેલ કોયલને એ કન્યા ' એક જ કુહૂ ' કરવાનું કહે ! એને ભય છે કે જાણે " કાલ વસંત વહી જશે રે ! " જીવનની વસંત કેમ જાણે બેસી ગઈ હોય ને અંતરની આમ્રઘટામાં યૌવનની મંજરીઓ મહેકતી હોય !

એ અવસ્થાને દ્વારેથી ચાલી નીકળેલી કિશોરીને આપણે બરાબર નિરખ્યા કરીએ ! એનાં પરણેતર, આણું, રૂપાળી રાત, દેવર, નણંદ, સાસુ, જીવતરનાં એ સહુ વીતકોની કડવીમીઠી લહાણ લેનાર યૌવના ' ભાઈબીજ 'ની એક જ રાત ભાઈની સાથે વાતમાં વીતાવી ચૂકી. અંતરમાં અનેક ઓરતા હતા, પણ એકેય ન કહી શકી. ભાઈને વળાવીને ' સારિકા પાછી પીંજરે પેઠી.' એ છેલ્લા ઉદ્‌ગારોમાં આપણે એને બેત્રણ વરસની વિવાહિતા રૂપે ઓળખીએ છીએ, એના " ભીતરના ભડકા " આપણે ભાળી શકીએ છીએ. આપણાથી નિઃશ્વાસ મેલાઈ જાય છે. ગૃહસંસારના ગુપ્ત કલ્પાંતો આપણને હતાશ કરી મેલે છે. તેટલામાં

તો એ કટુ જીવનની અંદર મીઠાશ ગાતી ગાતી 'સરિત્સુંદરી'ને 'ડુંગરદાદા'ના ખોળામાંથી ચાલી આવતી આપણે જોઈ લઈએ. એ સરિતાની આત્મકથામાં આપણે આર્ય સુંદરીનાં મંથન, એણે માંડેલી વસમી મુસાફરી, માર્ગે મળેલા લૂંટારા, ઉરમાં ઊગેલા સંદેહો ને આખરે એ કસાયેલી, તવાયેલી આર્ય રમણીની ટેક તપાસીએ. 'સરિત્સુંદરી'નું રૂપક તો અખંડ છે; અતિ સ્વાભાવિક, છતાં સાદું છે. એવી શબ્દ-રચના સહેલ નથી.

પોયણીનાં અને વાદળીનાં રૂપક પણ બહુ બંધબેસતાં બનાવ્યાં. પ્રકૃતિની એ પુત્રીઓ પણ કેમ જાણે પ્રાણવંતી માનવ-પુત્રીઓ જ હોય!

પોતાની 'તરંગિણી'ને આજ તો આટલે સુધી લાવીને જ, કવિ વિરમી જાય છે. એની સુંદરી પોતાના સ્વામી સાગરની સમીપે થંભી જાય છે. ત્યાર પછી શાં શાં ગીતો અંતરમાં નહિ ઊઠચાં હોય! 'ભાઈબીજ'માં જેનો ઉલ્લેખ થયો છે એ બધા અંતરના 'ઓરતા" આજ તો અવ્યક્ત જ રહ્યા! જાણે હજુ એ રમણીને વ્યક્ત કરવાનો વખત જ ન મળ્યો! ખોટાદકરની પાસે આવીને એક વાર હજુ એ 'તરંગિણી' એ બધાં વીતકો કહી જવાની, ને પછી ખોટાદકર આપણને પણ કહી બતાવવાના. હજુ તો એ રમણીના પેટમાં આશા નથી રહી. એનાં સીમંત ઉજવાશે, એના પુત્ર-જન્મની વધાઈઓ ગવાશે, હજુ તો એ બાળકનાં હાલરડાં હિંચોળાશે. 'રવિબાબુ'એ 'શિશુ' લખીને જેમ પુત્ર-ઘેલડી માતાઓને ગાવા હાલરડાં દીધાં, અને માઘેલડા દીકરાને ગાવા કાલાં કાલાં કાવ્યો દીધાં, તેમ ખોટાદકરે પણ હજી દેવાનાં રહ્યાં છે. ગુજરાતની એ સદા આશા રહેવાની.

ભાષા સદાય ભાવોની અંદરથી આપોઆપ ઊઠે છે. આ 'તરંગિણી'ની વાણીનાં કેટકેટલાં વખાણ કરવાં? એ વાણી સાક્ષરોની નહિ– ગામડિયણ માતાઓની અને બહેનોની છે. ગુજરાતી ભાષા ગરીબ છે, દમ વિનાની છે, એનો શબ્દકોષ કંગાલ છે. એ સર્વ તો સાક્ષરોની ફરિયાદો. 'તરંગિણી'ની ભાષા ગુજરાતી છે કે નહિ એ તો સાક્ષરો જાણે. ગમે તે હો. પણ એ ભાષા ગરીબ નથી એવું આ 'તરંગિણી' સિદ્ધ કરે છે. વાણીનું ઐશ્વર્ય અગાધ લાગે છે. આપણી નવી આડંબરી

શૈલીમાં શોધ્યા કદી ન જડે એવા શબ્દોમાં, અતિ સૂક્ષ્મ ભાવો અહીં વ્યક્ત થયેલા છે. વેણે વેણે મૂર્તિઓ ખડી થાય છે.

"પ્રાસાનુપ્રાસ પૂરો જળવાયો નથી; 'વાતલડી' 'ભાભલડી' વગેરે રચના વાપરવામાં બહુ છૂટ લેવાઈ છે." એવો કલ્પાંત વિદ્વાનો કરવાના. પણ આપણને તો 'તરંગિણી' એના પ્રચંડ વહેણમાં એટલી જુક્તિથી ઉઠાવી જાય છે કે એવી ત્રુટિઓ આપણને દેખાતી જ નથી; રસની એ કાંઈ જેવી તેવી જમાવટ ન ગણાય!

અયિ તરંગિણી! તેં તો આજ ખરે ઉનાળે કંઈ કંઈ રસતરસ્યા પ્રવાસીઓનાં પેટ ઠાર્યાં! ગૃહ–સંસારનાં જળાશયોમાંથી એકેએક ટીપું સુકાયું: બરાબર તે વેળાએ જ તું દેખાઈ. તારે તીરે બેસી બેસીને કેટકેટલાક આજ તને આશિષ દેશે! જે નિરક્ષર કાઠિયાવાડણો કે ગુજરાતણોના ટેરવા પર મૂકવા એક ટીપું પણ નહોતું, તેની જીભને તો શું પણ અંતરના પડેપડને પલાળવા તું આજે આવી પહોંચી; અમારા વેરાનમાં તને આદર દઈએ છીએ; કશા શિષ્ટાચાર વિના કવિતાના આ રાજ–દરબારની અંદર ખોટાદકરની એ ગામડિયણ ગાયિકાને આજે ચરણ ચૂમીને સત્કારીએ છીએ.

ગામેગામની કન્યાશાળાઓમાં આ 'તરંગિણી' ક્યારે પહોંચી વળે, ને કન્યાઓના કંઠમાં રાસડાના તાન ક્યારે જગાવે! કન્યાકેળવણીનાં નિરાળાં પુસ્તકો બનાવ્યાં બનવાં મુશ્કેલ છે. એ તો આપોઆપ જ કોઈ બોટાદકરના કંઠમાંથી ઝરી પડવાનાં.

આજ આર્યાવર્તનો યુગ પલટે છે; અને યુગ પલટે છે ત્યારે શું શું ન પલટે? ભાષાનો પલટો તો પહેલાં જ હોય. આયર્લૅન્ડનાં પહેલાં બંધન ફેડનાર એની પુરાણી ભાષા. આ જ આપણી ગુર્જર કવિતા મુઠ્ઠીભર માનીતાઓના હાથમાંથી વછૂટીને સહુ ગુર્જર સંતાનોને સાદ કરવા ચાલી છે. એક સાદ ખોટાદકરની આ 'રાસતરંગિણી'; બીજો સાદ તો હવે પડે ત્યારે!

સન ૧૯૨૩

## બીજી આવૃત્તિનું નિવેદન

**દા. ખુ. બોટાદકર**

આ પુસ્તકની પહેલી આવૃત્તિ માત્ર ૭ માસમાં જ ખપી ગઈ હતી, પરંતુ કેટલાક અસૌકર્યે અને અનવકાશને લીધે બીજી આવૃત્તિ બહાર પાડવામાં વિશેષ વિલંબ થઈ ગયો. રાસરસિક બહેનો અને બંધુઓએ ધીરજથી એ વિલંબ સહી લીધો છે તે માટે તેમનો ઉપકાર માનું છું.

'નિર્ઝરિણી'માંથી લીધેલું 'રાસ' નામનું કાવ્ય પહેલી આવૃત્તિમાં રાસના ક્રમમાં બીજું મૂકવામાં આવ્યું હતું. ભાષાની દૃષ્ટિએ રાસોથી એ કેવળ જુદું જ પડી જતું હોવાથી આ વખતે તેને નહિ લેવાની ઇચ્છા હતી. પરંતુ રાસ લેતી સુંદરીઓની એ ક્રીડાનું તેમાં ઉચિત વર્ણન હોવાથી તેનો કેવળ બહિષ્કાર ન કરવાની અનેક મિત્રોની આગ્રહભરી સૂચનાને માન આપી, રાસસંગ્રહથી ભિન્ન – આગલા ભાગમાં – તે આપવામાં આવ્યું છે. તે સિવાયના બધા રાસો કાયમ રાખવા ઉપરાંત 'સાસરી' 'પનઘટ' 'સીમન્ત' અને 'વાત્સલ્ય' એ ચાર રાસ નવા ઉમેરી યોગ્ય ક્રમમાં મૂકવામાં આવ્યા છે.

રા. રા. અમૃતલાલ વલ્લભદાસ દાણી, બી. એ. (મહિલા વિદ્યાલય, સુરત) અને રા. રા. ઝવેરચંદ કાળિદાસ મેઘાણી, બી. એ. ('સૌરાષ્ટ્ર' કાર્યાલય, રાણપુર)ની આ આવૃત્તિના પ્રાકટ્યમાં પ્રથમના જેટલી જ સહાય હોવાનો ઉલ્લેખ કરવાનું વિસરાય એમ નથી.

**બોટાદ**

તા. ૫–૭–'૨૪



## 'સત્કાર'ની પુરવણી*

ઝવેરચંદ મેઘાણી

'રાસતરંગિણી'ને તો ગુજરાતે અત્યંત મમતાભેર આદરમાન આપ્યાં. એ હુલ્લાસમાંથી ચાર નવા રાસોનો ઉમળકો આપણા કવિશ્રીને આવી ગયો. એ નવી કૃતિઓને સત્કારવાનો અધિકાર હવે તો કોઈ અન્ય પ્રેમીનો હોય. પણ કવિએ એટલું પુણ્ય મારા હાથને આપવા મમતા કરી. 'રાસતરંગિણી'ની આવડી લોકપ્રિયતાની સામે મને સહજ ક્ષોભ ઊપજવા છતાં હું એ પુણ્ય હાંસલ કરવા બેસી જાઉં છું.

'સાસરી'ના નવા રાસમાંના પ્રત્યેક ભાવો નવા તો નથી જ; 'સાસુ' 'વાલ્યમનાં વેણુ' 'સમોવડ,' ઇત્યાદિના જ પડઘા છે. છતાં એ તમામ રાસોનું રહસ્ય ખેંચીને ઉપજાવેલો આ અખંડ રાસ એવા તો સ્વાભાવિક પ્રસંગનો આધાર ધરે છે કે આખી રાસમાળામાં ખૂટતું એક આખું મોતી બરાબર પરોવાઈ ગયું લાગે.

પહેલું આણું વળીને પાછી પિયર ગયેલી દીકરીને નવા અનુભવો પૂછનાર સાહેલીઓ પણ નોખનોખી વયની જ મળે ખરી ને! કોઈ પરણેલી સહિયર પૂછે તો તેને 'રૂપાળી રાત'નાં રહસ્યો કહેવાં પડે; પણ માબાપની સોડ જેણે છોડી ન હોવા છતાં જેને જુદા પડવાનો દિવસ આઘો આઘો ચાલ્યો આવતો દેખાય છે, જેનું દિલ થરથરી રહ્યું છે, એવી કુંવારી બહેનપણી તો કાંઈક આવો જ અનુભવ જાણવા આવે ને! નવા લોક અને ધરતી અજાણી: નહીં ત્યાં દાદા કે નહીં માડી; ન સહિયર, ન ભાઈ–ભોજાઈ કે નહિ નાની–મોટી મા–જણી બહેન. અરે રે એવા સાસરિયામાં શી રીતે ગમ્યું? એટલું બધું શાથી ગોઠી ગયું કે મીઠાં મહિયર પણ વિસરાયાં? એનો જવાબ રાસડો આપે

* 'રાસતરંગિણી'ની બીજી આવૃત્તિમાં.

છે. આવું સુખી ચિત્ર આપણા સંસારમાં સાચી હાલતથી ઊલટું જ હીનભાગી હિન્દુ નારીને વધુ નિસાસા એ નખાવશે. પણ કુમારિકાઓના હૃદયમાં આવા રસ આજથી પુરાય તો પોતાના ભાવિની વિકરાળતા એને ઘણી ઓછી થઈ જાય. આ રાસની સાચી અસર તો હિન્દુ સંસારની સાસુઓ, જેઠાણીઓ, નણંદો ને પુરુષો ઉપર થશે. પારકી જણી ઘરમાં આવે ત્યારે એને યે એક નાનું, પારેવાના માળા જેવું હૃદય હોય છે, ને એ હૃદયમાં લાગણી હોય છે, એટલું કરુણ ભાન આ રાસ, સાસરિયાંને કરાવે તેવો છે.

એક વાર આણે આવીને પાછી સાસરીનાં સુખદુઃખમાં સંતાઈ જનારી દીકરી બહુ મૂંઝાય ત્યારે શું કરે? બેડું લઈને પનઘટ પર પહોંચે. આડોશીપાડોશીને આંગણે ચડવાની તો એને મનાઈ થઈ હોય. ગામમાંથી કોઈ બહેનપણી બેસવા આવે તો ચાડીખોર નણંદની ચોકી ઘડીયે આઘી ન ખસે. પણ પાણી કાંઈ ભરવા જવાની કોઈ ના પાડે? આઠે પહોર ઘૂમટામાં ગૂંગળાતી એ બંદિનીનું ઓઢણું નદીકાંઠે તો ઊડીને અંબોડા પર જઈ પડે. એટલું ઉઘાડું માથું ક્યાં ક્યાં રખાય? એક પિયરમાં ને બીજું પાણીશેરડે. પાછું જાણે વળવું જ નથી એવી શાંતિથી બાપડી ચોમેર કુદરતનો કલ્લોલ નિરખી રહે; અને આઘે આઘે મીટ માંડતાં એને શું દેખાય?

"ઓ વાદળથી ઢંકાય, મહિયર મારાં રે,
જ્યાં અંતરને ઉકળાટ વસતાં વહાલાં રે."

પનઘટ પર મળનારી મુક્તિ બીજે ક્યાંયે નથી. વાંચનાર! આર્ય-નારીના આપઘાત તેં કદી જોયા છે? અફીણ ઘોળી પીવાના આઠ આના એ ક્યાંથી કાઢે? અફીણ લાવીયે કોણ આપે અને ગળે ટૂંપો ખાવા જેટલી એકાંત ક્યાં? આજ સુધી કેટલી દુઃખિયારીઓએ નદી અને કૂવાના ખોળા ગોત્યા હશે! આજે ઘરની ફળીમાં નળની ચકલી ઉઘાડીને બાલદી ભરી લેનાર નગર-નારી! પનઘટના ખોળાનાં મીઠાં મોત તારા ભાગ્યમાં નથી. પનઘટનું સ્થાન તો આપણા સંસારના ઇતિહાસમાં અપૂર્વ છે, અતિ મર્મવેધક છે. નદીનાં નીર અહોરાત્ર હિન્દુ-નારીનાં વીતકોની જ કથનીઓ ગાતાં ગાતાં વહ્યે જાય છે. વાવકૂવાની ઉપર પણ એ જ અક્ષરો લખાયા છે.

પરંતુ કવિએ 'પનઘટ'નો એ કરુણ રસ પૂરેપૂરો નથી ગાયો. માત્ર —

"અણુતોળ્યા ભવના ભાર મનથી મટશે રે,
અણબૂઝયા તનના તાપ ઘેરા ઘટશે રે;
જ્યાં ઉરનાં આપોઆપ ફૂલડાં ફૂલે રે,
બે બે ઘડીની મહિયરમાણ્ય પનઘટ પૂરે રે."

એવો સાર જ આપી દીધો છે. બાકી પનઘટ પરનો લૂખો આનંદ જ ગાયો છે. જેટલી ખૂબીથી કવિને 'પનઘટ' સૂઝી ગયો, તેટલી ખૂબી એ રાસના કલાવિધાનમાં નથી.

'સીમંત'નો રાસ રચાય તે હોંશ તો મારી પોતાની જ હતી. 'કુંવરબાઈનું મામેરું' બહુ કરુણ છે, કારણ કે એમાં સત્ય જગતનું વાસ્તવિક ચિત્ર ખડું થાય છે. પરંતુ આ રાસ તો 'રાસતરંગિણી'ના સાંગોપાંગ સૌમ્ય રસને જ જાળવી રહ્યો છે; છતાં 'રાસતરંગિણી'ના હુલ્લાસના અંતરમાં તો કરુણતા જ દ્રવે છે. 'સીમન્ત'નું સુખમય ગીત ઊંડે ઊંડેથી ઉદાસીન સ્વરો કાઢી રહ્યું છે. સીમન્તના પ્રસંગમાં જ, એ છલોછલ આનંદની વચ્ચે પણ એ રડી રહી છે. એ મંગળમાં અમંગળના ઉચાટ છે.

"ધીરે-ધીરે ધારો રે ચરણ સુલોચના રે લોલ:
મોંઘા ઉર-માણેક ના મચકાય!"

આ પંક્તિમાં એ જ ઉચાટનો આઘે આઘેથી આવતો ધ્વનિ સંભળાય છે.

સીમન્તિનીનું કેવું સાચું ચિત્ર માત્ર ચાર જ પંક્તિમાં કવિ આલેખે છે!

"મનડે મધુરાં રે સુખસોણલાં રે લોલ,
ઝીણી ઝીણી આળસ ઊપજે અંગ:
ઘેનમાં ઘેરાતી રે આંખડી ઉઘાડજો રે લોલ,
જોજો સખિ! આજ તણો ઉછરંગ.'

અને અકારી વહુ પણ જે ઘડીએ 'વંશવધારણ વેલ' બને તે ઘડીએ એને સાસુજી પણ કેવા શબ્દોથી લાડ લડાવે!

"ઓરડેથી આવો રે ગુણિયલ ગોરણી રે લોલ,
આવો મારી વંશવધારણ વેલ."

રોજ રોજ દિવસમાં દસ દસ વખત પોતાની વહુના પિયરને પીટનારી સાસુ, આજ સીમન્તને દહાડે શું ઉચ્ચરે છે?

"પિયરપનોતા રે શીયળસોહામણાં રે લોલ,
આવો, શીળી સાસરિયાની સેર."

એથીય મૃદુ ભાવ તો આ પંક્તિએ નીતરે છે:

"કુળ વહુવારુ રે, આવો તમે આજના રે લોલ,
આવો એવા કાલ્ય તણાં કંઈ માય."

આડે દહાડે જરા ધીરી ચાલ્ય ચાલનારી વહુવારુને શા શબ્દો સાંભળવા પડે? "ખાઓ છો તો થાળ ભરીને અને કામ કરતાં પગ કાંઈ ભાંગી જાય છે?" આજે એ જ સાસુના મોંમાં શું હોય!

"ધીરે ધીરે ધારો રે ચરણ સુલોચના રે લોલ."

કારણ? સ્વાર્થ:

"મોંઘા ઉર-માણુક ના મચકાય,"

અને પછી તો "નેહની રાખડી" લઈને નણંદ આવે છે, સાથે મોડીઓ ને શ્રીફળ લેતી આવે છે. વાંચનારી બ્હેન! એ બન્ને વસ્તુની વિધિના ગર્ભમાં કેવો સંકેત સમાયો છે તેની ખબર તને આજ સુધી હતી? આજ તારા બોટાદકરભાઈએ એનો કેવો મર્મ ઉઘાડ્યો છે તે જો:

"માથડે ધરાવું રે મણિમય મોડિયો રે લોલ,
ઝીલો, એવા જનની-ભવના ભાર,
શ્રીફળ સલૂણી રે! ખોળે ધરું ખાંતથી રે લોલ,
દેજો એવા અમને ફાલ રસાળ."

સ્ત્રી-હૃદયને આટલાં સુગમ્ય બની શકે તેવી રીતે આ વાત આજસુધી કોઈ અન્ય આધુનિક કવિએ મૂકી છે ખરી?

આ રાસ તો 'માતૃગુંજન' અને 'ભાઈબીજ'ની સાથે આસન લે તેવો રચાઈ ગયો. સ્ત્રીના ભાવો અને ભાષા, બન્નેનો આવો

મીઠો સુયોગ સાધનાર બોટાદકર જાણે કે સાત સાત સ્ત્રીજન્મો પૂરા કરીને પહેલવહેલા જ પુરુષ-અવતારમાં ચાલ્યા આવતા હોય ને!

'સીમન્ત' પછી શું હોય? 'વાત્સલ્ય'!

આખા જગત ઉપરની મમતા સંકેલાઈ જઈને એક જ જીવ ઉપર ઢળી પડે, અને એ ભાવનું જોર બતાવવા માટે કવિએ પણ 'રાસતરંગિણી'ના વાતાવરણને અનુકૂળ બને તેવો પ્રસંગ ગોત્યો છે. અજવાળી રાતનો રાસ બરાબર જામ્યો છે.

આખી સૃષ્ટિ એ રાસડો સાંભળતી સાંભળતી થંભી છે. ભાન ભુલાયાં છે. એમાં તાલ તૂટચો. એક જણી ભાગી. સહુ ચોંકયાં. રીંસ ચડી? ના. ફૂદડી ફરતાં ફેર ચડયા? ના. ત્યારે?

"પોઢચાં પારણે રે, આવ્યાં બાળકુંવર કૈં યાદ."

બસ? આટલી નાદાની? વાત્સલ્ય એટલે જ નાદાની.

એક વરસની અંદર કવિએ લોકહૃદયમાં પેસવાનો માર્ગ ઠીક પહોળો કરી લીધો છે; નારીના હૈયાની ખૂબ નજીકમાં જવાયું છે. 'રાસ-તરંગિણી'નાં બિલોરી પાણીમાં ચારે તરંગોનો ખળકો જરાય ડોળાણ ઉપજાવ્યા વિના નવાં નિર્મળાં નીરનો ઉમેરો કરે છે.

આષાઢ સુદ બીજ
સન ૧૯૨૫



# ત્રીજી આવૃત્તિનું નિવેદન

**અમૃતલાલ દાણી**

સ્વ. કવિ બોટાદકરના જીવનનો મોટો ભાગ અપ્રસિદ્ધ દશામાં ને ઘણે અંશે સાક્ષરોની અને સમાજની ઉપેક્ષા સેવવામાં જ ગયો હતો; એ જ કારણે અંતનાં પાંચ વર્ષોમાં તેમનાં કાવ્યોને મળેલા આદરથી કવિને ઠીક આત્મશ્રદ્ધા આવી હતી. 'રાસતરંગિણી'એ કવિની એ ખ્યાતિમાં ઓર ઉમેરો કર્યો, ને પોતે જ એ પુસ્તકની બીજી આવૃત્તિ એક વર્ષમાં પ્રસિદ્ધ કરી શક્યા હતા. આટલા આદરથી પણ સ્વ. કવિ બોટાદકરે ભૂતકાળ વિસારે પાડી મરણપથારીએથી, ગુજરાતે કરેલ કદર માટે ઘણો સંતોષ જાહેર કર્યો હતો. તો તેમના અવસાનકાળ પછીથી થયેલ કદર અને ચારે તરફથી દર્શાવાયેલ સદ્‌ભાવથી કવિના આત્માને કેટલી શાંતિ મળી હશે એ સહજ કલ્પી શકાય એવું છે.

સદ્‌ગતના અવસાન પછી તો જાણે કવિ પરના અને 'રાસતરંગિણી' માટેના ભાવની જબ્બર ભરતી આવી, ને એ સ્વાભાવિક જ હતું. પરિણામે બીજી આવૃત્તિની બે હજાર નકલ પણ પ્રસિદ્ધિ બાદ ૭ માસમાં જ ઊપડી ગઈ હતી. આ ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં કેટલાંક અનિવાર્ય કારણોને લીધે વિલંબ થયો છે, તે માટે કવિતાઉત્સુક વાચકો ક્ષમા આપશે, એવી આશા છે.

આવો સત્કાર કરવા બદલ ગુજરાતને અભિનંદન આપ્યા પછી એટલું તો કહેવું જોઈએ કે હજી કન્યાશાળાઓમાં સુદ્ધાં 'રાસતરંગિણી' તેનું ઉચિત સ્થાન પામેલ નથી. કન્યાવર્ગ અને સ્ત્રીવર્ગને માટે તો આ રાસ અણમૂલી ભેટ હોવાથી દરેક વિદ્યાર્થિનીના કંઠમાં એ રમી રહે, 'નવલ ગરબાવાળી'ની માફક દરેક કન્યાશાળામાં એ પુસ્તક દાખલ થાય, નવરાત્ર જેવા દિવસોમાં સેંકડોની સંખ્યામાં તેની લહાણી કરવામાં આવે, ત્યારે કવિના એ રાસ ઘેરઘેર પહોંચે, ને સદ્‌ગતની કુટુંબજીવનની ઉદાત્ત ભાવનાઓ પોષવાનો ઉદ્દેશ ફળીભૂત થાય.

મહિલા વિદ્યાલય
ભાવનગર
તા ૩–૬–૨૫

## આઠમી આવૃત્તિ વેળાએ

### બે શબ્દો

**જમુભાઈ દાણી**

રાસઘેલું ગુજરાત અને ગુજરાતણ બહેનો કદરદાન છે. ગરબાથી સદાયે ગાજતા ને ગૂંજતા ગુજરાતને ગૃહે ગૃહે આજે કવિ બોટાદકરના રાસના મીઠડા સૂરો ગુંજે છે. એ ગીતોએ અનેક બહેનોનાં જીવનમાં મધુરો કિલ્લોલ પૂર્યો છે. સૌના એ ભાવથી વધુ મીઠો બનતો આ રાસસંગ્રહ, આજ આઠમી વાર પ્રગટ થાય છે. એના આનંદની શી વાત કરું ?

કવિશ્રીના આ રાસ અને રાસના સૂરોની સાથે સાથે, એ ગીતોની પાછળ વહેતો કૌટુમ્બિક મીઠાશનો પ્રવાહ ગુજરાતનાં ઘરોમાં ઊતરશે તો કવિનો આત્મા વધુ આનંદશે ને ઉલ્લાસશે.

પણ આજ સુધીના આ પ્રકાશનસાફલ્યનો યશઃકિરીટ તો સ્વ૦ જયકૃષ્ણભાઈ વર્માને જ ઘટે છે. આજે ચાલતા કવિઓનાં સર્જનના અપહરણકાળમાં માત્ર એમણે જ સ્વ૦ કવિના અધિકારોને, અનેકની તરાપમાંથી બચાવ્યા છે. નિઃસ્વાર્થ ભાવે નિશદિન સ્વ૦ કવિના જ કુટુંબહિતનો વિચાર કરનારા સ્વ૦ જયકૃષ્ણભાઈનો આભાર હું તે કયા શબ્દોમાં વ્યક્ત કરી શકવાનો હતો !

૫અ/૫૧, સોનાવાલા બિલ્ડીંગ,
તારદેવ, મુંબઈ ૭.
૨૧–૫–૪૫

## અગિયારમી સર્વપ્રિય આવૃત્તિને સત્કારે

## આભાર–દર્શન

જમુભાઈ દાણી

૧૯૫૭માં 'રાસતરંગિણી'ની દસમી આવૃત્તિ છાપી ત્યારે એક સ્વપ્ન હતું કે એ વર્ષના નવરાત્રિદિનોમાં એ ખપાવવી; પણ એ ન બની શક્યું. આ વખતે, ગયે માસે કવિપ્રશંસક મિત્રોને મેં વિનંતી મોકલી અને '૨૨ દિવસમાં ૨૨૦૦ નકલ વેચાય તો ઉપકૃત થઈશ,' એમ જણાવ્યું અને આશ્ચર્ય અને આનંદની વાત છે કે પોણો સો જેટલા મિત્રોએ ૨૦ દિવસમાં જ એ આવૃત્તિની બધી પ્રતો ઝૂંટવી લીધી, કવિ અને કવિતાનો કેવો અભૂતપૂર્વ સત્કાર! ગુજરાત! તને રંગ છે.

પણ કવિના આ નામે તો વધુ રસ ને રંગ જગવ્યો. નવી લોકપ્રિય અગિયારમી આવૃત્તિનો જાહેર સાહિત્યસત્કાર યોજાય ત્યારે પાંચસો જેટલી પ્રતોને માટે અત્યારથી માગણી નોંધાઈ ગઈ છે. હું અને કવિપત્ની ઊંડા અંતરથી આ સૌ સહૃદયી પ્રશંસકોનો આભાર વ્યક્ત કરીએ છીએ.

કવિ બોટાદકરના રાસના આ મીઠડા સૂરો આજ સુધીમાં ગુંજ્યા છે એથીયે વધુ, ગૃહમંદિરોમાં હજી ગુંજન પામે અને ગામેગામની યુવતી-ઓમાં એનો રસીલો ને મધુરો કલ્લોલ પૂરાય એ માટે–

કન્યાશાળાઓમાં અને પુસ્તકાલયોમાં,
નવરાત્રમાં અને ઉપહાર–લહાણીમાં

આ રાસપુસ્તિકાનો વધુ ને વધુ સત્કાર થશે તો સ્વ. કવિશ્રી ઝવેરચંદ મેઘાણીનો સાદ આપણે સાંભળ્યો છે ને સન્માન્યો છે એમ ગણાશે.

સહકારી વિદ્યામંદિર,
તારદેવ રોડ,
મુંબઈ
૧૨–૧૧–૧૯૫૮



## ગુજરાતી સાહિત્યક્ષેત્રે
## અપૂર્વ અને અતિ વિરલ

*

### શતાબ્દી-પ્રકાશન વેળાએ
### ( તેરમી આવૃત્તિ )

**જમુભાઈ દાણી**

૧૯૨૩થી શરૂ કરી આજ સુધીમાં સતત ૪૭ વર્ષ સુધી ગુજરાતની બહેનોએ, સાહિત્યરસિકોએ અને સાક્ષરોએ 'રાસતરંગિણી'ને જે ભાવથી અને ભાવનાથી સત્કારી છે એ માટે, કવિશ્રીની જન્મ-શતાબ્દીના આ પ્રસંગે મારો આનંદ અને આભાર હું વ્યકત કરું છું.

૧૯૫૮ના નવેમ્બરની ૩૦ મીએ મુંબઈની સાહિત્યરસિક જનતાએ અપૂર્વ અને પરમ પ્રેરક એવો એક સાહિત્ય-સમારંભ માણ્યો. કવિ બોટાદકરે, અનેક અંતરે ગુંજતી કીધેલી કવિતા, જાણે કે અનેકને કંઠેથી તે સંધ્યાએ સરી આવી અને સૌને કાવ્યઘેલાં કરી ગઈ. કવિશ્રીની રાસ-પુસ્તિકાની અગિયારમી સર્વપ્રિય આવૃત્તિનો એ સ્નેહભર્યો સત્કાર-સમારંભ હતો. સદ્‌ગતના અક્ષરદેહને હૈયાના વહાલથી અભિનંદવાનો એ પુણ્ય પ્રસંગ હતો. સદેહે નહિ દેખાતા કવિનું આવું સાહિત્યપૂજન, ગુજરાતી સાહિત્યને માટે અજોડ હતું. બ્લેવેટ્સ્કી હૉલમાં ઊભરાતી જનતાએ તે દિવસે સદ્‌ગત બોટાદકરને 'અમારો લાડીલો કવિ' કહી, અંતરના આદરે ને નયનને નમને, વંદના કરી. અધ્યક્ષપદે ગુજરાતના વિદ્વાન લેખક શ્રી ગગનવિહારી મહેતા હતા.

આ પ્રકાશનસમારંભમાં લેખકમિલન, કલમમંડળ, ફૉર્બ્સ સાહિત્ય સભા, કવિલોક, પ્રવૃત્તિસંઘ, ભગિનીસમાજ અને ગુજરાતી હિન્દુ સ્ત્રી-મંડળ પૂરા ભાવથી જોડાયાં. કવિના વતનના, મુંબઈમાં કાર્ય કરી રહેલ 'બોટાદ પ્રજા મંડળે' એનું સુંદર સંયોજન કર્યું. ત્રીશ જ દિવસમાં

રાસકાવ્યના આ પુસ્તકની ત્રણ હજાર નકલો ગુજરાતણોના કંઠમાં ગુંજવા લાગી. કદરદાન, સાહિત્યઘેલા એ મિત્રો માટે હું શાં પ્રશંસા-વચનો, આભાર–શબ્દો ઉચ્ચારું? અંતરના આનંદના ગેભરાએ મારી કલમ થંભી જાય છે. ધન્ય હો એ સાહિત્યભાવ! અમર રહો એ અક્ષરપૂજા!

શ્રીમતી સૌદામિનીબહેન મહેતાને વરદ હસ્તેથી ભેટ સ્વીકારતાં કવિપત્નીની આંખ સામે ભૂતકાળનાં સ્મરણો તરી રહ્યાં. સદાય નિર્ધનતામાં રંગીલું જીવન પૂરું કરનાર કવિની કવિતાનું કેવું સન્માન! એમની આંખો ઉપકારના ભાવથી ભીંજાઈ ગઈ. અંતર જાણે બોલી ઊઠ્યું: ‘ગુજરાત! રંગ છે તને અને રંગ છે તારી સાહિત્ય–ભક્તિને!’

સમારંભના અધ્યક્ષપદેથી શ્રી ગગનભાઈએ કવિની કાવ્ય–અમરતાને બિરદાવી; વયોવૃદ્ધ સાક્ષર શ્રી હિંમતલાલ અંજારિયાએ સ્મરણોની સ્નેહાંજલિ ધરી; વિદ્વાન વિવેચક શ્રી રામભાઈ બક્ષીએ કવિની કાવ્ય-પ્રતિભાની પ્રશંસા કરી; યુવાન કવિ રાજેન્દ્ર શાહે કવિઅંતરના કારુણ્યને ગુરુપદ આપ્યું; હીરાબહેન પાઠકે કવિના સ્ત્રીહૃદયની કોમળતાને કાવ્ય–અવતરણોથી મૂર્તિમંત કરી; ભાઈશ્રી ઇન્દુકુમાર પારેખે કવિરાસોને વિદ્યાર્થીવૃંદની સૂરાવલિમાં સાકાર કર્યા. ગુજરાતી સાહિત્યક્ષેત્રે કવિના કાવ્યદેહનો કેવો અમૂલો, અપૂર્વ અને વિરલ સ્નેહ-સત્કાર!

અને અત્યારે? કવિશ્રી બોટાદકરની એ સર્વપ્રિય રાસપુસ્તિકાની તેરમી આવૃત્તિ એમના જન્મશતાબ્દીને ટાણે પ્રકટ કરતાં હું ગૌરવ અનુભવું છું. ગુજરાતની બહેનોએ આટઆટલાં વર્ષો સુધી એના રાસને મીઠી હલકે ગુંજ્યા છે; એના ભાવોથી કુટુંબજીવનને માધુર્યવંતું બનાવીને માણ્યું છે. આજે જ્યારે કુટુંબજીવનની કવિતા અદૃશ્ય થઈ રહી છે ત્યારે આ પુસ્તિકાનું મૂલ્ય અનેકગણું વધી જાય છે.

કવિશ્રી બોટાદકરે એમનાં કાવ્યોથી એક બાજુ વિદ્વાનોને સંતોષ્યા છે તો બીજી બાજુથી અર્ધશિક્ષિત કે અશિક્ષિત બહેનોનાં હૈયાં સુધી એ પહોંચ્યા છે. એમની એ વિરલ પ્રતિભાને ‘અંજલિગ્રંથ’ના અસંખ્ય લેખકોએ જે આનંદથી એને બિરદાવી છે એ, એની પ્રતીતિ કરાવે છે.

અને છતાં કહું? આજ સુધીનો કવિસત્કાર વિશેષ તો આમ જનતાનો સત્કાર છે. પણ આપણું સરકારી કેળવણી ખાતું ક્યાં? એની

શાળાઓમાં, કન્યામંદિરોમાં, ગ્રામ – પુસ્તકાલયોમાં, સમાજ – કલ્યાણ કેન્દ્રોમાં આવી પુસ્તિકાનું સ્થાન ક્યારે વિચારાશે? સ્વર્ગસ્થ કવિ મેઘાણીએ પૂછેલો પ્રશ્ન ફરી પૂછીએ :

"કવિ બોટાદકરના રાસના આ મીઠડા સૂરો ગામેગામની કન્યા-શાળાઓમાં ક્યારે પહોંચી વળે અને કન્યાઓના કંઠમાં રાસડાના તાન ક્યારે જગવે? આજ આપણી ગુર્જર કવિતા સહુ ગુર્જર સંતાનોને સાદ કરવા ચાલી છે. એક સાદ તે બોટાદકરની આ 'રાસતરંગિણી!' બીજો સાદ તો પડે ત્યારે."

અંતમાં, આ આવૃત્તિ પ્રકાશનવેળાએ શ્રી ભૃગુરાય અંજારિયાએ જૂની બધી આવૃત્તિઓ જોઈ જઈ, પરિશ્રમ લઈ જે સુધારા કરી આપ્યા છે એ માટે એમનો અને સત્વર પ્રકાશનમાં સહાયક થનાર ત્રિપાઠી કું.ના ઉત્સાહી ભાઈ ચંદ્રકાન્ત યાજ્ઞિકનો હું આભારી છું.

૫૭/૫૧ સોનાવાલા બિલ્ડિંગ,
તારદેવ, મુંબઈ ૭ WB
૨૭–૧૧–'૭૦



**નોંધ:** જણાવતાં આનંદ થાય છે કે શતાબ્દી – મહોત્સવને કારણે તેરમી આવૃત્તિ પૂરી થવા આવી છે અને ચૌદમી આવૃત્તિ મુદ્રિત થઈ રહી છે.

## ' શૈવલિની '

## પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના

**અમૃતલાલ દાણી**

સ્વ. કવિ ખોટાદકરના પંચમ કાવ્યસંગ્રહરૂપ આ સાહિત્ય-પ્રસાદી ગુજરાતને ચરણે ધરતાં દ્વિવિધ ભાવ અનુભવાય છે : ' શૈવલિની ' પ્રસિદ્ધ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો, ને અધૂરું રહેલ કવિનું સ્વપ્ન આજે પૂર્ણ થયું એ માટે સંતોષ થાય છે; પણ તેની પ્રસ્તાવના લખવા કવિ પોતે વિદ્યમાન નથી એ વિચારથી ખેદ થાય છે. હજુ તો કવિને અસાધારણ સત્કાર પામેલા રાસની અનેક રસધારાઓ ગુજરાતને અર્પવી હતી, વિષયોની ને યોજનાના ઢાળની યાદી એક કાગળ પર લખેલી હજુ પડી છે; પરન્તુ કવિની ' મનની વાતો મનમાં એ રહી રહી ગઈ રે ! '

' રાસતરંગિણી ' પછી પ્રસિદ્ધ થતા આ સંગ્રહમાં ' રાસ 'ની ધાટીનું એક પણ કાવ્ય ન જોવાથી વાચકવર્ગને કદાચ આશ્ચર્ય લાગશે; પરન્તુ એની પાછળનો ઇતિહાસ જાણતાં બધું સ્પષ્ટ થઈ જશે. ' રાસતરંગિણી 'ની નવી મધુરી સેર ફૂટી તે પહેલાં તો આ કાવ્યસંગ્રહમાંનાં ઘણાં કાવ્યો કવિ પાસે લખેલાં તૈયાર પડ્યાં હતાં. પછી એકાએક રાસની ધારા છૂટી ને અવારનવાર કેટલોક વખત સુધી ' રાસ ' ને ' વૃત્તબદ્ધ કાવ્ય ' બન્નેના નમૂનાઓ લખાતા રહ્યા. એક જ કવિ એક જ અરસામાં દ્વિધા બની, જાણે ભિન્ન જ વ્યક્તિ હોય તેમ, વિવિધ સ્વાંગમાં સ્પષ્ટ રીતે ભિન્ન પડતી કાવ્ય-પ્રસાદી ધર્યે જતા હતા. લોકગીતનો ઢાળ ગુંજતાં જ કવિની કવિતા જુદું સ્વરૂપ પકડતી હતી. પછી તો કવિ પોતે જ રાસની શૈલી પર એવા મુગ્ધ બન્યા કે ' વૃત્તબદ્ધ કાવ્ય 'ને રજા મળી, એકેક બબ્બે દિવસે રાસો જન્મવા લાગ્યા અને બે માસમાં ' રાસતરંગિણી ' રચાઈ ગઈ. એ પછી કવિએ ' શૈવલિની 'માંની છેલ્લી

ગઝલ આદ કરતાં જૂની શૈલીનું એક પણ કાવ્ય નથી લખ્યું. રાસસંગ્રહ, ભવ્યતા સાથે સુંદરતાથી ભરેલો જણાયાથી, કવિએ મિત્રમંડળને બતાવેલી 'રાસતરંગિણી' જ પહેલાં પ્રગટ કરવાનો પ્રબંધ કર્યો. આમ 'ચતુર્થ કાવ્યસંગ્રહ' તરીકે છપાવવા ધારેલ એ સંગ્રહ હવે આજે આ પંચમ સંગ્રહ તરીકે પ્રસિદ્ધ થાય છે.

પણ આ સંગ્રહ માટે કવિએ નોંધી રાખેલ ત્રણ કાર્યો તો રહી જ ગયાં : ગ્રંથનું નામકરણ, કેટલાંક કાવ્યોમાં અહીંતહીં કરવાના થોડા સુધારા ને દરેક સંગ્રહની શરૂઆતમાં 'પ્રભુ પ્રકટ સત્પ્રણય'ને નમન કરવા રૂપે લખવાનો શ્લોક. એ પૈકી 'નામકરણ'નું પ્રથમ કાર્ય કરી આપવા બદલ તેમ જ 'પુરસ્કરણ' રૂપે સ્વ. કવિનાં કાવ્યોની વિસ્તૃત સમાલોચના લખી આપવા બદલ શ્રીયુત નરસિંહરાવભાઈનું ઋણ ન વિસરાય એવું છે.

કવિના અવસાન પછી તુરતમાં અનેક સજ્જનોએ સ્વર્ગસ્થના કુટુંબને સહાય કરવા નિમિત્તે સારી સારી રકમો મોકલી આપી હતી, તે માટે તે સૌનો તેમ જ ભાવનગર રાજકારભારના વડા સર પ્રભાશંકર પટ્ટણીસાહેબે રાજ્યના ખાનગી ખાતામાંથી સ્વર્ગસ્થનાં પત્નીને આજીવન સારું માસિક વેતન કરી આપ્યું તે બદલ તેમનો ઉપકાર જેટલો માનવામાં આવે તેટલો ઓછો છે.

અંતમાં, લાંબો વખત સુધી અપ્રસિદ્ધ રહેલ આ સંગ્રહ છપાવવા માટે ભાવનગર-નિવાસી મે. કેપ્ટન સાહેબ જોરાવરસિંહજીએ સારી રકમ આપી ન હોત તો આ કાર્ય હજુએ વધારે મોડું સિદ્ધ થાત, તેથી તેમનો પણ અંતરથી ઉપકાર માન્યા વગર કેમ રહી શકાય ?

મહિલા-વિદ્યાલય
ભાવનગર
તા. ૫-૫-૨૫

## ‘ શૈવલિની ’—પુરસ્કરણ*

### નરસિંહરાવ ભો. દિવેટિયા

સ્વર્ગસ્થ બોટાદકરે પોતાનો કાવ્યસંગ્રહ નામે ‘ કલ્લોલિની ’ મને પ્રથમ ઈ. સ. ૧૯૧૨ માં મોકલ્યો. તે વાંચવાની સાથે જ મારા મન ઉપર અપૂર્વતાની છાપ પડી હતી. તે પછી બીજા સંગ્રહો પણ મળ્યા. અનેક વાર મનમાં થયેલું કે આ કવિની કદર ગુજરાતની પ્રજા કને કરાવાય એવું વિવેચન લખું; પરંતુ અગમ્ય કારણોને લીધે એ મનોરથ સફળ ન થયો. હવે એ નૈસર્ગિક કવિના અવસાન પછી ઉત્તરક્રિયા કરવાનું પ્રાપ્ત થયું છે. આ કાર્યમાં મને પ્રવૃત્ત કરવા માટે ભાઈ અમૃતલાલ દાણીને યશ આપું જ છું; પરંતુ તે પછી એક અપૂર્વ વચનનો ઉચ્ચાર કરીને મારી મન્દ લેખિનીને એમણે ઉશ્કેરી તે માટે વિશેપ યશ આપું છું. એક મિત્ર ઉપર લખેલા પત્રમાં ભાઈ દાણીએ લખેલું કે નરસિંહરાવ જલદી ઉપોદ્‌ઘાત તૈયાર કરે તો ઠીક; તે અંગે મારી અડચણો ધ્યાનમાં આવવાથી તેઓને સંકોચ પણ થતો હતો; પરંતુ તેમણે એમ પણ ઉમેર્યું કે: “ કવિ છે; મસ્તી આવે તો લખી પણ નાખે ! ” આ વચને મારા મનમાં અનેક પ્રશ્નો જગાડ્યા. હું કવિ ? હું મસ્તીમાં આવું ? કવિ મસ્ત હોય ? ફકીરો તો મસ્ત જાણ્યા છે. બોટાદકરને મારે મસ્ત કવિ કહેવા ? આવા આવા અનેક પ્રશ્નો નાચવા લાગ્યા. શાન્ત વિચાર વડે ઇતિહાસ અને સ્થિતિનું દર્શન કર્યું. ‘ મસ્તકવિ બાલ ’ એમ બાળાશંકર વિશે સંજ્ઞા અપાઈ તે પછી કેટલાક કવિ પદધારકોને ‘ મસ્ત કવિ ’ એ વિશેપણ પ્રશંસાસ્થાન આપવા માટે લગાડાતું હતું; તે એટલે સુધી કે માધુર્ય, લાલિત્ય, સૌન્દર્ય-ઘટક સંયમ એ જેનાં ખાસ લક્ષણ છે એની કવિતા રચનારા મણિશંકર

---

* સ્વ. નરસિંહરાવનાં પુરસ્કરણોમાંથી ‘ શૈવલિની ’ની ત્રીજી આવૃત્તિ વખતે સંક્ષેપ.

આ ઉપરાંત, ખોટાદકરની કાવ્યકૃતિઓનું બીજું એક સ્વરૂપ જોવાનું છે. આપણી સામાજિક સંસ્થાઓ, પુરાણાદિક સમયની સંસ્કૃતિનો પરિચય, ઇત્યાદિ સંયોગોને પરિણામે ખોટાદકરનાં કાવ્યોમાં હિન્દુ સંસારનાં ચિત્ર, એ સમાજના સંપ્રદાયોથી પ્રેરાયેલાં આલેખનો, ઇત્યાદિનો ફાળો અનલ્પ અને અકૃત્રિમ સિદ્ધ થયો છે.

આ સર્વ સામાન્ય ટીકાની ઉપર કેટલાંક ઉદાહરણોથી પ્રકાશ પડશે. તેટલા માટે ખોટાદકરની કાવ્યકૃતિઓમાંથી નમૂનારૂપ ઉદાહરણો જોઈ જઈશું; એમની કાચી વયની કૃતિઓ ગણનામાં લેવાથી એમને ન્યાય નહિ અપાય; માત્ર એક રીતે એ કૃતિઓનો પરામર્શ કરવો ઉપયોગી થશે; — આરમ્ભકાળ અને પરિપકવકાળ એ બે વચ્ચે સ્વરૂપમાં અસાધારણ ફરક નજરે પડે છે તે પડછો જોવાશે. તો ૧૭ વર્ષની ઉમરે "લાલસિંહ સાવિત્રી નાટક" ખોટાદકરે (તે વખતનું નામ રાખીએ તો દામોદર ખુશાલ શાહે) રચ્યું; ૧૯ વર્ષની ઉંમરે 'રાસવર્ણન' પ્રસિદ્ધ કર્યું; ૨૧ વર્ષની ઉંમરે "ગોકુળગીતા" વાચક વર્ગને આપી;–આ સર્વમાં અતિશય સાધારણ સ્વરૂપનું, કાંઈ પણ વ્યકિતત્વની દીપ્તિ વગરનું, કવિત્વ જ નજરે પડે છે :

શીર શીરદાર સ્વામિનાથ સુખકારી
ચર્ણ ચાંપનાર દીન દાસી હું તમારી;
સત્ય ઉપકાર જગ્તનાથનો હું જાણું,
મેળવી સુજોડ કોડ ધારીને વખાણું.
બુદ્ધિ આપની સ્વયંવરે પૂરી પિછાણી,
યોગ્ય જોડ તે સમે તમારી મેં પ્રમાણી.

(લાલસિંહ–સાવિત્રી નાટક, પૃષ્ઠ ૨૮)

ઓધાજી ન જોગ જરા જોઈએ હમારે રે,
તે તો લેઈ જાઓ કામ આવશે તમારે રે.
બાળ્યા જેવો જોગ રાખો પાસ તમે બાધો રે,
સાધુ થઈ ગુરુ ચેલો બેઉ જણા સાધો રે.

("ગોકુળગીતા" પૃ. ૨૫)

આ અને એવી એવી રચનાઓમાં બોટાદકર પૂરાઈ રહ્યા હોત તો આજ જે વિલક્ષણ કવિત્વ માટે કીર્તિ એમણે પ્રાપ્ત કરી છે તે મળત જ નહિ. 'ગોકુળગીતા'માંની ગીતિઓમાં તો છન્દરચના અત્યંત દૂષિત નજરે પડે છે, જગણ સાધવાની મર્યાદા તો સેવાઈ જ નથી. તે વાત તો કોરાણે મૂકીશું. "ભેંસનાં શીંગડાં ભેંસને ભારે ન પડે." "શિર સલામત તો પાઘડી બહુતેરી" ઇત્યાદિ કહેવતોને દૃષ્ટાન્તરૂપે બીજી પંક્તિમાં વાપરી આગલી પંક્તિમાં એકાદ નીતિનો સિદ્ધાન્ત મૂકીને અનુષ્ટુપો લખેલા તેમાં પણ દલપતશાહી વાણીવિલાસ કરતાં વિશેષ કાંઈ જ નહિ દેખીએ. આવા વાતાવરણમાંથી બોટાદકર નવીન વાતાવરણમાં અણધાર્યા પ્રવિષ્ટ થયા. હ. હ. ધ્રુવના 'ચન્દ્ર' નામના માસિકમાં કેટલીક નવા પ્રકારની કવિતા નજરે પડી; તે સાથે જ તેમની અત્યાર સુધી નિગૂઢ રહેલી પ્રતિભા પ્રગટી. દામોદર ખુશાલદાસ શાહ એ નામનો ત્યાગ કરીને બોટાદકરની સહીથી નવીન ઢબની કવિતા લખવા માંડી. નામ બદલ્યું તે જાણે પૂર્વાશ્રમના કવિત્વસંસ્કાર પણ પાછળ મૂકી દેવાના ચિહ્ન રૂપે જ થયું. જો કે "કર" પ્રત્યય ગામના નામને લગાડીને મહારાષ્ટ્રીય પદ્ધતિનો આદર કરવામાં મને તો અકારણ મોહ સિવાય બીજા કશાનું દર્શન નથી થતું. ઈ. સ. ૧૮૯૫ કે ૧૮૯૮માં "પ્રેમને સત્કાર" નામનું કાવ્ય 'ચન્દ્ર'માં પ્રગટ થયું; અચકાતાં એમણે એ મોકલ્યું હતું. હ. હ. ધ્રુવે એ કૃતિને વખાણી. પછી 'વિહમૃગ' જેવું ઉત્તમ કાવ્ય વગેરે 'ચન્દ્ર'માં પ્રગટ થયાં. અંતે ૧૯૧૨ના સુમારમાં 'કલ્લોલિની' પ્રગટ થઈ, અને તે સાથે ગુજરાતી કવિતાસાહિત્યમાં તેજસ્વી તારકનો ઉદય થયો જણાયો.

*

'કલ્લોલિની'માં મુખ્ય સ્વરૂપ મને તો પૂર્વ અને પશ્ચિમની કવિત્વકલ્પનાશૈલીનું સુભગ મિશ્રણ જણાય છે; અન્યોક્તિના સાધનદ્વારા વિચારનું વલણ પાશ્ચાત્ય રૂપનું પ્રત્યક્ષ થાય છે.

'કલ્લોલિની' પછી છ વર્ષે પ્રગટ થયેલા 'સ્રોતસ્વિની' કાવ્યસંગ્રહમાં કાવ્યના બાહ્યસ્વરૂપને વિશે ભાષાની પંડિતસેવ્ય સંસ્કારિતા ધ્યાન ખેંચે છે. પાંડિત્યનો દંભ લગારે ના મળે, છતાં સંસ્કૃત શબ્દો સરળતાથી સ્રોત, પ્રવાહની પેઠે ચાલ્યા આવતા જણાય છે. સંસ્કૃત વૃત્તોની

ઘટનામાં પણ નિસર્ગસિદ્ધ સરલતા નજરે પડે છે. છન્દ અને વૃત્ત આ કવિની કવિતદેવીને બેડીરૂપ બન્ધન બનતાં નથી, સુભગ નર્તનને મધુર સિંજારવથી શોભિત કરતાં નૂપુર જ બને છે.

કવિનો ત્રીજો કાવ્યસંગ્રહ તે 'નિર્ઝરિણી.' આ સંગ્રહમાં ખોટાદકરની અન્યોક્તિ અતિ વિરલ થાય છે. માનવસંસારને, હૃદયભાવનાં સંચલનોને ઇત્યાદિ વિષયોને છેડતા વાદ્યધ્વનિ વિશેષ બળમાં સંભળાય છે. ભાષાની પ્રૌઢિ, વિચારની ગંભીરતા ઇત્યાદિ લક્ષણો પ્રકટતર નજરે પડે છે. 'કલ્લોલિની 'નું મુગ્ધાપણું, 'સ્રોતસ્વિની 'નું મધ્યાપણું આપણે જોયું, તો આ 'નિર્ઝરિણી 'માં પ્રૌઢાપણું દેખાય છે.

*

ચોથા સંગ્રહમાં ખોટાદકરની કવિત્વકલા મુગ્ધા, મધ્યા અને પ્રૌઢા એ ત્રણ અવસ્થામાંથી ખસી જઈને 'શિરથી ઓઢણી સદ્ય સરી પડે' એ સુન્દર અવસ્થામાં દેખા દે છે. 'વહી જતું ફરી બાલ્ય ઉર વસે'– એ વર્ણન 'રાસતરંગિણી 'ને વિશે સચોટ લાગે છે. 'રાસતરંગિણી 'ને ગ્રામસુન્દરી મુગ્ધા કહેવાનું મને મન થતું હતું, પણ આભીરસુન્દરી મુગ્ધા વધારે ઉચિત રીતે કહી શકાશે.

*

'રાસતરંગિણી 'ના સ્વરૂપની વિલક્ષણતા–એની પૂર્વે આવી ગયેલા ત્રણ સંગ્રહથી એ સંગ્રહને જુદો પાડનારી વિલક્ષણતા–એની ભાષામાં તથા પદ્યરચનાના પ્રકારમાં છે. પૂર્વગત સંગ્રહોની ભાષા પ્રૌઢ, પંડિતભોગ્ય, સંસ્કૃતમય, શબ્દોથી સુઘટિત રીતે ભરેલી છે, તો આ 'રાસતરંગિણી 'ની ભાષા અપ્રૌઢ, સરલ, કાંઈક લૌકિક (ગ્રામ્ય નહિ, લૌકિક) રૂઢતાથી અંકિતછતાં માધુર્યભરી છે. પદ્યની, છંદની યોજના પણ સંસ્કૃત વૃત્તોનો તથા છન્દોનો સર્વથા ત્યાગ કરીને ગરબીઓ જેવી રચના વડે લૌકિક સ્વરૂપ આદરે છે. તળ ગુજરાતમાં જેને ગરબા કહીએ છીએ તેને કાઠિયાવાડમાં 'રાસ' નામથી ઓળખવામાં આવે છે એમ જણાય છે. આવા રાસના સંગ્રહ માટે છન્દ તેમ જ ભાષા 'રાસતરંગિણી 'માં છે તે જ ઉચિત છે એમાં સંશય નથી. લૌકિક સ્વરૂપ, ભાષા તેમ જ છંદમાં સાધવાની સાથે ગૌરવનો ત્યાગ નથી થયો એ ખોટાદકરમાં કવિ તથા પંડિત એ અંશના સુભગ સંયોગનું પરિણામ જણાય છે.

## શૈવલિની

સ્વ. કવિનો પાંચમો કાવ્યસંગ્રહ તે 'શૈવલિની.' આ સંગ્રહ છાપવા અપાતા પહેલાં જ કવિનું અવસાન થયું. સંગ્રહની નામયોજના પણ એ કરતા ગયા નહોતા. પરંતુ નદીના શબ્દનો અર્થ યોજવો એમ તેમની ઇચ્છા હતી એવી માહિતી રા. દાણી તરફથી મળી અને નામ પાડવાની માગણી પણ તેઓએ કરી, તેથી 'શૈવલિની' એવું નામ મેં પાડી આપ્યું છે. આ સંગ્રહમાં આવેલાં કાવ્યો પૂર્વગત ચાર સંગ્રહથી અન્તઃસ્વરૂપે ભિન્ન નથી જ. વસ્તુતઃ પૂર્વગત સંગ્રહોમાં એક પ્રકારનું કૌટુમ્બિક સમાનતાનું લક્ષણ છે જ; અને બહુધા તેમ હોય જ. અલબત્ત, ભેદક અંશ પણ આપણે જોયા છે. એક પિતાનાં સંતાનોમાં પણ એ જ રીતે સમાનતા અને ભેદ હોય છે. આ પાંચેમાં કવિત્વવૃત્તિ અને કવિત્વરીતિમાં એ સમાનતા છે. પાછલા સંગ્રહોને મુગ્ધા, મધ્યા, પ્રૌઢા વગેરે લક્ષણસંજ્ઞા મેં આપી છે, તેવી સંજ્ઞા આ સંગ્રહને આપવા માટે ઇચ્છા નથી. અવકાશ નથી. પ્રત્યેક રીતિનો આ સંગ્રહમાં સમાવેશ થયો છે. અન્યોક્તિનો, સ્વભાવોક્તિનો, 'આર્ય' સંસારદર્શનનો, માનવમાત્રના ગૃહજીવનના કોમળ દર્શનનો. દરેકને સંબંધે જાણવાજોગ ચર્ચા જ કરીશું; બાકી તો પુસ્તક જ મોજૂદ છે.

### અન્યોક્તિ

પાછળ જણાવ્યામાં હું ઇશારો કરી જ ગયો છું કે બોટાદકરની અન્યોક્તિઓ સંસ્કૃતસાહિત્યની અન્યોક્તિ જેવી નથી. પાયારૂપ અન્ય પદાર્થ લઈને, તેને સંબોધનનો વિષય કરીને, અથવા તેને વિષે તટસ્થ-વર્ણન કરીને અને ક્વચિત્ તેના મુખમાં વચનો મૂકીને આત્મકથા તેની કને કરાવીને, અન્યોક્તિઓ નવી તરેહની ઉપજાવી છે; અને તેથી નવીન પ્રકારનો રસ પડે છે. 'જ્વલન' નામના પ્રથમ જ કાવ્યમાં સૂર્યની splendid isolation – દીપ્તિમય એકલતા – દર્શાવી છે તે સાથે તેનો દ્વેષપક્ષ સબળ શબ્દોમાં વર્ણવ્યો છે :

અયિ દિવાકર! તોપણ એકલો,
સ્વજનસંગતિશૂન્ય સદા રહ્યો!
ગ્રહપતિ વિબુધો તુજને ગણે,
નિકટ ના ગ્રહ કોઈ રહી શકે.

હરઘડી કરી હાસ્ય હસાવવા,
ઉરનિદેશ કશો પણ પાળવા;
સુહૃદ કે પરિચારક સંગમાં,
રહી શકે નહિ કોઈ રસેભર્યાં.

કારણ સ્પષ્ટ છે :

જ્વલન ભીષણ હા! તુજ જોઈને,
નહિ ગમે કદી સંગતિ કોઈને.

માનવસૃષ્ટિમાં આવા જ્વલનભીષણ પુરુષો પોતાની દેદીપ્યમાન વિચ્છિન્ન દશાનાં ફળ ભોગવનાર આપણે શું નથી જોયા ? આ એકલતા અને 'કલ્લોલિની'માંના 'એક વૃક્ષને' કાવ્યમાંની એકલતા એ બેનાં દર્શન કાંઈક જુદીજુદી રીતે થયાં છે. એ એકલવૃક્ષની એકલતામાં જ્વલનભીષણ સૂર્યની ગર્વિષ્ઠ અતડાઈ નથી; કોમળ, કરુણાપૂર્ણ હૃદયની અસહાયતા છે : "સાંખી રહેવું સુખથી સઘળું એ જ છે સૂત્ર એનું." એકલવૃક્ષને તો વીંટાયેલી વેલીનો સંપર્ક છે, અને એને સ્પષ્ટ રીતે પોતાના હૃદયની ગમ્ભીરતા ભેદીને દુઃખની ભાગિયણ – દયાભાવને લીધે જ – નથી કરતો, છતાં નિકટ સંપર્કદ્વારા ગૂઢ રૂપે – આત્મિક સંભાષણ વડે. કાંઈક આશ્વાસન અપાતું લેવાતું હશે; જ્વલનભર્યા સૂર્યને તો તેમાંનું કશું નથી. એની ભભકભરી દીપ્તદશા તો સંપૂર્ણ એકલવાઈ છે. વધારે વાત કાવ્યમાંથી જોઈ લેવી.

'અભ્રખેલન' અને 'ક્ષિતિજ'– એ કાવ્યમાં કાંઈક જુદી તરેહની અન્યોક્તિ છે. વાદળાંના આકાશમાં વિવિધ ખેલનું વર્ણન, એ ખેલ જેવા જ ચંચલ વાણીવિલાસ વડે કર્યું છે :

કોઈ ધરે ગજવેષ, કેસરી કોઈ કહાવે,
ગજથી પ્રકટે સિંહ, સિંહ કુંજર બની નાસે;
ખગ, માનવ, પશુ, વૃક્ષ, રૂપ પળપળમાં ધરતાં,
નહિ શ્રમ કે ન વિલંબ વિવિધ એ વેષ બદલતાં.

વાદળાં આમ વિવિધ આકાર ક્ષણે ક્ષણે બદલે છે અને તે વૃક્ષ, વાઘ, માનવ, વહાણ ઇત્યાદિ જેવાં થાય છે, તે આપણે બાળપણે અનેકવાર નિર્દોષ રમૂજ મેળવીને જોયેલું સહુને સ્મરણમાં હશે; પરંતુ આમ લેખિનીના ચાતુર્યથી એ ચિત્ર સજીવ વાણીમાં મૂકવામાં ધન્યતા કવિ

માટે જ સરજાયેલી. આ અનુભવ એટલો તો રૂઢ છે કે શેક્સપીઅરે પોતાના 'હેમ્લેટ' નાટકમાં આ જ પ્રકારના આકારવિકારનું ચિત્ર આપ્યું છે તેનું અનુકરણ આ પંક્તિઓમાં માનવાની જરૂર લાગતી નથી. (શેક્સપીઅરે તો વળી એમાંથી અન્ય સારબોધ કાઢ્યો છે અને પોતાના કાર્યમાં વિનિયોગ કર્યો છે.) આટલા વર્ણન પછી કવિ એ રચનામાંથી અનેક બોધ કાઢે છે:

હા! જગના સહુ રંગ, પલટતા ઢંગ હજારો,
સદ્‌ગુરુ થઈને સર્વ તમે તે નિત્ય બતાવો.

ઇત્યાદિ વિવિધ બોધ પ્રગટ કર્યો છે. આમ કરવામાં કલાવિધાનમાં કાંઈક શિથિલતા આવી છે. પરંતુ અન્યોક્તિનું રૂપાન્તર જોવા માટે જ અહીં આ કાવ્યનો સ્પર્શ કર્યો છે.

'ક્ષિતિજ' કાવ્યમાં પણ અન્યોક્તિનું સ્વરૂપ આવું જ છે. (આ રીતિ 'કુસુમમાળા'માંનાં કેટલાંક કાવ્યોમાં આદરેલી છે.) ક્ષિતિજ એટલે વ્યોમ અને વસુમતીનો આશ્લેષ: એ સ્વરૂપને પાયા રૂપ લઈને એ સ્નેહસંબંધના ઉપર કવિત્વભર્યા ઉદ્‌ગાર કરી, એક ઉચ્ચ તર્કશૃંગ આપણી સમક્ષ ખડું કર્યું છે:

જગનાં સહુ શાસ્ત્ર સમાપ્ત થશે,
પણ પ્રેમપુરાણ ન પૂર્ણ થશે;
કંઈ વર્ષ પરે વહી વર્ષ ગયાં,
અધૂરી પણ જો રહી પ્રેમકથા.
કવિઓ કહી કાવ્ય અનેક ગયા,
રસિકો પણ કૈંક નિમગ્ન રહ્યા;
પણ એ રસ તો નહિ શુષ્ક થયો,
નવલો નવલો હજી નિત્ય રહ્યો.

વળી એ પ્રેમના આશ્લેષનું સ્થાન શોધવા જતાં પ્રયત્ન વ્યર્થ દર્શાવી કહે છે:

ઉરભેદ અગમ્ય સદૈવ રહો,
રસ ભવ્ય નિરંતર એમ વહો,
લઉં શિક્ષણ કૈં તમ દર્શનથી,
કંઈ પ્રેમમહત્ત્વ શકું સમજી;
ફળ એ ઉરને કૃતકૃત્ય કરે,
નહિ અન્ય પછી અભિલાપ રહે.

આમ બોધગ્રહણ આણ્યું છે.

*ક્ષિતિજનું સરકતું સ્વરૂપ કવિએ –" દૂર જ દૂર દિસો હસતાં " વ્યોમવસુમતીના ઐક્યનું સ્થાન " નહિ ધાવનથી પણ મેં નિરખ્યું ", ઇત્યાદિ સુભગ વાણીમાં કર્યું છે, તેમાં એ સરણશીલ સ્વરૂપને અવગણી એમાં રહેલા પ્રેમનું જ મહત્ત્વ કવિ આંકે છે :

તમ મંત્રસમું તમ મેલન એ,
રહી નિત્ય સમીપ ઠગે દગને;

એમ છતાં ઉપર કહેલો બોધ જ પ્રેમમહત્ત્વના શિક્ષણનો લે છે.

" શર્વરી " કાવ્યમાં અન્યોક્તિ જુદા જ અર્થમાં છે; અન્યની પ્રત્યે નહિ પણ અન્યના મુખની ઉક્તિ એ અર્થમાં છે. આ કાવ્યમાં ' કુસુમમાળા 'ના ' મેઘ ' અને ' ચંદા ' કાવ્યોનું–અનુકરણ નહિ, પણ-અનુસરણ છે. ' કલાપી 'ની ' કમલિની,' ' ચંદા 'નું નિર્બળ અને નિષ્ફળ અનુકરણ છે. તેવું આ ' શર્વરી ' કાવ્ય નથી. એ સમર્થ અને સ્વતંત્ર અનુસરણ છે. અલબત્ત કોઈ કોઈ સ્થળે અનુકરણની સમીપ આવી જવાયું છે ખરું; ઉદાહરણાર્થે,

ચન્દ્ર – રજનીપતિ –
વિસ્તારીને અમિતકર એ ભેટતો અંગ આવી,
ને ઓઢાડે રજતરચિતા સ્નેહથી શુભ્ર સાડી;

આ કલ્પનામાં, ' ચંદા ' કાવ્યમાંની મેઘની ચંદા સાથેની રમતની કલ્પનાની છાયા કદીક પડી લાગે છે.+ તેમ જ ' શર્વરી ' કાવ્યની સમાપ્તિની પંક્તિઓ :

---

* ' સ્રોતસ્વિની 'ના ' આશા ' કાવ્યમાં ' દૂરે તારો ક્ષિતિજ ઉપરે ભવ્ય આવાસ શોભે ' એ કલ્પનામાં ક્ષિતિજની સરણશીલતાનો પાયો છે; અહીં એ જ સ્વરૂપનો કવિએ અન્ય ઉપયોગ કર્યો છે.

+ એ જ મુજને પ્રેમભર આલિંગીને કદી લાડતો
*
ને રૂપેરી કોર્યનો રૂમાલ ધોળો દે કદી;
*
કો ઘડી વળી શામળી નિજ શાલ લેઈ તે વડે
મારી ઝડપ રમતો રમંતો મુખડું મુજ ઢાંકી દિયે . ' ચંદા ')

ઓચિંતી હું ઝડપ ઝબકી, સ્નેહનાં સ્વપ્ન છોડી,
દોડી જાતી મુજ સદનમાં કારમો કંપ પામી;

"ચંદા" કાવ્યની સમાપન પંક્તિઓના સ્વરૂપની કાંઈક જણાય છે.† છતાં અનુકરણના કરતાં સૂચનાલબ્ધ અનુસરણ આ સ્થળોમાં પણ વધારે લાગે છે.

'શર્વરી' કાવ્યમાંની કલ્પનાઓમાં કવચિત્ અંશતઃ ક્લિષ્ટતા અર્થબોધનની સુગમતામાં ભંગ કરે છે. જેમ કે, સૂર્યને શર્વરીનો જ્યેષ્ઠ આરંભમાં જ કહ્યો છે, – રજનીપતિ એટલે ચન્દ્ર – એ સંપ્રદાય-લબ્ધ યોજનાના પાયા ઉપર; વળી ચન્દ્ર અને સૂર્ય વચ્ચે બન્ધુતા સંબંધ કવિએ જ ઉપજાવેલો વાચકે સમજી લેવો એમ રાખ્યું છે; ચન્દ્રનું આગમન પણ નામ દીધા વિના 'કાન્ત' શબ્દથી જ વર્ણવ્યું છે; – પરંતુ આ દૂષણ ભારે નથી. પરંતુ સૂર્યની, તાપવડે જગતને તપાવવાની કૃતિ અને શર્વરીની શાન્તિદાયિની કૃતિ સરખાવતાં કાંઈક વિસ્તાર અને ક્લિષ્ટતાના દોષ આવ્યા છે, અને તેમ કરવામાં

મૃત્યુ છે હા! પુરુષગણ, ને નારી સંજીવની છે;
એ છે વૃક્ષો વિષમ વિષનાં, ને સુધાવલ્લરી તે;

એ અર્થાન્તરન્યાસમાં પણ પુરુષને માથે ભારે દોષ મૂકીને કાંઈક સત્યદર્શનમાં ઊનતા અને અતિતરંગના ઉલ્લાસનું જ દર્શન થાય છે.

'સમુદ્રને' અને 'સરોજિની' એ કાવ્યોમાં અન્ય પ્રત્યે ઉક્તિ છે ખરી; પરંતુ એમાં અસત્યભાવારોપણ ( Pathetic Fallacy )નો અંશ આવ્યાથી સત્ય તત્ત્વનો ક્ષણભર ત્યાગ, અકારણ ત્યાગ થયો છે એમ હું માનું છું.

ગાજન્તી ગર્જના એ નહિ, હૃદયતણા ઉગ્ર આક્રન્દ ઊંડા,
ના એ કલ્લોલકેલિ, અવિરત વહતા નિત્ય નિઃશ્વાસ નાના;
છાયા ના વ્યોમની એ, જટિત ઉર વિશે શ્યામતા શોક કેરી,
આધિના ઊભરા એ, નહિ નહિ ભરતી કોઈ ભાવે ભરેલી.

---

† 'ને મુજને તો રાક્ષસીએ પકડી લીધી આવીને;
રાખી કરમાં થોડી વેળા પછી મુને તે ગળી ગઈ.
જાણો–નહિ હું અમર છું ને બેઠી મુજ મન્દિર જઈ.' ('ચંદા')

વહાલા સિન્ધો ! વ્યથા એ તવ મમ સ્થિતિના સામ્યથી હું નિહાળું,
કે કે સંકષ્ટ સેવી વિમળ પણ થયું જીવલું છેક ખારું.
('સમુદ્રને')

'સરોજિની' કાવ્યમાં આરોપણદ્વારા નહિ પણ વિરોધદર્શનથી આ દોષ કાંઈક ટળે છે-પરંતુ અંશતઃ દૂષણની સ્થાપના કરે છે:

અજબ એ તુજ માનસની સ્થિતિ
નિરખીને બનું વિસ્મિત પદ્મિની !
ભવ સરોવરમાં ઉર આ પડ્યું,
દિન દિને અધિકાધિક ડૂબતું.
સલિલ અંતરમાં રમતું રહે,
નયનથી નહિ દૂર જતું દીસે;
લહરીઓ પણ કંપિત કૈં કરે,
ગહનતા ગભરાટ ઘણો રચે.
હૃદયનો રવિ ના નજરે પડે,
પ્રણયને નહિ લક્ષ્ય કશું જડે,
તિમિર અંતરનું જરી ના ટળે,
અજબ અંશુ ન ક્યાંય જણાય એ.

આ પોતાની સ્થિતિ, શોકદુઃખભરી સ્થિતિ, સરોજિનીની અલિપ્ત સ્થિતિ સાથે વિરોધમાં હોવાથી કવિ પૂછે છે:

કંઈક મંત્ર વસે તુજ માનસે,
સહજ એ સમજાવ સખી ! મને;
ઉરતણી કરી તું શકી ઉન્નતિ,
સરવિષે વસતાં પણ ના વસી.

અહીં તરંગવૃત્તિનો ખેલ વિશેષ બળમાં પ્રવર્તે છે; અને કવિ પોતાના હૃદયભાવ જોડે એને-વિરોધરૂપે પણ-ભેળે છે. તેથી પૂર્વોક્ત દૂષણ આવે છે.

## સ્વભાવોક્તિ

આ વર્ગનાં કાવ્યો પણ અલ્પ નથી. 'વત્સક્રીડા', 'કાપણી', 'મેળો,' 'પ્રપા', દધિમન્થન' અને 'પનઘટ';—એટલાં કાવ્યો તરત

ધ્યાન ખેંચે છે. ‘ વત્સક્રીડા ’માં ગાયોનાં વાછરડાંના સ્વચ્છન્દવિહાર, ઉલ્લાસ વગેરેનું તદ્રૂપ વર્ણન આપવાની સાથે એ વાછડાંના ઉરમાં ઊતરેલો કવિ આપણને પણ એ વત્સક્રીડનમાં શામિલ કરી દે છે. શુદ્ધ સ્વભાવોક્તિ ઉપરાંત અન્તિમ શ્લોકમાં કાંઈક ચિન્તનવિલાસ આણ્યો છે:

વનભૂષણ બાળ અહો વિધિનાં !
કલિના કટુ દોષથી દૂર સદા;
તમ કોમળ અંતર કોણ કળે ?
તમ મસ્તી કશી જગ શું સમજે ?

માનવજગત અને પ્રકૃતિનાં બાલક નિર્દોષ વાછડાંનું અમલજીવન એ બે વચ્ચેનો વિરોધ અહીં સુભગ વાણીમાં સ્થાપ્યો છે. ‘ વનભૂષણ ’ એ અપૂર્વ શબ્દ કવિ બોટાદકરના અનેક સુન્દર શબ્દોમાંનો એક અહીં ઔચિત્યના ચોકઠામાં, વીંટીમાં નંગની પેઠે, જડાયો છે. આ ચિન્તન, ‘ કુસુમમાળા ’નાં કાવ્યોમાંથી કેટલાકને અન્તે આણેલાં ચિન્તનની શૈલીનું કાંઈક સ્મરણ કરાવે છે, ખાસ કરીને ‘ કરુણા ’ કાવ્યનું સમાપ્તિ-ચિન્તન કાંઈક અંશે બિરબરૂપ લાગે છે.× પરંતુ ‘ વત્સક્રીડાનું અન્તિમ ચિન્તન વાછડાંના ઉરની અજ્ઞેયતા આલેખવામાં વધારે મનોહર બને છે.

“ કાપણી ” જેવા નિત્ય પરિચિત, અકાવ્યાત્મક, પ્રસંગમાં તે શું હશે ? – એમ લાગે પણ કવિએ એમાંથી પણ ચમત્કાર રસિક ચિત્ર ખડું કરીને કાઢયો છે. તાપથી ધીકતા સમય ને સ્થાનમાં

સ્વર મધુરે સુંદરીઓ ગાતી શ્રમવારણ સંગીત.

એટલી પંક્તિ વડે આપણો શ્રમ હરાતો લાગે છે. અને અહીં પણ બોટાદકરનું પ્રિય ચિત્ર, વાત્સલ્યનું આલેખન, આવીને હૃદયને ઠારે છે :

ઝૂલે ઝોળી કૈં આંબાડાળ,
માંહી મીઠી નિદ્રા લે બાળ;

---

× પ્રકૃતિજનની થકી પ્રેમભરે
ફૂલડાં સઘળાં અહીંઆ ઊછરે.
નહિ કૃત્રિમ બન્ધન કાંઈ ધરે,
શું સ્વતન્ત્ર સુખે રમતાં જ ફરે !

હિંચોળે પ્રેમ ભર્યો પવમાન,
તાપને રોકે તરુનાં પાન.×
ક્ષણ ક્ષણ કરતી તોય નિરીક્ષણ, કૈં કૈં દેતી કાન,
વ્યગ્ર સમી વત્સલ જનનીનાં ધન્ય સુભગ સંતાન.

આવું ચિત્ર આપનાર કવિને હાથે આલેખાવાથી પણ એ બાલક અને માતા ધન્ય, ધન્યતર, માનું છું.

હજી તૃપ્તિ નથી થઈ:

શીત છાયામાં સઘળો સાથ,
ગ્રહે સહભોજન કેરો સ્વાદ;
હૃદયનું અર્ભકને પય પાય,
ચુમ્બતી વદન વિલોકે માય.
નિરખી ફૂલને મન ઊર્મિ ઊઠે,
મનુજે કયમ આ ધરણની પીઠે
પ્રકૃતિજનનીની ઉછેર તજી,
નિજ કૃત્રિમબન્ધનબેડી સજી?

આ અનુપમ, સાદું-ખેડૂતના જીવન જેવું સાદું-માટે જ સુન્દર ચિત્ર જોઈને તમને ખેડૂત થવાનું મન થાય છે? કે સ્તનંધય શિશુ થવાનું? કે પયપાન કરાવતી માતા થવાનું? લોભી થઈને કહો કે વારાફરતી બધાંએ બનવાનું મન થાય છે. કવિએ કણસલાંનો ગિરિરાજ જોઈને ઉરમાં હરખાતા, 'કોટિક કરથી વિતરણ કરતા,' કૃષિકારને 'વસુધાવલ્લભ' બિરુદ, કાવ્યની અંતિમ પંક્તિમાં આપ્યું છે. તે વળી આપણને પેલા ચારુ ચિત્ર આગળથી બલાત્કારથી ખસેડી લઈને ગમ્ભીર વિચાર તરફ લઈ જાય છે. કવિ ઉપર તે માટે કોપ નથી થતો: એ એની કલાનું નાનું સરખું રહસ્ય.

'મેળો' કાવ્ય-'ઊછળે જનસાગર શો આજ' એ ઉદ્‌ગારથી શરૂ થઈને, મેળામાં આનન્દ કરતા અનેકવિધ જનના ઉલ્લાસવિલાસના

× तमातपक्लान्तमनातपत्रमाचारपूतं पवनः सिषेवे।
કાલિદાસની પંક્તિઓનું અહીં સ્મરણ કાંઈક થાય છે.

વર્ણન વડે આપણા હૃદયને તે સાથે સમભાવ બનાવી દે છે; ફૂલ ચૂંટતા પુરુષો; રાસ રમતું રમણીમંડળ; એની સ્પર્ધા કરતા પુરુષો; ભજનની મંડળીઓ–મંજીરાં, તાલ, મૃદંગ ગજવતી; ઇત્યાદિ અનેક રંગીન કાચના કકડાની દૂરબીન (kaleidoscope) આપણને તે સ્થાનમાં જ મૂકી દે છે. માત્ર એ દેખવાથી એક જણ કંટાળે છે :

જોઈ એ જનતાનો અભ્યાસ,
ઊંચે આદિત્ય રહ્યો અકળાય,
ઉષ્ણ રશ્મિના દઈ આઘાત,
નસાડે સ્વેદ ભર્યો સંઘાત.

પરંતુ એ જનસમુદાયની વહારે વાદળીઓ ધાય છે :

પણ ધસતી વાદળીઓ વચમાં ક્ષણ ક્ષણ કરતી સહાય,
દિનકરને ઉરમાંય ડુબાવી છત્ર સમી દે છાંય.

ભેદ નર નારીના ઉરમાંય,
દિવ્ય સર્ગે પણ શો દેખાય !

— અહીં કવિ નર અને નારીનાં ઉરમાં કઠિનતા અને કોમલતાના કારણથી ભેદ દિવ્યસૃષ્ટિમાં પણ દર્શાવે છે; તત્ત્વદર્શન કાંઈક કષ્ટસિદ્ધ લાગે છે. આ અતિતરંગ 'શર્વરી' કાવ્યમાં પણ આપણે પાછળ જોઈ ગયા છીએ. ત્યાં પણ પુરુષ અને સ્ત્રીના હૃદય વિશે આ પ્રકારની જ તુલના છે કવિને સ્ત્રીહૃદયની કોમળતા આકર્ષે એ નવાઈ નથી.

'પ્રપા' કાવ્યનું રહસ્ય ગ્રામ્યજીવનથી પરિચિત, વગડામાં પ્રવાસ કરતા તૃષાતુર પથિક થયાનો અનુભવ જેને હશે, અને પરબની સંસ્થા જેણે જોઈ જાણી હશે તેને ઝટ સમજાશે. એ પરબની બાલદેવીનું ચિત્ર સુન્દર છે :

ઘેરી ચોગમથી અનેક પથિકો ઊભા ઉમંગે રહ્યા,
ગાઢું પિંજર પિંડનું વિરચતા રોકી ચહે રાખવા;
મધ્યે આ મૃગબાલિકા સમ રહી શી બાલિકા ઘૂમતી !
નાના ભાવભર્યા મનોરથસમા કૈં પાત્રને પૂરતી.

આ સર્વ મંડળને પાણી પીવાનું ચપલતાથી આપતી બાલિકાને મૃગલીની ઉપમા ઉચિત જ છે; પરંતુ એ કરતાં ચઢે એવી ઉપમા છેલ્લા

ચરણમાં છે. પીવાનાં પાત્રોને ભિન્ન ભિન્ન ભાવથી ભરેલા મનોરથની ઉપમા આપવામાં વિશેષ ખૂબી છે: જડ પદાર્થ પાત્ર અને ચેતન પદવીમાં રહેલા મનોરથ એ બે ભિન્ન પ્રદેશના પદાર્થોને ઉપમાના વિષય બનાવી એકત્ર ગૂંથવામાં ચમત્કાર રહેલો છે. એટલું જ નહિ, પરંતુ એ ભાવભર્યા મનોરથોને આ બાલિકાની સાથે ગૂઢ રીતે જોડીને સુન્દર romance, રસિકતા, પણ ભેગભેગી ઉપજાવીને કવિએ હદ કરી છે. उपमा कालिदासस्य એ વચનનું નિયંત્રણ શિથિલ કરવું પડશે.

કાવ્યને અન્તે દેવનદી, યમુના, ગોદાવરી, માનસસર, મેઘ એ સર્વે

આ વ્યાપારમાંથી ક્ષણભર વિરામ લઈને એ સુન્દરી

ગ્રહી અંચલ ચંચલ વસ્ત્રવડે
મધુરાનિલને ભજતી વ્યજને;
ફરી બન્ધન કેશ તણું કરતી,
પળમાં સઘળો શ્રમ સંહરતી.

વલોણું જેણે જોયું હશે તેને આ પરિચિત ચિત્રમાં ચારુતા જણાશે. નહિ જોયું હોય તેને અપરિચિતતાનો પરિચય તદ્રૂપચિત્ર આપીને મુગ્ધ કરશે. આ ચિત્રમાં સાદાઈ સાથે સૌન્દર્ય છે. એક મહાન કવિએ કહ્યું છે કે: It is the function of poetry to make things familiar as though they were not familiar,' [ પરિચિત પદાર્થોને અપરિચિત હોય એવા બનાવવા એ કવિતાનો ધર્મ છે. ] હું ઉમેરીશ કે– 'and to make things not familiar as though they were familiar'. [ અને અપરિચિત પદાર્થોને પરિચિત હોય એવા બનાવવા ] આ કવિતાના ધર્મનું દર્શન આ કાવ્યમાં સંપૂર્ણરૂપે થાય છે; અને ચારુતાનું બીજ એમાં જ છે.

કાવ્યનું સમાપન કરતે મન્થનફળ, માખણ, કાઢી લેતી સુન્દરીનું ચિત્ર પૂર્ણતા કરે છે, ત્યાં ઉપમાપરંપરાનો ચમત્કાર પણ અસાધારણ છે :

શ્રુતિચિન્તનના સુખસારસમું,
કવિના કંઈ કોમળ કાવ્યસમું,
પ્રણયી ઉરના શુચિ હાસ્ય સમું,
ગ્રહતી નવનીત કરે નવલું.

આ ઉપમાનો કવિને જડયાં ક્યાંથી ? સૌન્દર્યની ભૂમિમાંથી.

'પનઘટ' કાવ્યમાંનું વાત્સલ્યદર્શક ચિત્ર આપણે જોઈ ગયા છીએ. બાકીનું આખું કાવ્ય સ્વભાવોક્તિની પૂર્ણરેખાઓ વડે શોભિત છે. ઝૂલણાછંદની સાથે સંસ્કૃતમય વાણીનું ગૌરવ આપોઆપ પ્રવિષ્ટ થયું છે તે સાથે આપણે તકરાર નથી. પનઘટ ઉપર જતી, ત્યાં એકઠી થયેલી. કુલનારીઓનાં વર્ણન પ્રસ્તાવનારૂપે આપેલાં સ્વભાવશુદ્ધ છે તે પણ સ્વીકારીશું, માત્ર બેત્રણ સુન્દર અલંકારકારા દર્શાવાનાં સૌન્દર્ય જોઈશું :

ચરણમાં છે. પીવાનાં પાત્રોને ભિન્ન ભિન્ન ભાવથી ભરેલા મનોરથની ઉપમા આપવામાં વિશેષ ખૂબી છે: જડ પદાર્થ પાત્ર અને ચેતન પદવીમાં રહેલા મનોરથ એ બે ભિન્ન પ્રદેશના પદાર્થોને ઉપમાના વિષય બનાવી એકત્ર ગૂંથવામાં ચમત્કાર રહેલો છે. એટલું જ નહિ, પરંતુ એ ભાવભર્યા મનોરથોને આ બાલિકાની સાથે ગૂઢ રીતે જોડીને સુન્દર romance, રસિકતા, પણ ભેગભેગી ઉપજાવીને કવિએ હદ કરી છે. उपमा कालिदासस्य એ વચનનું નિયંત્રણ શિથિલ કરવું પડશે.

કાવ્યને અન્તે દેવનદી, યમુના, ગોદાવરી, માનસસર, મેઘ એ સર્વે અપ્રાપ્ય જેવાં સ્થળ કરતાં પ્રપાને ચઢિયાતી કહી સ્તુતિવચન ઉચ્ચાર્યું છે:

સાચી કામદુધા પ્રપા પથિકની આ એક–એકાકિની !

આ વચનમાં અત્યુક્તિદોષ લાગે તો એકાકિની પ્રપા સાથે નિત્ય સાહચર્ય રાખનારી એકાકિની પ્રપાબાલિકાના વ્યઙ્ગ્યનું દર્શન ક્યાંથી પરિહાર થશે.

" દધિમન્થન " કાવ્યમાંના એક સ્વરૂપ–વાત્સલ્યચિત્ર–વિશે પાછળ આપણે વાત થઈ છે. અહીં તે માટે પ્રસંગ નથી. આપણો પ્રસંગ સ્વભાવોક્તિના સ્વરૂપનો છે, તે આ કાવ્યમાં ખરેખરું આકર્ષક છે: દહીં વલોવતી સુન્દરીના

દ્રુત દોલન દેહ વિશે પ્રકટે,
સહુ અંગ ઉમંગ ભર્યાં ફરકે:
નવરક્ત નસેનસમાં ઊછળે,
નયને કંઈ તેજ નવું ઝળકે.
શિરદોલનથી ભ્રમણા ભજતી,
બની ચંચળ ઓઢણી ઊડી જતી;
દૃઢ કેશકલાપ છૂટી પડતો,
કરી નર્તન ભાવ નવા ધરતો.
શ્રમવારિ તણાં મૃદુ બિન્દુ કશાં,
વદને ઝળકે શુચિ મૌક્તિક શાં;
અધરે નવલું સ્મિત કૈં પ્રકટે,
શ્રમ ત્યાં શરમાઈ સુદૂર હટે.

આ વ્યાપારમાંથી ક્ષણભર વિરામ લઈને એ સુન્દરી

ગ્રહી અંચલ ચંચલ વસ્ત્રવડે
મધુરાનિલને ભજતી વ્યજને;
ફરી બન્ધન કેશ તણું કરતી,
પળમાં સઘળો શ્રમ સંહરતી.

વલોણું જેંણે જોયું હશે તેને આ પરિચિત ચિત્રમાં ચારુતા જણાશે. નહિ જોયું હોય તેને અપરિચિતતાનો પરિચય તદ્રૂપચિત્ર આપીને મુગ્ધ કરશે. આ ચિત્રમાં સાદાઈ સાથે સૌન્દર્ય છે. એક મહાન કવિએ કહ્યું છે કે: It is the function of poetry to make things familiar as though they were not familiar,' [પરિચિત પ્રદાર્થોને અપરિચિત હોય એવા બનાવવા એ કવિતાનો ધર્મ છે.] હું ઉમેરીશ કે– 'and to make things not familiar as though they were familiar'. [અને અપરિચિત પદાર્થોને પરિચિત હોય એવા બનાવવા] આ કવિતાના ધર્મનું દર્શન આ કાવ્યમાં સંપૂર્ણરૂપે થાય છે; અને ચારુતાનું બીજ એમાં જ છે.

કાવ્યનું સમાપન કરતે મન્થનફળ, માખણ, કાઢી લેતી સુન્દરીનું ચિત્ર પૂર્ણતા કરે છે, ત્યાં ઉપમાપરંપરાનો ચમત્કાર પણ અસાધારણ છે :

શ્રુતિચિન્તનના સુખસારસમું,
કવિના કંઈ કોમળ કાવ્યસમું,
પ્રણયી ઉરના શુચિ હાસ્ય સમું,
ગ્રહતી નવનીત કરે નવલું.

આ ઉપમાનો કવિને જડ્યાં ક્યાંથી? સૌન્દર્યની ભૂમિમાંથી.

'પનઘટ' કાવ્યમાંનું વાત્સલ્યદર્શક ચિત્ર આપણે જોઈ ગયા છીએ. બાકીનું આખું કાવ્ય સ્વભાવોક્તિની પૂર્ણરેખાઓ વડે શોભિત છે. ઝૂલણાછંદની સાથે સંસ્કૃતમય વાણીનું ગૌરવ આપોઆપ પ્રવિષ્ટ થયું છે તે સાથે આપણે તકરાર નથી. પનઘટ ઉપર જતી, ત્યાં એકઠી થયેલી, કુલનારીઓનાં વર્ણન પ્રસ્તાવનારૂપે આપેલાં સ્વભાવશુદ્ધ છે તે પણ સ્વીકારીશું, માત્ર બેત્રણ સુન્દર અલંકારદ્વારા દર્શાવાતાં સૌન્દર્ય જોઈશું :

સ્નિગ્ધસમુદાય અવલોકતાં આંગણે
ધન્યતા અંતરે સરિત ધરતી;
શતવદનચંદ્રપ્રતિબિમ્બ હૃદયે ગ્રહી.
વિવિધ વીચિ સજે વહાલ વધતી.

આમ સરિતામાં પડેલાં લલનાનાં મુખોનાં પ્રતિબિમ્બનો ચમત્કાર કહી, સૂર્ય એ જળમાં પડેલો તે વિશે કવિ કલ્પના કરે છે:

વિમળ મુખકમળના કાનને ક્રીડવા
જલહૃદયમાંહી સવિતા છૂપાતો;
ઉજળા અંશુથી વ્યગ્રવનિતા તણાં
નયનનાં દ્વાર કરી બંધ દેતો.

પવન એ લલનાવૃન્દનાં વસ્ત્રોને ઉડાડે છે તે વિશે કહે છે:

અનિલઅર્ભકસમો નિકટ ઉછળી રહ્યો,
અવનવાં અડપલાં કૈંક કરતો;
શિરથકી વસ્ત્રને સહજ સરકાવતો,
જોઈ નિજ દોષને દૂર ખસતો.

બાળક, માતાના માથાનો છેડો ખસેડે પછી વાંક થયો સમજીને ખસી જાય એ ઉપમાન – ઉપમેયસામગ્રીમાં ચારુતા અહીં છે તે શૃઙ્ગાર – ચેષ્ટાની કલ્પના કરતાં શતગુણ સુન્દર લાગે છે. આ પછી લજ્જા અને આનંદના મિશ્ર ભાવથી પ્રેરાઈને લલના “ઝટિતિ સર્વત્ર દૃગ એ દેતી” અને “ઉડતા વસનન ઓઢી લેતી,” એ ચિત્રની ચારુતા દર્શાવવાને તીરતરુઓમાં એ દર્શનથી હર્ષ પ્રસર્યાની ઉત્પ્રેક્ષા કરી છે તેથી મધ્યમૂર્તિ ચિત્ર લલનાનું, અને ઉપચિત્ર તટતરુવૃન્દનું, બંનેની છબી વાચકના મનના ‘કેમેરા’માં સુશ્લિષ્ટ પડે છે.

‘આર્ય’ સંસાર

‘પ્રોક્ષણ’, ‘પ્રવેશ’, ‘સીમંતિની’, પ્રયાણ’, ‘ઔત્સુક્ય’, ‘દર્શન’, ‘વૈધવ્ય’ ‘શકુન’, અને (કાંઈક અંશે) ‘મહેમાન’ — આ કાવ્યો ‘આર્ય’ સંસારના વર્ગમાં આવશે. આ વર્ગ પૂર્વગત

સંગ્રહોને અંગે આપણે પુષ્કળ તપાસી ગયા છીએ એટલે અહીં વિસ્તારની જરૂર નથી.

'પ્રોક્ષણ' કાવ્ય હિંદુસંસારની એક ખાસ સંસ્થાને વિશે હોવાથી એ બીજાં કાવ્યો કરતાં આ વર્ગ માટે વધારે હકદાર છે. વરકન્યા ઘેર આવે તેને પોંખવાને આવતી વરની માતાનું, એના હૃદયની સ્થિતિનું અંતર્દર્શી વર્ણન કવિની સમભાવદૃષ્ટિએ કર્યું છે. માતાના હૃદયની સ્થિતિ એક શ્લોકમાં તો બહુ જ રસિક રૂપે આલેખી છે :

મધુરસુખ એ જ દિન કૈંક દેખ્યું હતું,
આજનું વદન તો છેક જુદું;
રસ નવે હૃદયમાં સંગ વરસી રહ્યા,
વિમળ વાત્સલ્ય તેમાંય વહેતું.

નવે રસ માતાના હૃદયમાં વરસ્યા એ વચનને બંધ બેસાડતાં કાંઈક મુશ્કેલી પડશે, પરંતુ વકતવ્ય જુદું ગ્રહી લેવાશે; અને મુખ્ય ચિત્ર તો વાત્સલ્યના ઊભરાનું જ છે. આર્યસંસારનાં સ્વરૂપોમાં વસ્તુતઃ રહેલા અનિષ્ટ અંશો આ પ્રોક્ષણના વિધિમાં પ્રવિષ્ટ નથી થતા તેથી આ કાવ્યમાં એ દૃષ્ટિએ જણાતું દૂષણ પણ દૂર રહેશે. સુતવધૂ સાસુના ચરણને સ્પર્શ કરે છે તે હૃદયની, પ્રાણની, પિયરના પ્રણયની 'નવલજનની કને ભેટ ધરતી' એ પ્રસંગમાં કાંઈક વાસ્તવિક સ્થિતિ જોડે વિરોધનો સંભવ ખરો, પરંતુ નવી નવી આવેલી વધૂને હજી કટુ અનુભવો દૂર રહ્યા એટલે બહુ વાંધો નહિ લેવાય.

'પ્રયાણ' કાવ્ય અને 'દર્શન' કાવ્ય એ બેમાં 'આર્ય' સંસારની રીતિની દૃષ્ટિએ એક સમાન અંશ છે તે વિશે જ ચર્ચા બસ થશે. પરદેશ જતા યુવકને માતા, ભગિની વગેરે વળાવે છે તે પ્રસંગ લઈને દરેક પાત્રના હૃદયભાવ રસમય આલેખનારા 'પ્રણય' કાવ્યમાં યુવકની પત્ની–આર્ય રીતિરિવાજનાં બન્ધોમાં જકડાયેલી–યુવકને વિદાય આપવા આગળ આવી શકતી નથી; એ તો

અતિ દૂર રહી વહાલી દુઃખથી દૃશ્ય દેખતી,
ચોર શી દેહવલ્લીને વારંવાર છુપાવતી,

ઊભી છે; એના હૃદયમાં થતા ઊભરા પ્રયાસથી શમાવે છે; અને

વહાલાના એક કે મીઠા શબ્દને સુણવા અરે !
રોકતી સર્વ વૃત્તિને કર્ણ ઊંચા કરી રહે.

સાસુ, નણંદ વગેરે અભ્રોથી આવરણ પામેલા ચન્દ્રનું દર્શન ચકોરીને થતું નથી, તેથી ઊંચી થાય છે. સ્થળ બદલે છે; ને અંતે–

દૃષ્ટિમાં દૃષ્ટિ હા અંતે એકવાર મળી શકી;
નેત્રમાં નીરથી ગોષ્ઠી એકવાર થઈ શકી.

બહેન ઓવારણાં લે છે, તિલક કરે છે; શ્રીફળ હસ્તમાં મૂકે છે, 'આવજે ભાઈ,' આશિષો વગેરેના ધ્વનિ થાય છે–અને એ ઉક્તિઓ પેલી પત્નીને 'તીવ્ર બાણ સમી વીંધતી રહી !' અંતે યુવાન પગથિયાં ઊતરે છે, અને જતે જતે–

'(અને) એ નેત્રની શાળી ચંચળા ચમકી ગઈ;
અધીરા એકના ચિત્ત વહાલથી વિરમી ગઈ;'

રૂઢિનાં બન્ધનોનો આ પ્રભાવ, એને પરિણામે આ ચિત્રમાં કવિનું હૃદય, માધુર્યની રેખાઓ આંકીને ચિત્રની ચારુતા જ બતાવે છે.

'દર્શન' કાવ્યમાં પણ આ દશા છે; ફરક માત્ર એ છે કે આ કાવ્યમાં પતિ પરદેશથી આવે છે.

કુટુંબનાં અન્ય જનોના આવકાર, કુશળ પ્રશ્નો, વગેરેના ઘોંઘાટમાં મળવાને ઉત્સુક પત્નીનું હૃદય ધસે છે, કમ્પે છે;

'પણ અટકતું અંતે ઊંડું વધૂત્વ વિચારતું.'

પોતે વધૂ છે, સંયુક્ત કુટુંબમાંની એક રૂઢિબન્ધને પૂરાયેલી વ્યક્તિ છે, ગૃહિણી નથી; તેથી જ વધૂત્વનો વિચાર.

ઘેર આવેલા યુવાનને પણ પ્રિયા માટે ઉત્સુકતા થાય છે; ચપળ નયનો ચોપાસે કાંઈક શોધે છે; અન્તે પ્રિયાને એકદમ દેખે છે; કુશળ દેખીને મન ઠરે છે : છતાં તૃપ્ત નથી થતાં; પળે પળે દોડીને એની તરફ જાય છે; આંખે આંખ મળે છે :

રસ વરસતાં ચારે હા ! એ રહ્યાં નવતાંડવે.

(રૂઢિની આટલી પણ કૃપા, કે ઘૂંઘટપટ ખેંચાવ્યો નથી; અથવા તો એક ખંડમાં આવવાની મનાઈ કરી નથી.)

નયનના તારના સંદેશા ચાલ્યા; પછી ભલે રૂઢિ નડે ! કેમકે

સ્વજન સઘળાં છો વીંટીને કરે ચિરભાપણો,
નિકટ રહીને, સ્પર્શીને વા, ઉરે હરખાય છો!
પણ હૃદય એ દૂરથી જે મહારસ મેળવે,
નહિ મળી શકે તે યત્નેથી કદી ઉર અન્યને.

ખરે, રૂઢિની બન્ધનબેડીને કુસુમમાળા બનાવવાની આ કળા હૃદયમાં ઊંડા ઊતરનાર કવિના અધિકારનો જ વિષય છે. 'આર્ય' સંસારના વિષમાંથી અમૃત ખેંચી કાઢનારો આ ચમત્કાર અસાધારણ રસભર્યો છે.

'ઔત્સુક્ય' કાવ્યનું રહસ્ય જુદું છે. પરદેશથી પતિ આવનાર છે, હજી આવ્યો નથી, એને માટે હૃદયમાં જે ઔત્સુક્ય ઊછળી રહ્યું છે તેનું વર્ણન કવિએ ઊંડા સમભાવથી કર્યું છે; અને એ ઔત્સુક્યનો ઉદ્રેક કવિએ એટલે સુધી આદર્યો છે કે ક્ષણભર આર્યરૂઢિ તૂટે છે :

લાજને પરહરી સ્વજનને હરઘડી
પૂછતી શંકતી વિવિધ વહાલી.

અસ્તુ. ઉત્સુકદશા આ કાવ્યમાં ચાલુ જ રહે છે; તેના વિવિધ રંગો ચીતરીને જ કવિ સંતોષ માને છે. ઉત્સુકદશા મટાડીને પતિ જોડે મેળાપ વર્ણવ્યો હોત તો રસભંગ થાત. કવિ પોતે જ અન્તિમ શ્લોકમાં કહી દે છે :

મિલનમાં નવ વસે મીઠડી જે મઝા,
અનુભવે હૃદય તે રાહ જોતું;
સ્મરણનો સ્વાદ નહિ સ્વલ્પ સહવાસમાં,
સુખ થકી સુખતણું સ્વપ્ન ઊંચું.

આ ચાર પંક્તિમાં સમાયેલાં સત્ય માનવહૃદયના અભ્યાસી તત્ત્વદર્શી કવિ જ જોઈ શકે, સંક્ષિપ્ત રસિક વાણીમાં દર્શાવી શકે.

'આર્ય' સંસારની રૂઢિમાં દૂપણસ્વરૂપ, કવિએ બે કાવ્યમાં સ્પષ્ટ બતાવ્યાં છે. 'વૈધવ્ય' અને 'શકુન' એ બે કાવ્યમાંના 'વૈધવ્ય' કાવ્યમાં

એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી?

એ પ્રશ્નમાં રહેલો આક્ષેપ આરંભમાં તો મૃત્યુને ઉદ્દેશીને હોય એમ લાગે છે તથાપિ

કોણે એ કંકણ પર કરવત વાપર્યાં ?
કોણે લૂછ્યો ચન્દ્રક લાલ લલાટ જો ?

એ પંક્તિમાં કદાચ મૃત્યુ અને માનવ-સંસાર રૂઢિ ઉપર એમ ઉભયપક્ષી આક્ષેપ કદી કલ્પાય, પણ

રેશમ શા એ કોમળકેશ વિદારતાં
કેમ હણાયા એ નહિ નિર્દય હાથ જો ?

આ વચનમાં તો વિધવાને વિરૂપ કરનાર રૂઢિના સેવકો ઉપર જ સ્પષ્ટ આક્ષેપ છે. આ સંબંધે અણઘટતી ઘટના ઘડનાર માનવક્રૂરતાની, ઉદ્દિષ્ટ છે એમ લાગે છે.

આ કાવ્યમાં 'કુસુમમાળા'માંના 'વિધવાનો વિલાપ' કાવ્યની આછી આછી, માત્ર પ્રેરકરૂપે રહેલી છાયા કંઈક આભાસ રૂપે જણાય છે :

'અનિલ તને કાં ગમે રમત મુજ કેશશું ?
નિર્દય જગના જનને એ નવ પાલવે.'

એ પંક્તિઓ ખાસ સ્મરણમાં આવશે. બાકી બોટાદકરનું કાવ્ય સ્વતંત્ર વિચાર, ભાવાલેખન, ઇત્યાદિથી સ્વકીય ચારુતાવાળું નિઃસંશય છે.

'શકુન'-કાવ્યમાં રૂઢિએ વિધવાવર્ગને લગાડેલા કલંક ઉપર આક્ષેપ ચોખ્ખો છે. વિધવા થઈ એટલે કોઈ પણ સારા કામમાં એનું દર્શન પણ અપશકુનિયું એ માન્યતા કવિને અનિષ્ટ હોવાથી આ કાવ્ય ઉદ્ભવ્યું છે. 'અપશકુન' એમ નામ રાખ્યું હોત તોપણ ચાલત. મંગલપ્રસ્તાવમાં ભાગ લેતાં સંકોચ પામતી વિધવા બહેનને કવિ કહે છે :

વૈધવ્યના સ્મરણથી કયમ જાય નાશી ?
તારા સમાન અહીં કોણ પવિત્ર બીજું ?
મારું અહર્નિશ સુમંગલ ઇચ્છનારું ?
આન્દોલનો અમળ આ ઉરનાં અમૂલાં
ક્યાં જોઉં ભવ્યતમ ભાવ થકી ભરેલાં ?

*

જીતી વિકાર સહુ જીવનનાં ગયેલું
તે દૂર આજ દિલ કેમ કરી શકું હું ?

અહીં છેલ્લી બે પંક્તિઓમાં, વિધવાએ સતત અવિવાહિત રહેવા તરફ પક્ષપાત છે ખરો. એટલે કવિનો આક્ષેપ માત્ર અપશકુન તરફ જ છે. એટલે અંશે પણ કવિ જગતરૂઢિમાં રહેલી અન્યાયની વૃત્તિની સામે સ્પષ્ટ અરુચિ દર્શાવે છે જ :

અન્યાય એ જગતનો ન સહી શકાય,
ને એ અસત્ય ઉરથી ન ગ્રહી શકાય,
નિન્દી રહે જન ભલે તુજ આ સ્થિતિને,
એ વિશ્વની વિષમતા ઉર આ ન માને;
તારા સદા શકુન અંતરમાંય ઇચ્છું,
ને આશિષો અમલ એ ઉરની જ યાચું.
ઓવારણાં મિષ કરો શિરને સ્પૃશંતા,
સહેજે પવિત્ર તનુને ઉર તે કરંતા,
એ નિર્મળા વદનને નજરે નિહાળું
નિર્વિઘ્ન સર્વ મુજ મંગલકાર્ય સાધું.

ઇત્યાદિ શુભ વાક્યો ઉચ્ચારી અંતે કવિનું કોમળ હૃદય આશીર્વચન ઉચ્ચારે છે.

ખીલી રહો હૃદયપંકજ પૂર્ણ તારું,
રીઝી પવિત્ર શત પાંખડીએ પનોતું;
એની સદૈવ સુરભિ ભવને ભરાજો :
દુર્ગન્ધ સર્વ ઉર સેવતી દૂર થાજો !

ઉદાત્ત આ આશીર્વચન છે. કેટલી વિધવા આ ઉમદા ઉદ્ગારોને યોગ્ય નીકળશે ?–એ પ્રશ્ન અહીં ઉત્પન્ન જ થવો ના જોઈએ. કવિના કોમળ હૃદયનું ઝરણુ એક જ દિશામાં વહ્યું–પરંતુ એ ઝરણમાંથી આપણને અમૃતપાન મળે એટલે બસ. એમાં વિષબિન્દુ નાખવાં અપ્રાસંગિક છે છતાં–જરાક બીતે બીતે પ્રશ્ન પૂછું ? એ હૃદયપંકજને ખીલવાનું એના ભાગ્યમાં છે ખરું ? ખિલવનારો રવિ કદી પણ ઉદિત થશે ?

'મહેમાન' કાવ્યમાં આપણા દેશની મહેમાનગીરીની ભાવના પાયારૂપ છે, તેટલે અંશે જ એ આ વર્ગમાં મુકાશે; તોપણ એ મહેમાનના વિયોગથી થતા દુઃખોદ્ગાર તો કાંઈક અત્યુક્તિના રંગમાં લેખિની બોળીને ચીતરાયા લાગે છે. મણિશંકર ભટ્ટનું 'મહેમાનો ઓ વહાલાં

પુનઃ પધારજો ' એ અનુપમ કાવ્ય ભાવપૂર્ણ છતાં અત્યુક્તિના માર્ગમાં જતું નથી. ખોટાદકરના આ કાવ્ય માટે તેમ નહિ કહેવાય. 'જુદાં પડતાં જીવ જશે કે જાય જો,' 'એ અંધારી અંબર ભરતી આવતી,' 'એ ધગધગતા અંતરના ધબકાર જો,' 'સણસણતા એ શૂલ સમોવડ શેરડા,' 'તપવાનાં દિન રજની હાય! હજાર જો;' ઇત્યાદિ વચનોમાં મહેમાનો તરફ ઊભરાતા હૃદયભાવને ગણનામાં લેતાં પણ મને તો અસ્વાભાવિક ઉદ્‌ગાર લાગે છે.

માનવમાત્રના ગૃહજીવનનું દર્શન : આ વર્ગમાં 'પારણું,' 'પત્ર-લેખન,' 'બાલ્યસ્મરણ,' 'દીવાદાંડીનો રક્ષક,' 'બાલાવસાન,' 'પુત્રવિરહ,' 'રામાશ્વમેધ ' અને ' વત્સલતા '– એ કાવ્યો ગણાવાશે. પાલણામાં બાળકને ઝૂલાવતી જનનીનું ચિત્ર ખોટાદકરના સફળ અને મૃદુ લેખિનીસ્પર્શોથી દીપી રહ્યું છે. આખું કાવ્ય વાંચ્યાથી જ રસ પૂરો પડે એમ છે છતાં :

કોટિ કર દિવ્ય દિનકર તણા યાચતી
સ્પર્શનો અકળ આનંદ લેવા,
લક્ષ લોચન સુરાધીશનાં વાંછતી
નયન ભરી રમ્ય પ્રતિરોમ જોવા;

એ ચાર પંક્તિઓમાં માતાના મનોરથ અને ઉલ્લાસને અર્ઘરૂપે સબળ વાણીમાં સંગ્રહીને પ્રગટ કર્યા છે એટલું જ કહીશું; અને

ધન્ય એ ' વ્યગ્રતા ', વંદ્ય એ ' વિવશતા ',
રમ્ય એ ' વિઘ્ન ' સહુ કાર્ય માંહે;
પ્રણયનાં પાત્ર પણ કોઈ જાણે નહિ,
જનનીસુખ એક જનની જ જાણે.

એ સમાપનશ્લોકમાં તેમ વળી, 'મંદ નહિ, શીઘ્ર નહિ, લેશ ક્રમભંગ નહિ, પરખતી હૃદય આંદોલ આપે; પ્રથમ પરવશ થતું, ભાન ભૂલી જતું ઝૂલણાં સંગ એ હૃદય ઝૂલે ' – એ શ્લોકમાં માતાનું કોમળ ચિન્તનશીલ હૃદય અને સ્નેહનાં આંદોલનમાં ઝૂલતા ઉલ્લાસ, પ્રતીત થાય છે; ને એ સ્નેહ ને એ કોમળ ચિન્તા વિનાની ભાડૂતી અથવા અનિચ્છુ સ્ત્રીઓ ધબ ધબ અને આડીઅવળી ઘૂમડી કંટાળાથી ઘાલે એ પ્રતિચિત્રની સૂચનાનો ધ્વનિ સંભળાય છે. ઝીણી વિગતોમાંથી પણ કવિ રસ ખેંચી કાઢે છે. એ માંહી સમાવેલી ધન્યતાને આપણે પણ વધાવીશું.

'પત્રલેખન' કાવ્ય 'નિર્ઝરિણી'માંના 'પત્રપ્રતીક્ષા' અને 'પત્રદર્શન' કાવ્યોની સાથે મૂકીને ત્રિપુટીમાં મુકાય એમ છે. છતાં પૂર્વગત બે કાવ્યોમાં જે ચમત્કાર સધાયો છે, તે આ કાવ્યમાં પણ ચાલુ રાખવાની કલાકૃતિમાં ના અટકતાં અન્ત્ય ભાગમાં અત્યુક્તિદોષ આવ્યો છે. પતિને પત્ર લખવા જતાં અનેક શંકાઓ, ઔચિત્યદોષના ભય, ઇત્યાદિ નડતર આવતાં, આખરે પોતાના હૃદયને જ ઊડીને પતિ-પત્રના ઉત્તર રૂપે જવાની ઊર્મિ થાય છે. અને સૂર્યને સંદેશવાહક બનવાને યુવતી મથે છે. ઉત્તર સૂર્યનો ના મળતાં બાળા થાકે છે અને

કંપે કલેવર, વધે ગભરાટ ભારી,
બાળા ઢળી ધરણીમાં રડતી બિચારી.

આ અત્યુક્તિપૂર્ણ ચિત્ર જોડે સમભાવ થવું મને કઠણ પડે છે.

'બાલ્યસ્મરણ' કાવ્યમાં કવિની પ્રતિભા નવીન જ્યોતિની ઝાંખી કરાવે છે:

નાનું જગત હતું અમ ક્રીડન કારણે
નાના મધુર મનોરથ મનમાં માય જો;
નાનકડો વ્યવહાર અમારા વિશ્વનો,
નાનકડા ઉરુયને આભ ઝલાય જો.

બાલ્યકાળના સંકુચિત વિશ્વનું આ તદ્રૂપ ચિત્ર છે. બાળકો અને ગુરુજન વચ્ચેનો સંબંધ નીચેના શ્લોકમાં સચોટ આલેખાયો છે:

ઊંચે ઊંચાં તરુઓ નભને થોભતાં
સહેતાં કૈં કૈં અંતરના આઘાત જો;
નીચે લીલાં ડોલંતાં તૃણ બાલકો;
એ જ દશા ને એ જ અમારી જાત જો.

વળી અન્ય રૂપકો:

તરવરતા નભમાં તેજોમય તારલા
ઉપવનમાં કુસુમનો મધુર વિકાસ જો;
બાળવિહગ કૈં કિલકિલ કરતાં ઊડતાં,
એ જ અમારા અંતરનો આસાસ જો.

પુનઃ પધારજો ' એ અનુપમ કાવ્ય ભાવપૂર્ણ છતાં અત્યુક્તિના માર્ગમાં જતું નથી. ખોટાદકરના આ કાવ્ય માટે તેમ નહિ કહેવાય. 'જુદાં પડતાં જીવ જશે કે જાય જો,' 'એ અંધારી અંબર ભરતી આવતી,' 'એ ધગધગતા અંતરના ધબકાર જો,' 'સણસણતા એ શૂલ સમોવડ શેરડા,' 'તપવાનાં દિન રજની હાય! હજાર જો;' ઇત્યાદિ વચનોમાં મહેમાનો તરફ ઊભરાતા હૃદયભાવને ગણનામાં લેતાં પણ મને તો અસ્વાભાવિક ઉદ્‌ગાર લાગે છે.

માનવમાત્રના ગૃહજીવનનું દર્શન : આ વર્ગમાં 'પારણું,' 'પત્ર-લેખન,'' બાલ્યસ્મરણ,' 'દીવાદાંડીનો રક્ષક,' 'બાલાવસાન,' 'પુત્રવિરહ,' 'રામાશ્વમેધ' અને 'વત્સલતા'— એ કાવ્યો ગણાવાશે. પાલણામાં બાળકને ઝૂલાવતી જનનીનું ચિત્ર ખોટાદકરના સફળ અને મૃદુ લેખિનીસ્પર્શોથી દીપી રહ્યું છે. આખું કાવ્ય વાંચ્યાથી જ રસ પૂરો પડે એમ છે છતાં:

કોટિ કર દિવ્ય દિનકર તણા યાચતી
સ્પર્શનો અકળ આનંદ લેવા,
લક્ષ લોચન સુરાધીશનાં વાંછતી
નયન ભરી રમ્ય પ્રતિરોમ જોવા;

એ ચાર પંક્તિઓમાં માતાના મનોરથ અને ઉલ્લાસને અર્કરૂપે સબળ વાણીમાં સંગ્રહીને પ્રગટ કર્યા છે એટલું જ કહીશું; અને

ધન્ય એ 'વ્યગ્રતા', વંદ્ય એ 'વિવશતા',
રમ્ય એ 'વિઘ્ન' સહુ કાર્ય માંહે;
પ્રણયનાં પાત્ર પણ કોઈ જાણે નહિ,
જનનીસુખ એક જનની જ જાણે.

એ સમાપનશ્લોકમાં તેમ વળી, 'મંદ નહિ, શીઘ્ર નહિ, લેશ ક્રમભંગ નહિ, પરખતી હૃદય આંદોલ આપે; પ્રથમ પરવશ થતું, ભાન ભૂલી જતું ઝૂલણાં સંગ એ હૃદય ઝૂલે'— એ શ્લોકમાં માતાનું કોમળ ચિન્તનશીલ હૃદય અને સ્નેહનાં આંદોલનમાં ઝૂલતા ઉલ્લાસ, પ્રતીત થાય છે; ને એ સ્નેહ ને એ કોમળ ચિન્તા વિનાની ભાડૂતી અથવા અનિચ્છુ સ્ત્રીઓ ધબ ધબ અને આડીઅવળી ઘૂમડી કંટાળાથી ઘાલે એ પ્રતિચિત્રની સૂચનાનો ધ્વનિ સંભળાય છે. ઝીણી વિગતોમાંથી પણ કવિ રસ ખેંચી કાઢે છે. એ માંહી સમાવેલી ધન્યતાને આપણે પણ વધાવીશું.

'પત્રલેખન' કાવ્ય 'નિર્ઝરિણી'માંના 'પત્રપ્રતીક્ષા' અને 'પત્રદર્શન' કાવ્યોની સાથે મૂકીને ત્રિપુટીમાં મુકાય એમ છે. છતાં પૂર્વગત બે કાવ્યોમાં જે ચમત્કાર સધાયો છે, તે આ કાવ્યમાં પણ ચાલુ રાખવાની કલાકૃતિમાં ના અટકતાં અન્ત્ય ભાગમાં અત્યુક્તિદોષ આવ્યો છે. પતિને પત્ર લખવા જતાં અનેક શંકાઓ, ઔચિત્યદોષના ભય, ઇત્યાદિ નડતર આવતાં, આખરે પોતાના હૃદયને જ ઊડીને પતિ-પત્રના ઉત્તર રૂપે જવાની ઊર્મિ થાય છે. અને સૂર્યને સંદેશવાહક બનવાને યુવતી મથે છે. ઉત્તર સૂર્યનો ના મળતાં બાળા થાકે છે અને

કંપે કલેવર, વધે ગભરાટ ભારી,
બાળા ઢળી ધરણીમાં રડતી બિચારી.

આ અત્યુક્તિપૂર્ણ ચિત્ર જોડે સમભાવ થવું મને કઠણ પડે છે.

'બાલ્યસ્મરણ' કાવ્યમાં કવિની પ્રતિભા નવીન જ્યોતિની ઝાંખી કરાવે છે:

નાનું જગત હતું અમ ક્રીડન કારણે
નાના મધુર મનોરથ મનમાં માય જો;
નાનકડો વ્યવહાર અમારા વિશ્વનો,
નાનકડા ઉરૂયને આભ ઝલાય જો.

બાલ્યકાળના સંકુચિત વિશ્વનું આ તદ્રૂપ ચિત્ર છે. બાળકો અને ગુરુજન વચ્ચેનો સંબંધ નીચેના શ્લોકમાં સચોટ આલેખાયો છે:

ઊંચે ઊંચાં તરુઓ નભને થોભતાં
સહેતાં કૈં કૈં અંતરના આઘાત જો;
નીચે લીલાં ડોલંતાં તૃણ બાલકો;
એ જ દશા ને એ જ અમારી જાત જો.

વળી અન્ય રૂપકો:

તરવરતા નભમાં તેજોમય તારલા
ઉપવનમાં કુસુમનો મધુર વિકાસ જો;
બાળવિહગ કૈં કિલકિલ કરતાં ઊડતાં,
એ જ અમારા અંતરનો આભાસ જો.

પણ આ સર્વ 'આનન્દ, ઉલ્લાસ, બાલ્યકાળના,' તે તો ભૂતકાળમાં લુપ્ત થયા અને એનાં મીઠાં સ્વપ્નાં ઊડી ગયાં, સ્મરણમાત્ર રહ્યાં; એ ભાવ કવિ અન્તિમ શ્લોકમાં ઉચિત વાણીમાં પ્રગટ કરે છે :

વીતી એ ચમકાર ગયો ચપલા તણો,
સુખનાં સ્વપ્નભર્યો વીત્યો સંવેશ જો;
ઊડી ગઈ એ જીવનભરની 'ધન્યતા,'
ઉરમાં કેવળ સ્મરણ વસે અવશેષ જો.
નહિ ભૂલે ઉર બાલ્યતણો આનન્દ એ.

'દીવાદાંડીનો રક્ષક' કાવ્યમાં રક્ષકનું એકાકી જીવન, હૃદયના શોકાવેગ, એનો નિર્જનવાસ, ઇત્યાદિ તદ્રૂપ આલેખાયાં છે. એને પ્રકૃતિમાતા તરફથી પણ આશ્વાસન મળતું વ્યર્થ જાય છે :

હસંતા તારા ને શશધર કરે હાસ્ય હળવે,
*કરે યત્નો કોટિ ઉર રીઝવવા એ પળ પળે,
પરન્તુ ના એકે અસર ઉરને કૈં કરી શકે.
નિવારી નિ:શ્વાસો સહજ પણ શાન્તિ દઈ શકે.

આ શૂન્ય સ્થાનમાં કેદી થઈ રહેલા રક્ષકના હૃદયમાં કવિ ઊતરીને એનામાં રહેલું ગૂઢ કવિપદ કરે છે :

હશે કૈં કૈં તર્કો જરૂર ઉર એને ઊછળતા,
પળાંતે હારીને જળલહરીશા નિષ્ફળ જતા;

(સમુદ્રકિનારે પછડાતી જળલહરીની ઉપમા આ સમુદ્રકિનારે વસનારાના ઉરતરંગ માટે કેવી ઉચિત છે—તે સહજ ધ્યાનમાં આવશે.)

કદી કે'વા જેવા ઉચિત ઉર ઉદ્ગાર ઉછળે,
અને દેહે આવી શરમ ધરી સેવે શમનને.

કવિપદ હજી હવે આવે છે :—

કદી ભીને હૈયે પ્રણયભર સંગીત પ્રકટે,
મહાયત્ને ઊંડું મથન કરવાથી મુખ વસે,

---

* 'કીધા યત્નો કોટિ' એ 'કુસુમમાળા'ના અર્પણકાવ્યમાંના શબ્દોના પડઘા અહીં કાંઈક સંભળાય છે?

ભળે ત્યાં તો ભૂંડા સ્વર રુદનના સત્વર ચડી,
અરે ! પૂરી એકે કદી પણ શકે ના થઈ કડી.

ચારે બાજુથી સમુદ્રે વીંટી લીધેલો આ રક્ષક શા શા મનોરથ કરે છે ? —

ઘડી ઊભો રે'વા કદી +મકરને આગ્રહ કરે;
પલાણીને પીઠે જલધિ તરવા આતુર બને;
રવિને એ રોકી ઉરભરતિ સંદેશ ઊચરે,
વિયોગી વહાલાનું કુશળ અથવા કૈં કરગરે.

સામાન્ય પદવીનો આ રક્ષક આવો રસિક હશે ? આમ શંકા અસ્થાને છે. કવિની દૃષ્ટિએ આ શકયતા રૂપે રસિક દર્શન કરાયું જોવાનું છે.

આ નિર્જનવાસી રક્ષકની એકાકિતા કવિ સચોટ રીતે નીચેની પંક્તિઓમાં આંકે છે :

પથારી આ પાસે, પરિમિત કશાં ભાજન પડયાં,
સગાં ને સંબન્ધી સુહૃદ પણ એ સંકટ તણાં.

'વત્સલતા' કાવ્યના નામથી છેતરાશો નહિ. આપણે વાત્સલ્ય સંબન્ધી કાવ્ય અથવા કાવ્યો જે જોઈ ગયાં એમાંનું અહીં કાંઈ નથી. માતાનું શિશુની તરફ વહેતું વાત્સલ્યનું પ્રસ્નવઝરણું આ કાવ્યનો વિષય નથી; પરંતુ सर्वः कान्तात्मीयं पश्यति એ ધોરણે ઘડાયેલો પિતાનો પોતાના બાળક તરફ મોહાન્ધ પક્ષપાત–એ જ આ કાવ્યનો વિષય : નૃપકુમારની સાથે ગોઠિયો થઈને હાથી ઉપર બેસવા યોગ્ય બાળક શોધવા નીકળેલા હબસીને પોતાના પુત્ર જેવો અન્ય કોઈ બાળક ખૂબ-સૂરત ના લાગ્યો; એ વસ્તુ ઉપર આ કાવ્ય રચ્યું છે. અને તેથી એમાં વિશેષ ચમત્કાર માત્ર કવિએ એ દૃષ્ટાંત ઉપરથી વત્સલતા વિશે બોધ અને સ્તુતિનાં વચનો, પોતાની હમેશની ચારુ શૈલીમાં સાત શ્લોકમાં, ઉતાર્યાં છે તેમાં છે; જેમાં મુખ્ય સૂત્ર એ છે કે

વિમલ વત્સલતા ઉરમાં વહે :
જગતનું જડ શિક્ષણ કયાં રહે ?

---

+ મગર ખારા પાણીમાં વસતો નથી એ વાતનું અહીં વિસ્મરણ થયું જણાય છે.

પણ આ સર્વ 'આનન્દ, ઉલ્લાસ, બાલ્યકાળના,' તે તો ભૂતકાળમાં લુપ્ત થયા અને એનાં મીઠાં સ્વપ્નાં ઊડી ગયાં, સ્મરણમાત્ર રહ્યાં; એ ભાવ કવિ અન્તિમ શ્લોકમાં ઉચિત વાણીમાં પ્રગટ કરે છે:

વીતી એ ચમકાર ગયો ચપલા તણો,
સુખનાં સ્વપ્નભર્યો વીત્યો સંવેશ જો;
ઊડી ગઈ એ જીવનભરની 'ધન્યતા,'
ઉરમાં કેવળ સ્મરણ વસે અવશેષ જો.
નહિ ભૂલે ઉર બાલ્યતણો આનન્દ એ.

'દીવાદાંડીનો રક્ષક' કાવ્યમાં રક્ષકનું એકાકી જીવન, હૃદયના શોકાવેગ, એનો નિર્જનવાસ, ઇત્યાદિ તદ્રૂપ આલેખાયાં છે. એને પ્રકૃતિમાતા તરફથી પણ આશ્વાસન મળતું વ્યર્થ જાય છે:

હસંતા તારા ને શશધર કરે હાસ્ય હળવે,
*કરે યત્નો કોટિ ઉર રીઝવવા એ પળ પળે,
પરન્તુ ના એકે અસર ઉરને કૈં કરી શકે.
નિવારી નિઃશ્વાસો સહજ પણ શાન્તિ દઈ શકે.

આ શૂન્ય સ્થાનમાં કેદી થઈ રહેલા રક્ષકના હૃદયમાં કવિ ઊતરીને એનામાં રહેલું ગૂઢ કવિપદ કરે છે:

હશે કૈં કૈં તર્કો જરૂર ઉર એને ઊછળતા,
પળાંતે હારીને જળલહરીશા નિષ્ફળ જતા;

(સમુદ્રકિનારે પછડાતી જળલહરીની ઉપમા આ સમુદ્રકિનારે વસનારાના ઉરતરંગ માટે કેવી ઉચિત છે–તે સહજ ધ્યાનમાં આવશે.)

કદી કે'વા જેવા ઉચિત ઉર ઉદ્ગાર ઉછળે,
અને દેહે આવી શરમ ધરી સેવે શમનને.

કવિપદ હજી હવે આવે છે:–

કદી ભીને હૈયે પ્રણયભર સંગીત પ્રકટે,
મહાયત્ને ઊંડું મથન કરવાથી મુખ વસે,

---

*'કીધા યત્નો કોટિ' એ 'કુસુમમાળા'ના અર્પણકાવ્યમાંના શબ્દોના પડઘા અહીં કાંઈક સંભળાય છે?

ભળે ત્યાં તો ભૂંડા સ્વર રુદનના સત્વર ચડી,
અરે! પૂરી એકે કદી પણ શકે ના થઈ કડી.

ચારે બાજુથી સમુદ્રે વીંટી લીધેલો આ રક્ષક શા શા મનોરથ કરે છે? —

ઘડી ઊભો રે'વા કદી +મકરને આગ્રહ કરે;
પલાણીને પીઠે જલધિ તરવા આતુર બને;
રવિને એ રોકી ઉરભરતિ સંદેશ ઊચરે,
વિયોગી વહાલાનું કુશળ અથવા કેં કરગરે.

સામાન્ય પદવીનો આ રક્ષક આવો રસિક હશે? આમ શંકા અસ્થાને છે. કવિની દૃષ્ટિએ આ શક્યતા રૂપે રસિક દર્શન કરાયું જોવાનું છે.

આ નિર્જનવાસી રક્ષકની એકાકિતા કવિ સચોટ રીતે નીચેની પંક્તિઓમાં આંકે છે:

પથારી આ પાસે, પરિમિત કશાં ભાજન પડ્યાં,
સગાં ને સંબન્ધી સુહૃદ પણ એ સંકટ તણાં.

'વત્સલતા' કાવ્યના નામથી છેતરાશો નહિ. આપણે વાત્સલ્ય સંબન્ધી કાવ્ય અથવા કાવ્યો જે જોઈ ગયાં એમાંનું અહીં કાંઈ નથી. માતાનું શિશુની તરફ વહેતું વાત્સલ્યનું પ્રસ્નવઝરણું આ કાવ્યનો વિષય નથી; પરંતુ सर्वः कान्तात्मीयं पश्यति એ ધોરણે ઘડાયેલો પિતાનો પોતાના બાળક તરફ મોહાન્ધ પક્ષપાત—એ જ આ કાવ્યનો વિષય: નૃપકુમારની સાથે ગોઠિયો થઈને હાથી ઉપર બેસવા યોગ્ય બાળક શોધવા નીકળેલા હબસીને પોતાના પુત્ર જેવો અન્ય કોઈ બાળક ખૂબ-સૂરત ના લાગ્યો; એ વસ્તુ ઉપર આ કાવ્ય રચ્યું છે. અને તેથી એમાં વિશેષ ચમત્કાર માત્ર કવિએ એ દૃષ્ટાંત ઉપરથી વત્સલતા વિશે બોધ અને સ્તુતિનાં વચનો, પોતાની હમેશની ચારુ શૈલીમાં સાત શ્લોકમાં, ઉતાર્યાં છે તેમાં છે; જેમાં મુખ્ય સૂત્ર એ છે કે

વિમલ વત્સલતા ઉરમાં વહે:
જગતનું જડ શિક્ષણ ક્યાં રહે?

+ મગર ખારા પાણીમાં વસતો નથી એ વાતનું અહીં વિસ્મરણ થયું જણાય છે.

પણ આ સર્વ ' આનન્દ, ઉલ્લાસ, બાલ્યકાળના,' તે તો ભૂતકાળમાં લુપ્ત થયા અને એનાં મીઠાં સ્વપ્નાં ઊડી ગયાં, સ્મરણમાત્ર રહ્યાં; એ ભાવ કવિ અન્તિમ શ્લોકમાં ઉચિત વાણીમાં પ્રગટ કરે છે :

વીતી એ ચમકાર ગયો ચપલા તણો,
સુખનાં સ્વપ્નભર્યો વીત્યો સંવેશ જો;
ઊડી ગઈ એ જીવનભરની ' ધન્યતા,'
ઉરમાં કેવળ સ્મરણ વસે અવશેષ જો.
નહિ ભૂલે ઉર બાલ્યતણો આનન્દ એ.

' દીવાદાંડીનો રક્ષક ' કાવ્યમાં રક્ષકનું એકાકી જીવન, હૃદયના શોકાવેગ, એનો નિર્જનવાસ, ઇત્યાદિ તદ્રૂપ આલેખાયાં છે. એને પ્રકૃતિમાતા તરફથી પણ આશ્વાસન મળતું વ્યર્થ જાય છે :

હસંતા તારા ને શશધર કરે હાસ્ય હળવે,
*કરે યત્નો કોટિ ઉર રીઝવવા એ પળ પળે,
પરન્તુ ના એકે અસર ઉરને કૈં કરી શકે.
નિવારી નિઃશ્વાસો સહજ પણ શાન્તિ દઈ શકે.

આ શૂન્ય સ્થાનમાં કેદી થઈ રહેલા રક્ષકના હૃદયમાં કવિ ઊતરીને એનામાં રહેલું ગૂઢ કવિપદ કરે છે :

હશે કૈં કૈં તર્કો જરૂર ઉર એને ઊછળતા,
પળાંતે હારીને જળલહરીશા નિષ્ફળ જતા;

( સમુદ્રકિનારે પછડાતી જળલહરીની ઉપમા આ સમુદ્રકિનારે વસનારાના ઉરતરંગ માટે કેવી ઉચિત છે–તે સહજ ધ્યાનમાં આવશે. )

કદી કે'વા જોવા ઉચિત ઉર ઉદ્‌ગાર ઉછળે,
અને દેહે આવી શરમ ધરી સેવે શમનને.

કવિપદ હજી હવે આવે છે :–

કદી ભીને હૈયે પ્રણયભર સંગીત પ્રકટે,
મહાયત્ને ઊંડું મથન કરવાથી મુખ વસે,

* ' કીધા યત્નો કોટિ ' એ ' કુસુમમાળા 'ના અર્પણકાવ્યમાંના શબ્દોના પડઘા અહીં કાંઈક સંભળાય છે ?

ભળે ત્યાં તો ભૂંડા સ્વર રુદનના સત્વર ચડી,
અરે ! પૂરી એકે કદી પણ શકે ના થઈ કડી.

ચારે બાજુથી સમુદ્રે વીંટી લીધેલો આ રક્ષક શા શા મનોરથ કરે છે ? —

ઘડી ઊભો રે'વા કદી +મકરને આગ્રહ કરે;
પલાણીને પીઠે જલધિ તરવા આતુર બને:
રવિને એ રોકી ઉરભરતિ સંદેશ ઊચરે,
વિયોગી વહાલાનું કુશળ અથવા કૈં કરગરે.

સામાન્ય પદવીનો આ રક્ષક આવો રસિક હશે ? આમ શંકા અસ્થાને છે. કવિની દૃષ્ટિએ આ શકચતા રૂપે રસિક દર્શન કરાયું જોવાનું છે.

આ નિર્જનવાસી રક્ષકની એકાકિતા કવિ સચોટ રીતે નીચેની પંક્તિઓમાં આંકે છે :

પથારી આ પાસે, પરિમિત કશાં ભાજન પડ્યાં,
સગાં ને સંબન્ધી સુહૃદ પણ એ સંકટ તણાં.

'વત્સલતા' કાવ્યના નામથી છેતરાશો નહિ. આપણે વાત્સલ્ય સંબન્ધી કાવ્ય અથવા કાવ્યો જે જોઈ ગયાં એમાંનું અહીં કાંઈ નથી. માતાનું શિશુની તરફ વહેતું વાત્સલ્યનું પ્રસ્નવઝરણું આ કાવ્યનો વિષય નથી; પરંતુ सर्वः कान्तात्मीयं पश्यति એ ધોરણે ઘડાયેલો પિતાનો પોતાના બાળક તરફ મોહાન્ધ પક્ષપાત–એ જ આ કાવ્યનો વિષય : નૃપકુમારની સાથે ગોઠિયો થઈને હાથી ઉપર બેસવા યોગ્ય બાળક શોધવા નીકળેલા હબસીને પોતાના પુત્ર જેવો અન્ય કોઈ બાળક ખૂબ-સૂરત ના લાગ્યો; એ વસ્તુ ઉપર આ કાવ્ય રચ્યું છે. અને તેથી એમાં વિશેષ ચમત્કાર માત્ર કવિએ એ દૃષ્ટાંત ઉપરથી વત્સલતા વિશે બોધ અને સ્તુતિનાં વચનો, પોતાની હમેશની ચારુ શૈલીમાં સાત શ્લોકમાં, ઉતાર્યાં છે તેમાં છે; જેમાં મુખ્ય સૂત્ર એ છે કે

વિમલ વત્સલતા ઉરમાં વહે :
જગતનું જડ શિક્ષણ ક્યાં રહે ?

---

+ મગર ખારા પાણીમાં વસતો નથી એ વાતનું અહીં વિસ્મરણ થયું જણાય છે.

પરંતુ આ કાવ્યમાં પેલાં વાત્સલ્યનાં કાવ્યોની પેઠે વાત્સલ્ય રસસ્વરૂપ નથી. માત્ર અણઘડાયેલા કાચા ભાવરૂપ રહે છે. બાકી કવિનું સામાન્ય ચિન્તન તો સ્વીકાર્ય છે, કે :

રસ અનેક ભલે ભવમાં રહ્યા;
ઉચિત અંતરભાવ રચાવતાં;
પણ ન વત્સલતા રહી જો હતી,
જગતની શકટી અટકી જતી.

'બાલાવસાન' અને 'પુત્રવિરહ' એ બે કાવ્યો કરુણરસના સારા નમૂના છે. મૃત્યુની સમીપ અવસ્થામાં પડેલા બાળકની સ્થિતિ, આસપાસનાં પ્રિયજનોના હૃદયનો ક્ષોભ, ઇત્યાદિ વર્ણન કાવ્યમાંથી જ જોઈ લેવા વિનંતી છે. પુત્રનું મરણ થવાની સાથે માતાની અવસ્થા જે થઈ, તે હૃદયદ્રાવક વાણીમાં પ્રગટ કરનારું કાવ્ય 'પુત્રવિરહ' છે. એ દુઃખી જનનીનો શોકસંયમ આરંભના શ્લોકમાં સારો આલેખ્યો છે.

સ્વપરજનથી વીંટાએલું છતાં ઉર એકલું
વિવિધ કરતું સંલાપોને સદા રડતું રહ્યું;
જગત નિરખે જાગર્તિ તે ઉરે દૃઢ મૂર્છના,
સુતવિરહની માતા વેઠે અહો ! વસમી વ્યથા.

છતાં અનેક વાર એ દુઃખ પ્રગટ થઈ જાય છે. પણ પતિના હૃદયનો શોકાઘાત ઘટાડવાને વળી સંયમ સાધે છે :

વિવિધ જગના આશ્વાસો ના શકે ઉર સંગ્રહી,
પણ દયિતને કૈં કૈં યત્ને રહી ધૃતિ આપતી;
ક્ષણ નયનનાં એને કાજે રહી જલ લૂછતી,
નજર બળતી એની સામે રહી કશી એ ઠરી.

'રામાશ્વમેધ' કાવ્ય માનવહૃદયના જીવનનો અલૌકિક પ્રદેશ આપણી સમક્ષ ઉઘાડે છે. સીતાનો ત્યાગ એ આભાસક્રૂરતાના કૃત્ય પછી અશ્વમેધ યજ્ઞ કરવાનો આરંભ કરીને સહધર્મચારિણી તરીકે સીતાની સુવર્ણમય પૂતળી જ ઘડાવી રાખી, એ પ્રસંગ વિષયભૂત કરીને આ અદ્‌ભુત કાવ્ય રચાયું છે. રામે સીતાનો ત્યાગ લોકાપવાદથી પ્રેરાઈને કર્યો એ કૃત્યને કલંકરૂપ બતાવીને રામને આદર્શ વીરના સિંહાસન

ઉપરથી ઉતારી પાડીને યથેચ્છ નિંદાવર્ણણ કરવાની પ્રવૃત્તિ હાલમાં કેટલાંક અરસિક, છીછરા જ્ઞાન અને વિવેચનશક્તિવાળાં, જીવનના કરુણ સંકટપ્રસંગોની અન્વીક્ષા કરવાને અશક્ત, માનવની મનોઘટનાના સૂક્ષ્મ અભ્યાસ વિનાનાં, સ્ત્રીપુરુષો કરતાં જણાય છે. એ નિંદકોને સમર્થ ઉત્તર આ નાનકડા કાવ્યમાં આવી જાય છે.

પંદર શ્લોકનું આખું કાવ્ય અહીં ઉતારાય એમ નથી, અને તેમ કરવાથી રસભંગ પણ થાય. માત્ર બેત્રણ શ્લોકથી જ દિગ્દર્શન થશે.

જગતપેક્ષિત નીરસ નીતિએ
રમણીનો* પરિત્યાગ કર્યો ભલે;
જગદતીત નથી પ્રણયે ત્યજી
વિષમતા ઉરમાં ન વસી કશી.

*

શરીર એ ન ભલે ફરી સાંપડે,
અવર વિશ્વ વિષે જઈ વા વસે;
પણ ન અંતર અંતરમાં જરી,
નથી ત્યજી નથી વા ગઈ જાનકી.
જગતની હતી જાનકી તે ગઈ,
હૃદયની હૃદયે હજુયે રહી;
સકળ કાર્ય તણી સહભાગિની,
હૃદયરાઘવની હૃદયેશ્વરી.

આ અલૌકિક હૃદયમાં પ્રવેશ કરવાનો અધિકાર જેને હશે તે જ રામને ન્યાય આપશે; જગદતીત પ્રેમનું દર્શન અને ગુણગ્રહણ સુલભ નથી.

આટલા અપૂર્વ વિસ્તારથી કરેલી સમીક્ષા ઉપરથી બોટાદકરની કવિ તરીકે પરીક્ષા હવે થઈ ગઈ મનાશે. એમની કવિત્વશૈલી, ભાષા, પદ્યપદ્ધતિ ઇત્યાદિનું સ્વરૂપ આપોઆપ જણાઈ આવ્યું હશે. કવિશૈલી નિસર્ગસિદ્ધ – કેટલેક અંશે અન્ય કવિઓની છાયા, અણધારી, આવ્યા છતાં નિસર્ગસિદ્ધ છે. ભાષા સંસ્કૃતમય બહુ અંશે છતાં અક્લિષ્ટ,

---

* પાછળ પૃષ્ઠ ૪૯-૫૦માં ફૂટનોટમાં આ શબ્દ – 'પરિત્યાગ' –માં રિ અક્ષર લઘુ કરવો પડે છે એ ક્ષતિ ઉમેરવી પડશે.

વિશદ, અને ગૌરવાન્વિત છે. એનું કારણ એક એ છે કે માત્ર શબ્દકોશ જ સંસ્કૃત ભાષાનો વાપર્યો છે: ઘડતર, શબ્દસમૂહની ગોઠવણી વગેરેમાં કૃત્રિમતા આવી નથી. અપરિચિત સંસ્કૃત શબ્દો કવચિત્ જ વાપર્યા છે. × ભાષાને અંગે એક લક્ષણ બોટાદકરનું નોંધવા લાયક છે, શબ્દો ગણતર વાપરીને અર્થ ઘટ્ટ જમાવવો, ઉદાહરણાર્થ — 'ગયા સંયોગનાં સહેજે વાસરીભૂત વત્સરો; ('શૈવલિની' પૃષ્ઠ ૪૯ પંક્તિ, ૨). અહીં વાસરીભૂત વત્સરો, એ શબ્દો આ પ્રકારના સુશ્લિષ્ટ અર્થપૂર્ણ છે.

'કર્મ અને ફળમાંય ભેદ પ્રાણચી નવ માને'

('શૈવલિની' પૃષ્ઠ ૫, પંક્તિ ૨)

આ શબ્દસમૂહનાં ઉદાહરણો. એક જ શબ્દમાં ભરપૂર અર્થ પૂરવાનું ઉદાહરણ એક જ આપું: 'હૃદયરાઘવની હૃદયેશ્વરી' ('રામાશ્વમેધ' – 'શૈવલિની', પૃષ્ઠ ૭૯ ). અહીં 'હૃદયરાઘવ' એટલે 'રાઘવનું હૃદય' એમ વ્યત્યયસિદ્ધ અર્થ કરવા જતાં 'રાઘવહૃદયની હૃદયેશ્વરી' એમ થઈને પુનરુક્તિદોષ આવશે. 'હૃદયરાઘવ'નો અર્થ – હૃદયમય, ભાવનો જ બનેલો, રાઘવ એમ છે; સ્થૂલ શરીર રાઘવનું તે રાઘવ નહિ, હૃદયના ભાવ, પ્રેમતત્ત્વનું સૂક્ષ્મ શરીર તે હૃદયરાઘવ, આમ આ શબ્દની અર્થરૂપતામાં અજબ ખૂબી છે.

ઉપમાના સૌન્દર્ય વિશે હું પાછળ કહી જ ગયો છું. એક ઉદાહરણ ઉમેરું; 'સ્નેહશૃંખલાસમી દોરડી કર ગ્રહી' ('શૈવલિની,' પૃષ્ઠ ૬૭, પંક્તિ ૩.) વત્સલ માતાને શિશુના ઝૂલાની દોરી, 'સ્નેહની શૃંખલા' જેવી લાગે એમ કહેવામાં માતાનું અનુપમ વાત્સલ્ય, શિશુની સાથે માતાના હૃદયનું દૃઢ બન્ધન, ઇત્યાદિ અનેક વ્યઙ્ગ્યનું દર્શન થાય છે. બીજી કોઈ ભાડૂતી હીંચકો નાંખતી હોય તો એ જ દોરી સ્નેહશૃંખલા મટી જઈને વેઠશૃંખલા થાય છે.

અર્થાન્તરન્યાસો પણ બોટાદકરની કૃતિમાં અપૂર્વ વિચારપૂર્ણ આવ્યા છે. ઉદાહરણ:

---

× ઉદાહરણાર્થ: સંવેશ (નિદ્રાના અર્થમાં) 'શૈવલિની' પૃષ્ઠ ૬૨, પંક્તિ ૨૦, પૃષ્ઠ ૪૭, પંક્તિ ૯; કીશ (= વાંદરો) 'શૈવલિની,' પૃષ્ઠ ૧૭, પંક્તિ ૧૯ શબ્દકોશ આપેલામાંથી મદદ મળશે.

(૧) શું નિઃસ્વાર્થ પ્રણયકૃતિને વ્યર્થતા હોય વારુ ? ('શૈવલિની,' પૃષ્ઠ ૯, પંક્તિ ૧૮)

(૨) દેહતણું અભિમાન તજ્યા વિણ નહિ આનંદ પમાય. ('શૈવલિની' પૃષ્ઠ ૨૯, પંક્તિ ૧૧)

(આ બીજા ઉદાહરણમાં અર્થાન્તરન્યાસ રૂઢ આકારમાં નથી મૂક્યો; છતાં પ્રયોજન તે જ સરે છે.)

(૩) કર્મ અને ફળમાંય ભેદ પ્રણયી નવ માને. ('શૈવલિની,' પૃષ્ઠ ૫; પંક્તિ ૨)

કાવ્યશૈલીમાં ખોટાદકર ક્વચિત્ જ ક્ષતિ કરે છે. માત્ર એક સ્થળ સ્મરણમાં આવે છેઃ 'નિર્ઝરિણી'માં પૃષ્ઠ ૭૧મે 'નવું વર્ષ' કાવ્ય છે તેમાં

'ઊગ્યો હતો ગત દિને દિનનાથ જેવો,
આજે થયો ઉદિત ભર્ગભરેલ એવો;

*

તો આજ કાં નવલ ભાસ્કર ભવ્ય ભાસે ?
ને કાં નવું સ્મિત ઉપાવદને નિહાળે ?

ઇત્યાદિ પ્રશ્નો પૂછી સંયોગીકરણ તે જ કવિત્વનો વ્યાપાર છે, પૃથક્કરણથી કવિત્વ કથળે છે એ તત્ત્વ કવિ વીસરી જાય છે, અને ઉત્તર આપે છે:

'કિંતુ મનુષ્ય મનમાંહીં નવીનતા છે,
આશા તણા નવલ અંકુર ઉદ્‌ભવ્યા છે.'

આ માનવમનની સ્વભાવઘટનાની પરીક્ષા અનુક્ત જ રાખવી જોઈતી હતી.

'સ્મરણસંહિતા'ના કવિએ

કાલ્ય ને દિન આજનો-
ભેદ બેમાં શો પડ્યો ?
-નાચતું ઊર થંભિયું
ગૂઢાર્થ કોને એ જડ્યો ?

એ પ્રશ્ન પૂછીને ?

કાવ્ય જે રમતો હતો,
પૂર્ણ જીવન જોસમાં
આજ તે ચાલી ગયો
હા! લાડકો મુજ રોષમાં*

એમ-ઉત્તર હામાં છે ખરો, પરંતુ તે આડકતરી રીતે, જાણે એક ઉમેરાનું વિધાન જ મૂકયું હોય તેમ; અને તે ઉપરાંત, મનુષ્યનો સ્વભાવ એવો છે કે દુઃખ પડે ત્યારે બધું બદલાયું લાગે–એવી રીતનો સિદ્ધાન્ત સ્પષ્ટ શબ્દોમાં મૂકયો હોત તો આ પૃથક્કરણનો દોષ આવત.

ખોટાદકરના પદ્યબન્ધમાં અપૂર્વ ચારુતા કેમ આવી છે? હ. હ. ધ્રુવે અને મણિલાલ દ્વિવેદીએ જે છન્દમાં ઠોકરો ખાધી છે તે હિંડી છન્દમાં પણ ખોટાદકરે વિજય મેળવ્યો છે. ('શૈવલિની'માં 'ચકોરી' કાવ્યમાં જુઓ) એક કારણ હું સૂચવી ગયો છું. ભાષા ઉપરનું એમનું પ્રભુત્વ ઉચિત શબ્દોને આપોઆપ ઉચિત પદ્યના બીબામાં ગોઠવી દે છે. કાવ્યના વિષય અને છન્દ વચ્ચે પરસ્પર મૈત્રી સધાય છે એટલું જ નહિ પણ પદ્યપંક્તિમાં શબ્દો પણ સુઘટિત રીતે ગોઠવાઈ જાય છે. આ ઉપરાંત પદલાલિત્ય અકૃત્રિમ સધાય છે :

(૧) 'પુણ્ય પ્રણયેભર્યાં અવનવાં કવન કૈં' ('નિર્ઝરણી' પૃષ્ઠ ૨૮)

(૨) 'અમર અવની તણા અભિલષિત અતિથિને' ('શૈવલિની' પૃષ્ઠ ૪૪)

(૩) 'સુખદ સંવેશના મિષ્ટતર મંત્રશાં' ('શૈવલિની' પૃષ્ઠ ૪૭) ઇત્યાદિ, ઇત્યાદિ સ્થળે સ્થળે ઉદાહરણો જડશે. આટલા સૌષ્ઠવવાળી પદ્યરચનામાં યમકભંગ કવચિત્ આવ્યા છે તે જરાક ખૂંચે છે. ઉદાહરણ 'શૈવલિની' પૃષ્ઠ ૧૩, પંક્તિ ૧૨; પૃષ્ઠ ૩૬, પંક્તિ ૮; પૃષ્ઠ ૪૨, પંક્તિ ૧૮; પૃષ્ઠ ૪૩, પંક્તિ ૨૦; પૃષ્ઠ ૫૭, પંક્તિ ૧૦.

ખોટાદકરની પદ્યઘટનામાં એક ઝીણી ખૂબી એ છે કે કોઈ અન્ય કવિના કાવ્યના નમૂના ઉપરથી પોતે કાવ્ય ઘડયું હોય તો મૂળ નમૂનાના

* 'સ્મરણસંહિતા' પૃષ્ઠ ૨–૩.

યમક શબ્દ અથવા વર્ણરવ યથાવત્ લેવા : આમ કરવાનું કારણ એ કે નમૂનાવાળા કાવ્યની સાથે અચલ રીતે જાણે જોડયા હોય એવા એ શબ્દ અથવા વર્ણરવ, સંયોજનને બળે લાગે છે. આ કારણથી જ જેને ભ્રમથી શંકરાભરણ કહ્યો છે તે મણિશંકર ભટ્ટના 'આજ મહારાજ' એમ શરૂ થતાં ઝૂલણાનો નમૂનારૂપ લઈને ખોટાદકરનાં એ ઝૂલણાનાં કાવ્યોમાં પણ બહુધા 'આજ' શબ્દથી આરમ્ભ થાય છે.

ઉપર હું કહી જ ગયો છું કે ખોટાદકરમાં પૂર્વ અને પશ્ચિમ બંને સ્થળના કાવ્યના રસનું સુભગ મિશ્રણ પ્રત્યક્ષ થાય છે. હું ઉત્તર કાનડા જિલ્લામાં એક ખૂનના કેસની તપાસ કરતો હતો, તે વખતે ખૂન થયેલા પુરુષની તરુણ પુત્રી જુબાની આપવાને આવી. પ્રતિષ્ઠિત મરાઠા કુટુંબની પટેલની એ પુત્રી હતી. આવીને ઊભી રહેવાની સાથે એણે સલામ કરવાને જમણો હાથ કપાળ સુધી આણ્યો ના આણ્યો એટલામાં બીજો હાથ ઊંચો કરી પેલો નીચે આણી બંને હાથ વડે નમસ્કાર કર્યા; એ કૃતિ એવી તો લાલિત્યથી એણે કરી, હાથનાં સંચલનમાં એવાં નિસર્ગલબ્ધ લલિત આંદોલનો સંધાઈ ગયાં કે એ ચિત્રનું આકર્ષણ, એ પૂર્વ અને પશ્ચિમનું અણધાર્યું સુભગ મિશ્રણ મને હજી એ મૂર્તિ મનોનયન સમીપ પ્રગટ થતાં વંદ્ય લાગે છે. ખોટાદકરની કવિતામાં આવું સુભગ મિશ્રણ પૂર્વ અને પશ્ચિમનું હું જોઉં છું, અને અભિનંદું છું.*

આ ચર્ચા પછી ખોટાદકરનું ગુજરાતના કવિવર્ગમાં સ્થાન કયું? એ પ્રશ્નનો ઉત્તર આપવાનું પ્રાપ્ત થતું હોય તો એટલું જ કહીશું કે અમુક કવિ ચઢે અને અમુક ઊતરે એ નિર્ણય જ અશક્ય છે. કવિઓ પરસ્પર અસંમેય હોય છે, કોઈ કાંઈ સેવા કરે છે તો કોઈ કાંઈ બીજી સેવા કરે છે. કવિઓ પરસ્પર અસંમેય હોય છે; છતાં આ દિશામાં કાંઈ પણ પ્રવૃત્ત થવું હોય તો, મારા મનથી તો ખોટાદકર કવિતદેવીના

* ખોટાદકરે પ્રકૃતિસ્વરૂપના અવલોકનમાં ક્ષતિ કરેલી કવચિત્ જ જડે છે; 'કાલનિદ્રા' 'શૈવલિની' પૃષ્ઠ ૧૫ મે પંક્તિ ૨૧ ૨૨-જુઓ. અહીં પંખિણીને ઉત્સંગ અને કરનો આરોપ કર્યો છે તે અવાસ્તાવિક છે.

મંદિરમાં અગ્ર સ્થાનના અધિકારી છે. એમને વિશે × 'લગીર' એમ સંજ્ઞા તો નહિ જ અપાય; એ વિરાટસ્વરૂપના કવિ નથી, તો વામન સ્વરૂપના પણ નથી જ; 'નહિ વિરાટ નહિ વામણો એ' + એ વચન એમને અન્ય રીતે લાગુ પાડી શકાશે. માનવજીવનના ભવ્ય પ્રદેશો, માનવસ્વભાવના પ્રચંડ ભાવો, ભાવયુદ્ધો, ઇત્યાદિ ચંડ પ્રસંગોનો ખોટાદકરની કવિતા સ્પર્શ નથી કરતી; પરંતુ જીવનના, ખાસ કરીને ગૃહજીવનના કોમળ, ગૂઢ, ચારુતાયુક્ત, પ્રસંગો અને ભાવોના સૂર આ કવિની વીણામાં અજબ સંગીત ઉત્પન્ન કરે છે; અને આ ક્ષેત્રમાં ખોટાદકરની કલા અને પ્રતિભા અદ્વિતીય છે. શ્રીમતી સરોજિની નાયડુએ એક પ્રસંગે કહ્યું હતું કે:

'કવિનો જીવનમાં એક જ નિયોગ છે: કલહથી વિચ્છિન્ન થયેલા જગતને એકત્ર સંયુક્ત કરવું, દબાઈ ગયેલા માનવના હૃદયમાં નવીન આશા જાગ્રત કરવી, અને જીવનમાં રહેલી દિવ્યતા શોધી કાઢવામાં સહયભૂત થવું.'

આ સ્વરૂપદર્શનમાં ઊનતા હશે; પરંતુ અંશતઃ એ સત્ય દર્શન છે. ખોટાદકરે આ જીવનનિયોગ કેટલે અંશે સફળ કર્યો છે તે કહેવું હવે અશક્ય નથી; એમનાં કાવ્યો અનેક દુઃખી હૃદયને આશ્વાસન આપશે, ઉલ્લાસ પૂરશે, દિવ્યતાનાં દર્શન કરાવશે. એ વિનીત કવિએ પોતાના જીવનમાં ક્યાંય પણ ઘોંઘાટથી જનસંઘને આકર્ષવાનો દમ્ભ કર્યો નથી, કદી પણ ઉચ્ચ પદવીએ ચઢવાનો લોભ કર્યો નથી, માત્ર પોતાની મધુર વીણા શાંત ખૂણામાં બેઠા બેઠા વગાડીને આનંદ લીધો છે ને અધિકારી-માત્રને આનંદ આપ્યો છે. એણે પ્રભુને કહ્યું છે:

× 'લલિત' નામધારી રા. જન્મશંકર મહાશંકર બૂચનાં કાવ્યોની પ્રસ્તાવનામાં રા. ન્હાનાલાલ દલપતરામ કવિ લખે છે:

'એમનો પ્રિય શબ્દ 'લગીર' છે, 'મહા' નથી: વામન અને વિરાટ ઉભય સ્વરૂપ હજી તે ધારી શકતા નથી.' (પૃષ્ઠ ૯ છેલ્લો પેરેગ્રાફ). આ સ્થળનો 'લગીર' શબ્દ મેં લીધો છે.

+ 'અખેગીતા,' છેલ્લું કડવું ૪૦મું જુઓ: 'નહિ વિરાટ ન વામણ એ.'

પ્રપંચો પૃથ્વીના અવર પણ એવા પરહરું,
પુરાણી પ્રીતિના વિમલતર મંત્રે વશ કરું.

× × ×

હવે જાગું, ત્યાગું ઝટ હૃદયદૌર્બલ્ય, ઝળકી,
તપાવંતી તૃષ્ણા પણ વિપથ જાણી દઉં ત્યજી;
હઠાવું હોંસેથી જડ સદૃશ 'જીવત્વ' સઘળું,
રમું રાચું સાચું શિવપદતણું કો સુખ સજી.*

બીજો જે'ને લાભ નહોતો, તેને વળી કવિવર્ગમાં સ્થાન-ઉચ્ચતમ, ઉચ્ચતર કે ઉચ્ચ-શું મળશે તે બાબત ચિન્તા શી? એણે અન્તનો અભિલાષ પ્રગટ કર્યો કે :

×'જનિ ને મૃત્યુના ભૂંડા, ઘણા આઘાત તો ઝીલ્યા;
હવે એ ચક્રથી છૂટી, પરત્વે પહોંચશું ક્યારે?'

એ કવિ ચક્રથી છૂટચા છે, પરત્વ પામ્યા છે-અને હું દૃઢતાથી માનું છું કે, આ લોકમાં-સાહિત્યજગતમાં અમરત્વ પણ પામ્યા છે. એના અમર આત્માને આ પરિણામ શાન્તિ આપો.

વાંદરા
તા. ૧૭-૬-૨૫



* શૈવલિની' 'પ્રભુને' કાવ્ય પૃષ્ઠ ૭૬
× 'શૈવલિની' 'અભિલાષ' કાવ્ય; પૃષ્ઠ; ૮૮

## બીજી આવૃત્તિ વેળાએ

**જયકૃષ્ણ ના. વર્મા**

સ્વ. કવિ બોટાદકરના અવસાન પછી એમના કાવ્યસંગ્રહોના પ્રકાશક તરીકેની ફરજ મરહૂમ ભાઈ અમૃતલાલ દાણીએ કવિશ્રીના કુટુંબના હિતાર્થે પ્રભુ પ્રીત્યર્થ પોતાને માથે લીધી હતી. એમના એ સ્તુત્ય કાર્યમાં મારાથી બનતો સહકાર મેં આપ્યો હતો.

અત્યાર પહેલાં કવિશ્રીના ચાર સંગ્રહની નવી આવૃત્તિઓ પ્રકટ થઈ ગઈ છે. આ પાંચમો સંગ્રહ પ્રગટ થાય છે તે પહેલાં ભાઈ દાણી સ્વર્ગવાસ પામ્યા છે. એમના અવસાનથી ગુજરાતે, ખાસ કરીને ગુજરાતની બ્હેનોએ એક સહૃદય બંધુ ગુમાવ્યો છે. ભાવનગરના મહિલા વિદ્યાલયને તેમની ખોટ સૌથી વધારે સાલશે.

એમના અવસાનથી કવિશ્રીના આ છેલ્લા સંગ્રહના પ્રકાશનકાર્યનો ભાર મારે શિરે આવ્યો છે અને મારા મરહૂમ મિત્રની ઇચ્છાથી એ ભાર મેં સ્વીકાર્યો છે. આ સંગ્રહમાં કાંઈ પણ ત્રૂટિ રહી ગઈ હોય તો વાચકવર્ગ મને ક્ષમા કરશે એવી વિનંતી છે.

મુરબ્બી નરસિંહરાવભાઈએ આ વખતે પણ પુરસ્કરણનાં પ્રૂફ જોવાની તકલીફ ઉઠાવી મને અત્યંત આભારી કર્યો છે.

૨૦ : ૧ : ૧૯૩૦ મુંબઈ



## અનુશોચન

(બીજી આવૃત્તિ વેળાએ)

**નરસિંહરાવ ભોળાનાથ**

આ લેખ અડધો છપાયો (નવી આવૃત્તિ માટે)-ના છપાયો, હું પ્રૂફ તપાસ્યે જતો હતો,-અને ભાઈ અમૃતલાલ દાણીના અવસાનના સમાચાર મળ્યા! એમના સર્વ ઉચ્ચ મનોરથ લુપ્ત થયા!

ક્ષણભર હું કર્તવ્યમૂઢ બન્યો. પછી આ કામ ચાલુ રાખવું, પૂર્ણ કરવું, એ રીતે જ સદ્‌ગતની સેવા સમાપ્ત કરવી એ વિચાર દૃઢ થયો. ભાઈ દાણીની મધુર મૂર્તિ-માંદગીમાં સૂતેલાની પણ મૂર્તિમધુરતા નયન આગળથી ખસતી નથી.

We shall meet, we know not where;
And be blest, we know not how.

એ દિવ્ય આશ્વાસન અશ્રુપ્રવાહને રોકવાને સમર્થ છે.

"દિલખુશ" બંગલો
સાન્ટાક્રુઝ
તા. ૧૪-૧૨-૨૯

## ત્રીજી આવૃત્તિને પ્રસંગે

**જમુભાઈ દાણી**

આ કાવ્યપુસ્તકની પ્રથમ આવૃત્તિ પછી ત્રીશ વર્ષે, અને બીજી આવૃત્તિ પછી પચીસ વર્ષે, આ ત્રીજી આવૃત્તિ પ્રગટ કરતાં આનંદ થાય છે. ગુજરાત યુનિવર્સિટીએ આ પુસ્તકને બી. એ. માં પાઠ્ય પુસ્તક તરીકે પસંદગી આપી, કવિશ્રીની કવિતાનો યોગ્ય સત્કાર કર્યો છે એ માટે એને અભિનંદન ઘટે છે. કવિશ્રીના અન્ય સંગ્રહોનો પણ આવો જ સત્કાર થાય એવું આપણે ઇચ્છીએ.

સ્વ. કવિશ્રી નરસિંહરાવભાઈએ સ્નેહભાવે લખેલા મૂળના વિસ્તૃત ‘ પુરસ્કરણ ’માંથી આ આવૃત્તિ વેળાએ મુખ્યત્વે ‘ શૈવલિની ’ અંગેનો જ ભાગ લીધો છે તે એવા આશયે કે વિદ્યાર્થીને માથે વધારે બોજો કિંમતનો ન પડે.

ગુજરાતની બોટાદકરભક્ત સાહિત્યરસિક જનતાને જણાવતાં આનંદ થાય છે કે ટૂંક સમયમાં જ ‘ બોટાદકરની કાવ્યસરિતા ’ એ નામે, કવિશ્રીના પાંચ કાવ્યસંગ્રહોમાંનું સર્વોત્તમ દોહન પ્રગટ થશે. આનું સંપાદન પ્રા. અનંતરાય રાવળે મિત્રભાવે કરી આપવાનું સ્વીકાર્યું છે એથી હું ઉપકૃત થયો છું. મને શ્રદ્ધા છે કે ગુજરાતે આજ સુધીમાં ‘ રાસતરંગિણી ’નો જેવો સત્કાર કર્યો છે એવો જ આ નવા પુસ્તકનો પણ કરશે જ.

આ નવી આવૃત્તિ વેળાએ ભાઈશ્રી બાદરાયણ અને શ્રી પરમસુખ પંડ્યાએ આપેલ સહાય માટે હું એમનો આભારી છું.

મુંબઈ
૧: ૮: ’૫૫

# ખોટાદકરના કાવ્યસંગ્રહોની સમીક્ષા

*

## ખોટાદકરનાં કાવ્યો+

**સ્વ. નવલરામ જ. ત્રિવેદી**

અંધારા કો અતિશય ઊંડી વારિધિની ગુફામાં,
મોંઘેરાં ને ઝળહળ થતાં મૌક્તિકો કૈં પડ્યાં રહે;
ને પુષ્પો કૈં નિરજન વને ખૂબ ખીલી રહીને
ફેંકી દે છે નિજ સુરભિ; હા ! દૈવનો દુર્વિપાક !

— ટોમસ ગ્રે.

મથાળે ટાંકેલ એક અંગ્રેજ કવિના શબ્દો 'કલ્લોલિની' આદિના લેખક શ્રી દા. ખુ. ખોટાદકરને કેટલેક અંશે લાગુ પડી શકે છે. શ્રી ખોટાદકરનાં કાવ્યકુસુમો ગુજરાતને ઘણા સમયથી સુવાસ આપી રહ્યાં છે, પણ તેના ભોક્તાઓ વિરલ છે. શ્રી ખોટાદકર પોતે પણ રત્નાકરની ગુફામાં સંતાઈ રહેલ રત્નની જેમ ભાવનગર રાજ્યના એક નાના ગામડામાં શિક્ષકનું કામ કરી રહેલ છે. પણ આર્યસંસારના સંસ્કારથી ઓપતું તેમનું હૃદય, કેમ જાણે આ કાવ્યનો જવાબ આપતું હોય તેમ કહે છે :

સહજ સુરભિ સમર્પીને કુસુમ કર્તવ્યતા સેવે,
ભ્રમર મકરંદના ભોગી મળે કે ના મળે તોએ;
સુગંધી પુષ્પ પ્રકટાવી મનોહર માલતી રાચે,
સમયને સાચવી માળી ચૂંટે કે ના ચૂંટે તોએ.

અને આ રીતે

---

+ આ વિવેચન 'બુદ્ધિપ્રકાશ'માં ૧૯૨૨ના ઑગસ્ટમાં શ્રી ખોટાદકરની હયાતીમાં છપાયું હતું. તેમનાં કાવ્યોનું આ પ્રથમ વિવેચન, અહીં તેના મૂળ સ્વરૂપમાં જ આપવાનું યોગ્ય ગણ્યું છે.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्म फलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ।।

પર કવિતામય ભાષ્ય રચે છે.

સં. ૧૯૭૮ માં 'કલ્લોલિની' પ્રસિદ્ધ થઈ ત્યારે શ્રી હિમ્મતલાલ અંજારિયાએ તેનું અવલોકન કરી ગુજરાતનું ધ્યાન તે તરફ ખેંચ્યું હતું. દશ વર્ષમાં બીજા બે સંગ્રહો 'સ્રોતસ્વિની' અને 'નિર્ઝરિણી' પ્રસિદ્ધ થયા છે. અને સાંભળવા પ્રમાણે એક નવો સંગ્રહ પ્રસિદ્ધિ માટે તૈયાર થઈ ગયો છે–તે તરફ જોતાં રા. ખોટાદકરની કાવ્યસરિતાને 'મંદા' ન કહી શકાય. ગુજરાત વિદ્યાપીઠ તથા પ્રો. કર્વેની મહિલા વિદ્યાપીઠે પાઠ્ય પુસ્તકો તરીકે પસંદ કરી તે સંગ્રહોનું ઉચ્ચ કોટિત્વ પણ સિદ્ધ કર્યું છે. છતાં શ્રી ખોટાદકરનાં કાવ્યોની વિસ્તૃત સમાલોચના ક્યાંઈએ થઈ હોય એવું જાણવામાં નથી. તે દિશામાં કાંઈક કરવા માટે આ પ્રયત્ન છે.

શ્રી. ખોટાદકર सत्प्रणयના ઉપાસક છે. તેમના દરેક કાવ્ય સંગ્રહની શરૂઆતમાં જૂના કવિઓ જેમ ગણપતિ, સરસ્વતી વગેરે દેવદેવીઓને વંદન કરે છે તેમ કવિ सत्प्रणयને વંદન કરે છે. ત્રણ સંગ્રહોમાં તેનાં જુદાં જુદાં ત્રણ સ્વરૂપો દર્શાવવામાં આવ્યાં છે. 'કલ્લોલિની'માં અવિકૃત છતાં અનેક રૂપ ધરી જડચેતન સકળમાં વ્યાપી રહેલ सत्प्रणयને કવિ વંદન કરે છે; 'સ્રોતસ્વિની'માં પ્રેમને વૈરાગ્ય અથવા જપતપથી નહિ પણ અનાયાસે ઉત્પન્ન થતો વર્ણવવામાં આવેલ છે. અને 'નિર્ઝરિણી'માં તેને વિષનું અમૃત અને નરકનું સ્વર્ગ કરનાર તરીકે સંબોધવામાં આવેલ છે. પ્રેમનું આ દરેક સ્વરૂપ દર્શાવતાં કાવ્યો આ સંગ્રહોમાં મળી આવે છે. જડમાં વ્યાપી રહેલ પ્રેમના ઉદાહરણરૂપે 'લવણ' અને 'કુસુમને' એ કાવ્યો છે; પશુપક્ષીઓમાં વ્યાપી રહેલ પ્રેમના ઉદાહરણ રૂપે 'મેઘ અને મયૂર', 'પતંગ', 'મૃગ અને ગાન', 'વિદ્ધ મૃગ' એ કાવ્યો છે; અને મનુષ્યહૃદયમાં વસી રહેલ પ્રેમ 'એક દૃષ્ટિ', 'વિજયા', 'અમારો યજ્ઞ' વગેરે કાવ્યો દર્શાવે છે. પ્રેમયોગ એ કાવ્ય પ્રેમનું સ્વયંભૂ સ્વરૂપ દર્શાવે છે. પ્રેમ વિષનું અમૃત કરી શકે છે તેનું દૃષ્ટાંત રાણાએ મોકલેલ વિષનો પ્યાલો અમૃત માની પી જનાર મીરાંને સંબોધી 'મીરાંને' એ કાવ્ય લખી કવિ આપે છે. પિતૃઆજ્ઞાને

માન આપી સલીમને ન ચાહવાનો નિશ્ચય કરવા છતાં ક્ષણે ક્ષણે સર્વ સ્થળે અને પોતાના રોમેરોમમાં વ્યાપી રહેલ સલીમને જોઈને મુંઝાતી, અકળાતી, આત્મનિવેદન કરતી ‘ અશ્રુમતી ’નું કાવ્ય પ્રેમની અનાયાસે થતી ઉત્પત્તિના દૃષ્ટાંતરૂપ છે. પ્રેમામૃત પીધેલાને મહાવિષ પણ અસર કરી શકતું નથી એમ ‘ વિષવૈયર્થ્ય ’ કાવ્ય દર્શાવે છે.

પ્રેમના રંગથી રંગાયેલ આર્યગૃહસંસાર એ શ્રી બોટાદકરનાં કાવ્યોનો બીજો વિષય છે. ગુજરાતીઓ મૂળથી જ ઘરવલા અને વહાલસોયા ગણાય છે. ‘ હું ને મારી વહુ, એમાં આવ્યું સહુ ’ એ કહેવત સાધારણ ગુજરાતી પરત્વે વપરાય છે. પણ ગુજરાતના કવિઓ એમ જ દર્શાવતા આવ્યા છે કે ગુજરાતના ગૃહજીવનમાં વહાલ રાખવા જેવું કાંઈ છે જ નહિ. તેટલા માટે જ ભોજાભગતે ચાબખા માર્યા છે, અને કૃષ્ણરામે કળીકાળના ગરબામાં ગુજરાતીઓ પર ‘ ડોક ’ પાડચો છે. નર્મદાશંકર વગેરે સુધારકોએ ગુજરાતના સંસારમાં ક્યાંઈએ સૌન્દર્ય અથવા સુખ જોયું નહિ અને તેથી તેઓ તેના પર પ્રહાર કરવા લાગ્યા. નવલરામે લખ્યું —

ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં રમે છે,
પેલીનું ચિત્ત ચૂલામાંય,
દેશી કહોને કજોડું કેવું આ કહેવાય ?

અને દલપતરામે ગાયું —

ભાઈઓ જેની ભારજા ભૂંડી રે, પીડા તેને અંતર ઊંડી.

આ પ્રમાણે જૂના કવિઓના ચાબખાના જમાના પછી ચાલુ સ્થિતિ માટે ખેદ દર્શાવનારાઓ અને તેમાં સુધારો કરવાને તત્પર પુરુષોનો જમાનો આવ્યો. ત્યાર પછી ભાવનાશાલીઓનો જમાનો આવ્યો. ‘ સરસ્વતીચંદ્ર ’, ‘ જયાજયંત ’, ‘ ઈન્દુકુમાર — તે એ યુગનાં પુસ્તકો છે. હજુ પણ તે જ ચાલે છે એમ કહી શકાય. ચાલુ સામાજિક સ્થિતિથી અસંતુષ્ટ થઈ આદર્શ સામાજિક સ્થિતિ કેવી હોવી જોઈએ તે બતાવવવાનો સ્વ. ગોવર્ધનરામ, ન્હાનાલાલ, ‘ બંધુસમાજ ’, લલિત વગેરેએ પ્રયત્ન કર્યો છે. સાથે જ શ્રી. નરસિંહરાવે રૂઢિનિન્દા કરતાં લખ્યું છે—

દાવાગ્નિ એહ દહશે બધી આર્ય ભૂમિ,
લેશે અનંત વરસો તણું વૈર ધૂમી;

દેશે પ્રજાળી સહુ આર્ય પ્રજાની વાડી,
રહેશે પછી અધમતા તણી ઊંડી ખાડી;
ને આ પુરાણુ રૂડી ભારત–ભૂમિ અંતે.
થાશે વિલુપ્ત ઇતિહાસપટેથી સત્યે.

અને સ્વ. ગોવર્ધનરામભાઈ પણ હિન્દુઓ ક્લેશમાં જ જીવન ગાળે છે એમ દર્શાવતાં લખી ગયા છે:

નર જાત સુખી હશે અહિં કદી મ્હાલતી સ્વચ્છંદથી,
પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ;

આ પ્રમાણે ચાલુ ગૃહજીવનથી રહેતો અસંતોષ સર્વ સ્થળે પુષ્કળ દર્શાવવામાં આવ્યો છે, અને દેશના સુધારા માટે દોષ દર્શાવવાની જરૂર પણ હતી; પણ જેટલી જરૂર દોષ દર્શાવવાની છે તેટલી જ ગુણ દર્શાવવાની પણ છે. જેમ દોષ દર્શાવી તે કાઢી નાખવા ઉત્તેજન અપાય છે, તે જ પ્રમાણે ગુણ દર્શાવી તે વધારવા માટે ઉશ્કેરણી થવી જોઈએ. પણ આવો પ્રયાસ બહુ ઓછો થયો છે. આપણા સંસારમાં દુઃખ ક્યાં છે તે તો ઘણાએ બતાવ્યું છે, પણ આપણા જેવા છે તેવા સંસારમાં પણ કેવું સૌરભ ભર્યું છે તે બહુ થોડાએ બતાવ્યું છે. તે થોડાઓમાંના શ્રી ખોટાદકર એક છે.

અંગ્રેજી સાહિત્યમાં ગૃહજીવનનાં સુંદર સ્વરૂપો દર્શાવતાં ઘણાં કાવ્યો મળી આવે છે. ટેનિસને ઇંગ્લેંડમાં જૂના વખતમાં May Queen બનાવવાનો રિવાજ હતો તે દર્શાવતું New Year's Eve નામનું કાવ્ય લખ્યું છે. તે જાતનું ખોટાદકરનું 'કન્યાવ્રત'નું કાવ્ય છે. કન્યાઓ પવિત્ર વ્રતોમાં રડતાંકૂટતાં શીખે છે તે બંધ કરવું જોઈએ એવું તો ઘણા સુધારકોએ કહ્યું છે, અને તેને 'અરર હાય રે, મારી બેનીઓ' કહીને રાગમાં મૂકવાનો પ્રયત્ન પણ કોઈ કવિરાજે કર્યો હશે, પણ કન્યાવ્રતને દિવસે બાળકીઓનાં હૃદય આનંદથી કેવાં ઊભરાઈ જાય છે અને તેમાં કેવું 'કાવ્ય' રહેલું છે તે તો ખોટાદકરે જ દર્શાવ્યું છે. કન્યાઓની નિર્દોષ ચેષ્ટાઓનું વર્ણન કરતાં કવિ કહે છે:

સખીઓ સહુ સંભ્રમ ભરી નદીતીર પર ન્હાવા જતી,
વ્રતનિયમનો શાસ્ત્રાર્થ કરતી, સમજતી, સમજાવતી;

નિજ હૃદય શાં નિર્મળ સલિલમાં કૈંક રસથી ક્રીડતી,
તીરે રહેલાં બાલ બાંધવ નીરખતી નયને જતી.
ઉત્સાહ શો અંતર વિષે! શી ચપલતા કૃતિમાત્રમાં!
શી ભાવની ભરતી! અજબ વિશ્વાસ શો વ્રતમાં અહા!
કૈં કૈં અધૂરાં ગીત ગાતી ઘરભણી પદ ધારતી!
ઘડી દોડતી, ઘડી મંદ ગતિથી શેરીઓ શોભાવતી.
કો ભૂલ કરતી ગીતમાં શરમાઈ તો સહસા જતી,
સખીવૃંદમાં પેસી વદન હસતી જતી સંતાડતી;
ઉરભાવના અંકુર સમા પળ પળ યવાંકુર વાધતા,
ને પ્રાણથી પણ પ્રિય અધિક પીયૂષપોષણ પામતા.

'લગ્નોદ્યતા,' 'મોડ,' 'કરગ્રહણ,' 'વરવધૂને,' 'મિલન,' એ લગ્ન સંબંધીનાં ઉચ્ચ આદર્શથી ભરેલાં કાવ્યો આપણા સંસારમાં કાવ્યમયતા ક્યાં રહેલી છે તે જોવાની ખોટાદકરની શક્તિના અચ્છા નમૂનારૂપ છે. કરગ્રહણની એક કલ્પના કવિરાજ જગન્નાથે એક સુંદર શ્લોકમાં આપી છે. મધ્યકાલીન સંસ્કૃત કવિઓની 'અબલા' ભાવનાનો તે આબાદ નમૂનો તે—

धृत्वा पदस्खलनभीतिवशात् करं मे
या रुढवत्यसि शिलाशकल विवाहे।
सा मां विहाय कथमद्य विसासिनीद्या
मारोहसीति हृदयं शतधाप्रयाति ॥

અતિશય પરવશતા અને ભીરુતા એ જ આપણી તે અવનતિના કાલમાં સ્ત્રીઓનું ભૂષણ મનાયું છે. શ્રી. ખોટાદકર કરગ્રહણનો જમાનાને રુચતો જ અર્થ કલ્પે છે.

કરમાં કર મેળવી મિત્ર શકે,
કદી દાસી તણો અધિકાર ન એ;
સમજી પ્રિય! એ જ રહસ્ય ઉરે,
દયિતા પદ નિર્ણય તું કરજે.

'દુહિતા, 'પુત્રીપ્રયાણ,' 'પિયર' વગેરે કાવ્યો પણ ગૃહ
સામાન્ય ભાવોમાં રહેલ કાવ્યત્વ દર્શાવે છે; અને 'ઉજ્જવળી

તરફ માનની લાગણીથી ઊભરાતું કવિનું હૃદય સ્વ. ગોવર્ધનરામભાઈએ સરસ્વતીચંદ્ર ભાગ બીજામાં પ્રસિદ્ધિ આપેલ લોકગીતમાં ચીતરી છે તેવી રડતી સુરતની બાળાને[૨] બદલે સ્થળે સ્થળે દેખાતી ગૌરવશાલી અને સહનશીલ આર્યબાલાનું ચિત્ર આપે છે, જે—

આવેલો જાણી ક્યારે જનકગૃહ તણો પાન્થ કો સન્નિવેશ
દોડી દોડી અધીરી સ્વજનકુશલ કૈં પૂછવા વ્યગ્ર થાતી;
વાણી સંગે અધીરું હૃદય ઊછળતું પ્રશ્નનું પૂર વ્હેતું,
ને શાંતિ શોધતા એ શ્રમિત પથિકને મૂંઝવી દુઃખ દેતું.
તોયે નિશ્ચિંત રે'વા જનનીજનકને શાંત સંદેશ દેતી,
ને વ્હાલાં ભાંડુઓને હૃદયકુસુમશી કૈંક આશિષ કે'તી,
સંતાપોને શમાવી વદતી હસી હસી રોકતી અશ્રુધારા,
મોંઘા સ્વર્ગદ્રવ્યે એ સતત વિલસતી ઉજ્જવળી આર્ય બાળા.

દુહિતા એટલે 'દૂરે હિતા'–દૂર તેમ સારી–'દુહિતા ભલી ન એક,' 'જેને ઘેર કન્યા તેને પરમેશ્વરે દંડ્યા' વગેરે કહેવતો આપણા સ્વાર્થીજીવનનો બચાવ કરવા માટે જોડાયેલી છે. જો કે ફરજિયાત વૈધવ્ય, ટૂંકી નાતો, વરવિક્રય, કુલાભિમાન વગેરે આપણી સામાજિક બદીઓએ પુત્રીના પિતાની સ્થિતિ બાણશૈયાની વિટંબનાઓને વીસરાવી દે એવી કરી મૂકી છે, તોપણ વસ્તુસ્થિતિના દોષનો રોષ નિર્દોષ કન્યા પર ઉતારવો એ તો હડહડતો અન્યાય જ ગણાય. નિઃસ્વાર્થ પ્રેમ ધરાવતી પુત્રી હોવી એ તો સ્વાર્થી સંસારમાં અનેરી લહાણ છે. શ્રી. બોટાદકરનાં કાવ્યોમાંથી ઉપરકથિત સત્ય સંપૂર્ણ રીતે પ્રતીત થાય છે. 'દુહિતા' કાવ્યમાંની ઉપમાઓની પરંપરામાંથી એક જ અહીં ઉતારીશું :

ઘેરા કેકારવેથી વિપિન ગજવતો, ક્રીડતો કૈં કલાપી
ને શોભીતી કળાથી હૃદય રીઝવતો ઉચ્ચ આનંદ આપી :
કિંતુ મીઠા કુહૂથી વ્યથિત ઉરતણો શોક સંહારનારી,
કૂજંતી કોકિલાના રસિક હૃદયની રમ્યતા કૈં અનેરી.

કશ્યપઋષિ શકુન્તલાના પ્રસ્થાન સમયે પૂછે છે :

---

૨ જઈ કહેજો મા ને બાપ, દીકરી તમારી રે,
મરી ગઈ સાસરિયામાંય, પરદેશ નાખી રે. વગેરે

वैक्लव्यं मम तावदीदृशमपि स्नेहादरण्यौकसः ।
पीडयन्ते गृहिणः कथं नु तनयाविश्लेषदुःखैर्नवैः ॥

'મારા જેવા વનવાસીને પણ પુત્રીપ્રયાણ સમયે આવું દુઃખ થાય છે તો ગૃહસ્થોને દુઃખ થાય તેમાં પૂછવું જ શું ?' ગૃહસ્થના મનની સ્થિતિનો ખ્યાલ ખોટાદકરે આપ્યો છે :

સુધાની સીંચેલી અમ ગગનચંદા વહી ગઈ,
હસાવીને થોડા દિન રુદન અંતે દઈ ગઈ;
અતિથિની પેઠે મિત સમય સંગે રહી ગઈ.
વિધિની દીધેલી, વિધિવશ અરેરે ! થઈ ગઈ.

શ્રી. ખોટાદકરનું સ્ત્રીજાતિ પ્રત્યેનું વલણ કેવું છે ? તેમનાં કાવ્યોમાં કેટલાક સંસ્કૃત કવિઓમાં દેખાતાં ખુલ્લા શૃંગારનાં વર્ણનો નથી. બીજી બાજુએ શકુંતલા કે ઉર્વશીનો ઉત્કટ પ્રેમ પણ તેમની કવિતામાં ઊતરી શક્યો નથી. તેમની કવિતા તો ફક્ત દરેક આર્ય સન્નારીના હૃદયમાં રહેલ ઉચ્ચતાનું ગીત ગાય છે અને તેથી જ

શિર ઉપર શોભિત હેલ ધરી,
હળવે હસતી જતી હંસગતી;

*

શિશુપાલન વત્સલ ભાવવતી,
કટિભાગ – વિરાજિત – બાલવતી.

*

સુરભિપરિસેવનબદ્ધમતિ,
દધિમંથનદોલિતદેહવતી.

એવી કાઠિયાવાડની સામાન્ય સ્ત્રીઓનું ગીત તેમણે ઉત્સાહપૂર્વક ગાયું છે.

'એક વેલ્યને' એ કાવ્યમાં ગુણનાં કજોડાંનું ચિત્ર આપ્યું છે. થૂવરને વળગેલી વેલી કાંટા ખમતાં છતાં 'આનંદી કુસુમકલીઓ' પ્રકટ કરે છે, કારણ કે :

...પ્રીતિ કેરો ઉદધિ ઊછળે જે ઉર વિષે,
કશીએ વૃત્તિને અસર જગના કંટક કરે ?

તરફ માનની લાગણીથી ઊભરાતું કવિનું હૃદય સ્વ. ગોવર્ધનરામભાઈએ સરસ્વતીચંદ્ર ભાગ બીજામાં પ્રસિદ્ધિ આપેલ લોકગીતમાં ચીતરી છે તેવી રડતી સુરતની બાળાને[૨] બદલે સ્થળે સ્થળે દેખાતી ગૌરવશાલી અને સહનશીલ આર્યબાલાનું ચિત્ર આપે છે, જે—

આવેલો જાણી કયારે જનકગૃહ તણો પાન્થ કો સન્નિવેશ
દોડી દોડી અધીરી સ્વજનકુશલ કૈં પૂછવા વ્યગ્ર થાતી;
વાણી સંગે અધીરું હૃદય ઊછળતું પ્રશ્નનું પૂર વ્હેતું,
ને શાંતિ શોધતા એ શ્રમિત પથિકને મૂંઝવી દુઃખ દેતું.
તોયે નિશ્ચિંત રે'વા જનનીજનકને શાંત સંદેશ દેતી,
ને વ્હાલાં ભાંડુઓને હૃદયકુસુમશી કૈંક આશિષ કે'તી,
સંતાપોને શમાવી વદતી હસી હસી રોકતી અશ્રુધારા,
મોંઘા સ્વર્ગદ્વયેએ સતત વિલસતી ઉજ્જ્વળી આર્ય બાળા.

દુહિતા એટલે 'દૂરે હિતા'–દૂર તેમ સારી–'દુહિતા ભલી ન એક,' 'જેને ઘેર કન્યા તેને પરમેશ્વરે દંડયા' વગેરે કહેવતો આપણા સ્વાર્થીજીવનનો બચાવ કરવા માટે જોડાયેલી છે. જો કે ફરજિયાત વૈધવ્ય, ટૂંકી નાતો, વરવિક્રય, કુલાભિમાન વગેરે આપણી સામાજિક બદીઓએ પુત્રીના પિતાની સ્થિતિ બાણશૈયાની વિટંબનાઓને વીસરાવી દે એવી કરી મૂકી છે, તોપણ વસ્તુસ્થિતિના દોષનો રોષ નિર્દોષ કન્યા પર ઉતારવો એ તો હડહડતો અન્યાય જ ગણાય. નિઃસ્વાર્થ પ્રેમ ધરાવતી પુત્રી હોવી એ તો સ્વાર્થી સંસારમાં અનેરી લહાણ છે. શ્રી. ખોટાદકરનાં કાવ્યોમાંથી ઉપરકથિત સત્ય સંપૂર્ણ રીતે પ્રતીત થાય છે. 'દુહિતા' કાવ્યમાંની ઉપમાઓની પરંપરામાંથી એક જ અહીં ઉતારીશું :

ઘેરા કેકારવેથી વિપિન ગજવતો, ક્રીડતો કૈં કલાપી
ને શોભીતી કળાથી હૃદય રીઝવતો ઉચ્ચ આનંદ આપી :
કિંતુ મીઠા કુહૂથી વ્યથિત ઉરતણો શોક સંહારનારી,
કૂજંતી કોકિલાના રસિક હૃદયની રમ્યતા કૈં અનેરી.

કશ્યપઋષિ શકુન્તલાના પ્રસ્થાન સમયે પૂછે છે :

---

૨ જઈ કહેજો મા ને બાપ, દીકરી તમારી રે,
મરી ગઈ સાસરિયામાંય, પરદેશ નાખી રે. વગેરે

**वैक्लव्यं मम तावदीदृशमपि स्नेहादरण्यौकसः ।**
**पीडयन्ते गृहिणः कथं नु तनयाविश्लेषदुःखैर्नवैः ॥**

'મારા જેવા વનવાસીને પણ પુત્રીપ્રયાણ સમયે આવું દુઃખ થાય છે તો ગૃહસ્થોને દુઃખ થાય તેમાં પૂછવું જ શું?' ગૃહસ્થના મનની સ્થિતિનો ખ્યાલ ખોટાદકરે આપ્યો છે :

સુધાની સીંચેલી અમ ગગનચંદા વહી ગઈ,
હસાવીને થોડા દિન રુદન અંતે દઈ ગઈ;
અતિથિની પેઠે મિત સમય સંગે રહી ગઈ.
વિધિની દીધેલી, વિધિવશ અરેરે! થઈ ગઈ.

શ્રી. ખોટાદકરનું સ્ત્રીજાતિ પ્રત્યેનું વલણ કેવું છે? તેમનાં કાવ્યોમાં કેટલાક સંસ્કૃત કવિઓમાં દેખાતાં ખુલ્લા શૃંગારનાં વર્ણનો નથી. બીજી બાજુએ શકુંતલા કે ઉર્વશીનો ઉત્કટ પ્રેમ પણ તેમની કવિતામાં ઊતરી શક્યો નથી. તેમની કવિતા તો ફક્ત દરેક આર્ય સન્નારીના હૃદયમાં રહેલ ઉચ્ચતાનું ગીત ગાય છે અને તેથી જ

શિર ઉપર શોભિત હેલ ધરી,
હળવે હસતી જતી હંસગતી;

*

શિશુપાલન વત્સલ ભાવવતી,
કટિભાગ – વિરાજિત – બાલવતી.

*

સુરભિપરિસેવનબદ્ધમતિ,
દધિમંથનદોલિતદેહવતી.

એવી કાઠિયાવાડની સામાન્ય સ્ત્રીઓનું ગીત તેમણે ઉત્સાહપૂર્વક ગાયું છે.

'એક વેલ્યને' એ કાવ્યમાં ગુણનાં કજોડાંનું ચિત્ર આપ્યું છે. થૂવરને વળગેલી વેલી કાંટા ખમતાં છતાં 'આનંદી કુસુમકલીઓ' પ્રકટ કરે છે, કારણ કે :

...પ્રીતિ કેરો ઉદધિ ઊછળે જે ઉર વિષે,
ફશીએ વૃત્તિને અસર જગના કંટક કરે?

અને એ પ્રેમીનો અજબ પથ જુદો જગતથી,
વિવેકી વ્યક્તિને ગમન કરવા ત્યાં બળ નથી.

પોતાના કરતાં ઓછા ગુણવાળા પતિ પર પ્રીતિ રાખતી આર્યાનું કવિએ અહીં સુંદર ચિત્ર આપ્યું છે. નંદન પર લલિતા અને પ્રમાદધન પર કુમુદ 'લાગણી' રાખે છે, કારણ તેમ કરવાની તેઓ પોતાની ફરજ સમજે છે. તેમને પતિ તરફ સ્વાભાવિક પ્રીતિ નથી, પણ ઘણા વિચારને અંતે તેમને એમ લાગે છે કે જો તે પતિ છે તો તેના પર લાગણી રાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. પણ અહીં તો પતિ તરફ સ્વાભાવિક જ પ્રેમ ધરાવતી આર્યાનું ચિત્ર છે. ઉત્તમ મનુષ્યોનું લક્ષણ દર્શાવતાં એક પ્રાચીન કવિએ કહ્યું છે:

घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारुगन्धम् ।
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुदण्डं ॥
दग्धं दग्धं पुनरपि पुनः कांचनं कान्तवर्णम् ।
न प्राणान्ते प्रकृतिविकृतिर्जायते ह्युत्तमानाम् ॥

આ વેલ્યને પણ એમ જ છે. જેમ જેમ વધુ સંકટોમાંથી પસાર થાય છે તેમ તેમ તેની ખૂબી ખીલી નીકળે છે. તે જોઈ કવિ કહે છે—

હસે કે હીંચે તું, પવનવશ વા પાર્શ્વ પલટે,
વધુ વાગે ઊંડા હૃદય પર કાંટા પળ પળે;
ઉરેથી આનંદી કુસુમકલિઓ કૈં પ્રકટતી,
અરે! એ વીંધાતી તુરત કપરા કંટક થકી.

આપણી સામાજિક અધમ સ્થિતિ માટે ઘણી વાર પરદેશીઓ આપણી દાઝ ખાય છે (!) અને સુધારકો વિધવાઓની દાઝ ખાય છે તેમાં ઘણી વાર તેમની લાગણીનો અપવ્યય જ થાય છે; કારણ સામેની વ્યક્તિઓ પોતાની સ્થિતિથી સંપૂર્ણ સંતુષ્ટ હોય છે અને કેટલાક કિસ્સાઓમાં તો તેવી સ્થિતિ સ્વેચ્છાપૂર્વક સ્વીકારી લીધેલી હોય છે. આવી જ રીતે કવિ અને 'વિવેકી વાયુ' વેલ્યની દાઝ ખાય છે, પણ તેને એવી સહાનુભૂતિની જરૂર નથી.

દશા દેખી આવી સખિ ! હૃદય મારું રડી પડે,
પરંતુ ના તારું કંઈ હૃદય ક્લેશે કળકળે.

*

વિવેકી વાયુ આ ગુણ – રસ – કજોડું તમતણું,
નિહાળીને પામે સદય હૃદયે સંકટ ઘણું.
મથે તેથી તારો દયિત થકી વિશ્લેષ કરવા,
હઠાવે, ડોલાવે, કંઈ શીખ સુણાવે શ્રવણમાં.
પરંતુ ચોંટ્યું તે પ્રણયથી ઉર પાછું નવ ખસે,
ભલે સૃષ્ટિ કેરા અવિરત ઉપાલંભ ઝીલટે;
છુપાવે શું પત્રે પતિહૃદયનાં શલ્ય સઘળાં !
દીપે ને દીપાવે કુલ સહજ કેવું પતિરતા !

ભારતનું ગૌરવ અનેકે ગાયું છે, તેના ઉન્નતભાવિનાં સ્વપ્ન પણ અનેકે જોયાં છે, પણ તેના વર્તમાનમાં રાચનાર તો વિરલા જ છે. શ્રી. ખોટાદકર તેમાંના એક છે. કવિનું તે ખરું લક્ષણ છે. તે દુનિયાને સુધારવા સીધો ઉપદેશ દેવા માગતો નથી. પણ

સૌન્દર્ય ના પ્રણયને પ્રકટાવનાર,
સૌન્દર્યનો જનક પ્રેમ સદા જણાય.

એમ માને છે અને તેથી પોતે સ્નેહની સળીએ અંજાયેલી આંખે જોયેલ અને અનુભવેલ સૌંદર્યનું દર્શન અને ભાન અન્યને કરાવવા તલસે છે. શ્રી ખોટાદકર પોતાના દેશનાં ગામડાંને, તેની સ્ત્રીઓને, બાળકોને, વાંકી શેરીઓને, આવળનાં ફૂલોને, ગાયોને, ગોવાળિયાઓને, તેની સમાજવ્યવસ્થાને – સર્વને હૃદયપૂર્વક ચાહે છે અને તેના વિષે ઉત્સાહપૂર્વક લખે છે. આવાં કાવ્યોને કેટલાક કદાચ ‘દેશભક્તિનાં કાવ્યો’નું નામ આપવાની ના પાડશે, પણ ફક્ત હાથ જોડી ‘વંદે માતરં’ કહી ઊભા રહેવામાં અથવા દેશની દુર્દશા પર રડવામાં જ દેશભક્તિની સમાપ્તિ થતી નથી. દેશભક્તિનાં કાવ્યોના ચાર પ્રકાર ગણી શકાય :

૧. માતૃભૂમિની વંદના અને તેના વખાણનાં કાવ્યો.

૨. માતાની હીન દશા માટે દુઃખના ઉદ્ગારો કાઢતાં કાવ્યો.

હતો અને ગુજરાતમાં તેનો સારી રીતે સત્કાર થયો હતો છતાં ગ્રામ-જીવનનાં કાવ્યો લખવાની પ્રેરણા કોઈ કવિને ખાસ થઈ ન હતી. શ્રી. બોટાદકર પોતાનું જીવન ગામડામાં જ ગાળી રહ્યા છે. અને ગ્રામજીવનનો પ્રત્યક્ષ અનુભવ તથા તેનો મધુર આસ્વાદ લીધેલ હોવાથી શ્રી બોટાદ-કરનાં ગ્રામજીવનનો ચિતાર આપતાં કાવ્યો ગુજરાતી કાવ્યસંગ્રહમાં સારો ઉમેરો કરે છે. 'ગ્રામ્યજીવન'[3] કાવ્યમાં કવિ કાઠિયાવાડના સામાન્ય ગામડાના જીવનનો સુંદર અને આબેહૂબ ચિતાર આપે છે.

ગૃહો નાજુકની વાંકી હાર,
સ્વચ્છ શેરી ને ન્હાનાં દ્વાર
બાલ રવિનો કરતાં સત્કાર,
સ્વચ્છ આંગણનો વધુ વિસ્તાર;
અણબોટયો જ્યાં અનિલ અહર્નિશ વનસુરભિભર વાય,
સમય સમય સંમાર્જન કરતો મન મૂકી મલકાય;
અર્પતો અમરતણું આરોગ્ય.
શૈત્યનો સેવી શુચિ સંયોગ.

*

સ્વચ્છ પાધર ને સરિતાતીર.
નિર્મળાં ખળખળ વહેતાં નીર
ડોકતાં કુતુકભર્યાં તૃણબાળ
ધ્યાનમાં મસ્ત બગોની હાર;
નિર્ભય થઈ જળપાન કરે જ્યાં હરિણતણો સમુદાય;
ટહુકે મોર, કલા ધરી કૂદે, પિક પંચમ સૂર ગાય.
ગોંદરે ગોક્રીડન સોહાય,
વાંસળી ગોપ મનોહર વાય.

ગુજરાત કાઠિયાવાડમાં સ્ત્રીઓના અજવાળી રાત્રે એકઠાં મળી રાસ ગાવાના સુંદર રિવાજ વિષે શ્રી બોટાદકરનાં કાવ્યોમાં એક કરતાં વધારે સ્થળે ઉલ્લેખ છે. પણ કવિની કલ્પના પર રાસ લેતી સુંદરીઓના દૃશ્યે એવી રમણીય અસર કરી છે કે તે 'રાસ' નામનું એક કાવ્ય જ રચી નાંખે છે.

---

૩ આ શબ્દપ્રયોગ બરાબર નથી, તેના કરતાં ગ્રામજીવન વધારે યોગ્ય છે

આજ અલબેલડી વિમલ રસ વેલડી,
સકળ સાહેલડી રાસ ખેલે;
ગગન ગર્જાવતી, પ્રણય પ્રકટાવતી,
પ્રમદ વર્ષાવતી, વિશ્વરેલે.
અજબ આરોહઅવરોહસંભ્રમ ભરી,
ક્રમવિવિશ ધરણીતલ ચરણ ધરતી;
તાલકૃતલાલિમાલસિતકરતલવતી;
કુંકુભઉર ભવ્ય આહ્લાદ ભરતી.

*

મધુર 'મહિયર' તણાં મિષ્ટ 'માડી' તણાં,
રસિક 'વાત્સલ્ય' તણાં સ્મર છૂટે;
અંગ રોમાંચ ને કંઠ રુંધન કરે,
નયનમાં નીર પલ એક પૂરે.

'ગોવાલણી'નું કાવ્ય આપણા સાહિત્યમાં ધીરે ધીરે જે સમગ્ર પ્રજા તરફ સમભાવ આવતો જાય છે તેના એક દૃષ્ટાંતરૂપે છે. આપણું નવું સાહિત્ય ગ્રેજ્યુએટોની દુનિયાનો ચિતાર જ આપે છે. એ ફરિયાદ તદ્દન વજૂદ વિનાની નથી. પણ તેમાં હવે ધીરે ધીરે સુધારો થતો જાય છે. શ્રી. 'સુમન્ત'નું 'ગોવાલણી' પરનું કાવ્ય પ્રસિદ્ધ છે. શ્રી. 'સુમન્ત'ની ગોવાલણી ઠરેલ પ્રકૃતિની યુવતી છે, જ્યારે બોટાદકરની ગોવાલણ રમતિયાળ બાલિકા છે. માથા પર પયપાત્ર લઈ—

કંઈક કોકિલકૂજન સાંભળી,
કુહૂ કુહૂ કરી પંથ ગજાવતી,
વિહગ ગાન તણા સ્વર ઝીલતી,
અનુકૃતિ કરતી હસતી જતી.

—આનંદમાં વનવાટ વટાવતી તે આપણી નજરે પડે છે.

હિંદુસ્તાનની વસ્તીનો ૮૦ ટકા જેટલો ભાગ ખેતી પર ગુજરાન ચલાવે છે. મહાત્મા ગાંધીજી પોતાની જાતને 'ખેડૂત' તરીકે ઓળખાવે છે. આવા 'જગતના તાત' પર શ્રી બોટાદકરે 'કૃષિક' નામનું કાવ્ય

લખ્યું છે. તેમાં ખેડૂતના એક દિવસના જીવનનું વર્ણન છે. સંધ્યા-સમયનું વર્ણન કરતાં કવિ કહે છે—

આવે ધસ્યું સુરભિનું ધણ સીમમાંથી
સંતોષના સ્વરથકી નભને ગજાવી;

*

હાંકે ત્વરાથી હળને નિજ ગામ વાટે,
ખેંચ્યા રહે ન વૃષભો ઉર હર્ષ વાધ્યે.

*

ઘંટાનિનાદ સુરમંદિરમાં સુહાવે,
શાન્તિતણી જનનીને વિધિએ વધાવે;
ભાગોળમાં જનકની ચિર વાટ જોતા,
આવી ઉમંગભર આતુર બાલ ઊભાં
દૂરેથી જોઈ હસતાં કંઈ હર્ષઘેલાં,
આલિંગતાં વિરહવ્યગ્ર બની રહેલાં;

*

ગાઢું તમિસ્ર ઉદરે ભરી સર્વ વસ્તુ,
સંરક્ષવા સદનમાં બની વ્યાપી રે'તું;
કોલાહલો પળ વિષે સહુ શાન્ત થાય,
આ એકલો અનિલ સંચરતો જણાય.

આ વાંચતાં અંગ્રેજી સાહિત્યના અભ્યાસીઓને અંગ્રેજ કવિ ગ્રેએ Elegy Written in a Country Churchyard 'માં આપેલ ગ્રામજીવનનું ચિત્ર યાદ આવ્યા વિના રહેશે નહિ. ×સૌન્દર્યમાં આ તેના કરતાં કોઈ રીતે ઊતરે તેવું નથી.

---

× The curfew tolls the knell of Parting day,
The lowing herd winds slowly o'er the lea;
The ploughman homeward plods his weary way,
And leaves the world to darkness and to me.

*

No children run to lisp their sire's return,
And climb his knees the envied kiss to share.

*

Now fades the glimmering landscape from the eye,
And all the air a solemn stillness holds.

શ્રી. ખોટાદકરનાં કાવ્યોમાં સૌથી મોટી સંખ્યા કુદરતનાં ચિત્રો વિષેનાં કાવ્યોની છે. આવાં કાવ્યોમાંનો મોટો ભાગ સંબોધન અને અન્યોક્તિરૂપે રચાયેલો છે. સજીવારોપણનો ત્રીજો પ્રકાર – નિર્જીવ પદાર્થોને આત્મસંભાષણ કરતા કલ્પવા તે – પણ શ્રી ખોટાદકરનાં કાવ્યોમાં સારા પ્રમાણમાં મળી આવે છે. આ જાતનું પ્રથમ કાવ્ય શ્રી નરસિંહરાવકૃત ‘ ચંદ્રા ’ જયારે ‘ બુદ્ધિપ્રકાશ ’માં પ્રથમ પ્રગટ થયું ત્યારે સારા ગુજરાતનું ધ્યાન તે તરફ ખેંચાયું હતું. છતાં તેવા પ્રકારનાં કાવ્યો લખવાની તરફ કોઈ ગુજરાતી કવિને ખાસ પ્રેરણા થઈ હોય તેમ લાગતું નથી. શ્રી ખોટાદકરનું ધ્યાન તે તરફ ખેંચાયું છે. આવા એક કાવ્ય—‘ પતંગ ’—માં કવિ પતંગ પાસે નીચેના શબ્દો બોલાવે છે તે હાલની પરિસ્થિતિમાં અનેરો અર્થભાર વહે છે –

કંઈક કરતાં તૂટો તૂટો હવે દઢ દોર આ !
હૃદય સહસા છૂટો છૂટો કુસંગતિથી અહા !
પરશરણ આ છૂટયે છોને જગત્ સુખ ના મળે !
તન ભટકતાં સિંધુ કેરા ભલે હૃદયે ભળે !
ભડ ભડ થતા અગ્નિ માંહે ભલે જઈ એ બળે,
ગિરિકુહરની ઊંડી ઊંડી શિલા પર છો પડે.
મૃદુલ ઉરમાં ચીરા ઊંડા ભલે પળમાં પડે,
જીવન સઘળું ને એ રીતે સમાપ્ત ભલે બને.
પણ અધમ આ વૃત્તિકેરો વિનાશ અહા ! થશે,
પર કર વશી નાચી રે'વું અવશ્ય મટી જશે;
રુદન કરવું વ્યોમે પેસી નહીં પક્ષીથી પડે,
ભ્રમણ ભવના બંદી રૂપે નહીં કરવું રહે.

હિંદને સ્વરાજ્ય મળે તો પછી તેમાં અંદરઅંદરની લડાઈઓ જાગે, પરદેશીઓ તેના પર આક્રમણ કરે વગેરે પ્રકારના દેખાડવામાં આવતા ડરની સામે મહાત્મા ગાંધીજીએ કહેલ વચન - હિન્દનો ગુલામી દશામાં ધીમે ધીમે નાશ થાય તે કરતાં સ્વતંત્ર થઈને ત્વરાથી તેનો નાશ થાય તે હું વધારે સારું ગણું—આ લીટીઓ વાંચતાં યાદ આવે છે.

એક કાઠિયાવાડી હોવાથી શ્રી ખોટાદકરમાં કાઠિયાવાડ પ્રત્યેનો ભાવ સ્થળે સ્થળે વ્યક્ત થાય છે. વળી ગુજરાતી ભાષા પ્રત્યે પણ તેમને

ઓછો પ્રેમ નથી. તે પ્રેમ દર્શાવતી લીટીઓથી જ આ લઘુ અવલોકન બંધ કરીશું; અને શ્રી બોટાદકરનાં કાવ્યોમાંથી મળી આવતાં કુદરતનાં ચિત્રો, તેમની જિંદગીની ફિલસૂફી–ભાષા અને કાવ્યરચના – માનસિક બંધારણ અને માનસિક સમૃદ્ધિ–વગેરે વિષયો અન્ય પ્રસંગ માટે મુલતવી રાખીશું.

'શું શાં ચાર ટકા'થી કોઈ કવિએ જેની ઉપેક્ષા કરી,
જેનાં બાળક કેરું ભ્રષ્ટ મુખ હા! માન્યું બીજાએ વળી:
તે છે માત ગરીબડી અમતણી સાચી 'ગિરા ગુર્જરી,'
કાલીઘેલી પરંતુ આ હૃદયની એ એકલી ઈશ્વરી.

*

પ્રેમાનંદ–નૃસિંહ–શામળ–મુખે જે સર્વદા શોભતી,
જે દેવી દલપત્ત–નર્મદ ઉરે રંગે રહી રાચતી;
સેવી કાન્ત-કલાપીએ, કુસુમ ને ગોવર્ધને સ્નેહથી,
આજન્માન્ત અનન્ય એ જ જનની રે'જો અમારી ગતિ.

—'અમારી ગતિ',–'કલ્લોલિની'

૧૯૨૨ ['કેટલાંક વિવેચનો']



## સૌન્દર્યદર્શી કવિ

**વિશ્વનાથ મ. ભટ્ટ**

એ દૃષ્ટિ આ જગ સકળમાં પૂર્ણ સૌન્દર્ય જોતી,
ને મીઠી કૈં કુદરતતણી લ્હા'ણુ સર્વત્ર લેતી;
વ્યક્તિમાત્રે વસી વિમળતા એકતા એ નિહાળે,
જૂઠો પેલો જગવિષયનો ભેદ ના કાંઈ ભાળે.

'કલ્લોલિની'ની આ પંક્તિઓમાં બોટાદકરની કવિતાનું સાચું હાર્દ સમાયેલું છે. એમાં વર્ણવેલી સૌન્દર્યદષ્ટિ જ એમની કવિતાની વિશિષ્ટતા છે. બોટાદકરમાં તમને અવનવું ચિન્તન નહિ મળે, પ્રચંડ ઊર્મિઓ પણ નહિ દેખાય, સર્વવિધ સંસારાનુભવ તો ત્યાં છે જ નહિ, આમ છતાં એમનાં કાવ્યો સર્વ કોટિના વાંચકોને મંત્રમુગ્ધ કરે છે તેનું કારણ શું ? આ અનન્ય સૌન્દર્યદષ્ટિ એ જ તેનું કારણ. એ દષ્ટિ જ્યાં જ્યાં પડે છે ત્યાં ત્યાં અલૌકિક સૌન્દર્યદષ્ટિ રચે છે. કુશળ પાણીકળો જેમ ગમે તેટલી ઊંડાઈએ વહેતા પાણીપ્રવાહને પણ પારખી કાઢે છે, તેમ આ અદ્ભુત સૌન્દર્યકળો ગમે તેટલા થર નીચે વહેતા સૌન્દર્યપ્રવાહને પણ પારખી કાઢે છે. એનાં દિવ્યચક્ષુ આગળ સર્વ પદાર્થો જાણે પોતાનું અન્તસ્તત્ત્વ જ ઉઘાડી મૂકે છે અને તેથી ક્ષુદ્રમાં ક્ષુદ્ર વસ્તુઓ પણ એના દર્શન તળે કોઈ અપૂર્વ દીપ્તિથી ઝગે છે. અને એક વાર પારસમણિ હાથ આવ્યા પછી એનો સ્વામી સોનું બનાવવાને જેમ રૂપા જેવી ભારે મૂલ્યવાન ધાતુને બદલે કોઈ ખૂબ હલકી ધાતુ પસંદ કરે, તેમ બોટાદકર પોતાના સ્પર્શવિષય તરીકે પ્રથિતરૂપ પદાર્થોને બદલે મેળો, કાપણી આદિ તુચ્છ અને કવિતાને માટે જેની પાત્રતા પણ શંકાસ્પદ લાગે એવા પદાર્થો પસંદ કરે છે. અન્ય કવિઓ અને બોટાદકર વચ્ચેનો ભેદ આ જ છે. એથી જ કવિમાત્ર જન્મથી સૌન્દર્યદર્શી હોવા છતાં ખાસ બોટાદકરને માટે એ વિશેષણ વાપર્યું છે. બીજા કવિઓ કમળ જેવું

સર્વસ્તુત પુષ્પ લેશે, અને એના સર્વાનુભૂત સૌન્દર્યને જરા વિશેષ આકર્ષક રૂપમાં રજૂ કરશે. પણ બોટાદકર તો આવળના જ ફૂલ પાસે જવાના, અને કદી આદરપાત્ર નહિ બનેલા એ રંક પુષ્પ પર પોતાનું કાવ્યપીયૂષ રેડી એને ઈર્ષ્યાપાત્ર બનાવવાના. બીજા કવિઓને જાણે પ્રતિષ્ઠાની અસ્પૃશ્યતા નડે છે, એટલે અમુક શિષ્ટ વર્ગની બહાર એમનાથી નીકળાતું જ નથી. આથી અસાધારણ સ્વાર્થત્યાગ કરનાર કોઈ વિરલ સ્ત્રીરત્નની સ્તુતિ કરવી હશે તો સીતાદિ વિખ્યાત સતીઓ સિવાય બીજું ભાગ્યે જ એમના મનમાં સ્ફુરશે. પણ બીચારા બોટાદકરને તો જીવનભરની સાહિત્યસેવા છતાં પૂરતી પ્રતિષ્ઠા કદી મળેલી જ નહિ. તેથી ઉપેક્ષાના કડવા ઘૂંટડા ગળી ગળીને ઉપેક્ષિતો પ્રત્યે સમભાવ બનેલા એ કવિ 'ઊર્મિલાને' જ યાદ કરવાના, અને એને જ કાવ્યાંજલિ અર્પી અમર કરવાના. પોતાના જેવી સાદી આડંબરમુક્ત વસ્તુઓની અવગણના થતી જોઈ એમનું દિલ કકળી ઊઠતું અને આશ્વાસનાર્થે તેના પ્રત્યે જાણે બોલતું :

'ફિકર નહિ, હું છું ને ? તમારાં ગીતો ગાઈ હું તમારો યશ વિસ્તારીશ.'

બ્રાઉનિંગ કવિઓને દૃષ્ટિદાતા ( Makers - see ) કહે છે. બોટાદકરના સૌન્દર્યદર્શને એમને એવા દષ્ટિદાતા બનાવેલ. એમનાં કાવ્યો ઘણી વાર આપણી આંખો જ ઉઘાડી નાખે છે, અને અતિ પરિચયથી અવજ્ઞા પામેલી ચારુતાને સુદૃશ્ય કરે છે. આ 'શૈવલિની'નાં જ 'મેળો,' 'પ્રપા,' 'દધિમન્થન,' 'પનઘટ,' આદિ કાવ્યો જોવાથી આ વાત સમજાશે. પણ બોટાદકરની આ શક્તિની પાકી પ્રતીતિ તો એમનાં સાંસારિક કાવ્યો જ કરાવશે. બે જ ઉદાહરણ લઈએ : સંમતિ વિના લાકડે માંકડું જોડનાર રૂઢિલગ્નોના સાચા દોષો તો અત્યાર સુધીમાં ઘણાએ દર્શાવ્યા છે. જૂનામાં જેટલું સારું જોઈ શકાય તેટલું જોવાનો સદા પ્રયત્ન કરનાર અને આર્યસંસારના સૌથી મોટા સમર્થક ગોવર્ધનરામે પણ પેલી સુપ્રસિદ્ધ પંક્તિઓમાં[૧] તેની વરાળ એક સુશિક્ષિત સ્ત્રીમુખે કઢાવેલી. પણ એ નિંદ્ય પ્રથામાંયે સાચા સૌન્દયતત્ત્વ તરફ આજ સુધીમાં કોઈનું લક્ષ ગયેલું નહિ. ફક્ત બોટાદકરની સૌન્દર્યદૃષ્ટિએ તે નિરખ્યું અને 'દામ્પત્ય' ( 'કલ્લોલિની' )માં તે આપણને શીખવ્યું.

---

૧. 'શૈશવ વિશે કર પીડિયો અજ્ઞાત એક શિશુજને,' વગેરે સ્નેહમુદ્રા (પૃ ૩૨—૩૭ )માંની પંક્તિઓમાં.

હૃદય રમશે એકી ભાવે, નહિ અથવા રમે ?
જનની જનકે પૂછી જોયું કદી નહિ તે તને;
મુજ કર વિશે સેંજે તારો ગ્રહી કર આ ધર્યો,
અતિ ઉલટથી તેં આપ્યો તે ન હું હજી વીસર્યો.
મુજ હૃદયને જોયા–જાણ્યા–વિના ક્યમ એ થયું ?
પ્રકૃતિ મળશે કે ના એવું ન તેં ક્યમ ચિંતવ્યું ?
પ્રણય સરખી મોંઘી વસ્તુભર્યું ઉર આપતાં,
મથન મતિનું ઊહાપોહે કર્યું નહિ કાં જરા ?
ઘર જનકનું છોડી શાણી ! ભવાટવીમાં જતાં,
સહચર તણું કીધું કાંઈ પરીક્ષણ કેમ ના ?
પરિણય સમા ભારી કાર્યે વિચાર ઘણો ઘટે,
તુજ હૃદયમાં એની ચિન્તા ન કાં પ્રકટી હશે ?

આ બધા પ્રશ્નો પૂછી નીચેની પંક્તિઓમાં તેનો ઉત્તર આપી આપણાં અસંખ્ય યુગલોની સંપ્રત્યયાત્મિકા પ્રીતિનો યથાર્થ ભેદ સમજાવે છે :

વડીલ પરના પ્રેમે ડૂબ્યું રહ્યું ઉર રાચતું,
નિજ મતિ થકી હા ! હા ! જોવા ન તત્પર તે હતું !
હિત–અહિતના ભેદે હૈયું દ્વિધા ન થયું હતું,
ગુરુવચનથી બીજું વા'લું જરા નહિ જાણતું.
પ્રણયી પિતરો દે વાત્સલ્યે કશું નિજ બાળને,
પ્રણય સુખને અર્થે યોજે નહિ ક્યમ એહને ?
પ્રણયશરણે ને વિશ્વાસે ગ્રહ્યું વિષ જો હશે,
પ્રણયબળથી તે સદ્‌ભાવે સુધા નહિ કાં બને ?

કોણ કહેશે કે આ ખુલાસો બરાબર નથી ? સર્વના લક્ષ બહાર રહી આ વસ્તુ પ્રકટ કરીને બોટાદકરે એ વિષયમાં આપણને નવી જ દૃષ્ટિ નથી આપી ? બીજું દૃષ્ટાન્ત : શંભુમેળા જેવાં કુટુંબોમાં પણ દિયરભોજાઈ વચ્ચેનો શુદ્ધ સહૃદય સ્નેહ તો જાણીતો જ છે. પરકુળમાંથી આવેલી નવોઢાની પ્રીતિ બહુ મીઠા નહિ લાગતા શ્વસુરગૃહના કોઈ અપરિચિત બાળક પર ઊભરાઈ જાય છે તેનું શું કારણ ? બોટાદકરની કવિત્વદૃષ્ટિ જવાબ આપે છે :

હું તો વીરવિજોગણ ઝૂરતી
　　ઉર વહાલ રહ્યું ઊભરાય રે.
એ તો દિયર તણે દિલ રેડતાં,
　　મારા હૈયામાં હરખ ન માય રે.
　　　　'રાસતરંગિણી'

ભાઈભાંડુને છોડી એકલી સાસરે આવેલી બાળાનો સ્નેહસ્રોત વણ-ભોગવ્યો પડ્યો રહેતાં અન્ય કોઈ આશ્રયસ્થાનને અભાવે પોતાના જ ભાઈની સ્મૃતિ આપતા દિયર પર ઢોળાયો એ સ્પષ્ટીકરણ માનસ-શાસ્ત્રીય દૃષ્ટિએ પણ વિચારવા જેવું નથી લાગતું? અને એ સ્પષ્ટીકરણ બોટાદકરની દૃષ્ટિદાયકતા સિદ્ધ નથી કરતું?

બોટાદકરના આ સૌન્દર્યદર્શનનું મૂળ એમની પ્રણયપરતામાં છે.[૨] સૂક્ષ્મતાથી જોવામાં આવશે તો જણાશે કે સર્વ નહિ તો ઘણાખરા સાહિત્યકારો પોતાને અતિપ્રિય એવી કોઈ એકાદી ભાવનાને મૂર્ત કરવાને મથ્યા કરે છે, અને એ ભાવનાને વ્યક્ત કરવાને માટે ભાષામાંથી એઓ એકાદ શબ્દ ઉપાડી લે છે. પણ એમની ભાવના કોઈ પણ એક જ શબ્દથી સંપૂર્ણ રીતે વ્યક્ત થાય એવી હોતી નથી. એટલે આ શબ્દ એમના હાથમાં કોઈ નવી જ વ્યંજનાશક્તિ ધારણ કરે છે, અને બીજા જોતા હોય તેથી અનેકગણું વધારે એઓ તે શબ્દમાં જુએ છે. ઘણી વાર તો એમનું આખું જીવનદર્શન જ તે શબ્દમાં સંક્ષિપ્ત રીતે સમાયેલું હોય છે. ભાવના પાછળ ગાંડા થવું એ તો સાહિત્યકારોનો સ્વભાવ

---

૨. 'કલ્લોલિની'ના 'એ દૃષ્ટિ' કાવ્યમાંથી પ્રારંભમાં અવતરણ તરીકે આપેલી છે. તે પછીની જ પંક્તિઓમાં આ સ્પષ્ટ કર્યું છે:

દેવી પ્રીતિ! તુજ ચરણના સ્પર્શનો એ પ્રભાવ,
તું અર્પે તો સુલભ જનને કાં ન સર્વાત્મભાવ?
…　…　…
સંસારી સૌ ગડમથલ ને હું – તુંના ભેદવાદ,
એ દૃષ્ટિથી નવીન ધરતા રૂપ પ્રત્યક્ષ થાય,
દૈવી રંગે વિષય દૃગનો રંગતી તું રસીલી!
આવી શક્તિ અનુપમ અરે! મેં ન અન્યત્ર દીઠી!
જે ના જાણ્યું, અનુભવતણા માર્ગ માંહે ન આવ્યું!
તે સાધીને સહજ સહુ એ દૃષ્ટિથી તેં બતાવ્યું.

જ હોય છે, તેથી તેઓ આવા શબ્દનું અહોરાત્ર રટણ કર્યા કરે છે, અને તેને લીધે એમનાં લખાણમાં સ્થાને કે અસ્થાને એમનાથી અજ્ઞાત રીતે તે વપરાયા કરે છે. આપણા સાહિત્યમાં રા. નરસિંહરાવના આવા શબ્દ ‘ દિવ્ય ’ અને ‘ ગંભીર ’ છે. રા. ન્હાનાલાલનો ‘ બ્રહ્મ ’ છે, રા. કાલેલકરનો ‘ પ્રાણ ’ છે. અને રા. મુનશીના કદાચ ‘ અસ્મિતા ’ અને ‘ ગૌરવ ’ માલૂમ પડશે. બોટાદકરનો આવો ભાવનામૂર્તિ શબ્દ ‘ પ્રણય ’ છે. એમની કવિતામાં ઠેર ઠેર તે નજરે પડે છે. લગભગ બસો જેટલાં કાવ્યોમાંથી ઓછામાં ઓછાં દોઢસોમાં તો તે આવ્યા વિના નહિ રહ્યો હોય. એક રીતે જોઈએ તો એમની સમગ્ર કવિતા પ્રણયલીલાના ગાન સિવાય બીજું કશું નથી. એમનાં ઘણાંખરાં કાવ્યોમાં પ્રણયના જ કોઈ એક નહિ તો બીજા અંશનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ‘ મીરાંને ’ (‘ કલ્લોલિની ’) ‘ ચંદન ’ (‘ કલ્લોલિની ’) ‘ ઉર્વશીને ’ (‘ સ્રોતસ્વિની ’), ‘ વિસ્મૃતિ ’ (‘ સ્રોતસ્વિની ’), ‘ બુદ્ધનું ગૃહાગમન ’ (‘ નિર્ઝરિણી ’), ‘ પશ્ચાત્તાપ ’ (‘ નિર્ઝરિણી ’) આદિ એમના ચારે સંગ્રહોનાં મોટે ભાગે અન્ત્ય પૃષ્ઠો રોકતાં પૌરાણિક, ઐતિહાસિક કે કાલ્પનિક કથાકાવ્યો એમની પ્રણયમીમાંસાના જુદા જુદા સિદ્ધાન્તોનાં દૃષ્ટાન્તચિત્રો જેવાં જ છે. પ્રથમ ત્રણ સંગ્રહોના આદિમાં વન્દન પણ એમણે આ પ્રણયપ્રભુને જ કર્યું છે. એમનું પ્રણયરહસ્ય કવિએ આ વન્દનત્રયીમાં કુશળતાથી ગૂંથી દીધું છે, તેથી એ જ આંહીં ઉતારીએ :

ધરે રૂપો કોટિ અવિકૃત અને એક જ છતાં,
સ્વયંભૂ સર્વાત્મ પ્રતિહૃદયમાં પૂજિત સદા;
રહ્યો વ્યાપી નિત્યે સકળ જડ ને ચેતન વિષે,
સ્મરું, વંદું, સેવું પ્રભુ પ્રગટ તે સત્પ્રણયને.

વસે ના વૈરાગ્યે, જપ તપ થકી જે નવ જડે,
અનાયાસે આવી વિમળ ઉરને સત્વર વરે;
પ્રતાપે પૃથ્વીમાં સુરસદનસૌન્દર્ય વિરચે,
સ્મરું, વંદું, સેવું પ્રભુ પ્રગટ તે સત્પ્રણયને.

કટાક્ષે જોતાં જે વિષથકી સુધાવર્ષણ કરે,
અને અગ્નિમાંયે શત શશીતણું શૈત્ય સરજે;

સ્મૃતિ જેની સ્હેજે દૃઢ નરકનાં બંધન હણે,
સ્મરું, વંદું, સેવું પ્રભુ પ્રગટ તે સત્પ્રણયને.

આ ઉપરથી જોઈ શકાશે કે ખોટાદકર ધર્મે વેદાન્તી છે અને એમનો પ્રણય વિશાળ અર્થમાં મણિલાલના પ્રેમ પેઠે વેદાન્તપ્રતિપાદિત અભેદભાવ જ છે. 'શૈવલિની'ના 'પ્રભુને' એ કાવ્યમાં એમણે આ વાત અસંદિગ્ધ રૂપમાં મૂકી છે.

અલિના આધ્યાને ભ્રમર સહજે કીટક બને,
મળે તો શા માટે સુલભતર એ ન્યાય ન મને;
ઉરે, અંગે, રંગે તુજ હૃદય વેગે વણી દઉં,
નિહાળે આ દૃષ્ટિ તુજ વગર બીજું, નહિ કશું.
હવે જાગું ત્યાગું ઝટ હૃદય-દૌર્બલ્ય ઝબકી,
તપાવંતી તૃષ્ણા પણ વિતથ જાણી દઉં તજી;
હઠાવું હોંશેથી જડસદશ 'જીવત્વ' સઘળું,
રમું, રાચું, સાચું શિવપદતણું કો સુખ સજી.

એમનાં 'લવણ' (કલ્લોલિની), 'કસ્તૂરીમૃગને' '(સ્રોતસ્વિની)', 'સૂરદાસ' '(સ્રોતસ્વિની', આદિ કાવ્યોમાં પણ વેદાન્તધર્મ પ્રતિબિમ્બિત થયો છે. ખોટાદકરે આ પ્રકારે પોતાની કવિતામાં સ્થળે સ્થળે પ્રણયવિચાર કર્યો છે, છતાં એ વિચારમાં એમને ચિન્તકની પદવી આપીએ એવી અસાધારણતા બિલકુલ નથી એ સ્વીકારવું જોઈએ.

ખોટાદકરની સૌન્દર્યદર્શી પ્રણયદૃષ્ટિ વિશેષે કરીને ગૃહજીવન પર પરેલી છે. અર્થાત્ વૃત્તિ પરત્વે પ્રારંભમાં દર્શાવ્યું તે પ્રમાણે જેમ એ સૌન્દર્યદર્શી કવિ છે, અને ભાવના પરત્વે જેમ એ પ્રણયપૂજક કવિ છે, તેમ વિષય પરત્વે એ ગૃહગાયક કવિ છે, એ જ એમનું કવિત્વમધ્યબિંદુ છે. પક્ષિણી ગમે ત્યાં ભમે, પણ અંતે તો જેમ માળાની જ પ્રદક્ષિણા કરી એમાં જ પેસે છે, તેમ એમની કવિતા ગમે ત્યાં વિહરે, પણ અંતે તો ગૃહમંદિરની જ પ્રદક્ષિણા કરી એમાં જ પેસે છે. 'સ્રોતસ્વિની'ના 'ગૃહ' નામના કાવ્યમાં ગૃહ વિશે કવિ કહે છે:

વિશ્વાંબરે વિહરતા વ્યવસાયસેવી,
પ્રાણીપતંગ તણી જ્યાં દૃઢ બાંધી દોરી;

આ વાત પ્રત્યેક 'પ્રાણીપતંગ'ને માટે જેટલી સાચી છે તેટલી જ એમનો પોતાના કવિત્વપતંગને માટે પણ સાચી છે. કોઈને આ દૃષ્ટિ આ કથન દૂરાકૃષ્ટ કે અત્યુક્તિવાળું લાગે તો 'શૈવલિની'ના 'પુરસ્કરણ'માં એમનાં કાવ્યોનું રા. નરસિંહરાવે જે વર્ગીકરણ કર્યું છે તે તપાસીએ. ત્યાં એમણે (૧) અન્યોક્તિ, (૨) સ્વભાવોક્તિ, (૩) આર્યસંસાર, અને (૪) માનવમાત્રના ગૃહજીવનનું દર્શન: એવા ચાર સ્થૂલ વર્ગ પાડ્યા છે. પણ જરા વિચાર કરતાં આ ચારના (૧) ગૃહજીવનનું દર્શન અને (૨) પ્રકૃતિવર્ણન એવા બે જ પ્રધાન વર્ગ બની જાય છે. કેમકે ત્રીજા અને ચોથા વર્ગમાં ગૃહજીવનરૂપ મુખ્ય વસ્તુ સમાન હોવાથી, તથા બીજા વર્ગમાં મૂકવામાં આવેલાં 'દધિમન્થન,' 'પનઘટ,' આદિ જેવાં કાવ્યો ગૃહમાં જ કે ગૃહને અંગે જ થતાં કાર્યો સંબંધી હોવાથી, વાસ્તવિક રીતે એ સઘળાં કાવ્યો વિશાળ અર્થમાં ગૃહજીવનના જ વર્ગમાં આવે; અને પહેલા તથા બીજા વર્ગનાં શેષ કાવ્યોમાં એ જ રીતે પ્રકૃતિવર્ણન ઉભયસાધારણ હોવાથી તે બન્ને વર્ગો પણ ગ્રામજીવન કે પ્રકૃતિવર્ણન જેવું નામ આપી શકાય એવા એક જ વર્ગમાં મળી જાય. આ રીતે (૧) ગૃહજીવનદર્શન અને (૨) પ્રકૃતિવર્ણન એવા જે બે વર્ગ રહ્યા તેમાંથી ગૃહજીવનથી ભિન્ન દેખાતાં પ્રકૃતિવર્ણનનાં જ કાવ્યો સિદ્ધ કરે છે કે ખોટાદકર તત્ત્વતઃ કુટુંબભાવોના કવિ છે, ગૃહ એ જ તેમનું કવિત્વક્ષેત્ર છે, અને તેમની શક્તિ તથા શક્તિસીમા ઉભય એમાં જ સમાયેલાં છે.

તે કેવી રીતે? આ પ્રકૃતિકાવ્યોમાં કવિ પ્રકૃતિનું વર્ણન કરવા બેસે છે ત્યારે એ પ્રકૃતિ તેમને પ્રકૃતિરૂપે દેખાઈ ન દેખાઈ એટલામાં તો તેમનું ચિત્ત એમાં માનવભાવ અને ગૃહભાવ આરોપી દે છે. એટલે તેમનાં પ્રકૃતિવર્ણનોમાં પ્રકૃતિતત્ત્વ તદ્દન લુપ્ત અથવા તો કેવળ નામનું જ થઈ જાય છે. આથી બાહ્યાભાસે પ્રકૃતિવર્ણનમાં લાગતાં કાવ્યો પણ સરવાળે તો ગૃહજીવનનું જ ગાન કરે છે. દૃષ્ટાન્ત તરીકે આ 'શૈવલિની'નું પ્રથમ જ કાવ્ય 'જ્વલન' લો:

તિમિરનો પરિહાર કરે ભલે,
જગતનું પણ જાડ્ય હરે ભલે;
કમળના ઉરમાંહિ રમે ભલે,
મનુજનાં શિર નિત્ય નમે ભલે.

આ ચાર પંક્તિઓમાં સૂર્યનું પ્રાકૃતિક પદાર્થરૂપે જરા નિરૂપણ કર્યું એટલામાં તો એકદમ કવિ એનામાં એકલવાયાપણાનો – સામાજિકપણાનો – માનવભાવ આરોપી દે છે અને એનું પ્રકૃતિતત્ત્વ ધીમેધીમે ત્યાંથી ખસતું જાય છે. બીજી જ કડી જુઓ :

અયિ દિવાકર ! તો પણ એકલો,
સ્વજનસંગતિશૂન્ય સદા રહ્યો !
ગ્રહપતિ વિબુધો તુજને ગણે,
નિકટ ના ગ્રહ કોઈ રહી શકે.

આ પછી તરત જ નવમી પંક્તિમાં ગૃહભાવ આવે છે :

પ્રથિત તું વળી પદ્મિનીનો પતિ,
અહહ ! એ પણ દેખતી દૂરથી;
નહિ શશી ઉરસખ્ય સજી શકે,
ઉડુ તણા ગણ દર્શનથી ડરે.

'ક્ષિતિજ' એ ત્રીજા કાવ્યમાં તો આકાશ-પૃથ્વીનું પ્રાકૃતિક સ્વરૂપ મૂળથી જ ભૂલી જવાય છે, અને માનવભાવારોપણનું પગથિયું કુદાવી એકે સપાટે ગૃહભાવારોપણથી જ પ્રથમ પંક્તિ શરૂ થાય છે :

રસગુંજન ગોઠડિયો કરતાં,
ઉરથી ઉર મેળવીને વસતાં;
કંઈ કાળ તણા પણ કાળ ગયા,
અળગાં નહિ અંતર તોય થયાં.

અયિ ! વ્યોમ–વસુમતી વહાલભર્યાં,
તમ ઐક્ય અનુપમ ઉજ્જ્વલ આ,
હરખી ઉર નેહભર્યો નિરખું,
પણ કાંઈ રહસ્ય નહિ પરખું.

ચોથું કાવ્ય પણ 'શર્વરી'ને ગૃહિણીરૂપે વર્ણવે છે પણ વિસ્તારભયને લીધે વિશેષ અવતરણો આપી શકાય એમ નથી. પરંતુ એમના પાંચે સંગ્રહનાં પ્રકૃતિકાવ્યોની પરીક્ષા કરતાં જે સાર નીકળે છે તે એ છે કે ખોટાદકરને પ્રકૃતિ આકર્ષે છે ખરી, છતાં કેવળ શુદ્ધ પ્રકૃતિ તરીકે એમને કદી આનંદ આપી શકતી નથી. પ્રકૃતિપદાર્થ જ્યારે એમના

અતિપ્રિય કુટુંબભાવોની મૂર્તિ ધરે છે ત્યારે જ એમને તેમાંથી પ્રેરણા મળે છે અને કાવ્ય સ્ફુરે છે. પછી તો કુટુંબભાવ કલ્પનામાં એટલો પ્રબળ બને છે કે તેનું પ્રકૃતિતત્ત્વ તદ્દન અદષ્ટ થાય છે, અથવા અદષ્ટ નથી થતું તો અતિ ગૌણ બની જાય છે અને કવિનો આરોપિત હૃદયભાવ જ પ્રધાન પદ લે છે. આથી જ 'બાલેન્દુ' ('કલ્લોલિની') અને 'ગિરિનિર્ઝર' ('સ્રોતસ્વિની')માં એમને શિશુત્વ કે પુત્રત્વ સિવાય બીજું કંઈ દેખાતું નથી. 'ઉષા' ('નિર્ઝરિણી') કન્યા અને માતારૂપે જ એમની કલ્પના આગળ સ્ફુરે છે; 'પોયણી' ('રાસતરંગિણી') પ્રેમભીની પત્ની તરીકે જ એમની કવિત્વશક્તિને ઉશ્કેરે છે; અને 'શર્વરી' ('શૈવલિની') પ્રણયરત ગૃહિણી તરીકે જ એમની પ્રતિભા આગળ ખડી થાય છે. આમ નિઃસંશય પુરવાર થાય છે કે પ્રકૃતિમાં ગૃહભાવારોપણ એ ખોટાદકરનાં પ્રકૃતિકાવ્યોનું લક્ષણ છે અને એકંદર એમની દૃષ્ટિ કુટુંબ કે ગૃહ કરતાં આગળ વધી જ શકતી નથી.

આ રીતે ખોટાદકરનો કવિત્વપ્રદેશ જો કે નાનકડો છે, તોપણ એ નાનકડા પ્રદેશના તો એ સમર્થ રાજા છે અને તેમાં તો એમનું શાસન અપ્રતિહત છે એ ભૂલવાનું નથી. વસ્તુતઃ એ દિશામાં ખોટાદકરે ગુજરાતી સાહિત્યની અને પરિણામે ગુજરાતી પ્રજાની જે સેવા બજાવી છે તે અનન્ય છે. એમની પૂર્વે આપણા ગૃહજીવનની—સંસારની—ખોડો તો ઘણાએ બતાવી હતી, પણ ગૃહજીવનમાં ચારુતાના જે નિગૂઢ અંશો રહેલા છે તેનો રસિક રીતે સાક્ષાત્કાર કરાવી ગૃહને પરમ પ્રેમાસ્પદ બનાવવાનું વિશેષ મહત્ત્વનું કાર્ય તો એમણે જ કર્યું છે. ખોટાદકર અને તે સાથે 'લલિત' ન હોત તો ગુજરાતીઓના કૂંળા મીઠા કુટુંબભાવો તથા સાદું નિર્મળ ગૃહસંસાર સૌન્દર્ય એ બધું કદાચ વણગવાયું જ રહી જાત. આ બંને ગૃહકવિઓની તુલના કરવાનો આંહીં પ્રસંગ નથી, છતાં એટલું તો જણાવવું જોઈએ કે એકંદરે આ ક્ષેત્રમાં ખોટાદકરનું અર્પણ લલિત કરતાં ઘણું ચડિયાતું છે એ ચોક્કસ છે, અને તેનું મુખ્ય કારણ ખોટાદકરનું વિરલ સૌન્દર્યદર્શન છે. આ સૌન્દર્યદર્શનમાં હંમેશાં વાસ્તવિકતા જ હોય છે એવું કાંઈ નથી. ઘણી વાર તો કવિ વાસ્તવિકતાને વિદૂર રાખી કેવળ ભાવનાના જ રંગો પોતાનાં કાવ્યચિત્રોમાં પૂરે છે. આથી એમનાં ઘણાંખરાં કાવ્યો વર્ણનવિષય કેવો છે તેના

કરતાં એ કેવો હોઈ શકે અથવા કેવો હોવો જોઈએ તેના આલેખનરૂપ વિશેષ બન્યાં છે. છતાં કવિની કલાની ખૂબી એ છે કે આ કાવ્યોમાં રતિભર પણ કૃત્રિમતા આવવા પામી નથી. એનું રહસ્ય એ છે કે આવી રીતે વર્ણવેલું સૌન્દર્ય વર્ણનવસ્તુમાં હાલ તરત અવિદ્યમાન હોવા છતાં કવિને મન એમાં કંઈ પણ અશક્ય કે અસાંધ્ય જેવું લાગતું નથી, અને તેથી પોતે શક્ય કે સાધ્યને પ્રત્યક્ષવત્ કે સિદ્ધવત્ માની લઈ વર્ણન કરવા માંડે છે અને એ વર્ણન એવી તન્મયતાથી તથા એટલા અભિનિવેશથી કરે છે કે વસ્તુ અને ભાવના વચ્ચેનો ભેદ ભુલાઈ જાય છે અને એકંદરે અકૃત્રિમતાની છાપ પડે છે. ઉદાહરણ અર્થે 'રાસતરંગિણી'નો 'સાસુ'નો રાસ જુઓ. એ તો જાણીતું જ છે કે સાસુઓ મોટે ભાગે કર્કશા હોય છે, અને સાસુ વહુ વચ્ચે જવલ્લે જ સંપ પ્રવર્તે છે. પણ અત્યારે આમ છે તેથી સદા આમ જ હોય એવો કોઈ અચળ નિયમ નથી. હાલ પણ કોઈ સાસુ સ્નેહાળ હોય, કોઈ ઘરમાં સાસુવહુ વચ્ચે મેળ હોય, એ અસંભવિત નથી. અને ભવિષ્યમાં હજારો કે સઘળી સાસુઓ સ્નેહાળ બને તથા સઘળાં કુટુમ્બોમાં સાસુવહુ વચ્ચે સુલેહ ચાલે, એ પણ કંઈ અસંભવિત નથી. આવી રીતે સ્નેહાળતા અને સુલેહસંપનો જે સંભવ રહેલો છે તેને કવિ પકડી લે છે અને હાલ જે કેવળ સંભવ જ છે તેને કલ્પનાપ્રભાવથી વિદ્યમાન હકીકત તરીકે પ્રદર્શિત કરે છે. આમ મોજૂદ દૂષણો પ્રત્યે અખાડા કરવા, અને તેની પાછળ જે ભૂષણો કે ભૂષણનો સંભવ રહેલો હોય તેને નજરમાં રાખી તેને જ આગળ પાડવો એ બોટાદકરનાં ગૃહકાવ્યોની વિશિષ્ટતા છે. વારંવાર દોષઘોષણ કરવા કરતાં આ પદ્ધતિ વિશેષ કલામય,–કવિત્વને વિશેષ અનુરૂપ અને છતાં દોષોચ્છેદન તથા સુધારણાની બાબતમાં વિશેષ સફળ નથી એમ કોણ કહેશે ?

બોટાદકર એક પત્રમાં લખે છે કે 'કાલિદાસ મારો આદર્શ છે. તેના હૃદયને પહોંચવા હૃદય ઊડે છે.' કાવ્યકાળમાં ઈતર ઘટકતત્ત્વો કરતાં ભાષાતત્ત્વમાં કવિ પોતાના આ આદર્શને સૌથી વિશેષ પહોંચી શક્યા લાગે છે. કાલિદાસનો પ્રસાદગુણ તે એમની ભાષાનો પણ પ્રધાન ગુણ છે. એમના વક્તવ્યમાં એવી વિશદતા છે કે તે સમજવામાં જરા પણ શ્રમ પડતો નથી. ભાષા એટલી બધી પારદર્શક છે કે એમની પંક્તિઓ વાંચતા જાણે એમનું હૃદય જ સીધેસીધું વંચાતું હોય એમ થાય છે.

લીટીએ લીટીએ દૃષ્ટિગોચર થતી લલિત પદાવલિ અને પદે પદે શ્રુતિગોચર થતું વર્ણમાધુર્ય એ બન્નેમાં કાલિદાસની અસર સ્પષ્ટ છે. શબ્દકોષ ઉપર એમનું પ્રભુત્વ તો અદ્‌ભુત જ છે. એમની કવિતાની અસ્ખલિત ધારાવાહિતા જોતાં ભાવપ્રદર્શનને માટે એમને કદી પણ શબ્દ શોધવા જવું પડતું હોય એમ જણાતું નથી. સર્વદા યોગ્ય શબ્દ અનાયાસે જ યોગ્ય સ્થળે આવી પંક્તિમાં જડાઈ જતો હોય એમ લાગે છે. આથી જ વૃત્તરચનામાં લઘુગુરુની છૂટ સૌથી ઓછી લેનારા ગુજરાતી કવિઓમાં 'કાન્ત'ની સાથે ખોટાદકરનું પદ કદાચ સૌથી પહેલું આવે.

ખોટાદકરની ભાષાને માટે એટલો આદર દેખાડ્યા છતાં એની અમર્યાદિત સંસ્કૃતમયતાની તો નિન્દા કર્યા વિના ચાલે એમ નથી. ખાસ કરીને તો એટલા માટે કે તેનાથી મોટામાં મોટી હાનિ જો કોઈને થઈ હોય તો તે એમને પોતાને જ થઈ છે. એમની કવિતાના વિષય લોકહૃદયને સૌથી વિશેષ નિકટવર્તી અને તેથી સૌથી વિશેષ આકર્ષે એવા છે, એમના વિચારો તદ્દન સાદા છે, અટપટા બુદ્ધિવ્યાપાર કે અગમ્ય કલ્પનાવિહાર જેવું કશું એમાં નથી, અને સામાન્ય જનને રુચિકર એવી બોધપરાયણતા પણ એમની કવિતામાં જોવામાં આવે છે. એટલે અર્વાચીન શિષ્ટ કવિઓમાં બધાથી વધુ લોકપ્રિય થઈ પડે એવા કોઈ હોય તો તે ખોટાદકર જ છે. છતાં તે લોકપ્રિય ન થઈ શક્યા એનું શું કારણ? યથાર્થ વિવેચનનો અભાવ – વિદ્વાનોની ક્રૂર ઉપેક્ષા એ બાહ્ય કારણ તો છે જ પણ એકલા તેના જ પર બધો દોષ ઢોળી દીધાથી સમાધાન થાય એમ નથી. કવિની પોતાની કૃતિમાં પણ તેનું કંઈક સબળ આંતરકારણ હોવું જોઈએ. આ આંતરકારણ કયું? સંસ્કૃત પ્રત્યેનો કવિનો નિરંકુશ પક્ષપાત અને તજ્જન્ય એમની કવિતાની દુર્બોધતા એ જ તે આંતરકારણ. એથી જ તે અંત સુધી અંધારામાં રહ્યા અને લોકકદરનો પૂરતો સંતોષ કદી અનુભવી શક્યા નહિ. ખરેખર 'કીશ,' 'પિચંડ,' 'સ્વાન્ત,' 'કકુભ,' 'પ્રિયા,' 'મુખરતા,' 'ભવિક,' 'પવમાન,' 'સ્નાતિ,' જેવા અપ્રચલિત સંસ્કૃત શબ્દો હરઘડીએ એમનાં કાવ્યો વાંચીને,

ગૃહકાર્યે વિલક્ષણવેગવતી
ગૃહમંડન દક્ષિણચિત્તવતી

૪. એક ઉદાર ગૃહસ્થે એમને મોટી રકમનું ગુપ્તદાન આપેલું તેના ઉત્તરમાં નીચેનો જે પત્ર લખાયેલો તે મહત્ત્વનો છે. કેમ કે તેમાં એમની સંસ્કૃતપ્રચુર ભાષાનો નમૂનો હોવા ઉપરાંત તે વિશેનો એમનો ખુલાસો પણ સમાયેલો છે:

'આપનો તા. ૧–૯–૨૧ નો કૃપાપત્ર મળ્યો. મારી વિષમ સ્થિતિમાં અસાધારણ ઔદાર્યભરી સહાય આપવા માટે આપનો કેવા શબ્દોમાં ઉપકાર માનું તે અત્યારે સૂજતું નથી. અને હૃદયની હર્ષોન્મત્તતા ઉચિત શિષ્ટાચારનું પણ વિસ્મરણ કરાવી રોમરોમ નૃત્ય કરી રહી છે. તેથી એ સંબંધે વિશેષ લખી શકતો નથી.

આપની સૂચના પ્રમાણે બેચાર દિવસમાં બોટાદ જઈ આપનું ભવ્ય પ્રદાન શિરોધાર્ય કરીશ. કુટુંબના નિર્વાહ માટે થયેલું પ્રકીર્ણ ઋણ જે અનેક નાના વ્રણોની પેઠે આંતરવ્યથા કરી રહ્યું છે તેના નિવારણ માટે હાલ તુરત –ની જરૂર પડશે. એ ઋણની નિવૃત્તિ સાથે કેટલીક ચિન્તાઓનું પણ શમન થશે.

આપના પ્રથમના પત્રથી જ કાવ્યપ્રવૃત્તિમાં મને નવીન પ્રોત્સાહન મળવાથી કેટલાંક કાવ્યો લખાયાં છે. આપની સઘળી સૂચનાઓ ધ્યાનપૂર્વક વાંચું છું. અપરિચિત શબ્દોને લઈ કાવ્યની વાક્યરચના કે અસામાન્ય સમાસો બહુધા ભવિષ્યમાં નહિ આવી શકે. છતાં જે શબ્દોને લઈ કાવ્યની પંક્તિઓ સ્વતઃ આવિર્ભાવ પામે તે અનિવાર્ય હોવાથી અને પાછળથી તેને સ્થાને અન્ય શબ્દ મૂકવામાં કાંઈક રસક્ષતિનો સંભવ હોવાથી અપવાદ તરીકે એવી શબ્દયોજના ક્ષંતવ્ય ગણવાની યાચના તો હું અવશ્ય કરીશ.

માનવજીવનના સૂક્ષ્મ ભાવોને જોવા – પિછાણવા હું નિરંતર પ્રયાસ કરું છું અને સતત અભ્યાસથી જે જે જોઈ શકું છું તે યથામતિ કાવ્યમાં ઉતારું છું. કાલિદાસ મારો આદર્શ છે. તેના હૃદયને પહોંચવા હૃદય ઊડે છે, ક્રમશઃ કેટલે પહોંચું છું તે ભવિષ્યમાં જોવાશે છતાં એ ઉડ્ડયનમાં આપ જેવાની સહાય વિશેષ સામર્થ્ય પ્રેરે છે તો કાંઈક સારી આશા તો રહે છે.'

આ પત્રમાં ' અનિવાર્યતા ' અને રસપુષ્ટિને નામે કવિએ પોતાની સંસ્કૃતમયતાનો જે પક્ષવાદ કર્યો છે તે કેટલાકને વાસ્તવિક લાગશે. પણ જરા શાન્તિથી વિચારનારને તો તરત સમજાશે કે એમ તો પછી દશ વરસથી ચા પીનારો માણસ પોતાની અસહાયતા અને ચાની અનિવાર્યતાને નામે પોતાના વ્યસનનો પક્ષવાદ કરે છે એ પણ વાસ્તવિક ગણાવો જોઈએ, જે અયુક્ત છે. એટલે આંહીં જે પ્રશ્ન છે તે કવિએ આવી કૃત્રિમ ભાષાને પાછળથી કેટલી સ્વાભાવિક બનાવી દીધી એ નથી, પણ આવી કૃત્રિમ ભાષા પહેલેથી એમણે સ્વીકારી જ શા માટે એ છે. એટલે કે મૂળથી ' પરબ 'ને બદલે ' પ્રપા ' કે ' મન 'ને બદલે ' સ્વાન્ત ' વાપરવાનું એમણે શા માટે પસંદ કર્યું એ આપણે તપાસવાનું છે. અને એવી તપાસ કરતાં આ પસંદગીનાં બે કારણો જડે છે : (૧) એમનો જમાનો, અને (૨) એમની મનોદશા. એમણે જે સમયે કવિજીવન શરૂ કરેલું તે સમય કેટલેક અંશે પાંડિત્યદંભી ભાષાનો હતો, અને એ સમયની એમની જે મનોદશા હતી તે વિદ્વત્તાનો દેખાવ કરવાને તલસતા અધકચરા જ્ઞાનવાળા નિશાળિયાની હતી. એ અવસ્થામાં ગુજરાતી છ ચોપડી ભણેલા એ નવજુવાનના મનમાં એવો ખોટો ખ્યાલ પેસી જાય કે જેમ અપ્રચલિત સંસ્કૃત શબ્દોનું પ્રમાણ વધારે તેમ કૃતિ ચડિયાતી કોટિની. અને પછી પોતાનાં કાવ્યોમાં એવી જાતના અજાણ્યા સંસ્કૃત શબ્દોની બને તેટલી ભરતી કરવા તરફ એ સતત દૃષ્ટિ રાખે તો એમાં કંઈ નવાઈ જેવું નથી. એમાં વળી કંઠસ્થ કરેલા ' અમરકોષ 'થી આવી ભરતીનું કામ બહુ સરલ થઈ જાય એ પણ દેખીતું છે. ખોટાદકરના સંસ્કૃતપરિપ્લુત શબ્દકોષના ઉદ્‌ભવ અને વિકાસક્રમનો પ્રકાર મને તો આવો જ કોઈક લાગે છે. એ જો ઓછા રંક હોત, નિર્વાહની બાબતમાં અધિક નિશ્ચિંત હોત, જ્ઞાનસંપત્તિમાં જરા વિશેષ ભાગ્યશાળી હોત, તો બીજી બધી બાબતોમાં કદાચ એવા ને એવા જ રહ્યા હોત તો પણ એમની ભાષાની આ સંસ્કૃતપ્રચુરતા તો જરૂર ઓછી કે અદૃશ્ય થઈ ગઈ હોત. કેમ કે તો પછી એમણે બીજાઓનાં મન મનાવવા ઉપર પોતાની નજર રાખી ન હોત, પણ આત્મપ્રકાશને જ અનુસરીને એમણે પોતાની ભાષા અને પોતાની કળા સ્વતંત્રપણે જ નિર્મેલ હોત અને ત્યારે બીજા પર વિદ્વત્તાની છાપ પાડવાની ખોટી લાલસા ન હોત એટલે, તથા સંસ્કૃત ભાષાના ઉપલકિયા પરિચયને લીધે એના તરફ બાલિશ મોહની દૃષ્ટિ ન રહેત તેથી, સંસ્કૃત શબ્દબાહુલ્ય આપોઆપ ઓસરી જાત.

આમ છતાં ખોટાદકર સમર્થ કવિ છે એ તો વિવાદાતીત વાત છે, અને મહાપુરુષોની ખોડો એમને પરિણામે અતિ હાનિકર હોવા છતાં જેમ એમના વિશિષ્ટ વ્યક્તિત્વની સાથે જ જન્મેલી અને એની જ પરિપોષક હોય છે, તેમ સમર્થ કળાકારોની ખામીઓ પણ અન્તમાં એમને ખૂબ નુકસાનકારક નીવડવા છતાં સૌથી ન્યારી જ એવી એમની વિલક્ષણ કળાની સાથે જ ઉદ્‌ભવેલી અને બીજું કંઈ જ ન થઈ શકે એટલે બધે દરજ્જે એમના કલાવ્યાપારમાં ઉપકારક હોય છે. ખોટાદકરની આ સંસ્કૃતમયતાના સંબંધમાં તો એમ જ બન્યું છે. સર્વત્ર સૌન્દર્ય જોવું, તેને જ વાણીમાં વ્યક્ત કરવું, અને પરિચિત વસ્તુને અપરિચિતતાની દીપ્તિથી રસી એને મોહક બનાવવી એ એમની કળા હતી. એમની અપરિચિત પદાવલિને લીધે જ અતિ પરિચયથી અવજ્ઞા પામેલા પદાર્થ એમનાં કાવ્યોમાં કોઈ નવો જ દિવ્ય અવતાર પામતા હોય એવું આપણને લાગે છે. વસ્તુતઃ એમની આ ભાષા એમની કળા સાથે એવી સંલગ્ન થઈ ગઈ છે કે એમનું કવિત્વરસાયણ પ્રાકૃત પદાર્થોને નૂતન સુંદરતામાં પલટી નાખવાની અને સાથે સાથે જ રૂઢ ભાષાને નવીન સંસ્કૃતમયતાનું રૂપાન્તર આપવાની બેવડી પરિવર્તનક્રિયા એકસામટી જ કરે છે. આ રીતે એમની ભાષા એમની સૌન્દર્યદર્શી વૃત્તિનું અવ્યભિચારી અંગ હોવાથી જ તેની સઘળી એબો ઢંકાઈ જાય છે અને કટ્ટામાં કટ્ટા સંસ્કૃતવિરોધીને પણ તેની સામે ફરિયાદ કરવાનું ગોઠતું નથી.

છેવટમાં 'શૈવલિની'ના પુરસ્કર્તા રા. નરસિંહરાવે ઉપસ્થિત કરેલો પુરોગામીઓની ખોટાદકર પરની અસરનો પ્રશ્ન વિચારી આ અવલોકન સમાપ્ત કરીએ. છૂટક છૂટક કાવ્યો નહિ પણ સમસ્ત કવિતાની વાત કરીએ તો, ભાષાવિષયમાં કાલિદાસની અસર પૂર્વે જણાવી છે તે બાદ કરતાં, એમનાં વિષય, વિચાર, વલણ, કે વાણી કશા ઉપર કોઈ પણ એક જ વ્યક્તિ, પુસ્તક, કે મંડળની છાપ 'અસર' કહી શકાય એવી પ્રબળ બિલકુલ પડેલી નથી. આવી પ્રબળ છાપ પડી શકે એવી એમની પરિસ્થિતિ જ નહોતી. અંગ્રેજીનું તો એમને લિપિ ઉપરાંત વિશેષ કંઈ જ્ઞાન જ નહોતું, એટલે એ દ્વાર તો સદાનાં બંધ જ હતાં. ગુજરાતીનું અને કેટલુંક સંસ્કૃતનું જ્ઞાન હતું ખરું, પણ મોટે ભાગે પુસ્તકો વિનાના ગામડામાં જ જિંદગી પૂરી કરનાર ટૂંક

પગારના મહેતાજી એ જ્ઞાનનો પણ કંઈ લાભ લઈ શકે એવું હતું નહિ. વળી સ્વ. દાણીએ આપેલી માહિતી મુજબ તો, પુસ્તકો મળે તોપણ તેનો ઉપયોગ કરવાને એકાગ્રતા, ધીરજ અને શ્રમની જરૂર પડે તે પણ એમની આળસુ પ્રકૃતિમાં બિલકુલ નહોતાં. એટલે એમના પાંચ સંગ્રહોમાં જે મોંઘો માલ ભરેલો છે તે આપકમાઈનો જ છે. છતાં છૂટું છવાયું જે થોડું એમણે વાંચેલું તેનાં આછાં આછાં સંસ્મરણો એમનાં કોઈ કોઈ કાવ્યોમાં અંકાઈ રહે એમાં કાંઈ આશ્ચર્ય નથી. આવાં થોડાં રા. નરસિંહરાવે પોતાના વિવેચનમાં દર્શાવ્યાં છે, અને અભ્યાસી ધારે તો એવાં થોડાં વિશેષ હજુ દર્શાવી શકે એમ છે. એ બધાંના ઉદ્‌ગમની શોધ કરતાં મુખ્યત્વે કરીને ત્રણ સંગ્રહો તરફ નજર જાય છે: ૧. सुभाषितरत्नभाण्डागार ૨. 'કાવ્યમાધુર્ય,' અને ૩. 'ગોલ્ડન ટ્રેઝરી.' સ્વ. દાણીના કહેવા પ્રમાણે, એમની પાસે નિરન્તર પડ્યું રહેલું અને એમના વારંવાર વાંચવામાં આવેલું પુસ્તક તો એક આ भाण्डागार જ હતું. અન્યોક્તિઓ ઉપરનો શોખ કવિને આ भाण्डागार ઉપરથી જ થયેલો એમ લાગે છે. કાલિદાસ પ્રત્યેની કવિની આદર્શબુદ્ધિ આપણે એમના પત્રમાંથી જાણી છે. પણ એમનાં પુસ્તકોનો કવિએ વ્યવસ્થિત રીતે સળંગ અભ્યાસ કર્યો હોય એવું સ્વ. દાણીના તો જાણવામાં નથી. સંસ્કૃતની આ કથા તો ગુજરાતી કવિતામાં રા. નરસિંહરાવે પોતાનાં કાવ્યોનાં બોટાદકરનાં કાવ્યોમાં પડેલાં પ્રતિબિંબો તરફ લક્ષ ખેંચ્યું છે, એ જોતાં તથા બોટાદકરની સમગ્ર કવિતા વાંચતાં, 'કુસુમમાળા' અને 'હૃદયવીણા' … 'કેકારવ' કવિએ જીવનના પ્રારંભના ભાગમાં વાંચેલ હોય અને એ બન્ને તરફ એમનું કંઈક આકર્ષક પણ થયેલ હોય એ અસંભવિત નથી. પણ એ બન્ને સાથેનો કવિનો સહવાસ, પૂરતાં પ્રમાણોને અભાવે, કંઈક સંશયાસ્પદ[5] લાગે છે. એ કરતાં 'કાવ્ય-

---

૫. રા. નરસિંહરાવનાં પુસ્તકો વિશેની શંકા કવિના એક પત્ર ઉપરથી કંઈક દૃઢ થાય છે. પાછળના ભાગમાં કવિ વસન્તતિલકાદિ વૃત્તોની અવિવિધતાથી બહુ કંટાળી ગયા હતા, અને તે ટાળવા નવા રાગો કે વૃત્તો મેળવવાને બહુ તરફડતા હતા. સ્વ. દાણી પરના બેત્રણ પત્રોમાં એનો ઉલ્લેખ છે, તેમાંથી તા. ૯-૯-૨૧ ના પત્રમાં તેઓ લખે છે: 'રાગો માટે પુનઃ પુનઃ તમને લખવાનું એ કે નૃસિંહરાવ વગેરે સાક્ષરોએ જે રાગો વાપર્યા હોય તે વાપરવાથી વાચકોને પરિચય હોય

માધુર્ય'ના પક્ષનો પુરાવો વધારે નિશ્ચયાત્મક છે, કેમકે ખોટાદકરે 'શંકરાભરણ'માં કુલ ૭ કાવ્યો[૬] રચ્યાં છે અને 'મ્હેમાનો ઓ વ્હાલાં પુનઃ પધારજો' એ રાહની ગરબી એક લખી છે.[૭] 'પૂર્વાલાપ' તો બહુ મોડો પ્રકટ થયેલો એ જોતાં આ રાગવાળાં 'સાગર અને શશી' તથા 'મહેમાનોને' એ કાંતનાં બન્ને કાવ્યો ખોટાદકરે 'કાવ્યમાધુર્ય'માંથી જ વાંચેલાં. વળી શૈલી આદિનું સામ્ય જોતાં 'સૌરાષ્ટ્ર' ('સ્રોતસ્વિની') કાવ્ય ખોટાદકરે ભીમરાવના 'હિન્દનું ઐતિહાસિક સિંહાવલોકન' એ કાવ્યના નમૂના ઉપરથી જ રચેલું નિઃશંક જણાય છે, અને ભીમરાવના એ કાવ્યનો પણ કવિને 'કાવ્યમાધુર્ય' દ્વારા જ પરિચય થવો સંભવિત છે. કેમ કે મૂળ 'પૃથુરાજ રાસો' ખોટાદકરના હાથમાં આવવાનો સંભવ બહુ ઓછો છે. આ ઉપરાંત સ્વ. નરસિંહરાવે પોતાનાં જે કાવ્યોના પ્રતિધ્વનિ ખોટાદકરમાં સાંભળ્યા છે તેમાંના 'ચંદા,' 'આશાપંખીડું' આદિ મુખ્ય તો 'કાવ્યમાધુર્ય'માં પણ છે, એટલે અસલને બદલે કદાચ એમાંથી જ એ કાવ્યોનો સંસ્કાર એમના મન પર પડયો હોય એમ માની શકાય એવું છે. આ બધાં કારણોને લીધે ગુજરાતી કાવ્યસંગ્રહોમાં એક 'કાવ્યમાધુર્ય'નો ખોટાદકરને ગાઢ સંપર્ક હોય એમ દેખાય છે અને અંગ્રેજીમાં 'ગોલ્ડન ટ્રેઝરી'નાં બે-ત્રણ કાવ્યોની જે છાયા રા. નરસિંહરાવે ખોટાદકરમાં દેખાડી છે, તે પરોક્ષ રીતે એમનામાં પડેલી. તે એવી રીતે કે આજથી સાતેક વર્ષ પર સ્વ. દાણી અને કવિના એક બીજા મિત્ર બંને બી. એ.ના વર્ગમાં

---

આનંદ આવે તેથી કાંઈ નહિ, તો 'હૃદયવીણા' 'નૂપુરઝંકાર' વગેરેમાં જે જે રાગો હોય અને તેમાંના રાગો કે વૃત્તો મ્હેં વાપર્યા ન હોય તેવા થોડાક સૂચવશો તો ઉપયોગ કરીશ.' આ ઉપરથી ફલિત થાય છે કે 'હૃદયવીણા' 'નૂપુરઝંકાર' તો એમણે કદી જોયેલ જ નહિ, અને 'કુસુમમાળા'નો જો કે ઉપલા વાકયમાં સ્પષ્ટ નિર્દેશ નથી તોપણ તે પણ નહિ જ જોયેલ હોય એવું અનુમાન થાય છે, કેમ કે જોયેલ હોત તો તેમાં જુદી જુદી ચાલની જે અનેક ગરબીઓ છે તેની વિવિધતાનું એમને સ્મરણ થયા વિના રહેત નહિ. અને એમાંથી કોઈકનો પોતાના કાવ્યમાં ઉપયોગ પણ જરૂર કરત.

૬. એક 'રાસ' ('નિર્ઝરિણી')માં અને બાકીના પાંચ આ 'શૈવલિની'માં.

૭. 'માનવહૃદય' ('નિર્ઝરિણી').

અભ્યાસ કરતા હતા. તે વખતે 'ગોલ્ડન ટ્રેઝરી'નો ચોથો ભાગ એમને પાઠ્ય હતો. તેમાંથી 'The Daffodils,' 'The Solitary Reaper,' 'The Soldier's Dream' આદિ કોઈ કોઈ કાવ્યોનો સાર રજાના દિવસોમાં ખોટાદકરને મળેલા ત્યારે તેમને ગુજરાતીમાં સમજાવેલો. આવા આછા નહિ જેવા ખ્યાલના ફણગાને પ્રતિભાજળથી સિંચી કવિએ જે ત્રણ સુંદર વૃક્ષો ખડાં કર્યાં તે જ 'આવળના ફૂલને,' 'તન્મયતા,' અને 'સ્વપ્ન.' આ ત્રણે કાવ્યો અંગ્રેજી ઉપરથી જ ઉદ્‌ભવેલાં એમા શંકાને અવકાશ નથી. કારણ કે ખુદ ખોટાદકરે જ 'નિર્ઝરિણી'નો હસ્તલેખ મોકલતી વખતના સ્વ. દાણી પરના તા. ૧૦-૯-૨૦ના પત્રમાં એ હકીકતનો આ પ્રમાણે સ્વીકાર કર્યો છે : 'તમે મને જે કેટલાંક આંગ્લકાવ્યો સમજાવ્યાં હતાં તેની અસર 'સ્વપ્ન,' 'તન્મયતા' વગેરે કાવ્યોમાં જણાશે.' આ પ્રમાણે પરકૃતિની છાયા જેમાં ધ્યાનમાં લેવા જેવી ગણાય એવાં કાવ્યોની સંખ્યા દસ જેટલી પણ થતી નથી, અને એટલામાં પણ આધારભૂત કાવ્યાદિકનું રહસ્ય પોતાના આત્મરસમાં જીરવી લઈને આત્મકૃતિની પેઠે જ નવીન ઘટના પ્રગટ કરવી અને તેમાં માત્ર જીરવેલા મૂળની છાયા સ્વગત લક્ષણ જેવી જ દીપે એ પરિણામ આણવું એવું વિરલ કલાકૌશલ્ય કવિએ દાખવ્યું છે. એટલે સઘળા અર્વાચીન કવિઓમાં ખોટાદકર બીજાના ઓછામાં ઓછા દેવાદાર હતા એમ ખાતરી થાય છે અને આખરે તો ૭ ચોપડી ભણેલા મહેતાજીની જ આ બધી અદ્‌ભુત કારીગરી છે એ યાદ આવતાં એમની કવિતા 'મધમાખ' પ્રત્યે એમના જ ('રાસતરંગિણી') શબ્દોમાં કહેવાઈ જાય છે કે :

અલી ! ઊભી રહે મધમાખ રે! મનડાની મીઠી રે,
તારી જાદુ ભરેલી જરૂર રે દેહડી દીઠી રે.
મેં તો જોયાં જોયાં બહુ ઝાડ રે ડાળીઓ દેખી રે,
વનવેલીતણાં ફળ-ફૂલ રે પાંખડી પેખી રે.
નહિ લાધ્યાં મને તો લગાર રે મધડાં મધુરાં રે,
એનાં દિલ તણાં રસદ્વાર રે ઊઘડે અધૂરાં રે.
એવી આંજી કોણે તુજ આંખ રે સ્નેહની સળીએ રે ?
તું તો મધનો નિહાળે મેહ રે ફૂલડાંને ફળિયે રે.
તને વિધિએ વહાલપની વાત રે શીખવી સાચી રે,
સુધા ઝરતો કરે સંસાર રે ઉરની ઊંચી રે.

૧૯૮૨ ['સાહિત્યસમીક્ષા']

## કવિ બોટાદકર

— સુન્દરમ્

બોટાદકર આપણા એક ઘણા લોકપ્રિય તથા શિષ્ટસંમત બનેલા કવિ છે. તેમની આર્થિક દરિદ્રતા તેમની કવિતા તરફ સાક્ષરોનો અને વિવેચકોનો વિશેષ સદ્ભાવ મેળવવાનું કારણ બની છે. તેમનાં શરૂઆતનાં કાવ્યો જેને નરસિંહરાવ પૂર્વાશ્રમનાં કાવ્યો કહે છે તે દલપતરીતિનાં તથા જૂના કવિઓની 'કલ્લોલિની' પૂર્વેનાં કાવ્યોને બાદ કરીએ તો તે પછીની નવી શિષ્ટ અર્વાચીન રીતિની કૃતિઓમાં આપણને આ નીચેની વસ્તુઓ જોવા મળે છે. માનવજીવનના સૂક્ષ્મ ભાવોમાં તેમણે ગૃહજીવન અને ગ્રામ્યજીવનના વિવિધ ભાવોને તથા પ્રસંગોને અને એથી વિશાળ ક્ષેત્રમાં જઈ ઉદાર ત્યાગ–બલિદાનથી ભરેલી પ્રણયભાવનાનાં વિવિધ પાસાંને સ્પર્શ કર્યો છે. તેમણે કાલિદાસને નજર આગળ રાખ્યો છે. તેમ જ તેમના સમકાલીન અર્વાચીન ગુજરાતમાં ખેડાતી રહેલી ગુજરાતી કવિતાનાં છંદો, રૂપો, વિષયો, રચનારીતિ વગેરેની હરોળમાં રહેવા સતત પ્રયત્ન કર્યો છે. અંગ્રેજીના જ્ઞાનને અભાવે તેઓ અંગ્રેજી કવિતાનો સીધો પરિચય મેળવી શક્યા નથી. તોપણ મિત્રોની સહાયથી વર્ડ્ઝવર્થ જેવા કવિઓની કેટલીક કૃતિઓના સંસ્કારો તેમણે ઝીલ્યા છે. પણ કાલિદાસની કળાનું કે ગુજરાતમાં કલાપી, કાન્ત, ન્હાનાલાલ કે અંગ્રેજીના વર્ડ્ઝવર્થ આદિની કળાનું હૃદય શેમાં રહેલું છે તે તેઓ તેમના મિત્રોના કે વિવેચકોના સહવાસથી કે પોતાના અભ્યાસબળથી કે સ્વયંસ્ફુરિત સહજ જ્ઞાનથી પામી શક્યા લાગતા નથી. કળાની અને રસની લોકોત્તર ચમત્કૃતિ આ ઉત્તમ કવિઓમાં ઉત્તમ રૂપે કેવી રીતે પ્રકટ થઈ છે તેનું સંપૂર્ણ દર્શન તેમને થયું નથી અને તેથી તેમની ઉત્તમોત્તમ કૃતિઓમાં પણ તે રસની ગહનતામાં અને કળાની અલૌકિકતામાં કે ચમત્કૃતિમાં ગુજરાતના પ્રતિભાશીલ કવિઓની નજીક બહુ ઓછું પહોંચી શક્યા છે.

ખોટાદકરની પાસે ખંતપૂર્વક સંચેલી સમૃદ્ધ સંસ્કૃત તત્સમોથી ભરેલી તથા 'રાસતરંગિણી'નાં કાવ્યોમાં લોકબોલીના રણકારવાળી પદાવલી છે, છંદોનું સૌષ્ઠવ છે, પદનું લાલિત્ય અને માધુર્ય છે, નિરૂપણમાં અર્થની વિશદતા અને પ્રસાદ છે, કુમળી મધુર ઊર્મિઓ છે, કેટલુંક હળવું, સામાન્ય રીતે ઉછીનું લીધેલું અને એટલે સપાટી પરનું રહેલું જીવનદર્શન છે, કેટલીક સાચી પણ બહુ ઊંડી નહિ એવી ભાવુકતા અને આદર્શપરતા છે, પરંતુ તેમના શબ્દોમાં જેટલું બાહ્ય આંગિત લાલિત્ય, માધુર્ય અને ગાંભીર્ય છે તેટલું કલ્પનાનું કે વિચારનું લાલિત્ય અને ગાંભીર્ય નથી. તેમની નિરૂપણરીતિ તેમના આદર્શરૂપ કવિઓમાં જે કલોચિત સંયમ, કલ્પનાનો રણકાર, સુઘટ્ટ સ્થાપત્યવિધાન, અને અનુરણનભરી ઊંચી વ્યંજનાશક્તિ – ધ્વનિતત્ત્વ રહેલાં છે તેથી વંચિત રહેલી છે. ખોટાદકરની કાવ્યરીતિ શિષ્ટતા, મિષ્ટતા અને સરળતાનો મોહક સ્વાંગ ધરાવતી હોવા છતાં તેના મૂલગત રૂપમાં તે આંગિક ચમત્કૃતિમાં અટકી જતી, શિથિલ પ્રબંધવાળી, બોધ અને રંજનપ્રધાન દલપતરીતિની નજીકની છે.

ખોટાદકરની કવિતા, શૈલી પરત્વે ત્રણ તબક્કે વિકસી છે; પહેલો તબક્કો પ્રાચીન કવિઓની અને દલપતરામની શૈલીનો. બીજો સાક્ષરી રીતિનો અને ત્રીજો લોકવાણીની સરળ રીતિનો છે. પહેલા તબક્કાની કવિતામાં પણ ખોટાદકરનું શબ્દસૌષ્ઠવ ધ્યાન ખેંચે તેવું છે અને એ શૈલીની એ રચનાઓ સાવ મૂલ્યરહિત નથી. સાક્ષરી રીતિમાં ખોટાદકરે ખૂબ મહેનત લીધી છે અને એ શૈલીમાં ઘણો કાળ પોતાની કવિતાની કૃતાર્થતા જોઈ છે. કાળે કરીને ફિસ્સી વાચ્યાર્થપ્રધાન અને ભારેખમ સંસ્કૃત શબ્દોથી ભરેલી એ રીતિ નિષ્પ્રાણ પણ બની ગઈ છે. એ શૈલીમાં લખાયેલાં કાવ્યોના વિષયોના બાહ્ય સ્વરૂપ પરથી ત્રણ ભાગ પડે છે: પ્રકૃતિ, ગૃહ અને ગ્રામ્યજીવન, અને વર્ણનાત્મક કાવ્યો. ખોટાદકર પ્રકૃતિનાં કાવ્યોમાં પ્રકૃતિના નિરપેક્ષ સૌંદર્ય કરતાં, નરસિંહરાવની રૂઢ રીતે યથેચ્છ માનવભાવોનું આરોપણ કર્યા કરે છે. આ આરોપણમાં 'ઉષા' જેવા કાવ્યમાં કદીક માધુર્ય આવે છે, પણ પ્રકૃતિના પદાર્થોને વિષય કરી યોજનાપૂર્વક લખેલાં સંખ્યાબંધ કાવ્યોમાં એ રીતિ છેવટે ચમત્કાર વગરની બની જાય છે. કોઈ પણ પ્રકૃતિનું સત્ત્વ લઈ કવિ એની આસપાસ માનવભાવના તંતુ વીંટાળવા લાગે છે, અને એ તંતુઓ

પોતે માનવજીવનમાં જોયેલું ઊર્મિનું રસત્વ કે ત્યાગબલિદાનનું ઉચ્ચ ગંભીર તત્ત્વ ગૂંથે છે; પણ તેમાં દર્શનનું બહુ ઊંડાણ ન હોવાથી જ્યાં કાંઈ સહજ સૌંદર્ય સંધાયું હોય છે તેટલા પૂરતું જ તે રસાવહ બને છે. પ્રકૃતિના પદાર્થોનાં અલંકારયુક્ત અથવા સ્વભાવોક્તિપૂર્વક કરેલાં વર્ણનોમાં ખોટાદકર કેટલીક વાર પ્રશસ્ય ચિત્રશક્તિ બતાવે છે:

અહો ! આ અદ્યાપિ ઉદયકકુભાલંબ કરતો
નિશીથે જો ! આવે રજનીકર કૈં કંપિત થતો.

જેવી પંક્તિઓમાં તથા 'ઉષા,' 'શત્રુંજય' જેવાં કાવ્યોના અમુક ભાગમાં કવિની રચના સંસ્કૃત કવિતાનું ગૌરવ પણ ધારણ કરે છે. કાવ્ય-સમગ્રની રીતે જોતાં એમાંની પ્રચ્છન્ન તેમ જ પ્રગટ અન્યોક્તિઓ અર્થાન્તર-ન્યાસપ્રધાન સંસ્કૃત સુભાષિતોની કોટિની ઘણી લંબાયેલી કૃતિઓ બની જાય છે. આમાં 'અનવસર' જેવી ('સ્રોતસ્વિની'માં) કૃતિ વિરલ અપવાદરૂપે ચિંતનની અને નિરૂપણની સુભગતા સાધે છે. 'આવળને' તથા 'તન્મયતા' જેવા વર્ડ્ઝવર્થના વિષયોને લઈને લખેલાં કાવ્યોને મૂળ સાથે સરખાવતાં કાવ્યના રહસ્યમાં તથા તેના સંયમિત ધ્વનિપૂર્ણ નિરૂપણમાં અને કલાસામર્થ્યમાં ખોટાદકરને કેટલી ઓછી સૂઝ છે તે બહુ સારી રીતે જણાઈ આવે છે.

ખોટાદકરે પ્રણયમૈત્રી વગેરે ભાવો ઠીક પ્રમાણમા ગાયા છે, પણ તેમાં વિશેષત: કલાપીનું શિથિલ અનુકરણ લાગે છે. આ તથા બીજા 'સૂક્ષ્મ ભાવો'નું, સ્ત્રીપુરુષના હૃદયની ઊર્મિઓનું જ્યાં જ્યાં નિરૂપણ છે ત્યાં તે બહુશ: મન:સૃષ્ટિ ઊર્મિના વાચ્ય આલેખન જેવું છે. તેમનું કાવ્ય ઊર્મિનું પુન:સર્જન સાધીને રસત્વની કોટિ લગી બહુ ઓછું પહોંચે છે. આ વર્ણનોમાં ક્યાંક ચારુતા આવે છે, પણ તેથી કાવ્યના અંત:સ્થ રસનું સંવર્ધન નથી થતું. લગ્નજીવનના ક્રમબદ્ધ સોપાનસરણી જેવાં કાવ્યોમાં રસ વાચ્યાર્થથી માત્ર કથિક જ બને છે. ગ્રામજીવનને લગતાં કાવ્યોની અંદર કવિએ મૂકેલી ભાવુકતાની પણ આવી સ્થિતિ છે.

ખોટાદકરે કથાત્મક કાવ્યો પણ ઠીકઠીક લખ્યાં છે. એમાંનાં ઘણાં-ખરાં તો પ્રચલિત કથાનકનાં તેવાં ને તેવાં કશાય નવીન રહસ્ય વિનાનાં માત્ર પદ્યબદ્ધ નિરૂપણ છે. કેટલીક વાર ઘણા સુંદર પ્રસંગો કે જેમાં રસ સર્જવાનો ખૂબ અવકાશ હોય છે ત્યાં પણ કવિ તે તક ઝડપી લઈ

શકતા નથી. આવાં વર્ણનાત્મક કાવ્યોમાં ‘ મહામારી ’ અને ‘ પુનર્લગ્ન ’ વધારે સારાં થઈ શક્યાં છે. ‘ નિર્ઝરિણી ’નાં કાવ્યોમાં બોટાદકર કંઈ રહસ્ય ઉમેરવા મથે છે. ટાગોરના ‘ કાવ્યેર ઉપેક્ષિતા ’માંથી સૂચન મેળવી લખેલું ‘ ઊર્મિલા ’ કે ‘ બુદ્ધનું ગૃહાગમન ’ તથા ‘ એભલવાળો ’ એ કવિનાં વિશેષ જાણીતાં તથા જરા ઊંચી કોટિનાં છે પણ પહેલાં બેમાં કવિની દષ્ટિ સ્પષ્ટ રીતે બોધપ્રધાન છે; ‘ ઊર્મિલા ’માં નાયકની વહારે જતા ટાગોરના વિચારબિન્દુનો માત્ર વિસ્તાર છે, તેમ જ બુદ્ધિના મનોભાવનું આલેખન પણ વાચ્ય અને ગૌરવહીન તત્ત્વવાળું છે; ‘ એભલવાળો ’ બોટાદકરની શક્તિનું લગભગ સારામાં સારું પ્રતીક છે. ‘ શૈવલિની ’માંથી ‘ કાલનિદ્રા ’ અને ‘ દીવાદાંડીનો રક્ષક ’ સારાં છે. કવિના સંખ્યામાં વિપુલ છતાં વિચાર અને ભાવનાના પટમાં મર્યાદિત એવા કૃતિસમુચ્ચયમાં સાચી ઊર્મિથી પ્રેરાયેલી કેટલીક સારી કૃતિઓ પણ મળી આવે છે એમાં કવિની પ્રભુ તરફની ભક્તિ, તેમ જ ઊર્ધ્વજીવન તરફની આશાઅપેક્ષાને વ્યક્ત કરતા ‘ મુમૂર્ષા,’ ‘ પ્રભુને ’ અને ‘ અભિલાષ ’ને સૌથી ઊંચું સ્થાન આપી શકાય.

બોટાદકરની કવિતાનો ત્રીજો તબક્કો ‘ રાસતરંગિણી ’નાં કાવ્યોમાં છે. અહીં સાક્ષરરીતિની ભારેખમ શૈલીનો ત્યાગ કરી લોકવાણીની હળવાશવાળી છતાં ઘણી વધારે અર્થ – સાધક બાની બોટાદકર પ્રશસ્ય સફળતાપૂર્વક અપનાવી લે છે. પ્રથમ દર્શને તો એ એક ચમત્કાર જેવું જ લાગે છે. આ રાસકૃતિઓમાં બોટાદકરને ન્હાનાલાલના રાસમાંથી પ્રેરણા મળેલી છે. તોપણ એ જ વિષય તેમણે આ પૂર્વેના ચાર સંગ્રહોમાં અનેક રીતે ગાયો છે. બલકે ગૃહજીવનને લગતાં એ સાક્ષરી રીતિનાં કેટલાંક કાવ્યો આ રાસોના પૂર્વાવતાર જેવાં પણ છે. ગૃહજીવનને લગતાં એ કાવ્યોમાંના કેટલાક ભાવ તેમણે ફરીથી આ નવા ઘાટમાં મૂકેલા છે. અને એ બન્નેની તુલના પણ મનોરંજક બને છે. બોટાદકરની બધી કૃતિઓમાં આ રાસ તેમની શક્તિના સૌથી વધુ સાચા સ્મારક તરીકે રહેશે. આ રાસોમાં કેટલાક ગીત કરતાં કાવ્યની કોટિના વિશેષ છે. એમાંના કેટલાક બેશક સારાં ઊર્મિકાવ્યો બન્યા છે, તો કેટલાક કવિનાં બીજાં પ્રકૃતિકાવ્યોના જેવી જ યદચ્છારોપિત બોધક ભાવમયતાની ગૂંથણીમાં સરી પડ્યા છે. આ રાસોનો સૌથી વધુ લોકપ્રિય થયેલો વિભાગ ગૃહજીવનને અંગે ' વિષયોનો છે. એમાં ભાવનાત્મક અને વાસ્તવિક એવા બે ભાગ પ.

ગૃહજીવનના સંબંધોને તેમણે ઘેરી આદર્શાત્મકતાથી નિરૂપ્યા છે. પણ એ ભાવનાઓ એટલી તરંગિત છે કે તે રસનો યોગ્ય વિભાગ બની શકતી નથી. એ કરતાં જીવનની મર્યાદાઓ અને વ્યથાઓનો જ્યાં જ્યાં વાસ્તવિક સ્પર્શ થયો છે ત્યાં વધારે સારું કાવ્ય થઈ શક્યું છે. એવાં કાવ્યોમાં વાત્સલ્ય અને પ્રણયના ભાવનું નિરૂપણ સૌથી ઉત્તમ છે. 'માતૃગુંજન' અને 'ભાઈબીજ' એનાં ઉત્તમ દૃષ્ટાંત છે. આમાંય 'ભાઈબીજ'માં કવિ સ્ત્રી-હૃદયની બહેન અને પત્ની તરીકેની લાગણીને સૂક્ષ્મ ભેદપૂર્વક બહુ સુંદર રીતે વ્યક્ત કરી શક્યા છે. 'માતૃગુંજન'માં સાસરે જતી દીકરી પ્રત્યે માતાને થતી લાગણીનું કરુણાઘેરું ચિત્ર ઉત્તમ કળામય છે. જો કે આમાં ઊર્મિના નિરૂપણમાં કવિ વધારે પડતા ઘેરા રંગો રેલાવે છે. તથાપિ તેમની શક્તિનું સૌથી વધારે રસવત્ પ્રાકટ્ય આ અને એવાં બીજા કાવ્યોમાં છે.

ઘોરી ! ધીરે ધીરે તમે ચાલજો રે મારું ફૂલ ન ફરકે,
ઊડી જશે પળ એકમાં રે એનું કાળજું ધડકે.

*

જાય અહો વહી વેલડી રે વ્હીલી માત વિમાસે,
સૂનું થયું જગ સામટું રે ભૂમિ ડોલતી ભાસે.

—'માતૃગુંજન'

આપણા ગૃહજીવનનો મોટામાં મોટો માંગલિક અને છતાં કારુણ્યથી ભરેલો આ પ્રસંગ આપણી કવિતામાં પુનઃ પુનઃ ગવાયો છે. બોટાદકરનો પણ એમાં મૂલ્યવાન ફાળો છે.



# બોટાદકરની કાવ્યસરિતા

અનંતરાય મ. રાવળ

ઠોઠ કાલિદાસ કાલીમાતાની મહેરથી અને અભણ પ્રેમાનંદ કોઈ સાધુની કૃપાથી કવિવરો બની ગયાની વાતો લોકકલ્પનાનું ફળ હશે, પણ એટલું તો ખરું કે મુંડક ઉપનિષદે જે આત્મા માટે કહ્યું છે—કે, એ પ્રવચનથી, મેધા—બુદ્ધિપ્રતિભાથી કે પાંડિત્યથી નથી પમાતો, એ તો જેને એ પસંદ કરે છે—વરે છે તેને જ મળે છે, તેની જ સમક્ષ એ પોતાનું રૂપ પ્રગટ કરે છે—તે કાવ્યદેવીને પણ બરાબર લાગુ પડે છે. પંદર વરસના થતાં સુધીમાં ઘરમાંથી ત્રણ ત્રણ વાર નાસી જનાર અને ભણતર તેમ જ વર્તનની બાબતમાં વૃદ્ધ દલપતરામને ચિન્તાકુલ બનાવનાર ન્હાનાલાલ પછીનાં વર્ષોમાં પિતાથી બમણો કવિયશ મેળવી અર્વાચીન ગુજરાતના કવિશ્રેષ્ઠ બની જાય, મેટ્રિક સુધીય ન પહોંચેલ પારસી જુવાન અરદેશર ખબરદાર સારા પ્રમાણમાં શુદ્ધ ગુજરાતીમાં કવિતા લખવા તરફ વળે અને વેપારધંધો કરતાં કરતાં અનેક કાવ્યસંગ્રહોની લ્હાણ ગુજરાતને કરી જાય, વિદ્યા કરતાં લક્ષ્મીની ઉપાસના માટે વધુ જાણીતી વણિક કોમમાં વેપારી કુટુંબમાં જન્મી છ ગુજરાતી ધોરણ જેટલું જ ભણી શકી જન્મારો ગામડાંના મહેતાજી તરીકે વિતાવનાર અને કાવ્યોપાસનાને પ્રોત્સાહક બને એવાં સ્થિતિસંજોગો વિનાના બોટાદકર ગુજરાતને ચરણે પાંચ પાંચ શિષ્ટ કાવ્યપુસ્તકો ધરી ગુજરાતી કવિતાને કેટલીક બાબતમાં તો ચિરસ્મરણીય અર્પણ કરી જાય: આ ઘટનાઓનો આ સિવાય બીજો શો ખુલાસો છે?

કાવ્યદેવીનો આવો પ્રસાદકણ મેળવવા ભાગ્યશાળી બનનાર દામોદર બોટાદકરનો જન્મ સૌરાષ્ટ્રના બોટાદમાં દશા મોઢ વણિક જ્ઞાતિમાં સ્વામીનારાયણી વૈષ્ણવ ખુશાલદાસ મૂળજીને ત્યાં ઈ. સ. ૧૮૭૦ના નવેમ્બરમાં થયો હતો. કુટુંબનો મૂળ ધંધો તમાકુના વેપારનો, પણ

લક્ષ્મીની લાલચે રૂનો વેપાર કરવા જતાં ખુશાલદાસને મોટી ખોટ ખમવી પડી અને દામોદર સાત વર્ષના થયા ત્યાં તો એમણે જીવનલીલા સંકેલી લીધી. આની અસર દામોદરના અભ્યાસ પર થઈ. ગરીબીમાં ઊછરતા દામોદરને છઠ્ઠું ગુજરાતી ધોરણ પસાર કરતાં જ કૌટુંબિક જવાબદારી અદા કરવા ચૌદ વર્ષની વયે માસિક અઢી રૂપિયાના પગારની મદદનીશ શિક્ષકની નોકરી લેવી પડી. એમનો વિદ્યાભ્યાસ અહીં જ અટકી ગયો. અંગ્રેજીનો અભ્યાસ કરવાની તો સગવડ હતી જ નહિ, અને રાજકોટની ટ્રેનિંગ કોલેજમાં પ્રાવેશિક પરીક્ષામાં નાપાસ થવાને કારણે પ્રવેશ મેળવી ન શકતાં તેઓ 'ટ્રેઇન્ડ' શિક્ષક પણ બની શકયા નહિ.

તરુણ વયે શિક્ષક બનતાં વધુ વિદ્યાભ્યાસની તક આથમી ગઈ, તે સાથે દામોદરના અંતરમાં કાવ્યસિસૃક્ષાનો ઉદય થયો. એમને ભણવાનું મળેલું તે વેળાના એક પંકાયેલા મહેતાજી દેવશંકર વૈકુંઠજી ભટ્ટ પાસે. એમની પાસેથી એ પિંગળ શીખ્યા હતા. પિંગળજ્ઞાનની એ મૂડીથી જુવાન દામોદરે કવિતાનો વેપાર ખેડવાનું આરંભ્યું અને મુગ્ધ ઉત્સાહના વેગમાં સત્તરથી એકવીશની ઉંમરના ગાળામાં તો, 'લાલસિંહ સાવિત્રી નાટક', 'રાસવર્ણન', 'ગોકુળગીતા' અને 'સુબોધક કાવ્યસંગ્રહ' પ્રગટ પણ કરી નાંખ્યાં! મિત્રો ને પરિચિતો એને 'કવિ' કહેવા લાગ્યા.

આ અરસામાં એમના પાછળના કવિજીવનને સહાયક બને એવો સંજોગ વિધિએ ઉપસ્થિત કર્યો. બોટાદ આવેલા વેરાવળની હવેલીવાળા ગોસાંઈજી મહારાજ એમને પોતાના ખાનગી કારભારી તરીકે મુંબઈ લઈ ગયા. આ નોકરી સ્વીકારવામાં દામોદરનો હેતુ શિક્ષકના કંગાલ મળતર કરતાં બે પૈસા વધુ કમાવાનો જ હતો. એ હેતુ થોડે અંશે સર્યો ખરો, પણ બદલામાં લાંબે ગાળે મુંબઈનિવાસે એમની તબિયત બગાડી. સ્થૂલ લાભહાનિનાં પાસાં આમ સરભર થઈ ગયાં, પણ મુંબઈનિવાસે એમની ભાવિ કાવ્યોપાસનાને લાભ કરી આપ્યો. તે આ રીતે: એમણે ત્યાં સંસ્કૃતનો અભ્યાસ કર્યો. અને 'ચન્દ્ર' માસિક દ્વારા તે સમયની નવી કવિતાનો પરિચય થતાં જૂની કાવ્યપ્રણાલી છોડી અંગ્રેજી કવિતાના સંસ્કારવાળી નવી કવિતાને માર્ગે પ્રસ્થાન આરંભ્યું. સંસ્કૃતનો અભ્યાસ કરતાં એમણે આખો અમરકોશ મોઢે કરી નાખ્યો. એમની કવિતામાં

સંસ્કૃત શબ્દોનું બાહુલ્ય પ્રવેશ્યું તે જેમ એનું પરિણામ છે, તેમ છંદમાં બંધ બેસે એવા શબ્દોની તંગી ક્યારેય એમને નડી જણાતી નથી તે પણ એને આભારી છે. સંસ્કૃતમાં શ્લોકરચના કરવા સુધી દામોદરનો સંસ્કૃતનો અભ્યાસ પહોંચ્યો. સો જેટલી ગુજરાતી કહેવતોને સંસ્કૃતમાં એમણે શ્લોકબદ્ધ કરી છે તે એનું ફળ. એમની કવિતામાં પરખાતું વૃત્તસૌષ્ઠવ પણ એનું જ સ્વાભાવિક પરિણામ. એમની કવિતાના ઘડતરમાં થયેલ પરિવર્તનમાં સ્વ. હરિલાલ ધ્રુવના ‘ચન્દ્ર’ માસિકના ફાળા વિશે નરસિંહરાવ લખે છે: ‘હ. હ. ધ્રુવના ‘ચન્દ્ર’ નામના માસિકમાં કેટલીક નવા પ્રકારની કવિતા નજરે પડી; ને સાથે જ તેમની અત્યાર સુધી નિગૂઢ રહેલી પ્રતિભા પ્રગટી. દામોદર ખુશાલદાસ શાહ એ નામનો ત્યાગ કરીને ‘ખોટાદકર’ની સહીથી નવીન ઢબની કવિતા લખવા માંડી. નામ બદલ્યું તે જાણે પૂર્વાશ્રમના કવિત્વસંસ્કાર પણ પાછળ મૂકી દેવાના ચિહ્ન રૂપે જ થયું.’ (‘શૈવલિની’-પુરસ્કરણ) અચકાતાં અચકાતાં મોકલેલું ‘પ્રેમ અને સત્કાર’ કાવ્ય ‘ચન્દ્ર’માં છપાયું તે જોઈ બીજાં કાવ્યો પણ ખોટાદકર હરિલાલ ધ્રુવ પર મોકલતા ગયા. પરિણામે ‘વિદ્ધ મૃગ’ જેવી એમની કૃતિઓ ‘ચન્દ્ર’ તેમ જ ‘બુદ્ધિપ્રકાશ’માં પ્રગટ થતાં તેમ જ ‘કાવ્યમાધુર્ય’માં લેવાતાં સમકાલીન કવિવર્ગમાં પોતાને પ્રવેશ મળતો જોઈ એમનામાં આત્મવિશ્વાસ આવ્યો અને વિશેષ પ્રોત્સાહિત થઈ એમણે કાવ્યદેવીની આરાધના નિષ્ઠાથી આદરી.

કેમ જાણે સંસ્કૃતના અભ્યાસ અને નવી કવિતાની દીક્ષા માટે જ કવિનો મુંબઈનિવાસ નિર્મિત હોય તેમ એ કાર્ય સરતાં, મુંબઈમાં લાગુ પડેલા દમથી નંખાઈ ગયેલી તબિયતે એમને મુંબઈ છોડી વતનમાં પાછા વળવાની ફરજ પાડી, જ્યાં એમનું બાકીનું જીવન ભાવનગર રાજ્યના કેળવણીખાતામાં બોટાદ મહાલનાં જુદાં જુદાં ગામડાંમાં પ્રાથમિક શિક્ષકની નોકરીમાં જ, વચમાંના કોઈ કોઈ ટૂંકા ગાળા બાદ કરતાં, આખર સુધી વીત્યું. ગુજરાતી શાળાના શિક્ષકોના પગાર તે વેળા ઘણા ટૂંકા હતા. પંચાવનમે વર્ષે એમના અવસાન સમયે એમનો પગાર અઢાર રૂપિયાનો હતો, જે તો એમને નોકરીમાં મળેલા પગારની ટોચ હતી ! વિધવા માતા, ભાઈબહેનો, પત્ની અને બાળકોના બહોળા કુટુંબનો નિર્વાહ માસિક બાર-પંદર રૂપિયામાં ચલાવવો કવિને મુશ્કેલ પડે એ

સ્વાભાવિક જ હતું. ગરીબીને લીધે આગળ ભણી ન શકેલા અને એ જમાનો જોતાં મોડા એટલે તેત્રીસની ઉંમરે પરણી શકેલા બોટાદકરે ગરીબી સામે કેવું નિષ્ફળ જુદ્ધ કર્યું છે તેની વિગતો કરુણ છે. શિક્ષકની નોકરી દરમિયાન સૂઝયા તેવા ને તેટલા નાનામોટા પ્રામાણિક પ્રયાસ આવક વધારવા તેમણે કરી જોયા. વૈદકનાં પુસ્તકો વાંચી બે વરસ વૈદું કરી જોયું, ગામડામાં નાની દુકાન કરી જોઈ, ભાગમાં જમીન રાખી તેની ખેડ પણ કરી, રૂ–કપાસના વાયદાના વેપારનોય પ્રયોગ કરી જોયો; પણ લક્ષ્મીદેવીને રીઝવવાનો બોટાદકરનો એક પણ પ્રયાસ સફળ થયો નહિ. 'અત્યલ્પ વેતનમાં બહોળા કુટુંબનો નિર્વાહ ન ચાલવાથી ઉદ્યોગાન્તરનું અન્વેષણ અલ્પ સમયમાં કરવાની આવશ્યકતા છે–' આ શબ્દોથી શરૂ થતી ઈ. સ. ૧૯૧૩માં બાંધેલી 'ઉદ્યોગ-માલા' નામ આપેલી એમની નોંધપોથીમાંથી તમાકુનો વેપાર, સરસિયા તેલનો વેપાર, ઑઈલ ઍંજિન, વાયદાનો વેપાર, કપાસિયા ને રૂનો વેપાર, ઘીની દુકાન, કેરોસીનની એજન્સી, દૂધની ડેરી, વીશી–હોટલનો ધંધો, વસાણાની દુકાન, શાકભાજીની આડત, એમ જુદા જુદા ધંધા વિશે તે તે ધંધાવાળાઓ પાસેથી મેળવેલી જે માહિતી અને તેને આધારે પોતે ઘડેલી જે યોજનાઓ એમણે લખી છે તે પોતાની આર્થિક તંગી સુધારવાની એમની પ્રબળ ઝંખનાનો ખયાલ આપી રહે છે. ભાવનગર રાજ્યે કવિને છેવટનાં વર્ષોમાં પગાર ઉપરાંત માસિક પંદર રૂપિયાનું કવિ-વેતન બાંધી આપેલું તેથી તેમને કંઈક રાહત મળેલી, પણ અવસાન વેળા તેમને અફસોસ આ એક જ વાતનો હતો: 'મારાં બચ્ચાં માટે હું કંઈ જ બચત રકમ મૂકી જઈ શકતો નથી.'

લક્ષ્મીદેવીએ કવિ પર અમીનજર ફેંકી નહિ તો ભગવતી સરસ્વતીએ એના પર પોતાનો વરદ હસ્ત થાપી એમને પોતાના ભક્ત બનાવ્યા. ઉપર વર્ણવેલી બાહ્ય પરિસ્થિતિ વચ્ચે એમની કાવ્યસરવાણી અખંડ વહેતી રહી, મોટી બનીને નદીરૂપે વહેતી જ રહી. 'સ્ખલન' કાવ્ય બતાવે છે તેમ ક્ષિતિજ ઉપર ક્રીડતી કમલકન્યકા પ્રત્યે, લક્ષ્મી પ્રત્યે, થોડો સમય જ નજર ને વૃત્તિ ખેંચાઈ ત્યાં તો અલોપ થઈ જતી 'રાસતરંગિણી' 'નવપ્રભાભરી ભારતી'નો વિરહ વેઠવા તત્પર નહિ એવા બોટાદકરે પોતાની સમગ્ર નિષ્ઠા ને ઉપાસના કવિતાદેવીને જ જાણે અર્પી દીધાં! તેનું એ પરિણામ. એ ઉપાસનામાં જેમ પ્રથમ હરિલાલ

ધ્રુવ અને હિંમતલાલ અંજારિયા તરફથી એમને પ્રત્યક્ષ – પરોક્ષ પ્રોત્સાહન મળેલું, તેમ છેવટના દાયકામાં તેમને એક એવા સહૃદય પ્રોત્સાહક સુહૃદય સાંપડી ગયા જેમણે કવિની કલમને વણથંભી ચાલતી જ રખાવી એટલું જ નહિ, એમનાં કાવ્યોના સંગ્રહોનાં પ્રકાશનને આર્થિક સહાય પણ મેળવી આપી સારી મદદ કરી. એ સહૃદય તે સ્વ. અમૃતલાલ દાણી, કવિના ભાણેજવર. બોટાદકરની આ અખંડ કાવ્યોપાસનાનાં મૂર્ત ફળ અનુક્રમે ઈ. સ. ૧૯૧૨, ૧૯૧૮, ૧૯૨૧ અને ૧૯૨૩માં પ્રગટ થયેલ નદીવાચક નામવાળા 'કલ્લોલિની', 'સ્રોતસ્વિની', 'નિર્ઝરિણી' અને 'રાસતરંગિણી' એ ચાર કાવ્યસંગ્રહો રૂપે ગુજરાતને મળ્યાં. એમાંના ચોથા કાવ્યસંગ્રહે તો ત્યાર સુધીમાં ભણેલા કાવ્યભોગીઓ સુધી જ પહોંચી શકેલી બોટાદકરની કવિતાને વિશાળ વાચકવર્ગ મેળવી આપી તેને જનતાના હૃદયમાં અને ગુર્જર કન્યાઓના કંઠમાં પ્રવેશ કરાવ્યો. એની નકલો ૭ માસમાં જ ખપી જવાથી તેની બીજી આવૃત્તિ તરત પ્રગટ કરવી પડેલી. કવિ પોતાના કાવ્ય-સંગ્રહની એ લોકપ્રિયતા જોઈને તેનો સંતોષ લઈને ગયા.

'રાસતરંગિણી'ની બીજી આવૃત્તિ પ્રગટ થઈ તે વખતે કવિ માંદગીને બિછાને. તે પછી બે માસ વીત્યે દમના રોગે જર્જરિત કરી નાખેલી એમની મૂળથી જ દૂબળીપાતળી કાયા ભાંગી પડી. ૧૯૨૪ના સપ્ટેમ્બરમાં એમનું અવસાન થયું. આ સંગ્રહનાં 'અભિલાષા' અને 'મુમૂર્ષા'ની ભાવના એમની સિદ્ધ થઈ. આમ થતાં, 'રાસતરંગિણી'ના રાસ પહેલાં તેમ તેની સાથેસાથે લખાયેલાં વૃત્તબદ્ધ કાવ્યોનો કવિએ પોતાના ચોથા કાવ્યપુસ્તક તરીકે પ્રગટ કરવા ધારેલો પણ 'રાસતરંગિણી'ને પ્રકાશનનું પ્રાથમ્ય મળતાં પાંચમા પુસ્તક તરીકે છપાવવાનો સંગ્રહ રહી ગયો. 'શૈવલિની' એવું નામકરણ અને 'પુરસ્કરણ' નામક વિસ્તૃત ગુણદર્શી પ્રવેશક સ્વ. નરસિંહરાવ દિવેટિયા જેવા સહૃદય પંડિત-કવિ પાસેથી પામી તે સંગ્રહ બોટાદકરના પાંચમા અને છેલ્લા કાવ્ય-સંગ્રહ તરીકે તેમના અવસાન બાદ અમૃતલાલ દાણીને હાથે પ્રગટ થયો. એની પ્રસ્તાવનામાં સ્વ. દાણીએ જણાવ્યું છે તે મુજબ કવિને રાસની અનેક રસધારાઓ ગુજરાતને અર્પવી હતી, તે અર્થે વિષયો અને

ઢાળોની યાદી પણ તેમણે તૈયાર કરી રાખી હતી. પણ બોટાદકરને હાથે પાંચ કાવ્યસંગ્રહોથી વિશેષ કંઈ ગુજરાતને મળવું સરજાયું નહિ હોય.

ડહોળી કીકીવાળી પાણીઝરતી આંખો અને ખોખરા અવાજવાળી નિત્યની દમગ્રસ્ત અકાલવૃદ્ધ અને હાડકાંના માળા જેવી કંતાયેલ સૂકલકડી કાયા પર બોટાદકર આંટીવાળી પાઘડી, લાંબું અંગરખું, પહેરણ કે દેશી ઢબનો હાફકોટ, ખેસ અને જાડા ધોતિયાનો ગામડાના વાણિયાનો અતિ સાદો પોશાક પહેરતા. ઓછું ભણતર, ગરીબાઈ, ગામડામાં નિવાસ, શિક્ષકની નોકરી, સુદામાશાઈ શરીર અને આવો ગામડિયા વેશ – આ સર્વની સભાનતાએ પ્રકૃતિથી જ વિનમ્ર, નિરભિમાની, શરમાળ અને એકાંતપ્રિય મૂગા કવિમાં લાઘવગ્રંથિ જન્માવી હોય કે કેમ, પણ એ વિદ્વત્સમાજ અને મોટા માણસોના સંપર્કમાં આવતાં ખૂબ સંકોચાતા. સ્વ. હરિલાલ ધ્રુવે મુંબઈમાં તેમનાં કાવ્યો વાંચી તેમને મળવા બોલાવ્યા ત્યારે તે ગયેલા નહિ તે આ કારણે. સાતમી સાહિત્ય પરિષદ પ્રસંગે સ્વ. અમૃતલાલ દાણી એમને ભાવનગર ખેંચી ગયા ત્યારે લેખકોના પરિચયવિધિ વેળા તે માંડમાંડ ઊભા થઈ તરત બેસી ગયેલા. આ સાથે કવિ તરીકેની પોતાની શક્તિનું ભાન અને આત્મગૌરવ પણ તેમનામાં હતાં. એથી જ સામાન્ય માણસો વચ્ચે કવિ ગણાવું તેમને ગમતું નહિ, અને એથી જ શિક્ષકોની એક પરિષદમાં બીજા શિક્ષક-કવિઓની પેઠે પોતાની કોઈ રચના ગાઈ સંભળાવવાના એમને થયેલા આગ્રહે એમને કોચવેલા. આ જ કવિ લઘુવયસ્ક સહૃદય મિત્રો આગળ પોતાના ખોખરા કંઠે પણ મીઠી હલકથી પ્રસન્નતાથી પોતાનાં કાવ્યો ગાઈ સંભળાવતા. લોકગીતો અને લગ્નગીતોના ઢાળની એમની પારખ અને ગાયકી સારા હતાં, જેનો લાભ ‘રાસતરંગિણી’ને પૂરો મળ્યો છે. સ્નેહી-સંબંધીઓ પ્રત્યે કવિ ખૂબ હેતાળ અને જબરા અતિથિવત્સલ હતા. જિંદગીનો અનુભવ તેમનો સુખદ નહિ–જિંદગીની અને નાનવ-સંસારની વિષમતા ‘આ સર્ગ’ (કલ્લોલિની) ‘નરમેધ’ (સ્રોતસ્વિની) ‘માનવહૃદય’ (નિર્ઝરિણી) અને એવાં બીજાં કાવ્યોમાં તેમણે ગાઈ કે નિર્દેશી છે—છતાં તે ભાંગી પડયા નહિ તે કવિતાની ઉપાસનામાં એને ભૂલી જવાનો યત્ન એમણે કર્યો તેને લીધે. અંતરની ધાર્મિકતાએ પણ એમને ટેકો આપ્યો હશે. ધર્મભાવનાએ કવિ વેદાંતી હોઈ એમાં એમનાં ઘણાં કાવ્યો પરથી સમજાય છે.

અભ્યાસ છ ગુજરાતી સુધીનો અને વિશાળ શાસ્ત્રીય વાચન માટે ગામડામાં અનુકૂળતા નહિ, તેમ ખોટાદકરની પ્રકૃતિ પણ નહિ. ભારતીય કે પાશ્ચાત્ય કાવ્યમીમાંસાનું અધ્યયન એમની કાવ્યભાવના ઘડી આપે એવો કોઈ યોગ જ નહિ. એમની કાવ્યભાવના ઘડાઈ જે જૂની-નવી ગુજરાતી કવિતા એમના જોવામાં આવી તેનાથી જ. સને ૧૮૮૭–'૯૧ના ગાળામાં પોતે પ્રગટ કરેલી કૃતિઓ, જેનો નામનિર્દેશ આગળ થઈ ગયો છે તેમાં જૂના ભક્તકવિઓની તેમ જ દલપતરામની કવિતા એમનો આદર્શ રહી જણાય છે. 'કલ્લોલિની'ની બીજી આવૃત્તિમાં રજૂ થયેલા એમના 'પ્રારંભિક પ્રયાસો'માંની 'વસંતવધાઈ' અને 'ફાગણની ફોરમ' જેવી રચનાઓ હવેલીઓમાં ગવાતાં વ્રજ પદોના ઢાળાની છે. 'ચંદ્ર'માં તે વેળાની નવી કવિતાનું પ્રથમ દર્શન થતાં પોતાની કાવ્યનૌકાના સુકાનને તેમણે એ દિશામાં વાળ્યું. એ સમયે નરસિંહરાવ, હરિલાલ ધ્રુવ, 'કાન્ત' આદિનું કેટલુંક સારું કાવ્યસર્જન ગુજરાતપ્રસિદ્ધ થઈ ચૂકયું હતું અને 'કલાપી'ની કલમ વિશેષ વેગ પકડી રહી હતી. મધ્યકાળની ગુજરાતી કવિતા બહુધા ઈશ્વરાભિમુખ હતી તેને નર્મદે સંસારાભિમુખ અને જીવનલક્ષી બનાવી. નર્મદ પછી સરજાવા માંડેલી આ નવી કવિતા તેના લખનારાઓના અંગ્રેજી સાહિત્યના પરિચયને કારણે કાવ્યાદર્શમાં, કવિત્વ-રીતિમાં અને પ્રકૃતિ, પ્રણય, દેશપ્રેમ અને કવિના પોતાના ભાવાનુભવોના કવનવિષયમાં અંગ્રેજી કવિતાની, અને અલંકારો, વૃત્ત-રચના તેમ જ કાવ્યભાષા (Diction) પરત્વે સંસ્કૃત કવિતાની અસર દેખાડે છે. સને ૧૮૯૫ અને તે પછી ખોટાદકરને આવી સમકાલીન કવિતા માર્ગદર્શક બની. એમનાં કેટલાંક કાવ્યો ઈ. સ. ૧૯૦૦ પહેલાં લખાઈ 'ચંદ્ર'માં છપાયાં, પણ મોટા ભાગનાં કાવ્યો 'કલાપીનો કેકારવ' અને 'કાવ્યમાધુર્ય'નાં પ્રકાશન પછી લખાયાં છે. ભીમરાવ, નરસિંહરાવ, 'કાન્ત', 'કલાપી' આદિનાં કાવ્યોનો પરિચય એ બે સંગ્રહોમાંથી મેળવી ખોટાદકરે તેમની અસર ઝીલી. એમની શરૂઆતની કવિતા પર 'કલાપી'ની અસર ઠીક પ્રમાણમાં અને 'કાન્ત'ની અસર ખંડકાવ્યો પરત્વે દેખાય છે, પણ એવી અસરવાળાં કાવ્યોમાંય એમનું વ્યક્તિત્વ દેખાઈ આવે છે. જે પછી તો વધતું જઈ એમની રચનાઓને એમની જ વિશિષ્ટ છાપ આપે છે. અંગ્રેજી ન ભણેલા ખોટાદકરની કવિતાને નવીન શૈલીનો રંગ લાગ્યો તે આમ પાશ્ચાત્ય

શૈલીના અંશવાળી સમકાલીન ગુજરાતી કવિતાના સંપર્કને લીધે. એમનાં જે ત્રણ કાવ્યો ('આવળનાં ફૂલને', 'તન્મયતા,' 'સ્વપ્ન') ત્રણ અંગ્રેજી કાવ્યો 'The Daffodils,' 'The Solitary Reaper,' 'The Soldier's Dream') સાથે વધુ પડતું સામ્ય ધરાવે છે તે સ્વ. અમૃતલાલ દાણીએ – એમને પાલ્ગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી'માંથી તે ભણવાનાં હતાં – તેનો સાર એમને સંભળાવેલો તેના સંસ્કાર પરથી લખાયાં છે. અંગ્રેજી કવિતાના સંસ્કાર આમ ખોટાદકરની કવિતા પર સીધી નહિ પણ પરોક્ષ રીતે જ પડેલા છે અને એમની એનાથી પ્રેરિત કવિતા તો સ્વતંત્ર સર્જન જેવી લાગે છે.

અંગ્રેજી કવિતાનો ખોટાદકરને પ્રત્યક્ષ સંપર્ક નહિ, પણ સંસ્કૃત કવિતાનો તો ખરો. 'કાલિદાસ મારો આદર્શ છે' એમ એક પત્રમાં* લખનાર ખોટાદકરે કાલિદાસની કૃતિઓનો વ્યવસ્થિત અભ્યાસ કર્યો હોય કે નહિ પણ 'સુભાષિતરત્નભાંડાગાર' એ સંસ્કૃત શ્લોકસંગ્રહ તો તેમણે અનેક વાર વાંચેલો. અમરકોશ મોંયે કરવાને લીધે સંસ્કૃત શબ્દભંડાર તો તેમની પાસે જીભને ટેરવે હતો. શિષ્ટ ભાષામાં સૌષ્ઠવયુક્ત વૃત્તરચના તેમને સુગમ હતી. 'અન્યોક્તિના સાધન દ્વારા વિચારનું વલણ' નરસિંહરાવ કહે છે તેમ 'પાશ્ચાત્ય રૂપનું' હશે, અને અર્થાન્તરન્યાસનો શોખ 'કલાપી' પાસેથી ખોટાદકર શીખ્યા હશે, તોપણ વસ્તુતઃ અન્યોક્તિ અને અર્થાન્તરન્યાસનો એમનો શોખ સંસ્કૃતના અભ્યાસનું જ ફળ માનવો જોઈએ. એમની કવિતામાં વધુપડતી બોધ તારવવાની વૃત્તિ દેખાય છે તે દલપતશાઈ કવિતાના જૂના સંસ્કાર ઉપરાંત સંસ્કૃત સુભાષિતોના સેવનનું (અને કદાચ, નવી કવિતામાંના ચિંતનતત્ત્વને પોતાની રીતે સમજવા તે જ પોતાની કવિતામાં લાવવાનું) પરિણામ કહેવાય. એમનાં કાવ્યોમાં શબ્દાનુપ્રાસ કે વર્ણસગાઈનું વધુપડતું પ્રમાણ દેખાય છે તે એક બાજુ દલપતરામની કવિતાની તો બીજી બાજુ સંસ્કૃત કવિતાની અસરને આભારી ગણાય.

આ થઈ ખોટાદકરની કવિતાની સ્વરૂપઘટનામાં કઈ કાવ્યશૈલીની અને કયાં પ્રેરક બળોની અસર થઈ છે તેની અને તેને અનુષંગે ખોટા-

* 'સૌંદર્યદર્શી કવિ' ('સાહિત્યસમીક્ષા') લેખમાં શ્રી વિશ્વનાથ ભટ્ટે એ ટાંક્યો છે.

દકરની કાવ્યસમજના ઘડતર અને વિકાસની વાત. એ એમના નૈસર્ગિક કવિત્વની કિંમત ઘટાડતી નથી, વધારે છે. ઉચ્ચ કાવ્યસર્જનને માટે પ્રતિકૂળ પરિસ્થિતિમાં પોતાની અભ્યાસ, વાચન, નોકરી, શરીરસ્થિતિ વગેરેની બધી જ મર્યાદાઓને નહિવત્ ગણી તેનો કશો બોજો કે અંતરાય ન અનુભવી બોટાદકર કવિ બન્યા ને રહ્યા, એમાં વિકસતા રહ્યા, તે એમને વરેલી કવિપ્રતિભાને બળે. બોટાદકરના એ દમલેલ શરીરમાં એક સાચા કવિનું મનોબંધારણ અને નાજુક ઊર્મિતંત્ર ભગવાને મૂક્યાં હતાં. સાચો કવિ વિશ્વમાં વિલસતા સ્થૂલ અને સૂક્ષ્મ સૌંદર્યનો અન્વેષક, દ્રષ્ટા અને ભોક્તા તેમ જ પ્રાસાદિક વાણીમાં એનો નિરૂપક કે ગાયક હોય છે. બોટાદકર કવિ એવા સૌંદર્યદ્રષ્ટા ને સૌંદર્યનિરૂપક છે. સાચો કવિ સમભાવ-શીલ, સંવેદનપટુ, પરચિત્ત-પ્રવેશના સામર્થ્યવાળો હોય. બોટાદકર એવા હતા. એ વિના નારીહૃદયના કુશળ નિરૂપક એ બની શકત નહિ. સાચો કવિ અમુક પ્રમાણમાં ભાવનાશીલ હોય, બોટાદકરમાં એ અંશ પણ ખરો. સાચો કવિ એનું મુખ્ય ઉપાદાન જે શબ્દ, તેના નાદસંગીત અને અર્થ-વ્યંજકતા બંનેનો કુશળ પારેખ અને વિનિયોજક હોય. બોટાદકર પાસે એવી વાણીપ્રભુતા તો સારા પ્રમાણમાં. આ બધી કવિસંપત્તિ એમના મર્યાદિત કવનક્ષેત્રે પણ સોળે કળાએ ખીલી દીપી નીકળી છે.

બોટાદકરનો એક મુખ્ય કવનવિષય છે પ્રકૃતિ જે કવિતામાંથી એમણે પ્રેરણા મેળવેલી તેનોયે એક કવનવિષય એ હતો. બોટાદ પરગણામાં જ જીવન વિતાવનાર કવિને પ્રકૃતિનાં રમ્ય – ભવ્ય સૌન્દર્ય-દશ્યો તો ત્યાં ક્યાં દેખવા મળે એમ હતાં? એટલે ઉષા, ' પ્રભાત, ક્ષિતિજ, રાત્રિ, વાદળાં, શરદમેઘ, ગિરિનિર્ઝર, સરિતા, શરચ્ચંદ્ર જેવા વિષય પર નજર દોડાવ્યા પછી નિત્ય-પરિચિત ગ્રામજીવન પર જ પોતાની નજર તેઓ વાળે એ સ્વાભાવિક હતું. એમની સાચા કવિની સૌન્દર્યદષ્ટિએ સાદાં ગામડાંમાં, એનાં કાપણી ને મેળાનાં દસ્યોમાં, વાડીના કોસ ને રસ્તા પરની પરબમાં, ગોરજટાણે ગામ ભણી વળતાં ધણ ને વાછરડાંના થનગનાટમાં સૌન્દર્ય જોયું અને તેને કાવ્યાભિષિક્ત કર્યું છે. ' નરી સરલતા કોણ પૂજશે ? ' એ કવિ ન્હાનાલાલના પ્રશ્નનો જવાબ ' બોટાદકર ' છે. ગુજરાતને આપણી ધરતીના તળપદા જાનપદ સૌન્દર્યના ગાયક કવિ, ગામડાના કવિ, બોટાદકરમાં મળી ગયા. એમણે દીધેલી નવી આં

સહૃદય આપણા ગ્રામજીવનમાં અત્યાર સુધી પોતે ન પારખેલ સૌન્દર્ય નિહાળવા લાગશે.

ખોટાદકરનો બીજો મોટો કવનવિષય છે આપણો ગૃહસંસાર. એમાં પુરુષ પતિ, ભાઈ, પિતા ને પુત્રના સ્વરૂપમાં નથી આવતો એમ નહિ, પણ આપણા કવિની સ્મરણીય વિશિષ્ટતા એમાં સ્ત્રીને કેન્દ્રમાં રાખી એને કુટુંબજીવનની જુદી જુદી પરિસ્થિતિઓના સંદર્ભમાં કન્યા, નણંદ, લગ્નોદ્યતા, નવોઢા, બહેન, ગૃહિણી, સીમંતિની, માતા, વિધવા એમ જુદાં જુદાં સ્વરૂપોમાં ગાવામાં રહેલી છે. કવિની સૌન્દર્યદૃષ્ટિથી વ્રત કરતી કન્યાઓનાં ટોળામાં, પનઘટ પર પાણી ભરવા જતી સ્ત્રીઓમાં ને વલોણું કરતી, રાસ રમતી, ને બાળકને ધવરાવતી તથા હિંચોળતી વેળાની તેમ જ વડીલ-પુરુષને જોઈ સંકોચાઈને પીઠ ફેરવી ઘૂમટો તાણતી વેળાની સ્ત્રીઓની ચેષ્ટાઓમાં જે કાવ્ય જોયું છે, સૌન્દર્ય જોયું છે અને સુંદર સ્વભાવોક્તિઓ અને શબ્દચિત્રો દ્વારા તેનું જે હૃદયંગમ નિરૂપણ તેમણે કર્યું છે તે તેમની એક અપૂર્વ સિદ્ધિ છે. સ્ત્રીનાં જુદાં જુદાં સ્વરૂપનાં ને જુદા જુદા પ્રસંગનાં આવાં બાહ્ય સૌન્દર્ય પર જ ખોટાદકર પોતાનાં કવિચક્ષુ નથી એકાગ્ર કરતા, એ તો તેમના સુકુમાર હૃદયના ગર્ભદ્વારમાં આપણને લઈ જઈ ત્યાં નિવસતી સૂક્ષ્મ સુંદરતાના પણ દ્રષ્ટા બનાવે છે. વ્રત કરતી તરુણ કન્યાઓ, માયરામાં 'પધરાવા' સજ્જ લગ્નોદ્યતા, પતિગૃહે પ્રથમ પ્રવેશ કરતી નવવધૂ, સખીઓ આગળ વહાલમની અને સાસરિયાંની વાતો કરતી નવોઢા, પિયરને ઝંખતી ને ત્યાંનાં આણાં આવ્યે હરખાતી સાસરવાસણી, ભાઈબીજને દહાડે ભાઈની કાગને ડોળે રાહ જોતી બહેન, ગૃહકાર્ય કરતાં કે રાસ રમતાં પારણે પોઢેલા બાળકની ફિકર કરતી વહાલસોઈ માતા, પતિને પરગામ પ્રયાણ કરતો તથા પરગામથી આવતો જોઈ પ્રચંડ હૃદયક્ષોભ અનુભવતી પત્ની, પતિને પત્ર લખતી તેમ તેનો પત્ર મેળવતી વેળાના ભાવો અનુભવતી મુગ્ધા, પુત્રના મૃત્યુથી બહાવરી બનેલી માતા, પુત્રીને તેનું લગ્ન કરી સાસરે વળાવતી માતા, પરણીને આવતા પુત્રને પોંખવા જતી માતા, વિધિએ મારેલા ક્રૂર ફટકાથી હીબકાં ભરતી વિધવા — આ સર્વના મનોભાવોનું એવું તો વાસ્તવિક ( એટલે, માનસશાસ્ત્રીય દૃષ્ટિએ સાચું ) અને હૃદયવેધક નિરૂપણ ખોટાદકરે તેમનાં જુદાં જુદાં કાવ્યોમાં એવી સુકુમાર કલાથી કર્યું છે કે સ્વ. મેઘાણીને કહેવું પડ્યું છે : 'સ્ત્રીના

ભાવો અને ભાષા બંનેનો આવો મીઠો સુયોગ સાધનાર ખોટાદકર જાણે કે સાત સાત સ્ત્રીજન્મો પૂરા કરીને પહેલવહેલા જ પુરુષઅવતારમાં ચાલ્યા આવતા હોય ને!' ખોટાદકરે આગળ ઉલ્લેખેલા પત્રમાં '*માનવજીવનના સૂક્ષ્મ ભાવોને જોવા-પિછાણવા હું નિરંતર પ્રયાસ કરું છું અને સતત અભ્યાસથી જે જે જોઈ શકું છું તે યથામતિ કાવ્યમાં ઉતારું છું*' એમ જે લખ્યું છે તે કેટલું સાચું છે તે એમની કવિતામાંનું આ નારીહૃદયનિરૂપણ બતાવી આપે છે. આર્ય કુલદેવીઓની કવિએ કરેલી સ્તુતિ, ઊજળે રંગે એમનું તેમણે કરેલું આલેખન અને પુરુષને મુકાબલે એની દર્શાવેલી સરસાઈ કવિને નારીભક્ત ઠરાવે એવાં છે. એવા આ નારીપૂજક કવિએ દોરેલાં નારીચિત્રોની તો એક મોટી ચિત્રાવલિ એમની કવિતાએ ગુજરાતને ધરી છે. ખોટાદકરની સૌન્દર્યદૃષ્ટિ તેમ જ એમની અપૂર્વ સમભાવ – સંવેદનશીલતાનું એ ફળ છે. ગ્રામજીવનને લગતાં કાવ્યો જેમ ખોટાદકરને ગામડાંના કવિ ઠરાવે છે તો આ કાવ્યો ખોટાદકરને નારીહૃદયના કવિ, સ્ત્રીઓના કવિ, કુટુંબભાવ અને ગૃહજીવનના કવિ સિદ્ધ કરે છે.

ખોટાદકરના આ નારીનિરૂપણમાં કેવી ભદ્ર શુચિતા રહેલી છે એ પણ એમનાં કાવ્યો દેખાડશે. એમાં શૃંગાર સ્વાભાવિક રીતે જ આવે. પણ એ શૃંગાર સંયમશોભન શૃંગાર છે. એમાં રસિકતા પણ છે. '*હિંડોળો*' '*રૂપાળી રાત*' અને '*ઔત્સુક્ય*' જેવાં કાવ્યો એ બતાવે છે. પણ ખોટાદકરને નારીનું ભગિનીસ્વરૂપ અને માતૃસ્વરૂપ ઓર ભાવથી ગાવા જેવું લાગ્યું છે. નારીના માતૃવાત્સલ્યનાં મધુર ચિત્રો જુદી જુદી પરિસ્થિતિના સંદર્ભમાં ગોઠવીને રજૂ કરવાનો તો કવિને શોખ છે એમ કહો તો ચાલે. 'કાપણી,' 'પનઘટ,' 'દધિમંથન,' 'વાત્સલ્ય,' 'રાસ,' 'પુત્રવિરહ,' 'માતૃગુંજન,' 'પુત્રીપ્રયાણ' જેવાં કાવ્યો એ બતાવે છે.

આ સાત્ત્વિક વૃત્તિ ખોટાદકરના કુટુંબજીવનના સમગ્ર ચિત્રણમાં પણ દેખાય છે. જૂની પ્રણાલીના સંયુક્ત હિન્દુ કુટુંબનું મનોહર ચિત્ર એમની કવિતામાં ખડું થાય છે. જેમ સ્વ. મેઘાણીએ પાછળથી એમની સામાજિક નવલકથાઓમાં જૂના સંસ્કારની સુગંધ પ્રગટ કરી છે તેમ નવાં દેશકાળ-પરિસ્થિતિમાં હવે ઝડપથી આથમતી જતી સંયુક્ત કુટુંબની જૂની પ્રણાલિકાની, આર્ય સંસારની, મીઠાશ ખોટાદકરે કવિતા

ભેર ગાઈ છે. એમ કરવામાં સાસુ-વહુ, નણંદ-ભોજાઈ, દેરાણી-જેઠાણીઓ આદિના સંબંધમાં વાસ્તવ ગૃહસંસારમાં દેખાતી કલુષિત પરિસ્થિતિ તરફ આંખમીંચામણાં કરી, સાચો પ્રણયભાવ પ્રવર્તતો હોય તો (એ બાબતમાં ખોટાદકરની સત્પ્રણયની ઉપાસના કામ કરે છે) જે માધુર્ય અને મીઠાશનો સંભવ આપણા કુટુંબજીવનમાં રહેલો છે તેનું જ ભાવનારંગ્યું કલ્પનારસ્યું ગાન તેઓ કરે છે. ખોટાદકર જીવનમાંગલ્યના ગાયક છે; કુત્સિતતાનું, ક્ષુદ્રતાનું, અભદ્રતાનું ગાણું તેમને બહુ પસંદ નથી. સંસાર-સુધારણાનો એક રસ્તો એનાં આવાં ભાવનાચિત્રો રજૂ કરી માનવીઓનાં મનને એના શુભ સંસ્કારોથી ભરી દેવાનો પણ છે. એ જોતાં ખોટાદકરની આ સાહિત્યસેવા આપણા સમાજની એમને હાથે બજેલી સંસ્કારસેવા પણ ગણાય.

ખોટાદકરની કવિકલ્પના એમના પ્રકૃતિનિરૂપણમાંયે કેટલીક વાર સજીવારોપથી કુટુંબભાવો ઉમેરી દે છે એ એમનાં અનેક કાવ્યો દેખાડે છે. કુટુંબભાવોનું કે ગૃહસંસારનું ગાન કવિને કેટલું પ્રિય છે એનું એમાં દર્શન થાય છે. શ્રી વિશ્વનાથ ભટ્ટ તો આથી એમ પણ કહે છે કે 'ગૃહજીવનથી ભિન્ન દેખાતાં પ્રકૃતિવર્ણનનાં જ કાવ્યો સિદ્ધ કરે છે કે ખોટાદકર તત્ત્વતઃ કુટુંબભાવોના કવિ છે, ગૃહ એ જ તેમનું કવિત્વક્ષેત્ર છે, અને તેમની શક્તિ તથા શક્તિસીમા ઉભય એમાં જ સમાયેલી છે.'*

ખોટાદકરે આર્ય સંસારનું આવું ઊજળું ચિત્ર દોર્યું છે તે તેમની પ્રણયની ફિલસૂફીથી પ્રેરાઈને. 'પ્રણય' એમનો પ્રિય શબ્દ છે. એમના પાંચમાંથી પહેલા ત્રણ કાવ્યસંગ્રહોના આરંભમાં તેમણે સત્પ્રણયને પોતાની વંદના અર્પી છે. એ સત્પ્રણયની ઉપાસનાએ ખોટાદકરને જે દૃષ્ટિ સંપડાવી છે તે એમના જ શબ્દોમાં આવી છે :

'એ દૃષ્ટિ આ જગ સકળમાં પૂર્ણ સૌન્દર્ય જોતી
ને મીઠી કે' કુદરતતણી લા'ણ સર્વત્ર લેતી;
વ્યક્તિમાત્રે વસી વિમળતા એકતા એ નિહાળે,
જૂઠો પેલો જગવિષયનો ભેદ ના કાંઈ ભાળે.'×

---

* 'સૌંદર્યદર્શી કવિ' — (સાહિત્યસમીક્ષા).

× 'એ દૃષ્ટિ.' ('કલ્લોલિની')

બોટાદકરની આ પ્રણયભાવના કેટલી વિશાળ છે તે સત્પ્રણયને વંદનાના શ્લોકો તેમ જ 'એ દૃષ્ટિ', 'અમારો યત્ન', 'દામ્પત્ય', 'મીરાં' આદિ કાવ્યો બતાવી આપશે. દાંપત્ય, વાત્સલ્ય, માતૃપિતૃભક્તિ, કુટુંબવાત્સલ્ય, અતિથિપ્રેમ, મૈત્રી, માનવદયા, માનવસેવા, માનવપ્રેમ, માનવનો ઈશ્વર માટેનો પ્રેમ એટલે કે ભક્તિ, જ્ઞાનીની વિશ્વાત્મૈક્યની અનુભૂતિ – આ સર્વનો બોટાદકરની પ્રણયભાવનામાં સમાવેશ થઈ જાય છે; એમનાં કુટુંબભાવોને લગતાં તેમ જ નારીનિરૂપણનાં બધાં જ કાવ્યો તો બોટાદકરની ભાવના મુજબ પ્રણયવિષયક કાવ્યો કહેવાય. એમનાં પ્રકૃતિવિષયક કાવ્યોમાં માનવ-પ્રેમસંબંધોનું આરોપણ થયું હોવાથી ત્યાં પણ એમની પ્રણયભાવનાનો પ્રભાવ વરતાશે. આ સંગ્રહનાં ૩૬થી ૪૩ કાવ્યોમાં તો સીધું પ્રણય-મહિમાનું ગાન છે અને આ સંગ્રહમાંનાં તેમ જ એમનાં બીજાં ખંડકાવ્યો અને પાત્રલક્ષી કાવ્યો પણ પ્રણય-મહિમાનાં જ કાવ્યો છે. 'સૌરાષ્ટ્રસુંદરી', 'સૌરાષ્ટ્ર' જેવાં તેમ જ માતૃભૂમિ અને માતૃભાષા પરનાં કાવ્યો[1] કવિની જે જન્મભૂમિભક્તિ અને સ્વભાષાભક્તિએ પ્રેરેલાં છે[2] તે પણ કવિને ઉદ્દિષ્ટ વિશાળ અર્થમાં પ્રણયપ્રેરિત કહેવાય. એમનાં ચિંતનાત્મક કે બોધક કાવ્યોમાં તો ઘણી વાર એમની પ્રણય – વિચારણા રજૂ થાય છે. આમ જોતાં બોટાદકરની સમગ્ર કવિતા કવિએ એમના ઉપાસ્ય સત્પ્રણયની જ કરેલી કાવ્યપૂજા છે. ભાવનાની, કવિના દર્શનની, એકતા .એમના સમગ્ર કાવ્યસર્જનને કેવી એક પ્રકારની એકસૂત્રતા અર્પે છે!

બોટાદકરના પાંચે કાવ્ય-સંગ્રહોમાં બોધ કે વિચાર રજૂ કરનારાં કાવ્યોની સંખ્યા નાની નથી. કેટલાંક કાવ્યો તો સીધાં બોધપ્રધાન છે, તો કેટલાંકમાં બહુધા લવણ, સૂર્ય, કદલી, સમુદ્ર, સરોજિની અને

---

૧. 'માતૃભૂમિ' ('સ્રોતસ્વિની') અને 'અમારી ગતિ' ('કલ્લોલિની') જેવાં.

૨. એમ તો એમનાં ગ્રામજીવન તેમજ આર્યસંસારનું સૌંદર્ય દેખાડનારાં કાવ્યો તત્ત્વમાં ઊંડી સ્વભૂમિપ્રીતિનાં પરિણામ કહેવાય. 'સ્રોતસ્વિની' ગાંધીજીને અર્પણ કરનાર કવિનો ત્રીજો કવનવિષય છે આમ સ્વદેશપ્રેમ.

ભેર ગાઈ છે. એમ કરવામાં સાસુ-વહુ, નણંદ-ભોજાઈ, દેરાણી-જેઠાણીઓ આદિના સંબંધમાં વાસ્તવ ગૃહસંસારમાં દેખાતી કલુષિત પરિસ્થિતિ તરફ આંખમીંચામણાં કરી, સાચો પ્રણયભાવ પ્રવર્તતો હોય તો ( એ બાબતમાં ખોટાદકરની સત્પ્રણયની ઉપાસના કામ કરે છે ) જે માધુર્ય અને મીઠાશનો સંભવ આપણા કુટુંબજીવનમાં રહેલો છે તેનું જ ભાવનારંગ્યું કલ્પનારસ્યું ગાન તેઓ કરે છે. ખોટાદકર જીવનમાંગલ્યના ગાયક છે; કુત્સિતતાનું, ક્ષુદ્રતાનું, અભદ્રતાનું ગાણું તેમને બહુ પસંદ નથી. સંસાર-સુધારણાનો એક રસ્તો એનાં આવાં ભાવનાચિત્રો રજૂ કરી માનવીઓનાં મનને એના શુભ સંસ્કારોથી ભરી દેવાનો પણ છે. એ જોતાં ખોટાદકરની આ સાહિત્યસેવા આપણા સમાજની એમને હાથે બજેલી સંસ્કારસેવા પણ ગણાય.

ખોટાદકરની કવિકલ્પના એમના પ્રકૃતિનિરૂપણમાંયે કેટલીક વાર સજીવારોપથી કુટુંબભાવો ઉમેરી દે છે એ એમનાં અનેક કાવ્યો દેખાડે છે. કુટુંબભાવોનું કે ગૃહસંસારનું ગાન કવિને કેટલું પ્રિય છે એનું એમાં દર્શન થાય છે. શ્રી વિશ્વનાથ ભટ્ટ તો આથી એમ પણ કહે છે કે 'ગૃહજીવનથી ભિન્ન દેખાતાં પ્રકૃતિવર્ણનનાં જ કાવ્યો સિદ્ધ કરે છે કે ખોટાદકર તત્ત્વતઃ કુટુંબભાવોના કવિ છે, ગૃહ એ જ તેમનું કવિત્વક્ષેત્ર છે, અને તેમની શક્તિ તથા શક્તિસીમા ઉભય એમાં જ સમાયેલી છે.'*

ખોટાદકરે આર્ય સંસારનું આવું ઊજળું ચિત્ર દોર્યું છે તે તેમની પ્રણયની ફિલસૂફીથી પ્રેરાઈને. 'પ્રણય' એમનો પ્રિય શબ્દ છે. એમના પાંચમાંથી પહેલા ત્રણ કાવ્યસંગ્રહોના આરંભમાં તેમણે સત્પ્રણયને પોતાની વંદના અર્પી છે. એ સત્પ્રણયની ઉપાસનાએ ખોટાદકરને જે દૃષ્ટિ સંપડાવી છે તે એમના જ શબ્દોમાં આવી છે :

'એ દૃષ્ટિ આ જગ સકળમાં પૂર્ણ સૌન્દર્ય જોતી
ને મીઠી કૈં કુદરતતણી લા'ણ સર્વત્ર લેતી;
વ્યક્તિમાત્રે વસી વિમળતા એકતા એ નિહાળે,
જૂઠો પેલો જગવિષયનો ભેદ ના કાંઈ ભાળે.'×

---

* 'સૌંદર્યદર્શી કવિ' — ( સાહિત્યસમીક્ષા ).

× 'એ દૃષ્ટિ.' ( 'કલ્લોલિની' )

ખોટાદકરની આ પ્રણયભાવના કેટલી વિશાળ છે તે સત્પ્રણયને વંદનાના શ્લોકો તેમ જ 'એ દૃષ્ટિ', 'અમારો યજ્ઞ', 'દામ્પત્ય', 'મીરાં' આદિ કાવ્યો બતાવી આપશે. દાંપત્ય, વાત્સલ્ય, માતૃપિતૃભક્તિ, કુટુંબવાત્સલ્ય, અતિથિપ્રેમ, મૈત્રી, માનવદયા, માનવસેવા, માનવપ્રેમ, માનવનો ઈશ્વર માટેનો પ્રેમ એટલે કે ભક્તિ, જ્ઞાનીની વિશ્વાત્મૈક્યની અનુભૂતિ – આ સર્વનો ખોટાદકરની પ્રણયભાવનામાં સમાવેશ થઈ જાય છે; એમનાં કુટુંબભાવોને લગતાં તેમ જ નારીનિરૂપણનાં બધાં જ કાવ્યો તો ખોટાદકરની ભાવના મુજબ પ્રણયવિષયક કાવ્યો કહેવાય. એમનાં પ્રકૃતિવિષયક કાવ્યોમાં માનવ-પ્રેમસંબંધોનું આરોપણ થયું હોવાથી ત્યાં પણ એમની પ્રણયભાવનાનો પ્રભાવ વરતાશે. આ સંગ્રહનાં ૩૬થી ૪૩ કાવ્યોમાં તો સીધું પ્રણય-મહિમાનું ગાન છે અને આ સંગ્રહમાંનાં તેમ જ એમનાં બીજાં ખંડકાવ્યો અને પાત્રલક્ષી કાવ્યો પણ પ્રણય-મહિમાનાં જ કાવ્યો છે. 'સૌરાષ્ટ્રસુંદરી', 'સૌરાષ્ટ્ર' જેવાં તેમ જ માતૃભૂમિ અને માતૃભાષા પરનાં કાવ્યો[1] કવિની જે જન્મભૂમિભક્તિ અને સ્વભાષાભક્તિએ પ્રેરેલાં છે[2] તે પણ કવિને ઉદ્દિષ્ટ વિશાળ અર્થમાં પ્રણયપ્રેરિત કહેવાય. એમનાં ચિંતનાત્મક કે બોધક કાવ્યોમાં તો ઘણી વાર એમની પ્રણય – વિચારણા રજૂ થાય છે. આમ જોતાં ખોટાદકરની સમગ્ર કવિતા કવિએ એમના ઉપાસ્ય સત્પ્રણયની જ કરેલી કાવ્યપૂજા છે. ભાવનાની, કવિના દર્શનની, એકતા એમના સમગ્ર કાવ્યસર્જનને કેવી એક પ્રકારની એકસૂત્રતા અર્પે છે!

ખોટાદકરના પાંચે કાવ્ય-સંગ્રહોમાં બોધ કે વિચાર રજૂ કરનારાં કાવ્યોની સંખ્યા નાની નથી. કેટલાંક કાવ્યો તો સીધાં બોધપ્રધાન છે, તો કેટલાંકમાં બહુધા લવણ, સૂર્ય, કદલી, સમુદ્ર, સરોજિની અને

---

૧. 'માતૃભૂમિ' ('સ્રોતસ્વિની') અને 'અમારી ગતિ' ('કલ્લોલિની') જેવાં.

૨. એમ તો એમનાં ગ્રામજીવન તેમજ આર્યસંસારનું સૌંદર્ય દેખાડનારાં કાવ્યો તત્ત્વમાં ઊંડી સ્વભૂમિપ્રીતિનાં પરિણામ કહેવાય. 'સ્રોતસ્વિની' ગાંધીજીને અર્પણ કરનાર કવિનો ત્રીજો કવનવિષય છે આમ સ્વદેશપ્રેમ.

ધરિત્રી જેવાં પ્રકૃતિતત્ત્વોને કે કોયલ, ઉલૂક, હંસ ને કસ્તૂરીમૃગ જેવાં પક્ષીપશુઓને આધાર બનાવી કવિ સીધી રીતે તેમ જ સંસ્કૃત સાહિત્યની કે અંગ્રેજી પદ્ધતિની નવી+ અન્યોક્તિઓ દ્વારા કાવ્યમાં કશોક વિચાર કે જીવનબોધ સ્ફુરાવે છે. એમની બોધપરાયણતા એટલી બધી છે કે ખંડકાવ્યોમાં તેમ જ ગ્રામજીવન ને પ્રકૃતિનાં કાવ્યોમાં પણ તેઓ બોધ કે વિચારનું તત્ત્વ અર્થાન્તરન્યાસી સામાન્યોક્તિઓ દ્વારા કે બીજી રીતે પ્રવેશાવ્યા વિના રહેતા નથી. જેમ ગ્રામજીવન અને નારીસંસારનાં કાવ્યોમાં સ્વભાવોક્તિનો તેમ ચિંતનપ્રધાન કાવ્યોમાં ખોટાદકરે અન્યોક્તિ અને અર્થાન્તરન્યાસનો ( તેમ જ ગુજરાતી કહેવતોને શિષ્ટ ભાષામાં મૂકી તેમનો ) ઉપયોગ સવિશેષ કર્યો છે. એમનાં કેટલાંક કાવ્યોમાં સંસારની વિષમતા અને માનવી ભૂંડાઈ વિશે ઉદ્‌ગાર આવે છે, પણ એકંદરે એમનો બોધ ફલેચ્છા વિનાના કર્તવ્યપાલનનો, પ્રણયથી સંસારનાં વિષ ને કલેશને હરાવવાનો, જીવનનાં દુઃખો ને આઘાતો જ્ઞાનદૃષ્ટિથી સહી લેવાનો, સંસારમાં અસંગતતા કેળવી અંતે ' આ ભેદની ભ્રમણા ત્યજી અદ્વૈતને આલંબવાનો ' છે. ખોટાદકરનાં કાવ્યોમાં દેખાતી આવી વિચારસામગ્રી અટપટી, ભારે કે દુર્બોધ ન હોતાં સર્વજનગ્રાહ્ય અને સરલ છે, અને તેથી વાંચનારને તે કઠે એમ નથી.

' એક સ્મૃતિ ', ' એ શું હતું ? ', ' યોગભ્રંશ ' અને ' સ્ખલન ' જેવાં કાવ્યો અંતરની સૂક્ષ્મ અનુભૂતિઓને વૈખરીમાં વ્યક્ત કરવાનું ખોટાદકરનું કવિસામર્થ્ય બતાવે છે તો ' અન્વેષણ ', ' પ્રભુને ', ' અભિલાષ ' અને ' મુમૂર્ષા ' જેવાં કાવ્યો માનવ ખોટાદકરના અંતરતમની ખરી પિછાન કરાવી રહે છે.

આ થઈ ખોટાદકરની કવિતાની આંતર–સામગ્રીની વાત. એમની કાવ્યકલા કેવી છે ? એમની કાવ્યકલામાં સૌ પ્રથમ ધ્યાન ખેંચાતી

---

+ જુઓ એ વિશે નરસિંહરાવનો અભિપ્રાય : '...ખોટાદકરની અન્યોક્તિઓ સંસ્કૃત સાહિત્યની અન્યોક્તિ જેવી નથી. પાયારૂપ અન્ય પદાર્થ લઈને ત્હેને સંબોધનનો વિષય કરીને, અથવા ત્હેને વિશે તટસ્થ વર્ણન કરીને અને કવચિત્ ત્હેના મુખમાં વચનો મૂકીને આત્મકથા ત્હેની કને કરાવીને, અન્યોક્તિઓ નવો તરેહની ઉપજાવી છે; અને તેથી નવીન પ્રકારનો રસ પડે છે.' ( પુરસ્કરણ, ' શૈવલિની ' ).

હકીકત છે એમનું અપૂર્વ વૃત્તપ્રભુત્વ. એ બાબતમાં નરસિંહરાવ શું કહે છે તે જુઓ :

'સંસ્કૃત વૃત્તોની ઘટનામાં પણ નિસર્ગસિદ્ધ સરલતા નજરે પડે છે. છંદ અને વૃત્ત આ કવિની કવિતાદેવીને બેડીરૂપ બન્ધન બનતાં નથી, સુભગ નર્તનને મધુર સિંજારવથી શોભિત કરતાં નૂપુર જ બને છે .. ખોટાદકરનું શિષ્ટ સંસ્કૃત વૃત્તો ઉપર આશ્ચર્યજનક પ્રભુત્વ ધ્યાન ખેંચે છે...શિષ્ટ વૃત્તો કને ધાર્યા ખેલ ખેલાવવાનો ચમત્કાર આ કવિનો અપૂર્વ જ છે. સંસ્કૃત શબ્દોનું ખૂન કહીં પણ થતું નથી, તેમ સંસ્કૃત શબ્દ-કોશ ઉપર ખોટાદકરનું પ્રભુત્વ અસાધારણ છે—એ કારણોને લીધે પણ આ વૃત્તો ઉપર પ્રભુત્વ પ્રાપ્ત થયું હશે...ખોટાદકરના પદ્યબન્ધનમાં અપૂર્વ ચારુતા કેમ આવી છે? હ. હ. ધ્રુવે અને મણિલાલ દ્વિવેદીએ જે છન્દમાં ઠોકરો ખાધી છે તે દિંડી છન્દમાં પણ ખોટાદકરે વિજય મેળવ્યો છે...ભાષા ઉપરનું એમનું પ્રભુત્વ ઉચિત શબ્દોને આપોઆપ ઉચિત પદ્યના બીબામાં ગોઠવી દે છે. કાવ્યના વિષય અને છન્દ વચ્ચે પરસ્પર મૈત્રી સધાય છે એટલું જ નહિ, પણ પદ્યપંક્તિમાં શબ્દો પણ સુઘટિત રીતે ગોઠવાઈ જાય છે. આ ઉપરાંત પદલાલિત્ય અકૃત્રિમ સધાયું છે.'*

નરસિંહરાવ જેવા સમર્થ પંડિત–વિવેચકના આ પ્રમાણપત્ર પછી બીજા કોઈ અભિપ્રાય ટાંકવાની જરૂર રહેતી નથી. બાકી એવી જ પ્રશંસા શ્રી હિંમતલાલ અંજારિયાએ અને શ્રી વિશ્વનાથ મ. ભટ્ટે પણ ખોટાદકરની અનશુદ્ધ અને પ્રવાહી વૃત્તરચનાની કરી છે. વિષય અને છન્દ વચ્ચેની પરસ્પર મૈત્રી વિશે કવિના જ ઉદ્ગારો ખુલાસો આપી દે છે : '...કાવ્ય હમેશાં સ્વેચ્છાનુકૂળ વૃત્તને સાથે લઈને જ ઉદ્ભવે છે એટલે એ સંબંધમાં લેખક અસ્વતંત્ર પણ છે.' ('સ્રોતસ્વિની' પ્રસ્તાવના). આ તો કોઈ સાચા કવિનો અનુભવ છે. ખોટાદકરના પદલાલિત્યનું કારણ કર્ણમધુર વર્ણસંગીત અને શબ્દાનુપ્રાસની સહજ લીલા છે, જે તો એમના કોઈ પણ કાવ્યમાં તરત દેખાશે. શબ્દાનુપ્રાસ કે વર્ણસગાઈ માટે કવિને ક્યાંય

* 'શૈવલિની'ના 'પુરસ્કરણ'માં જુદાં જુદાં ત્રણ સ્થળે તેમણે કાઢેલા ઉદ્ગારો. 'સ્રોતસ્વિની'ના ઉપોદ્ઘાતમાં અને 'સૌંદર્યદર્શી કવિ' (સાહિત્ય-સમીક્ષા)માં.

મહેનત કરવી પડી હોય એમ દેખાશે જ નહિ. એમના પદલાલિત્યને નરસિંહરાવે 'અકૃત્રિમ' એવું વિશેષણ આપ્યું છે તે સાચું જ છે.

ખોટાદકરની કાવ્યભાષા પણ એમની વૃત્તરચના જેટલું જ ધ્યાન ખેંચે તેવી છે. એ ભાષાની 'પંડિતસેવ્ય સંસ્કારિતા'ની વાત કરી નરસિંહરાવ લખે છે: 'પાંડિત્યનો દંભ લગારે ના મળે, છતાં સંસ્કૃત શબ્દો સરળતાથી સ્રોતઃપ્રવાહની પેઠે ચાલ્યા આવતા જણાય છે...ભાષા સંસ્કૃતમય બહુ અંશે છતાં અક્લિષ્ટ, વિશદ અને ગૌરવાન્વિત છે.' એ ભાષાની સંસ્કૃતપ્રચુરતાનું કારણ તો સંસ્કૃત શબ્દકોશ ખોટાદકરને મોઢે હતો એ છે. એમનાં વૃત્તબદ્ધ કાવ્યોમાં ભારોભાર સંસ્કૃતમયતા છતાં અર્થવ્યક્તિની બાબતમાં એવી વિશદતા અને વાણીમાં એવાં પ્રસાદ અને પ્રવાહિતા હોય છે કે એની સામે ફરિયાદ કરવી પોસાય તેમ નથી. સંસ્કૃતપ્રચુરતા તો છેલ્લી પચ્ચીસીના આધુનિક નવીન અને નવીનતર ગુજરાતી કવિઓની કવિતામાંય ક્યાં નથી? અક્ષરમેળ સંસ્કૃત વૃત્તોના વપરાશનું એ એક નૈસર્ગિક પરિણામ છે. દલિતો ને શ્રમજીવીઓના જીવનની વિષમતાઓને ગાતી આધુનિક કવિતા સામે એક વિચારશીલ સજ્જને ટીકા કરેલી કે જેમને માટે એ લખાઈ છે તેઓ એ સુગમતાથી સમજી શકે એવી તો એની ભાષા હોતી નથી. એ જ જાતની ટીકા ખોટાદકરની પણ થઈ શકે કે ગ્રામજીવન અને આર્ય સંસારની સુંદરતા ચીંધનારી એમની કવિતાની ભાષા લોકસમૂહ અને સ્ત્રીઓ માટે અઘરી છે. પણ એ બેઉ ટીકા સાચી નથી. દલિતગાન દલિતો, શોષિતો ને શ્રમજીવીઓને ગાવાસમજવા માટે નહિ, પણ સમાજના ઊજળિયાત ને શોષણખોર વર્ગનાં હૃદયને જગાડવા એ વર્ગને શ્રોતા કલ્પીને કરાયું છે. ખોટાદકરે પણ ગ્રામજીવન અને આર્ય સંસાર તેમ જ તેને અનુષંગે નારીચિત્રણની કવિતા લખી છે તે શિષ્ટ નગર-સમાજનું એની સુંદરતા પ્રત્યે ધ્યાન ખેંચવા. આ દૃષ્ટિથી જોતાં ખોટાદકરની કવિતાની સંસ્કૃતમય ભાષા દોષિત નહિ ઠરે. ઊલટું, નરી સરલતાને, નિત્યપરિચિત દૃશ્યો ને ઘટનાઓને વાચકો નવી દૃષ્ટિથી નિહાળવા પ્રેરાય એ રીતે એને ઓપવાળી નવી ને શિષ્ટ વાણીનો સ્વાંગ સજાવીને રજૂ કરવાનું ભાષાની આ સંસ્કૃતમયતાથી કવિ માટે સુગમ બન્યું છે. ટીકા કરવી હોય તો ખોટાદકરના અપરિચિત સંસ્કૃત શબ્દો વાપરવાના મહેતાજીશાઈ મોહની

જરૂર કરવી ઘટે. 'ધ્વાન્ત', 'સ્વાન્ત', 'આખંડન', 'કેદાર', 'ખર', 'કકુભ', 'અકૂપાર', 'ભવિક', 'સંવેશ', 'જનિ', 'ધુનિ', 'છદ', 'વિગ્રહ', 'રભસ', 'ઝટિતિ', 'પવમાન', 'કીશ', 'પિશિત' અને એવા તો ઘણા શબ્દો એમણે એવા વાપર્યા છે જે સામાન્ય વાચકને એમની કવિતાથી ભગાડે. 'હું આ કવિની અત્યાર લગીની કવિતાનો બહુ અનુરાગી નથી બની શક્યો' એવી કબૂલાત સ્વ. મેઘાણીએ 'રાસતરંગિણી'ને ઉમળકાભેર સત્કારતાં કરી છે તેમાં કારણ ખોટાદકરની 'મુશ્કેલ શબ્દરચના, એમનું કઠોર સંગીત, એમનો સ્વાભાવિક વાક્યાડંબર', એને ગણાવેલ છે. ખોટાદકરના અપરિચિત સંસ્કૃત શબ્દો અને તેથી નીપજતા અનાવશ્યક શબ્દાડંબરની જ એ ટીકા છે. પાંડિત્યપ્રદર્શનના વાને કે લાઘવગ્રંથિને વશ ન થતાં 'કલાપી' જેવી સરળ ભાષા ખોટાદકરે નિયોજી હોત તો એમની વૃત્તબદ્ધ કવિતા એમના રાસ જેટલો જ લોકાદર અવશ્ય પામત.

સરલ ભાષા એટલી જ આસાનીથી ખોટાદકર નથી પ્રયોજી શકતા એમ નથી. એમની 'રાસતરંગિણી'ની ભાષા બાકીના ચારે સંગ્રહોની ભાષા કરતાં એના લોકભાષાની સરલતા સુગંધ અને માધુર્યના ગુણોને લઈને જુદી જ તરી આવે છે. એ સંગ્રહની ગેય રચનાઓ લોકગીતોના જાણીતા ઢાળમાં યોજાઈ છે અને એમાં એ રચનાઓ વિશેષતઃ કન્યાઓ અને સ્ત્રીઓ માટે હોઈ એમના હૃદયભાવો અને જીવનાનુભવને જ એમાં ગાવાના હોઈ ભાષાને એની લયમેળ પદ્યરચનાને તેમ જ તેની ગાનારી-ઓને અનુકૂળ હળવી બનાવ્યા વિના ચાલે તેમ ન હતું. અક્ષરમેળ ને માત્રામેળ વૃત્તો સાથે લાવણીઓ, ગઝલો અને આવા રાસ પણ લખી શકનાર ખોટાદકર અતિશિષ્ટ પ્રૌઢ સંસ્કૃતાઢ્ય ભાષાની જેમ જ જાનપદી વાણીનોય કુશળતાથી વાપર કરી જાણે છે. 'રાસતરંગિણી'ની ભાષાને વખાણતાં મેઘાણીએ લખ્યું છે: 'એ ભાષા ગરીબ નથી...વાણીનું ઐશ્વર્ય અગાધ લાગે છે. આપણી નવી આડંબરી શૈલીમાં શોધ્યા કદી ન જડે એવા શબ્દોમાં અતિ સૂક્ષ્મ ભાવો આંહીં વ્યક્ત છે. વેણે વેણે મૂર્તિઓ ખડી થાય છે.'* ખોટાદકરની કાવ્યસરિતાનો કેવો આનંદદાયક વહેણપલટો! જાણે 'રાસતરંગિણી'ના ખોટાદકર આગલા ખોટાદકર જ નહિ. આવી

* 'રાસતરંગિણી'ના 'સત્કાર'માં.

મહેનત કરવી પડી હોય એમ દેખાશે જ નહિ. એમના પદલાલિત્યને નરસિંહરાવે 'અકૃત્રિમ' એવું વિશેષણ આપ્યું છે તે સાચું જ છે.

ખોટાદકરની કાવ્યભાષા પણ એમની વૃત્તરચના જેટલું જ ધ્યાન ખેંચે તેવી છે. એ ભાષાની 'પંડિતસેવ્ય સંસ્કારિતા'ની વાત કરી નરસિંહરાવ લખે છે: 'પાંડિત્યનો દંભ લગારે ના મળે, છતાં સંસ્કૃત શબ્દો સરળતાથી સ્રોતઃપ્રવાહની પેઠે ચાલ્યા આવતા જણાય છે...ભાષા સંસ્કૃતમય બહુ અંશે છતાં અક્લિષ્ટ, વિશદ અને ગૌરવાન્વિત છે.' એ ભાષાની સંસ્કૃતપ્રચુરતાનું કારણ તો સંસ્કૃત શબ્દકોશ ખોટાદકરને મોઢે હતો એ છે. એમનાં વૃત્તબદ્ધ કાવ્યોમાં ભારોભાર સંસ્કૃતમયતા છતાં અર્થવ્યક્તિની બાબતમાં એવી વિશદતા અને વાણીમાં એવાં પ્રસાદ અને પ્રવાહિતા હોય છે કે એની સામે ફરિયાદ કરવી પોસાય તેમ નથી. સંસ્કૃતપ્રચુરતા તો છેલ્લી પચ્ચીસીના આધુનિક નવીન અને નવીનતર ગુજરાતી કવિઓની કવિતામાંય ક્યાં નથી? અક્ષરમેળ સંસ્કૃત વૃત્તોના વપરાશનું એ એક નૈસર્ગિક પરિણામ છે. દલિતો ને શ્રમજીવીઓના જીવનની વિષમતાઓને ગાતી આધુનિક કવિતા સામે એક વિચારશીલ સજ્જને ટીકા કરેલી કે જેમને માટે એ લખાઈ છે તેઓ એ સુગમતાથી સમજી શકે એવી તો એની ભાષા હોતી નથી. એ જ જાતની ટીકા ખોટાદકરની પણ થઈ શકે કે ગ્રામજીવન અને આર્ય સંસારની સુંદરતા ચીંધનારી એમની કવિતાની ભાષા લોકસમૂહ અને સ્ત્રીઓ માટે અઘરી છે. પણ એ બેઉ ટીકા સાચી નથી. દલિતગાન દલિતો, શોષિતો ને શ્રમજીવીઓને ગાવાસમજવા માટે નહિ, પણ સમાજના ઊજળિયાત ને શોષણખોર વર્ગનાં હૃદયને જગાડવા એ વર્ગને શ્રોતા કલ્પીને કરાયું છે. ખોટાદકરે પણ ગ્રામજીવન અને આર્ય સંસાર તેમ જ તેને અનુષંગે નારીચિત્રણની કવિતા લખી છે તે શિષ્ટ નગર-સમાજનું એની સુંદરતા પ્રત્યે ધ્યાન ખેંચવા. આ દૃષ્ટિથી જોતાં ખોટાદકરની કવિતાની સંસ્કૃતમય ભાષા દોષિત નહિ ઠરે. ઊલટું, નરી સરલતાને, નિત્યપરિચિત દૃશ્યો ને ઘટનાઓને વાચકો નવી દૃષ્ટિથી નિહાળવા પ્રેરાય એ રીતે એને ઓપવાળી નવી ને શિષ્ટ વાણીનો સ્વાંગ સજાવીને રજૂ કરવાનું ભાષાની આ સંસ્કૃતમયતાથી કવિ માટે સુગમ બન્યું છે. ટીકા કરવી હોય તો ખોટાદકરના અપરિચિત સંસ્કૃત શબ્દો વાપરવાના મહેતાજીશાઈ મોહની

જરૂર કરવી ઘટે. 'ધ્વાન્ત', 'સ્વાન્ત', 'આખંડલ', 'કેદાર', 'ખર', 'કકુભ', 'અકૂપાર', 'ભવિક', 'સંવેશ', 'જનિ', 'ધુનિ', 'છદ', 'વિગ્રહ', 'રભસ', 'ઝટિતિ', 'પવમાન', 'કીશ', 'પિશિત' અને એવા તો ઘણા શબ્દો એમણે એવા વાપર્યા છે જે સામાન્ય વાચકને એમની કવિતાથી ભગાડે. 'હું આ કવિની અત્યાર લગીની કવિતાનો બહુ અનુરાગી નથી બની શક્યો' એવી કબૂલાત સ્વ. મેઘાણીએ 'રાસતરંગિણી'ને ઉમળકાભેર સત્કારતાં કરી છે તેમાં કારણ બોટાદકરની 'મુશ્કેલ શબ્દરચના, એમનું કઠોર સંગીત, એમનો સ્વાભાવિક વાકચાડંબર', એને ગણાવેલ છે. બોટાદકરના અપરિચિત સંસ્કૃત શબ્દો અને તેથી નીપજતા અનાવશ્યક શબ્દાડંબરની જ એ ટીકા છે. પાંડિત્યપ્રદર્શનના વાને કે લાઘવગ્રંથિને વશ ન થતાં 'કલાપી' જેવી સરળ ભાષા બોટાદકરે નિયોજી હોત તો એમની વૃત્તબદ્ધ કવિતા એમના રાસ જેટલો જ લોકાદર અવશ્ય પામત.

સરલ ભાષા એટલી જ આસાનીથી બોટાદકર નથી પ્રયોજી શકતા એમ નથી. એમની 'રાસતરંગિણી'ની ભાષા બાકીના ચારે સંગ્રહોની ભાષા કરતાં એના લોકભાષાની સરલતા સુગંધ અને માધુર્યના ગુણોને લઈને જુદી જ તરી આવે છે. એ સંગ્રહની ગેય રચનાઓ લોકગીતોના જાણીતા ઢાળમાં યોજાઈ છે અને એમાં એ રચનાઓ વિશેષતઃ કન્યાઓ અને સ્ત્રીઓ માટે હોઈ એમના હૃદયભાવો અને જીવનાનુભવને જ એમાં ગાવાના હોઈ ભાષાને એની લયમેળ પદ્યરચનાને તેમ જ તેની ગાનારીઓને અનુકૂળ હળવી બનાવ્યા વિના ચાલે તેમ ન હતું. અક્ષરમેળ ને માત્રામેળ વૃત્તો સાથે લાવણીઓ, ગઝલો અને આવા રાસ પણ લખી શકનાર બોટાદકર અતિશિષ્ટ પ્રૌઢ સંસ્ક...

જ વાણીમાં આવી રચનાઓ એમણે વિશેષ કરી હોત તો ? પણ ખોટાદકરે જ પોતાની આ શક્તિને મોડી ઓળખી. પછી તો એવું જ સર્જન એ સવિશેષ કરવાના હતા, પણ ત્યાં તો એમનો દેહ પડયો !

પદ્યરચના અને ભાષા પરના આવા અજોડ પ્રભુત્વ પછી ખોટાદકરની કવિસંપત્તિ તરફ બીજે નજર નાખીએ તો તે પ્રથમ મળે છે એમની સુરેખ તાદશ શબ્દચિત્રો દોરવાની શક્તિ પર. એમાં એમણે સ્વભાવોક્તિ અલંકારનું તત્ત્વ છૂટથી પ્રયોજ્યું છે. એમની વિશિષ્ટ સૌંદર્યદષ્ટિથી પ્રેરાયેલાં એમનાં સ્વભાવોક્તિસુંદર ચિત્રો સહૃદયોને પરમ આહ્લાદક લાગે તેવાં હોય છે. એમાં સ્વભાવોક્તિનો અને વિચારબોધક કવિતામાં અન્યોક્તિનો અને ઠેરઠેર સામાન્યોક્તિનો પ્રયોગ કરનાર કવિનાં ઉપમા, ઉત્પ્રેક્ષા, રૂપક આદિની સુભગતા અને ચારુતા એમનાં સુ-કવિત્વ અને રસિક કલ્પનાનો પરિચય કરાવતી એમની કવિતામાં અનેક સ્થળે દૃષ્ટિગોચર થાય છે. એના તરફ પાછળ 'વિવરણ'માં યથાપ્રસંગ ધ્યાન દોર્યું છે એટલે અહીં તે ટાંકી બતાવવાનું જરૂરી નથી. એટલું જ કહેવું બસ છે કે વર્ણસગાઈ કે શબ્દાનુપ્રાસ જેવા શબ્દાલંકારોની મનોહર લીલા દેખાડનાર આ કવિ અર્થાલંકારોના પણ એવા વિનિયોજક છે કે નરસિંહરાવને એમની કોઈ કોઈ ઉપમા જોઈ 'उपमा कालिदासस्य એ વચનનું નિયંત્રણ શિથિલ કરવું પડશે' એમ કહેવું પડયું છે.

કલ્પનાબળ ખોટાદકર પાસે બહુ ઉત્કટ કે બહુ વિપુલ કે ગગનવિહારી કોટિનું નથી. ક્યારેક કલ્પનાને સ્થાને તરંગલીલા જ કામ કરતી દેખાય. પ્રકૃતિતત્ત્વોમાં ગૃહભાવ ને માનવભાવારોપણ જ્યારે ત્યારે – કરતી એમની કલ્પનાની મર્યાદિતતા પણ ધ્યાન ખેંચે. ખોટાદકરની કવિતામાં ખરું બળ તો ઊર્મિનું છે. ખોટાદકર તત્ત્વતઃ ઊર્મિકવિ છે. ઊર્મિગાયક કવિ છે એટલા જ પ્રમાણમાં તેઓ બોધપરાયણ કવિ પણ છે. એમની બોધપ્રીતિ દલપતરામની કાવ્યપ્રણાલીનો વારસો છે, તેટલી સંસ્કૃત સુભાષિત – સાહિત્યના વાચનનું પણ પરિણામ છે. 'કલાપી' જેવાની કવિતાના વાચનથીય એવી છાપ એમણે મનમાં સંઘરી હોવાનો સંભવ છે કે કાવ્યમાં કશુંક ચિંતન દેખાડીએ તો તે સારું કહેવાય. પણ બોધ કે વિચાર કાવ્યની અંતઃસામગ્રીમાંથી વ્યંજનાથી સ્ફુરે તો જ કાવ્ય કલાત્મક બને, નહિતર તે ઉપદેશકૃતિ કે પદ્યાત્મક લઘુનિબંધ બની

બેસે. ખોટાદકર વ્યંગ્યને ઘણી વાર વાચ્ય જ કરી નાખે છે. વળી કાવ્યને વિચારપ્રધાન બનાવવાની એમની રીત પણ સહેજ એકસૂરીલી લાગે તેવી છે. એમની ઘણી કૃતિઓ એક જ ઢાળા કે નમૂનાની અને એક જ કવિત્વરીતિની આ સિવાય બીજી રીતે બીજાં કાવ્યોમાંય હોઈને એકવિધતાનો અસુખદ અનુભવ પણ એમની કવિતા અભ્યાસીને કરાવે છે. ઊંચી કાવ્યકલા જે કલાસંયમ માગે ને સર્જક પાસે કોઈ આંતરસૂઝથી પળાવે તેનો થોડોક અભાવ ખોટાદકરની કવિતામાં ઘણી વાર દેખાય છે. એમની ઘણી રચનાઓ દીર્ઘસૂત્રી બની ગઈ છે તે આ કારણથી. શબ્દોમાં ઘણી વાર અર્થઘનતા—નરસિંહરાવે એના દાખલા 'શૈવલિની'ના 'પુરસ્કરણ'માં આપ્યા છે – લાવનાર કવિ સમગ્ર કાવ્યને સંયમશોભિત સુશ્લિષ્ટતા કે આકારસૌષ્ઠવ નથી આપી શક્યા. એમનાં ખંડકાવ્યો આનાં ઉદાહરણ છે. ઘણાં ખંડકાવ્યોમાં એ સીધી કથા જ કહે છે ને વચમાં વિચાર રજૂ કરવા બેસે છે. 'કાન્ત' જેવો કલાચમત્કાર એ ઓછાં જ ખંડકાવ્યોમાં દાખવી શક્યા છે. આ બાબતમાં છંદ અને ભાષા પરની એમની વિરલ પ્રભુતા જ એમની મર્યાદા બની ગઈ છે. છંદ અને વાણીના અતિસૌકર્યને લીધે એ પંક્તિઓ પર પંક્તિઓ અને કડીઓ પછી કડીઓ લખ્યે જ જાય છે અને ક્યાં અટકી જવું જોઈએ તે જાણતા નથી. પરિણામે કૃતિ પથરાટવાળી બની જાય છે. એમના રાસમાં એમની બીજી કવિતાને મુકાબલે આ દોષ ઓછો વરતાય છે. વૃત્તબદ્ધ કવિતામાંય કેટલીક અનાયાસે ઘાટીલી બનેલી કૃતિઓ નથી જોવા મળતી એમ તો છેક નથી. ખોટાદકરમાં ઈશ્વરદત્ત કે નિસર્ગસિદ્ધ કવિપ્રતિભા તો જરૂર છે જ, એમાં 'કાવ્યપ્રકાશકાર' મમ્મટે ઊંચા કાવ્યનિર્માણમાં આવશ્યક માનેલ વ્યુત્પત્તિ અને અત્રત્ય તેમ જ પાશ્ચાત્ય કાવ્યસાહિત્યની સિદ્ધ પ્રશિષ્ટ કૃતિઓના અભ્યાસ દ્વારા કાવ્યશિક્ષાભ્યાસ ભળ્યાં હોત તો પ્રાસાદિક કવિની કવિતા આવી મર્યાદાઓથી મુક્ત રહી ઊંચી કાવ્યકલાની દૃષ્ટિએ હૃદયસંતર્પક બનત.

કવિ તરીકેની ખોટાદકરની વિશિષ્ટતાઓ સામે આવી મર્યાદાઓ મૂકી સરવૈયું કાઢતાં, જેવી છે તેવી તેમની કવિતાનું જમાપાસું ઓછી બરકતવાળું નથી એની પ્રતીતિ સહૃદયોને અવશ્ય થવાની અને નરસિંહરાવના નીચેના ઉદ્‌ગારને એમનો ટેકો વિના સંકોચ મળવાનો :

'મ્હારા મનથી તો ખોટાદકર કવિતાદેવીના મંદિરમાં અગ્ર સ્થાનના અધિકારી છે, ત્હેમને વિશે 'લગીર' એમ સંજ્ઞા તો નહિ જ અપાય. એ વિરાટ સ્વરૂપના કવિ નથી, તો વામન સ્વરૂપના પણ નથી જ... માનવજીવનના ભવ્ય પ્રદેશો, માનવસ્વભાવના પ્રચંડ ભાવો, ભાવયુદ્ધો ઇત્યાદિ ચંડ પ્રસંગોનો ખોટાદકરની કવિતા સ્પર્શ નથી કરતી; પરંતુ જીવનના, ખાસ કરીને ગૃહજીવનના, કોમળ, ગૂઢ ચારુતાયુક્ત પ્રસંગો અને ભાવોના સૂર આ કવિની વીણામાં અજબ સંગીત ઉત્પન્ન કરે છે; અને આ ક્ષેત્રમાં ખોટાદકરની કલા અને પ્રતિભા અદ્વિતીય છે.*

ખોટાદકરને શ્રી વિશ્વનાથ ભટ્ટે પણ તેમની વિશિષ્ટતાઓ અને મર્યાદાઓ દેખાડ્યા પછી સરવાળે 'સમર્થ કવિ' કહ્યા છે. અર્વાચીન ગુજરાતી કવિતાના ઇતિહાસગ્રંથમાં અને પ્રતિનિધિસંગ્રહમાં જો બાલાશંકર, હરિલાલ ધ્રુવ, ભીમરાવ દિવેટિયા અને લલિતને સ્થાન હોય તો ખોટાદકરને પણ સ્થાન અવશ્ય હોવું જોઈએ, તેમનાથી ચડિયાતું સ્થાન હોવું જોઈએ : એવી એમની વિષય, નિરૂપણ, ભાષા ને કલાની દૃષ્ટિએ ભલે મર્યાદિત તોપણ અનન્યસાધારણ ઊજળી સિદ્ધિ છે. એમની મર્યાદાઓ બીજા કેટલાક કવિઓનીય મર્યાદાઓ છે, પણ એમની વિશિષ્ટતાઓ એમની જ વિશિષ્ટતાઓ છે. આપણી સાચી ભૂમિ કહેવાય એવાં ગામડાંમાં આપણા કુટુંબજીવન અને સમાજજીવનની પ્રણાલિકાઓ વચ્ચે આપણાં જ ધર્મ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિના સંસ્કારવારસા જેવી ધર્મભાવના અને જીવનદૃષ્ટિને સહારે જેનું જીવન વીત્યું હોય એવા અને પાશ્ચાત્ય વિદ્યા અને સાહિત્યના પ્રત્યક્ષ સંપર્ક વિનાના પણ સત્ કવિત્વની પ્રભુદત્ત બક્ષિસવાળા કવિનું શુદ્ધ 'ભારતીય' સર્જન એમની કવિતાને કહી શકાય. અપૂરતી કેળવણી, શિક્ષકની નોકરી, ગરીબી, ગરીબી સામેના જંગમાં મળેલી નિષ્ફળતા, કેટલાંક સંતાનનાં મૃત્યુ, નબળી તબિયત, આવી આવી વિધિદત્ત જીવનવિષમતાઓના ખડકો વચ્ચેથી માર્ગ કરીને અનન્ય પદ્યપ્રભુત્વ અને વિરલ વાણીમાધુર્યના બે કાંઠા વચ્ચે ગ્રામજીવન અને આપણા ગૃહસંસારના સૌંદર્યનાં અને આર્ય તત્ત્વદૃષ્ટિનાં માંગલ્યનાં વારિ રેલાવતી રહેલી ખોટાદકરની કાવ્યસરિતાનું દર્શન ખરેખર આનંદદાયક છે. એ કાવ્યસરિતામાં સહૃદય ભાવે કરેલું

*'શૈવલિની' પુરસ્કરણ.

અવગાહન આજના ને આવતી કાલના કાવ્યરસિકોને અફલદાયી નહિ જ લાગે. એ વિનમ્ર અને નિઃસ્પૃહ કવિ તો

વસંતે પંચમાલાપે રસીલી કોકિલા કૂજે,
કદી કો શબ્દ એ કાને ધરે કે ના ધરે તોયે.
સહજ સુરભિ સમર્પીને કુસુમ કર્તવ્યતા સેવે,
ભ્રમર મકરંદના ભોગી મળે કે ના મળે તોયે.

એમ કહી, પોતાને માટે ગાઈ ગયા છે,

પ્રણયના મીઠડા મંત્રો અને ગીતો અમે ગાશું,
ભલે સંસારના શિષ્યો સુણે કે ના સુણે તોયે.
હૃદયનાં આંસુડાં રેડી ભીંજવશું વિશ્વને ભાવે,
કઠિન હૈયાં મૃદુલ એથી બને કે ના બને તોયે.

અને એ પુણ્ય સંકલ્પનો અમલ કરી પરમ શક્તિએ બક્ષેલા કવિત્વનો હિસાબ એ શક્તિને આપી કૃતાર્થ થઈને ગયા છે. પણ એમની કવિતા-કોકિલાનું કૂજન વણસાંભળ્યું અને એમના કવિતાકુસુમનો મકરંદ વણમાણ્યો નહિ જ રહે. એને આજની પેઢીમાંથી એવા સહૃદય ભોક્તાઓ મેળવી આપવા પાછળનાં પાનાંઓનો પ્રયાસ છે.

'સાહિત્યનિકષ'



**દુઃખ પીને અમૃત :**

આ કવીએ દુઃખ પી જઈને અમૃત આપ્યું છે; ધરતીકંપને બદલે વસંતના વાયરા સીંચ્યા છે.

— કરસનદાસ માણેક

અત્યન્ત પ્રશંસા પામ્યો તે બોટાદકરના એ રાસને લીધે — અલબત્ત એ રાસની અમે કરેલી યોજના અને રજૂઆતને લીધે પણ.

આ રાસ પસંદ કરવાનાં કારણો હતાં: એ અવસરે સાંતાક્રુઝના નાગરિકોનાં હૃદયો આનંદજળઝીલણીમાં તરબોળ હતાં, એમનાં હૃદયોમાં અનંત રસરેલ ઊછળી રહી હતી; એમને શિક્ષણક્ષેત્રમાં એક એવા વીરધીર નાગરિકની ઓથ સાંપડી હતી, જેને માટે કહી શકાય:

'અમૃતના ઓઘભરી આંખડી રે સહિયર! આવો૦
મુખડે મીઠાશ નહિ માય રે સહિયર! આવો૦'

અને ખરેખર એ શ્રીમાન મહાનુભાવના માનવપ્રેમનો તો ત્યારે સાગર છલકાતો હતો; સાંતાક્રુઝની જનતાના હૃદયમાં એમના પ્રત્યે કૃતજ્ઞતાભર્યો આ ભાવ હતો.

'ઉરની રચાવી રૂડી અંજલિ રે સહિયર! આવો.
ઝીલો ઝરણ વહ્યાં જાય રે સહિયર! આવો.'

આમ આ ગીતમાં — આ રાસમાં એ અવસરના આનંદનો, એ અવસરે પ્રતીત થતી પ્રેમભરી મધુરતાનો, પ્રતિધ્વનિ સંભળાતો હતો.

આ રાસને પસંદ કરવા માટે અન્ય કારણો પણ હતાં. એ રાસની રચનામાં, એની વેગભરી લયગતિમાં, એની કોમલકાન્ત પદાવલિમાં કંઈક એવું તત્ત્વ હતું કે એની દ્વારા રાસમાં પૂરી શકાય તે સ્વરલીલાથી — એ ઝિલાય ત્યારે વ્યક્ત કરી શકાય તેવા દેહહિન્દોલથી એ ગાતી કન્યાઓ ફરે ત્યારે એઓને 'અજબ અવરોહઆરોહસંભ્રમભરી, ક્રમવિવશ ધરણિતલ ચરણ ધરતી'× જોવાનો લહાવો મળે તેમ હતું.

આ રાસની આવી શક્યતાઓ મેં પારખી હતી તેથી એને ખિલાવવાની, જે આ બાજુ જૂજ જોવા મળતી તેવી રાસની રમઝટ જમાવવાની, એની પદાવલિમાં આરોહઅવરોહભરી વિવિધ સ્વરલીલા પૂરવાની મને હોંશ હતી.

અને આખા કાર્યક્રમમાં મનોરંજનાર્થ માટે એ એક રાસ જ રાખ્યો હતો તેનું કારણ એ હતું એ એક રાસમાં, અને અમે કન્યાઓ

× 'રાસતરંગિણી' આરંભમાં મૂકેલ રચના 'રાસ'

પાસે કરાવેલી એની રજૂઆતમાં, સભાને અર્ધો કલાક રસનિમગ્ન રાખવાનું સામર્થ્ય અમને વરતાયું હતું.

અને એ રાસે જનતાનાં હૈયાં થનગનાવ્યાં, નરસિંહરાવ જેવાને મોંએ વાહવાહ ઉચ્ચારાવી, શેઠ આનંદીલાલના માનવપ્રેમી બાલવત્સલ-હૃદયનું સંતર્પણ કર્યું. ત્યાર પછી, રાગતાલ લયહિંદોલ વગેરે માટે કાળજી રાખીને અનેક રાસગરબાઓ કન્યાઓ પાસે અમે પછીનાં વર્ષોમાં ગવડાવ્યા હતા. છતાં, શેઠ આનંદીલાલ તો આ ‘ આનંદજળઝીલણી ’ રાસને જ અપૂર્વ માનતા હતા, યાદ કરતા હતા.

‘ રાસતરંગિણી ’ના પ્રવેશકમાં ઝવેરચંદ મેઘાણીએ આવી અભિલાષા ઉચ્ચારી છે:

‘ ગામેગામની કન્યાશાળાઓમાં આ ‘ તરંગિણી ’ ક્યારે પહોંચી વળે, ને કન્યાઓના કંઠમાં રાસડાનાં તાન ક્યારે જગાવે ! ’

અમને એમની અભિલાષાની પૂર્તિની દિશામાં વળવાનું સદ્ભાગ્ય સાંપડયું હતું — પ્રથમ આ ‘ આનંદજળઝીલણી ’ દ્વારા અને પછી અન્ય રાસો દ્વારા.

પણ આ ‘ રાસતરંગિણી ’ના રાસોની ઉપયોગિતા આટલી જ નથી; વરતવાસણાંમાં, નવરાત્રમાં, કે સરઅવસરે ગવાય અને ઝિલાય, એટલામાં જ આ રચનાઓની સાર્થકતા નથી. એ રચનાઓમાં તો ગુજરાતણના આખા ભવની ભાવમાધુરી ઝિલાય છે અને વાણીદેહે અવતરી છે. એ ભાવમાધુરીમાં સંસારની–જગતની અને ગૃહજીવનની–વિષવલ્લરીને અમૃતવેલડી બનાવી દેવાનું સામર્થ્ય છે.* ઝવેરચંદ મેઘાણીએ કહ્યું છે તેમ, ત્યાર લગી એક ‘ વહાલા ’ની પાછળ જ ઘેલી બનતી રાસ રમનારીને કંઠે આ ‘ તરંગિણી ’ દ્વારા જનની, ભાભી, નણંદ અને દેવરનાં સ્મરણો આવી વસ્યાં છે, ‘ મહિયરની મીઠાશ ’ અને ‘ સાસુની સુવાસ ’ મહેકી છે, ‘ મોસાળની મોંઘાઈઓ ’ની પરખ પ્રકટી છે.

---

* કવિશ્રીની વાણી જ વાંચીએ :

‘ વિશ્વવિષપાનમૃત–હૃદય–સંજીવની,
આર્ય કુલદેવીઓ ગીત ગાતી.’

અને એ સ્મરણો, એ મીઠાશ, એ સુવાસ, એ મોંઘી સંપત્તિને વ્યક્ત કરવા માટે કવિ બોટાદકરને લલિતમંજુલ અને સરલસુંદર વાણી સાંપડી છે, એ વાણીને વહેવા માટે ભાવાનુરૂપ ગતિવાળી લયશુદ્ધ, પદ્યરચનાઓ મળી છે; અને એ પદાવલિમાં અને પદ્યપંક્તિઓમાં ગુજરાતી વાણીની નૈસર્ગિક ગીત-ઉચિત, નાજુકાઈ, નમણાઈ અને નરમાશ જળવાઈ છે.

જુઓ ' માતૃગુંજન 'માં માતાના પુત્રીની ચિન્તાએ વલોવાતા હૃદયના આ ઉદ્‌ગારો :

' વન-વન વીંઝતા વાયરા્ રે એને સાચવી વાજો,
વીર સમા ઓ વોળાવિયા રે! વાટે ઠાવકા ધાજો;
ધામ વળે એને ઘૂમટે રે ઝીણા વીંઝણા દેજો,
પાલવડાને પલાળતાં રે લૂછી આંસુડાં લેજો.'

આમાં કાવ્યસાધક સર્વ તત્ત્વોનો સંભાર ભર્યો છે : એમાં ભાવ છે, ભાવને ઝીલતો-ઝિલાવતો ગીતલય છે, વિના આયાસે ધ્વનિસંવાદ સાધતી પદાવલિ છે, કાવ્યપારખુ પારખે એવી સાદી અને સુંદર અલંકારલીલા છે.

અને ' સંદેશ ' કાવ્યમાં સાસરે રહેતી પુત્રી માતાને સંદેશ પાઠવે છે, ચંદ્રાને એ સંદેશવાહિની સખી કે દૂતી કલ્પે છે ત્યારે એ પોતાને ઓળખવાની શી એંધાણી આપે છે,—એ એંધાણીમાં જ પોતાનો હૃદયભાવ કેવો સૂચવી દે છે,—એ જુઓ :

' રોતાં આંખલડી રાતડી, એનું હૈયું હીંચોળા ખાય,
ઘૂમી રહે ઘર ઘેલડી, એને કામ સૂઝે નહિ કાંય;

*

ગાય વળાવતી ગોંદરે, એની એક દિશામાં આંખ,
પન્થી પન્થીને પૂછતી, એનો એકલડો અભિલાખ.'

અને હવે માણો મહિયરનાં આણાં આવ્યાં એ ક્ષણનો, પુત્રીના હૈયામાંથી કવિની વાણીમાં સંક્રાન્ત થઈને વેગીલી વાણીમાં આવી વસતો, ઉત્સાહ :

'આવી આવી વગડાવીંધી વેલ્ય જો,
ઘૂઘરીએ ઘમઘમતા આવ્યા ઘોડલા;
આજ ફળી અંતરની એકલ આશ જો,
મીઠડલી માવડીએ આણાં મોકલ્યાં.'

એક અંગ્રેજ કવિએ કન્યાના મુખમાં એવાં વેણ મૂકયાં છે કે પ્રભુ! ચાહ્યો હોય એવા વરને પરણું એવું હું નથી માગતી, હું માગું છું એ કે જે વરને પરણું તેને હું ચાહું. ખોટાદકરે 'સાસરી'માં નવવધૂ પાસે જે કહેવડાવ્યું છે તેમાં એવી જ વ્યંજના છે:

'પ્રીતમની જાણે પ્રીત પુરાણી રે,
વહાલભરી એની મીઠડી વાણી રે.'

એ પ્રીત તો પુરાણી છે – પરણ્યા પહેલાંના થોડા ટૂંકા સમાગમથી ઊપજેલી દૃષ્ટિમાયા નથી. પરણ્યા પછી પરખાય તેવી ભવભવની માયા છે.

અને છતાં 'રૂપાળી રાત'માં સખીને કહેલાં નવવધૂનાં વેણ જરાક જુદાં લાગે એવાં છે:

'મનનો માનેલ મળ્યો મોરલો રૂપાળી રાત,
ચમકયો એ ચિત્ત કેરો ચાંદલો રૂપાળી રાત.'

પણ એ મનનો માનેલ મોરલો' કયાં, કયારે, કેટલો પિછાણ્યો હશે એ સ્પષ્ટ કે નિ:સંદિગ્ધપણે પકડાતું નથી, કારણ કે એ જ 'રૂપાળી રાત'માં આવાં વચનો પણ ઉચ્ચારાયાં છે:

'આંખથી લગીર આંખ મેળવી, રૂપાળી રાત,
પાંખથી લગીર પાંખ ભેરવી, રૂપાળી રાત.'

કવિના મનમાં જે હોય તે ખરું. પણ એટલું તો જણાય છે કે પરિણય અને પ્રેમ બંનેના સહયોગને એ ઉપાસે છે.

ગુજરાતની નવવધૂઓને માટે જ ખોટાદકરે આ રાસ રચ્યો છે, અને એમાં અંતરે આવા રસ સિંચાય એટલે સંસારની અર્ધી કડવાશ તો ત્યાં ને ત્યાં જ આપોઆપ જ ઓછી થાય એવો મેઘાણીકથ્યો એમનો મનોભાવ છે. એ મનોભાવ માત્ર માનવી દ્વારા નહિ, પ્રકૃતિ દ્વારા પણ કવિ ખોટાદકરે બહલાવ્યો છે. 'દામ્પત્ય' કાવ્યમાં ગાયું છે આંબલિયાનું

અને વનવેલડીનું દામ્પત્ય, પણ એ દાંપત્યમાં માનવદંપતીના ઉરની અભિલાષા મૂર્ત થતી નીરખી છે :

'ઊંચાં અંતરનાં અણમોલ દીસો છો દંપતી રે લોલ,
રહેજો જગમાં જીવનજોડ તમારી જીવતી રે લોલ;
વધજો તમ જેવું કંઈ વહાલ અમારે અંતરે રે લોલ,
શીળા સૌરભનો સંચાર થજો અમ આંગણે રે લોલ.'

'મધમાખ' વાંચો, અને 'સરિત્સુન્દરી' વાંચો, 'પોયણી' વાંચો, 'અમાસ' વાંચો, અને – મેઘાણીના શબ્દોના કે 'પ્રકૃતિની એ પુત્રીઓ પણ કેમ જાણે પ્રાણવંતી માનવ-પુત્રીઓ જ હોય !' એવી પ્રતીતિ થશે.

બોટાદકરના જીવનની આર્થિક દુરવસ્થા, એમના હૃદયમાં ઊંડી રહેલી – ઊંડે દબાવેલી – વ્યથા, અજાણી નથી. અન્ય કોઈ ગુજરાતી કવિના કરતાં એમણે વધારે મનોમંથનો કર્યાં હશે, વેઠ્યાં હશે. એ મનોમંથનોમાંથી જ એમની કવિતાએ કવિના કોમળ કાવ્ય સમું, પ્રણયી ઉરના શુચિ હાસ્ય સમું, નવનીત તાર્વ્યું છે. 'શૈવલિની'માં એમણે દધિમન્થન કરતી નારી માટે જે કહ્યું છે તે એમની કવિતા માટે પણ ખરું છે. – 'રાસતરંગિણી'માં, ગુજરાતની નારી દ્વારા, સંસારમંથનનું નવનીત કવિશ્રી બોટાદકરે પીરસ્યું છે :

'શ્રુતિચિંતનના સુખસાર સમું,
કવિના કંઈ કોમળ કાવ્ય સમું,
પ્રણયી ઉરના શુચિ હાસ્ય સમું,
ગ્રહતી નવનીત કરે નવલું.'

નરસિંહરાવે કહ્યું હતું : 'હું દઢતાથી માનું છું કે આ લોકમાં, સાહિત્યજગતમાં [ એ કવિ ] અમરત્વ પણ પામ્યા છે.'

એમનો દેહ જન્મ પછી અર્ધી શતાબ્દી વિતાવીને થોડાં વર્ષોમાં જ વિલીન થયો; એમનો આત્મા આ જન્મશતાબ્દી જેવી અનેક શતાબ્દીઓનો મૂક સાક્ષી રહેશે એમ વાંછીએ.

■

# કવિ ખોટાદકરની 'રાસ-તરંગિણી'

## રાસ – યુગનું અપૂર્વ સર્જન

**મંજુલાલ મજમુદાર**

કવિ શ્રી દામોદર ખુશાલદાસ બોટાદકરનો મારો પહેલો પરોક્ષ પરિચય, શ્રી હિમ્મતલાલ અંજારિયા સંપાદિત 'કાવ્યમાધુર્ય' (૧૯૦૩)ના લાક્ષણિક, નવી કવિતાના સંગ્રહ દ્વારા હાઈસ્કૂલમાં થયો હતો. તેમાંનાં શ્રી બોટાદકરનાં બે કાવ્યો 'પ્રેમ અને સત્કાર'ની ગઝલ ('લખ્યું તેં પત્રમાં પ્યારા, નથી સત્કાર મેં કીધો') અને 'વિદ્ધ મૃગ'નું હરિગીત છંદનું કાવ્ય – ડૉ. હરિ હર્ષદ ધ્રુવના 'ચંદ્ર' માસિકમાં ૧૮૯૮ના અરસામાં છપાયાં હતાં અને એ તંત્રીનું ધ્યાન ખેંચ્યું હતું. તેમાં કંઈક અંશે રાજવીકવિ કલાપીની કાવ્યશૈલીની વ્યાપેલી અસર જણાય છે.

કવિએ આ પ્રકારે 'કાવ્યમાધુર્ય,' દ્વારા પુરસ્કૃત થયેલાં કાવ્યો સાથે, પોતાનો પહેલો સંગ્રહ 'કલ્લોલિની' ૧૯૧૨માં પ્રકટ કરેલો હતો.

કવિશ્રીને પ્રત્યક્ષ નિહાળવાનો પ્રસંગ ૧૯૨૪ના એપ્રિલમાં, ભાવનગર મુકામે મળેલી સાતમી ગુજરાતી સાહિત્યપરિષદ પ્રસંગે પ્રાપ્ત થયો હતો. તેમની સંકોચપૂર્ણ અને શરમાળ પ્રકૃતિ, મારા મિત્ર અને સાહિત્ય-પરિષદના મંત્રી સ્વ. પ્રો. રમણલાલ યાજ્ઞિક સાથે તેમને મળતાં મારા મન પર અંકિત થઈ હતી : તે હજી સ્મૃતિમાં તાજી છે.

પછી તો કવિના કાવ્યસંગ્રહોની નવી આવૃત્તિઓ વડોદરા લુહાણા મિત્ર પ્રેસમાં, મિત્ર બેરિસ્ટર જયકૃષ્ણ વર્મા – જેઓ 'ગુણસુંદરી' માસિકના તંત્રી હતા, તેમના સદ્‌ભાવથી, વડોદરામાં જ છપાતી હતી. તે પ્રસંગે, મુ. નરસિંહરાવભાઈનું 'શૈવલિની'નું 'પુરસ્કરણ' કંપોઝ થવા આવ્યું : તેનાં પહેલાં પ્રૂફો જોવાનો સુયોગ પણ મને પ્રાપ્ત થયો હતો,

અને વનવેલડીનું દામ્પત્ય, પણ એ દાંપત્યમાં માનવદંપતીના ઉરની અભિલાષા મૂર્ત થતી નીરખી છે :

'ઊંચાં અંતરનાં અણમોલ દીસો છો દંપતી રે લોલ,
રહેજો જગમાં જીવનજોડ તમારી જીવતી રે લોલ;
વધજો તમ જેવું કંઈ વહાલ અમારે અંતરે રે લોલ,
શીળા સૌરભનો સંચાર થજો અમ આંગણે રે લોલ.'

'મધમાખ' વાંચો, અને 'સરિત્સુન્દરી' વાંચો, 'પોયણી' વાંચો, 'અમાસ' વાંચો, અને – મેઘાણીના શબ્દોના કે 'પ્રકૃતિની એ પુત્રીઓ પણ કેમ જાણે પ્રાણવંતી માનવ-પુત્રીઓ જ હોય !' એવી પ્રતીતિ થશે.

ખોટાદકરના જીવનની આર્થિક દુરવસ્થા, એમના હૃદયમાં ઊંડી રહેલી – ઊંડે દબાવેલી – વ્યથા, અજાણી નથી. અન્ય કોઈ ગુજરાતી કવિના કરતાં એમણે વધારે મનોમંથનો કર્યાં હશે, વેઠ્યાં હશે. એ મનોમંથનોમાંથી જ એમની કવિતાએ કવિના કોમળ કાવ્ય સમું, પ્રણયી ઉરના શુચિ હાસ્ય સમું, નવનીત તારવ્યું છે. 'શૈવલિની'માં એમણે દધિમન્થન કરતી નારી માટે જે કહ્યું છે તે એમની કવિતા માટે પણ ખરું છે. – 'રાસતરંગિણી'માં, ગુજરાતની નારી દ્વારા, સંસારમંથનનું નવનીત કવિશ્રી ખોટાદકરે પીરસ્યું છે :

'શ્રુતિચિંતનના સુખસાર સમું,
કવિના કંઈ કોમળ કાવ્ય સમું,
પ્રણયી ઉરના શુચિ હાસ્ય સમું,
ગ્રહતી નવનીત કરે નવલું.'

નરસિંહરાવે કહ્યું હતું : 'હું દૃઢતાથી માનું છું કે આ લોકમાં, સાહિત્યજગતમાં [ એ કવિ ] અમરત્વ પણ પામ્યા છે.'

એમનો દેહ જન્મ પછી અર્ધી શતાબ્દી વિતાવીને થોડાં વર્ષોમાં જ વિલીન થયો; એમનો આત્મા આ જન્મશતાબ્દી જેવી અનેક શતાબ્દીઓનો મૂક સાક્ષી રહેશે એમ વાંછીએ.

▣

## કવિ બોટાદકરની 'રાસ-તરંગિણી'

### રાસ – યુગનું અપૂર્વ સર્જન

**મંજુલાલ મજમુદાર**

કવિ શ્રી દામોદર ખુશાલદાસ બોટાદકરનો મારો પહેલો પરોક્ષ પરિચય, શ્રી હિમ્મતલાલ અંજારિયા સંપાદિત 'કાવ્યમાધુર્ય' (૧૯૦૩)ના લાક્ષણિક, નવી કવિતાના સંગ્રહ દ્વારા હાઈસ્કૂલમાં થયો હતો. તેમાંનાં શ્રી બોટાદકરનાં બે કાવ્યો 'પ્રેમ અને સત્કાર'ની ગઝલ ('લખ્યું તેં પત્રમાં પ્યારા, નથી સત્કાર મેં કીધો') અને 'વિદ્ધ મૃગ'નું હરિગીત છંદનું કાવ્ય – ડૉ. હરિ હર્ષદ ધ્રુવના 'ચંદ્ર' માસિકમાં ૧૮૯૮ના અરસામાં છપાયાં હતાં અને એ તંત્રીનું ધ્યાન ખેંચ્યું હતું. તેમાં કંઈક અંશે રાજવીકવિ કલાપીની કાવ્યશૈલીની વ્યાપેલી અસર જણાય છે.

કવિએ આ પ્રકારે 'કાવ્યમાધુર્ય,' દ્વારા પુરસ્કૃત થયેલાં કાવ્યો સાથે, પોતાનો પહેલો સંગ્રહ 'કલ્લોલિની' ૧૯૧૨માં પ્રકટ કરેલો હતો.

કવિશ્રીને પ્રત્યક્ષ નિહાળવાનો પ્રસંગ ૧૯૨૪ના એપ્રિલમાં, ભાવનગર મુકામે મળેલી સાતમી ગુજરાતી સાહિત્યપરિષદ પ્રસંગે પ્રાપ્ત થયો હતો. તેમની સંકોચપૂર્ણ અને શરમાળ પ્રકૃતિ, મારા મિત્ર અને સાહિત્ય-પરિષદના મંત્રી સ્વ. પ્રો. રમણલાલ યાજ્ઞિક સાથે તેમને મળતાં મારા મન પર અંકિત થઈ હતી : તે હજી સ્મૃતિમાં તાજી છે.

પછી તો કવિના કાવ્યસંગ્રહોની નવી આવૃત્તિઓ વડોદરા લુહાણા મિત્ર પ્રેસમાં, મિત્ર બેરિસ્ટર જયકૃષ્ણ વર્મા – જેઓ 'ગુણસુંદરી' માસિકના તંત્રી હતા, તેમના સદ્‌ભાવથી, વડોદરામાં જ છપાતી હતી. તે પ્રસંગે, મુ. નરસિંહરાવભાઈનું 'શૈવલિની'નું 'પુરસ્કરણ' કંપોઝ થવા આવ્યું : તેનાં પહેલાં પ્રૂફો જોવાનો સુયોગ પણ મને પ્રાપ્ત થયો હતો,

રાસના વિષય ગોપલીલાના હોય ત્યારે ગરબાના વિષય, મુખ્યત્વે શક્તિનાં સ્તોત્રરૂપે, માતાજીનો મહિમા, શક્તિ, પરાક્રમ અને જગજ્જનની રૂપે સૌમ્ય ઉપાસનાનો ભાગ બને છે.

ગરબાનું સ્વરૂપ કંઈક અંશે વર્ણનાત્મક રહ્યું છે: અને તેથી તેમાં લંબાણ આવશ્યક અથવા પ્રસ્તુત ગણાયું છે.

કવિશ્રી બોટાદકરની 'રાસતરંગિણી'માંનાં ગીતોને, તેની લંબાઈને જ ધ્યાનમાં લઈને કહીએ તો તે મુખ્યત્વે આ વિભાગમાં મૂકવાનું મન થાય તેમ છે. એમાં પ્રત્યેક વિષયનું વિસ્તારથી કથન છે. એક રીતે કહીએ તો એને 'વિવરણ–ગીત' કે 'મહિમા–ગીત' ગણી શકાય. અને કુટુમ્બ અને કુટુમ્બીજનોનું એ મહિમ્નસ્તોત્ર છે.

હવે પછી 'ગરબી'નો પરિચય આપીશું ત્યારે આ વિવેચન સાર્થક જણાશે.

પદ, ગીત, ભજન વગેરેમાં મોટે ભાગે એક ધ્રુવપદ અથવા અસ્તાઈ (સ્થાયી), અને તેના અંતરાની ચાર-પાંચ કડીઓ હોય ત્યાં સુધી લોકજીભે ચડવાની તેની યોગ્યતા વિશેષ રહે છે. અને ગીતના લંબાણથી ઊભી થતી 'એકતાનતા' નિવારી શકાય છે.

કવિ ન્હાનાલાલે ૧૯૧૦ માં પ્રગટ કરેલા 'ન્હાના ન્હાના રાસ'ના સંગ્રહમાંનું 'ન્હાના' – એ પદ ખૂબ સહેતુક હતું: પ્રાથમિક શાળાનાં બાળકો સમક્ષ મુકાયેલો આ સંગ્રહ તેથી જ સફળ બન્યો છે.

'રાસ' તથા 'પદ'ની આવી પંક્તિમર્યાદા સાચવવાની સાથે તેના વર્ણનના તત્ત્વ ઉપર આપોઆપ નિયંત્રણ આવી જ જાય છે. અલબત્ત, ગઈ પેઢી સુધીની બહેનો – જેમની સ્મરણશક્તિ અજબ રીતે કેળવાવા પામતી હતી – તેઓ લાંબા ગરબા, રાસડા, ગરબીઓ અને ટૂંકાં આખ્યાનોની એક-એક કડીના 'બોલ' લઈ મોઢે કરતી; અને આખો દિવસ ઘરકામમાં ગૂંથાયેલી રહેવા છતાં, એક કડીનું સતત રટણ – ગુંજન કર્યા કરતી. આવી ધાટીથી યાદ કરાયેલી કડીઓ તેમનાં મગજમાં પછી એવી બેસી જતી કે જીવનની છેલ્લી ઘડી સુધી તેમને તે કંઠાગ્ર રહેતી: આ ગીતધન દીકરીઓને એ વારસામાં પણ આપી જતી.

પરંતુ છાપેલાં પુસ્તકોના સુલભ બનેલા આ યુગમાં, તથા વાચનના વિશેષ પ્રચારને લીધે, આપણી નૈસર્ગિક સ્મરણશક્તિને બહુ ખમવું પડ્યું છે. ગીતસાહિત્યની જૂની કંઠપરંપરા આમ લુપ્ત અથવા લુપ્ત-પ્રાય થઈ છે: તે આવા કારણને લીધે જ. ત્રીજો ગીતપ્રકાર, ગરબી, એ લાંબા વર્ણનાત્મક ગરબાઓની સરખામણીમાં, ટૂંકી, એકધારી અને ભાવ-પ્રધાન રચના છે. દરેક ગરબી વિચાર, ભાવ અને પ્રસંગમાં એક સંપૂર્ણ કાવ્ય હોય છે. ગરબીમાં તાલ 'ગર્ભિત' અને મંદ પ્રકારનો હોય છે: રાસ અને ગરબા કરતાં એ જરાક ઠાવકી રીતે ગવાય છે. લગ્નગીતો અને ધોળ આવો જ પ્રકાર છે.

આ પ્રમાણે રાસ, ગરબો અને ગરબીના નોખા નોખા ગીતપ્રકારનાં સ્ફુટ લક્ષણો ઉપર જણાવ્યાં છે. ગુજરાતી શિષ્ટસાહિત્ય પર ગરબા, ગરબી અને રાસડાની ઘાડી છાપ પડી છે. નરસિંહ – મીરાંની સમધુર પદાવલીનું મધ દયારામભાઈએ સાર્વ્યું છે. ત્યાર પછીના અર્વાચીન યુગમાં પણ દલપત – નર્મદ – નવલે ગરબી સાહિત્યના પ્રાચીન કલેવરમાં નવો પ્રાણ ફૂંક્યો છે. એમણે અસલી ઢાળોને નવીન શૈલી અને કલ્પનાથી સજી દીધા છે. દેશી સંગીતના જૂના આત્માને નવાં ખોળિયાંમાં અવતારનાર કવિઓમાં કવિ ન્હાનાલાલનું સ્થાન ઊંચું છે. કવિ બોટાદકરે પણ એમની 'રાસતરંગિણી'માં ગુજરાતના સુંદરી હૃદયને જે જે ગમતું હતું અને જોઈતું હતું તે બધું આદર્શ સ્વરૂપે આપ્યું અને તે બાબતનો સંતોષ લઈને એ ચાલતા થયા.

વીસમી સદીનો પહેલો દસકો ગુજરાતી ગીતો માટે સીમાચિહ્ન બન્યો છે. ત્યારથી 'રાસના દિગ્વિજયનો યુગ' શરૂ થયો છે એમ કહીએ તો ચાલે.

આ દસકાની જાગૃતિથી પ્રેરાઈને, કવિ ન્હાનાલાલે સને ૧૯૧૦માં પોતાના 'ન્હાના ન્હાના રાસ'નો પહેલાં ૫૦ રાસનો (પછીથી સંવર્ધિત સંખ્યા ૮૦)નો સંગ્રહ બહાર પાડ્યો. તે કન્યાશાળાઓમાં પ્રવેશ પામ્યો; અને શિક્ષિકાબહેનો દ્વારા ખૂબ ખૂબ પ્રચાર પામી શક્યો. નવા 'રાસ-યુગ'નાં મંડાણ એ દ્વારા થયાં.

આ સ્થળે 'રાસ' શબ્દનો કવિ ન્હાનાલાલનો, સામાન્ય અર્થમાં થયેલો અસાવધ ઉપયોગ ધ્યાન ખેંચે છે. વસ્તુતઃ 'દેશી સંગીત'ને

સામાન્ય જાતિ ( genus ) કહીએ તો રાસ, ગરબો અને ગરબી – એને, તેની વિશિષ્ટ જાતિ ( species ) : કહેવી પડે. પરંતુ કવિ ન્હાનાલાલે 'ન્હાના ન્હાના રાસ'માં ત્રણે વિભાગનાં ગીતોને 'રાસ' નામથી ઓળખાવ્યાં. પરિણામે કવિઓના મનમાં એક પ્રકારની ગીત સ્વરૂપ પ્રત્યે અવ્યવસ્થા દાખલ થવા પામી. વીસમી સદીના બીજા – ત્રીજા દસકામાં બહાર પડેલા ગીતસંગ્રહોમાં આ 'રાસ' શબ્દ સામાન્ય ગીતવાચક અર્થમાં જ પછી વપરાવો શરૂ થયો છે. શ્રી રાયચુરાનું 'રાસમંદિર' [૧૯૧૫, ૧૯૨૮] કવિ બોટાદકરની 'રાસતરંગિણી' (૧૯૨૩) કવિ ખબરદારની 'રાસચંદ્રિકા' (૧૯૨૯), શ્રી કેશવ શેઠના 'રાસ' (૧૯૨૨) અને 'રાસમંજરી' (૧૯૨૯), શ્રી મૂળજીભાઈ શાહનું 'રણના રાસ' (૧૯૩૦) તથા 'રાસપર્વ' (૧૯૩૭) શ્રી ચંદ્રકાંત ઓઝાના 'રાસમણિ' (૧૯૨૭), તથા 'રાસેશ્વરી' (૧૯૩૦), શ્રી ચંદુલાલ વ્યાસના 'રાસસંગ્રહ'ના બે ભાગ, તથા સૌ શાંતિબહેન બરફીવાળાની ગીતફૂલડાંથી રચેલી 'રાસકુંજ' (૧૯૨૮) – આ બધાંમાં 'રાસ' શબ્દ અનિવાર્ય થઈ પડ્યો છે. છતાં તેના શિથિલ પ્રયોગથી ગીતસાહિત્યના ઉત્તરોત્તર વિકાસ પ્રત્યે ઉપેક્ષા દાખલ થઈ છે અને ગીતસ્વરૂપનું અજ્ઞાન પણ ફેલાવા લાગ્યું છે એથી દુઃખ થાય છે.

પ્રો. રામનારાયણ પાઠકે પોતાના 'સ્વૈરવિહાર' પૃષ્ઠ ૨૦૬ (૧૯૩૮)માં આવી અરાજક પરિસ્થિતિને ઉદ્દેશીને કટાક્ષ કર્યો છે કે 'લેખકને કાંઈ લખવાનું ન હોય ત્યારે, કાવ્ય લખવું : તેમાં પણ પરલક્ષી નહિ પણ આત્મલક્ષી તે પણ બને તો 'રાસ'; કારણ આ રાસ – યુગ છે. અને તે પણ બને તો કોઈ બીજા કવિની પંક્તિ લઈને. એ એક વિપરીત કાલઘટના છે કે કવિ બોટાદકરે આદર્શ હિન્દુ સંસારના પરિવારની ઊજળી બાજુ જ 'તરંગિણી'માં રજૂ કરી : તેને પડછે સને ૧૯૨૫ અને ૧૯૨૬માં શ્રી. મેઘાણીએ 'રઢિયાળી રાત'ના રૂપાળા નામથી, જગત અને જીવન જેવું કાળું અને કદરૂપું છે તેને સંભારી રાખનારા વાસ્તવદર્શી ગીતોના સંગ્રહોને ગુર્જર લલનાઓને ખોળે અર્પણ કર્યા. 'સંસારના ઝેરી ઘૂંટડાઓને ઘોળી ઘોળી પી જનારી, ઝેરને અમૃત બનાવી, ગીતોરૂપે સંસારને પાનારી, જગતની કાળી રાત્રિઓને 'રઢિયાળી' કરનારી – એ બહેનોને કપરું સાસરિયું, ગોઝારી

સાસુ, વઢકારી વહુ, જાકારો પામતી નણંદ, ક્રૂર શોક્ય,– અને એવાં અનેક ભૂલવા જેવી વાતોને નવો અમરપટો અપાવ્યો આ 'તરંગિણી'ના પ્રકાશન ટાણે જ. ઉપરની ચર્ચાને અંતે, કવિ બોટાદકરની 'રાસ-તરંગિણી'ના ઢાળનું પૃથક્કરણ આ દૃષ્ટિએ જોવું રસિક થઈ પડશે. ઢાળની આપેલી 'આદર્શ લીંટી'ને આધારે કંઈક સ્થૂલ વિભાગીકરણ બતાવવાનું સાહસ હું અહીં કરું છું: જે માટે અનેકને મતભેદ હોવાનો પૂરો સંભવ છે: છતાં કેટલાક ઢાળનું સ્પષ્ટ સ્વરૂપ સામાન્ય જનને પણ અછતું નહિ રહે.

રાસના ઢાળ: (૧) અંજનીના જાયા હનુમાન રે, સમરું બજરંગી (રાજવણ) (૨) 'સ્નેહધામ સૂનાં સૂનાં રે' ('સુંદરી શાળે ભરી રે' તથા 'આંખડી આંસુભરી રે' (૩) 'ઊભા રહો તો કહું વાતડી, બિહારી-લાલ ('રૂપાળી રાત'). (૪) 'નાગર, ઊભા રહો રંગરસિયા' ('જલઝીલણી') (૫) 'લીલો લીમડો રે, લીલો નાગરવેલનો છોડ' ('વાત્સલ્ય') (૬) 'ખીલી ખીલીનો રંગ લાગ્યો રૂડો, કે રાધિકા રંગભીની' ('પોયણી')

ગરબાના ઢાળ: (૧) જે કોઈ અંબિકાજી માતને આરાધશે રે લોલ. ('સખીઓને નિમંત્રણ'); (૨) મહીડાંનાં દાણ અમે નહિ દઈએ રે લોલ. ('જનની,' 'ભાભી') (૩) સોનાઇંઢોણી, રૂપાબેડલું રે, પાણીડાં ગઈતી તળાવ: મારા વ્હાલમા. (હીંડોળ 'સીમન્ત') (૪) માગ, માગ પાવાના રાજન, કે ગ્રુઠમાન હું થઈ રે લોલ. ('દામ્પત્ય') (૫) સામા મંદિરિયામાં નાગજી પોઢ્યા, નાગણી ઢોળે વાય, મારા વ્હાલમા. (ઉપરનો ત્રીજો ઢાળ, માત્ર નવી આદર્શ લીટીથી બતાવ્યો છે.) (૬) મારી માને કહેજો તે આણું મોકલે રે ('સાસુ') (૭) હું તો ઈશ્વર પૂજવાને નીકળી રે લોલ. ('સરિત્સુંદરી' આ ઢાળ અંક ૧ થી ભિન્ન નથી.) (૮) પૂજું ગણપતિના પાય, પૂજું ગણપતિના પાય, પૂજું અંબિકાની પાવડી રે. ('ઝેર')

ગરબી – (ધોળ)ના ઢાળ: (૧) હો રંગરસિયા, કયાં રમી આવ્યા રાસ જો, આંખલડી રાતી, ને ઉજાગરા કયાં રે થયા? ('આણું') (૨) ઉગમણી ધરતીના કોરા કાગળ આવ્યા રે, ('સાસરી'); (૩) શહેરનો સૂબો તે કયારે આવશે રે! ('કોયલબ્હેની'); (૪) લક્ષ્મણ, લક્ષ્મણ બંધવા રે, વેરી કોણે રે લખિયા? ('ભાઈબીજ' વિદાયની વ્યથા

વર્ણવે છે ): (૫) સખિ ! પડવાની પડપ્રીત, ગતમત ભૂલી રે. ( ' પનઘટ ' ) (૬) કોઈ વારો ને, નંદના કુંવરને. ( ' દેવર ' ), (૭) નાથ, આજ આવો ને મારે ઓરડે. ( ' નણદી ' ) (૮) આવો રૂડો જમનાજીનો આરો કદમ કેરી છાયા રે ( ' સમોવડ ' ) (૯) ઓધવજી, સંદેશો કહેજો સ્યામને ( ' મોસાળ ' ) (૧૦) નહીં આવું હો નંદજીના લાલ રે મહીંડાં મારાં રે ( ' મધમાખ ' ) (૧૧) ચાલો જોવાને જઈએ. ( ' ભવસાગર ' ) (૧૨) લાવો હરિ, મારો હારલો, પહેરી મંદિર જાશું ( ' અમાસ ' ) (૧૩) શીખ સાસુજી દે છે રે, વહુજી ! રહો ઢંગે ( ' વાદળી ' ) (૧૪) પારસ પીપળા હેઠ, જોગીડો રમે જુગટે રે, માણારાજ ( ' મહિયર ' ).

રાસ–કવિ શ્રી ઓટાદકરની જન્મશતાબ્દીને પ્રસંગે આટલી અંજલિ આપવાની વિરલ તક મેળવી આપી ગીત–રસિયા શ્રી જમુભાઈ દાણીએ : તે માટે તેમનો હું ખાસ ઋણી છું.



લોકપ્રિય ગીતો :

વીસમી સદીના પૂર્વાર્ધમાં ' રાસતરંગિણી 'ની કંઈ નહિ તો ' જનનીની જોડ સખિ, નહિ જડે રે લોલ ' એ રચના ન સાંભળી હોય એવો ભણેલો ગુજરાતી ભાગ્યે જ હશે. કુટુંબભાવોને સરળ શૈલીએ અને મનોહર લયમાં કવિએ રાસરચનાઓમાં મૂક્યા છે. એમનાં આ ગીતોએ લગભગ લોકગીતો જેવી લોકપ્રિયતા મેળવી છે.

' ગ્રંથ ' નવે. '૭૦ — યશવંત દોશી

# આર્યસંસ્કૃતિના કવિ

જ્યોતીન્દ્ર દવે

હું અંગ્રેજી ચોથા એટલે અત્યારના આઠમા ધોરણમાં અભ્યાસ કરતો હતો ત્યારે ગુજરાતીના વિષયમાં પાઠ્યપુસ્તક તરીકે 'સાહિત્યરત્ન' નામનો ગદ્યપદ્યસંગ્રહ અમારે માટે નક્કી કરવામાં આવ્યો હતો. ઉનાળાની લાંબી રજા દરમ્યાન એક વખત એ પુસ્તક મેં અમસ્તું જ ઉઘાડયું. થોડાં પાનાં ફેરવ્યાં. ઉપરટપકેથી કેટલાક લેખો જોઈ ગયો. એટલામાં એક કાવ્ય તરફ નજર ગઈ :

'સંગીત લુબ્ધક ! સુખદ તારું આમ નવ અટકાવ તું,
રસમાં મને મરવા દઈ રસિકત્વ પૂર્ણ બતાવ તું.'

સરસ ! સુંદર કાવ્ય છે, મને થયું. આગળની પંક્તિઓ વાંચી :

'વસુધા વિષે બહુધા ફર્યો ગિરિશૃંગ ઉપર આથડયો,
પણ હર્ષવર્ષણનો પુરંદર આજ તું મુજને મળ્યો;
દઈ તાલ સાયકપાતથી કર ગાન એ પણ ઈષ્ટ છે,
આ પ્રેમપારાવારમાં ના'તાં મરણ પણ મિષ્ટ છે.'

એ વાતને લગભગ સાડા પાંચ દાયકા જેટલો સમય વીતી ગયો છે છતાંયે 'વિદ્ધ મૃગ'ની પંક્તિઓ આજે પણ મનમાં રમી રહી છે.

એ વિદ્ધ મૃગ તે આ કવિ જ, દા. ખુ. બોટાદકર પોતે એમ મને તે વેળા લાગ્યું. પણ પેલો 'હર્ષવર્ષણનો પુરંદર – લુબ્ધક' તે કોણ તે સમજાયું નહિ. એ કવિને જોવા માટે, બની શકે તો એમને મુખેથી એમનું કાવ્ય સાંભળવા માટે મને ઇચ્છા થઈ. પણ એમ મળવાનું બને શી રીતે ? મનમાં થતું, 'આવા મોટા કવિ, એ મારા જેવા સામાન્ય વિદ્યાર્થીને કંઈ મળે ? એ કેવા ઠાઠમાઠથી રહેતા હશે, કેવાકેવા મોટા માણસો એમને મળવા આવતા હશે ? એ આપણા જેવાને દાદ દે ખરા ?'

અને એ ઇચ્છા ફળી–ઘણાંઘણાં વર્ષો પછી. સ્વ. રા. બ. કમળાશંકર ત્રિવેદીના પ્રમુખપદે ભરાયેલી સાહિત્ય પરિષદના અધિવેશનમાં જવાની મને તક મળી.ત્યાં પરિષદમાં ખોટાદકર પણ આવ્યા છે એમ એક મિત્ર પાસેથી જાણ્યું. રંગમંચ પર બેઠેલા મહાનુભાવ સાહિત્યકારોમાં ક્યાંક એમનું સ્થાન હશે એમ ધારી લીધું. સંમેલનની બેઠક મળી ત્યારે રંગમંચને દીપાવતા ઘણખરા સાહિત્યસર્જકોને મેં ઓળખ્યા. ન ઓળખાયા તેમનો પરિચય પાસે બેઠેલા સંમેલનના એક કાર્યકર ભાઈને પૂછીને મેળવી લીધો. 'પણ આમાં ખોટાદકર ક્યાં છે? એ કેમ દેખાતા નથી? પરિષદમાં નથી આવ્યા?' મેં પેલા ભાઈને પૂછ્યું. 'આવ્યા છે ને! પણ એ રંગમંચ પર નથી બેઠા. એ તો શ્રોતાઓમાં બેઠા છે,' પેલા ભાઈએ ખુલાસો કર્યો અને પછી પૂછ્યું, 'તમારે એમને મળવું છે?' 'મળશે?' મેં ઉત્સાહભેર પૂછ્યું. 'વાહ! કેમ નહિ? જરૂર મળશે.' એમણે જવાબ આપ્યો અને ઉમેર્યું, 'આ બેઠક પૂરી થયા પછી આપણે એમને મળીશું.'

બેઠક પૂરી થયે અમે એમને મળ્યા. જોતાં જ મને વર્ષો પૂર્વે વાંચેલું કાવ્ય 'વિદ્ધ મૃગ' યાદ આવ્યું અને કોણ જાણે કેમ પણ એ કાવ્ય વાંચ્યું હતું ત્યારે વિદ્ધ મૃગ તે કવિ પોતે જ હશે એમ લાગેલું એ પ્રતીતિ પણ દૃઢ થઈ. મેં એમને નમસ્કાર કર્યા. એમણે જરા સ્મિત કરી સામા નમસ્કાર કર્યા. થોડીક વાત કરી. પણ શી વાત કરી તે અત્યારે યાદ નથી. પરંતુ કવિને જોવાની ઇચ્છા હતી તે પૂરી થઈ તેનો સંતોષ અને સાથે સાથે અસંતોષ પણ લઈને હું પાછો ફર્યો. અસંતોષ એટલા માટે કે આપણા આવા સારા કવિની આવી સ્થિતિ! ગુજરાતે એમને માનભેર રાખવા જોઈએ. એમનું ગૌરવ કરવું જોઈએ. એ વાત તો બાજુએ રહી પણ જે સાહિત્યને એમણે સમૃદ્ધ બનાવ્યું છે તે સાહિત્યના સેવકોની પરિષદમાં પણ ઊંચા સ્થાનનો અધિકાર નહિ?

આપણા કવિને આપણી પ્રાચીન, આર્યસંસ્કૃતિ માટે ગાઢ આદરભાવ છે. પ્રાચીન ઐતિહાસિક અને પૌરાણિક કથામાં આવતાં, પણ કંઈક વીસરાયેલાં એવાં પાત્રોને એમણે ભાવભરી કાવ્યાંજલિ આપી છે.

આર્યસંસ્કૃતિ માટે એમને જેવો પ્રેમ છે તેવો જ, કંઈક પક્ષપાતભર્યો કહી શકાય એવો પ્રેમ સંસ્કૃત તત્સમ શબ્દો માટે છે. એમણે નાનાનાં કાવ્યોમાં પ્રયોજેલા તત્સમ શબ્દો બહુધા આપણી

ભાષાને અત્યંત પરિચિત, સાધારણ સંસ્કૃત જાણનાર પણ સમજી શકે એવા અને કાવ્યોચિત માધુર્યથી ભર્યાભર્યા જ દેખાય છે. પરંતુ તત્સમ સંસ્કૃત શબ્દો માટેના આ પ્રગાઢ પ્રેમે એમની પાસે આપણી ભાષામાં ભાગ્યે જ પ્રયોજાતા શબ્દો અને કોઈક કોઈક વાર તો આપણી ભાષામાં ક્વચિત જ વપરાય એવા લાંબા સુદીર્ઘ સમાસોની યોજના પણ કરાવી છે. 'આખ્યાન' (વિચાર), કકુભો (દિશાઓ), 'કતિપય' (કેટલાક), 'કીશ' (વાંદરો), 'ખર' (કઠોર), 'ઝટિતિ' (તરત), 'દલરન્ધ્ર' (પાંદડાં વચ્ચેનાં કાણાં), 'પ્રેંખ' (હીંચકો), 'પિહિત' (બંધ થતાં), 'પ્રપા' (પરબ), 'તરણિ' (સૂર્ય), 'દેહલી' (ઉંબરો), 'વૃન્દવેષ્ટનવતી' (ટોળાંથી વિંટળાયેલી), 'ક્ષપિત' (પૂરી થયેલી) ઇત્યાદિ શબ્દો ઉપરાંત લોકઢાળમાં રચાયેલી અને બહુધા તળપદી ભાષા–લોકબોલીનો પ્રયોગ કરનારી રાસ–ગરબા સરખી રચનામાં એમણે 'ગુરુવર્ગ વિલોકન લાજવતી', 'તાલકૃતલાલિમાલસિતકરતલવતી' તથા 'દૂરતર બાલરોદન શ્રવણસંભ્રમા' જેવા દીર્ઘ સમાસો યોજ્યા છે. પરંતુ એમના સમાસો શ્લેષાત્મક ને ક્વચિત્ અલ્પપરિચિત શબ્દોવાળા બાણના સમાસોની યાદ આપે એવા નહિ, પરંતુ જયદેવના ललितलवंगलता-परिशीलनकोमल मलयसमीरेનું સ્મરણ કરાવે એવા પ્રકારના છે.

આર્યસંસ્કૃતિના આ ગાયકનો વિશેષ પક્ષપાત દેખાય છે આપણા ગૃહજીવન પ્રત્યે. માતા, પિતા, સંતાન, સાસુ, વહુ, નણંદ અને અલબત્ત પતિપત્ની આદિ આપણા સંયુક્ત કુટુંબજીવનના ઘટકો એમના કાવ્ય વિષય બન્યા છે. અને એ કાવ્યોમાં એમની કલમ ખરેખર દીપી નીકળે છે. 'જનનીની જોડ સખી, નહિ જડે રે લોલ,' 'માડી સમાં ત્યાં તો સાસુ સલૂણાં રે, આપે આપે તોય થાય ન ઊણાં રે,' એવાં પોતાની જનની તથા પતિની જનનીના પ્રેમલભાવ પામતી કુલવધૂનાં એ આપણને દર્શન કરાવે છે. ત્યારે આપણું આ સંયુક્ત કુટુંબજીવન આનંદે ભર્યું-ભર્યું જ હોવું જોઈએ એમ આપણને લાગે છે. આ કુલવધૂ સાસરામાં આનંદે ભર્યુંભર્યું જીવન ગાળે છે તેમ છતાં મહિયર એને યાદ આવ્યા વિના રહેતું નથી અને ત્યારે 'સંદેશ' કાવ્યમાં કવિ એની પાસે જે ગાઢ હૃદયવેદનાના પણ સંયમિત ઉદ્‌ગાર કઢાવે છે તે એમની કવિ-પ્રતિભાનો વિલાસ કેવળ આનંદરંગ્યો જ નથી. શોકની છાયા પણ એમાં ભળેલી છે તેની પ્રતીતિ કરાવે છે :

'ઊંચાં આકાશનાં આંગણાં, સખી! નીચા તે મેઘલ મહેલ રે
આંખડી આંસુભરી રે.
ઊંચે ચંદા ચળકી રહી, કંઈ નીચાં ઢળે એનાં નેણ રે,
ઊંચે ઉરે હું એકલી, વહે નીચાં નેણાંનાં નીર રે,'

*

'ચંદા! ચટકતી ચાલતાં, જરી સૂણજે વિયોગની વાત રે,
એક સંદેશડો આપજે, મારી ઝૂરી મરે જ્યાં માત રે.'

કવિની દૃષ્ટિ આપણા સંસારના અને તેમાંયે ખાસ કરીને આપણા ગૃહસંસારના માધુર્ય ને માંગલ્ય તરફ જ ઢળેલી છે. આપણા ગૃહજીવનના પ્રત્યેક અંગ વિષે એમણે કાવ્યો રચ્યાં છે. પરંતુ ત્યાં સર્વત્ર જે સર્વથા એમને બધું મંગલમંગલ, સુંદરસુંદર, સુષ્ઠુસુષ્ઠુ જ દેખાયું છે. માતા-પિતા-સંતાન, પતિ-પત્ની, ભાઈ-બહેન, સાસુ-વહુ, નણંદ-ભાભી એ બધાં વચ્ચે પ્રકૃતિભેદને કારણે, વિચારભેદને કારણે કે પછી પરસ્પર વિરુદ્ધ હિતસંબંધોને કારણે ઉત્પન્ન થતા કલહકલેશ, વિવાદ વિખવાદ, લડાઈ-ઝઘડા આદિની એમને ખબર જ નહોતી એમ તો કેમ માની શકાય? એ બધું એમની જાણ બહાર તો નહિ જ હોય. પરંતુ આપણા આ કવિ તો મુખ્યત્વે 'હર્ષવર્ષણના પુરંદર' છે. જેમને 'પ્રેમ પારાવારમાં ન્હાતાં મરણ પણ મિષ્ટ છે,' તેમને આર્ય ગૃહજીવનનાં પ્રેમ પારાવારમાં જે કંઈ ઊર્મિઓ ઊછળતી દેખાય, જે કોઈ તરંગો ચડતા ને પડતા જણાય તે બધા જ એ પ્રેમના પારાવારના અંશભૂત હોઈ કલ્યાણકર છે, અનિષ્ટસૂચક કે પોતાના અતલ ઊંડાણમાં ગરક કરી દે એવા નથી એમ જ ભાસે છે.

આપણા આર્યસંસારનું, આપણા ગૃહજીવનનું એમનું આ દર્શન ગુણૈક દૃષ્ટિથી કરાયેલું છે. 'આ હિન્દુસંસારમાં નરજાત કદાચ સુખી હશે, સ્વચ્છંદથી મહાલતી હશે પણ નારીને તો રોવા વિના કશું મળતું નથી' એવી મતલબના ઉદ્‌ગાર કાઢનાર ગોવર્ધનરામનાં વચનોનો જાણે બોટાદકરે રદિયો આપ્યો હોય એવું લાગે છે. નરસિંહરાવે એમની આ એકાંગદૃષ્ટિ તરફ ઈશારો કર્યો છે, એમાં અવાસ્તવિકતાનો દોષ જોયો છે. પરંતુ એમ છતાં એમને લાગે છે કે 'જ્યહારે 'આર્ય' સંસારનાં વિશિષ્ટ અંગોમાં કવિ ઊતરે છે ત્યહારે હેનાં કાવ્યોમાં ભાવનાની કૌમુદી વડે ઊનતાવાળા જીવનને ઓપવાની શક્તિ, અને વાણી વગેરેનું લાલિત્ય,

એ જ આકર્ષક અંગ બને છે. વસ્તુસ્થિતિ ઢંકાઈ જાય છે અને અવાસ્તવિકતા દોષ ભૂલી જવાય છે.' કવિએ સમગ્ર વાસ્તવનું યથાર્થ દર્શન કરવું અને કરાવવું જોઈએ એવો નિયમ કરી શકાય નહિ. કવિને તો જે એના હૃદયનો સંસ્પર્શ કરે, એના ભાવનું ઉદ્દીપન કરે, સાદા શબ્દોમાં જે એને ખૂબ ગમી જાય અથવા જે એની દૃષ્ટિમાં ખૂંપી જાય તેનાં જ કાવ્યો રચવાં એને ફાવે. આપણા કવિના અંતરમાં આર્ય-સંસ્કૃતિ માટે, આર્ય-જીવન માટે, ખાસ કરીને ગૃહજીવન માટે ઊમળકાભર્યો ભાવ ઊભરાય છે. એની કાલિમા તરફ એમની નજર જતી જ નથી. એમની દૃષ્ટિ તો ગૃહસંસારનાં સમુજ્જ્વલ ચિત્રો પ્રત્યે જ ખેંચાય છે અને તેથી તે જ એમના કાવ્યવિષય બને છે.

ગૃહજીવનના પ્રત્યેક અંગને વિષય બનાવી તે ઉપર આટલી વિપુલ સંખ્યામાં અને આવાં માધુર્યભર્યાં કાવ્યો ભાગ્યે જ આપણા બીજા કોઈ કવિએ રચ્યાં હશે. નર્મદને આપણે પ્રેમશૌર્યના કવિ, નરસિંહરાવને પ્રકૃતિના કવિ, નાનાલાલને દામ્પત્યભાવના અથવા સ્નેહ અને સૌંદર્યના કવિ કહીએ છીએ તેમ ખોટાદકરને આપણે આપણા ગૃહજીવનના કવિ તરીકે ઓળખાવી શકીએ. એમનું એ દર્શન ભલે એકાંગદર્શન હશે પરંતુ એ દર્શન કવિનું—સાચા કવિનું છે અને કવિએ અનુભવેલા ભાવોની સંક્રાન્તિ ભાવક હૃદયમાં પણ કરવા જેટલું સમર્થ છે એની પ્રતીતિ કોઈ પણ સહૃદયને થયા વિના રહેશે નહિ.

આજે આપણી સંયુક્ત કુટુંબ પ્રથાના પાયા હચમચી ગયા છે, કેટલેયે સ્થળેથી તો ઊખડી પણ ગયા છે ત્યારે એ સંયુક્ત કુટુંબજીવનની મધુરતા ને એના માંગલ્યની કંઈ નહિ તો, સ્મૃતિ પણ સંઘરવા જેવી છે એ નિઃસંદેહ છે અને એ સ્મૃતિ પાછળ ઉત્કૃષ્ટ કવિત્વને રંગે રંગાયેલી હોય તો પછી પૂછવું જ શું?

'શૈવલિની'ના 'પુરસ્કરણ'ને અંતે નરસિંહરાવે એમને માટે કાઢેલા ઉદ્‌ગારોથી સમાપ્તિ કરીશું:

'હેણે [ ખોટાદકરે ] અન્તનો અભિલાપ પ્રગટ કર્યો છે કે:

'જનિ ને મૃત્યુના ભૂંડા, ઘણા આઘાત તો ઝીલ્યા;
હવે એ ચક્રથી છૂટી, પરત્વે પહોંચશું ક્યારે?'

એ કવિ ચક્રથી છૂટ્યા છે, પરત્વ પામ્યા છે—અને હું દૃઢતાથી માનું છું કે, આ લોકમાં—સાહિત્યજગતમાં અમરત્વ પણ પામ્યા છે.'

## વત્સલતાનો ગાયક કવિ

**યજ્ઞેશ હ. શુક્લ**

એ વાત પર સાડાચાર દાયકાનો પડદો પડી ચૂક્યો છે. ઈ. સ. ૧૯૨૫ની વાત. ગુજરાતી સાહિત્યમાં સહેજસાજ મારો ચંચુપ્રવેશ થવા લાગ્યો હતો. મહોલ્લાના એકબે રસિક મિત્રો સાથે હસ્તલિખિત સામયિક પ્રકટ કરવાના મનસૂબા ઘડાતા હતા ને અમલમાં મુકાતા હતા. આમ છતાં ગુજરાતી સાહિત્ય વિષે, ગુજરાતી કવિતા વિષે, કશી વિશેષ સમજદારી તો હતી જ નહિ. વળી તે કાળમાં માધ્યમિક શિક્ષણના અભ્યાસક્રમમાં કવિતા શીખવાની આવતી. પણ એ કવિતામાં કે એના ગાયકલેખક કવિના જીવનમાં ઊંડા ઊતરવાની કોઈ જરૂર ન તો શિક્ષકને જણાઈ હતી કે ન તો એવો કોઈ રસ વિદ્યાર્થીમાં જગાડી શકાતો હતો.

એ ઘડીએ મારાં લગ્ન થયાં. તે વેળા સામાન્ય રીતે આવે પ્રસંગે નજીકના મિત્રોમાં ભેટ રૂપે એકાદ પુસ્તક આપવાનો સામાન્ય શિરસ્તો પડી ગયો હતો અને મને મારા એક રસિક મિત્ર તરફથી 'રાસ-તરંગિણી' ભેટ રૂપે મળી હતી. તે વખતે તો એનાં પાનાં જ ઉથલાવી શકાયાં ને એમાં રચનારનું નામ સહેજે કંઠસ્થ થઈ ગયું. 'દામોદર ખુશાલદાસ બોટાદકર' સાથેનો એ મારો પ્રથમ પરિચય. એમને પ્રત્યક્ષ જોવાનો કે એમને મળવાનો પ્રસંગ કદી પ્રાપ્ત થયો નહિ. પણ યોગાનુયોગ એવો થયો કે થોડાંક વર્ષો પછી હું 'ગુણસુંદરી'ના સહતંત્રી તરીકે મારા મુરબ્બી શ્રી જયકૃષ્ણ વર્મા સાથે જોડાયો. 'ગુણસુંદરી' કાર્યાલય તરફથી મિત્રભાવે સ્વ. શ્રી બોટાદકરના વિવિધ કાવ્યસંગ્રહોનું પ્રકાશન થતું હતું. આ રીતે 'રાસતરંગિણી'ને પગલે કવિશ્રીનાં બીજાં કાવ્યોનો પરિચય કરવાની તક સાંપડી. 'કલ્લોલિની', 'સ્રોતસ્વિની', 'નિર્ઝરિણી', 'શૈવલિની' કાળક્રમે આ સંગ્રહોમાંનાં મોટા ભાગનાં કાવ્યો ભુલાઈ ગયાં છે પણ 'રાસતરંગિણી'—દ્વારા કવિશ્રીની જે

સૌથી પ્રથમ છાપ હૃદય પર અંકિત થયેલી છે તે હજીય કાયમ રહી છે. મને મારાં વત્સલ ભાભીએ

'મારી વાડી ફૂલી ફૂલવેલીએ
માંહિ મોગરો એક અમોલ રે,
દેરીડો સખિ! મન મીઠડો,
દીપે ડોલરિયો કુળ દીવડો
એના ફૂલ શા બાલૂડા બોલ રે!'

એમ મીઠી હલકે ગાઈને મારી હૃદયતંત્રીને વાત્સલ્યભાવે હલાવી મૂકી. મારાં ભાભી પાસેથી આ ટહુકારની અપેક્ષા મેં રાખી ન હતી.

પણ વાતવાતમાં જાણી શક્યો કે એમને શાળાજીવનના છેલ્લા વર્ષમાં ભેટરૂપે 'રાસતરંગિણી' મળી હતી અને એમના મોટા ભાગના રાસ તેમને કંઠસ્થ પણ હતા. સાસરીમાં નવાંસવાં આવેલાં હોઈ, એમની મીઠી હલકે રાસ સાંભળવાનો લહાવો તત્કાળ તો મળ્યો નહિ: પણ પછી સમય જતાં જ્યારે જ્યારે મળવાનું થતું ત્યારે ત્યારે તેમના મીઠી હલકના કંઠથી વત્સલતાનીતરતા આ રાસો સાંભળવાનો લહાવો લેતાં હું ચૂક્યો નથી ને તેથી પણ 'રાસતરંગિણી'એ મૂકેલી છાપ હૃદય પર દૃઢ રીતે અંકાઈ રહી છે.

એ દિવસો આજે પણ સ્મૃતિએ ચઢી જ રહે છે. થોડા જ દિવસોમાં ભાઈભાભી તેમના નોકરીના સ્થાને દહેજ—કાવી—પૂ. ભાઈ બંદર કારકુન હતા–પહોંચી ગયાં. હું વ્યવસાયની શોધમાં મુંબઈ આવ્યો ને તે પળનો પૂ. ભાભી સાથેનો પત્રવ્યવહાર 'રાસતરંગિણી'ને નજર સામે રાખીને જ થતો રહ્યો એમ કહું તો ખોટું નહિ.

મારો પહેલો જ પત્ર,

'ટહુકે વસન્ત કુંજ કોકિલા રે લોલ;
ઘરમાં ભાભીનાં એવાં ગીત રે,
ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ!'

એ રાસની પંક્તિઓ પર પંક્તિઓ ટાંકીને લખાયો અને ભાભીશ્રીના વાત્સલ્યનો થોડા દિવસમાં પણ જે અનુભવ થયો તેનો ઉમળકાભર્યો ચિતાર રજૂ કરીને કવિએ રાસમાં કલ્પેલાં ભાભી જ મને મળ્યાં હોય એવો ઉમંગ પણ વ્યક્ત કર્યો ને તે પળ તો 'રાસતરંગિણી'

વિવિધ વાત્સલ્યભર્યા રાસ અંગેના વિચારોની આપલેથી અમારો પત્ર-વ્યવહાર ભર્યો ભર્યો થઈ પડચો. એ ભાભીશ્રીના અકાળ અને કરુણ અવસાને મને ઠીક ઠીક આઘાત પહોંચાડ્યો હતો.

ને સાહિત્યના ક્ષેત્રમાં ઠીક ઠીક ચંચુપાત કર્યા પછી, અને 'ગુણ-સુંદરી'નું સંપાદન કરતાં કરતાં ઘણી વાર કવિશ્રી બોટાદકરના રાસનું હાર્દ સમજીને મેં અનેરો આહ્લાદ મેળવ્યો છે. ઘણીએ બહેનોને 'રાસ-તરંગિણી'માંથી પસંદ કરેલા રાસ – ગાવા ગવડાવવાને મેં આંગળી પણ ચીંધી છે.

પણ આજે જ્યારે આપણા સમાજજીવનમાં જે કલુષિતતા પ્રવેશી ગઈ છે, આજે જ્યારે સંયુક્તકુટુંબની પ્રથા છિન્નવિચ્છિન્ન થઈ રહી છે ત્યારે કવિશ્રી બોટાદકરના આ રાસ આપણા સમાજજીવનનો પ્રેરક આદર્શ રજૂ કરી રહ્યા હોય એમ જ લાગે. વાસ્તવમાં આપણા સ્ત્રી-જીવનમાં, 'રાસતરંગિણી'ના વિવિધ રાસોમાં જે ભાવ સંગ્રહાયા છે તેનો આજે અભાવ દેખાય છે. માદીકરી કે બાપદીકરી વચ્ચેના વત્સલભાવ મોટે ભાગે ટકી રહ્યા લાગે છે, પણ ભાઈ–ભાભી, દિયર, નણંદ, સાસુ–સસરા વગેરે વચ્ચે હોવો જોઈતો વાત્સલ્યભાવ આજે ક્યાંય દેખાય છે ખરો ? દેખાતો હોય તો, તે અપવાદ રૂપે જ. આમ છતાં કવિશ્રી બોટાદકરે સંયુક્ત કુટુંબનાં વિવિધ અંગો વચ્ચે વહાલની–વાત્સલ્યની એવી ફૂલસાંકળી ગૂંથી છે કે આપણાં સૌનું ગૃહજીવન આ રાસોમાં ગૂંથાયેલી–વણાયેલી ભાવનાઓથી ભરેલું હોય તો કેવું સારું ! એવી લાગણી જાગ્યા વિના રહેતી નથી.

'રાસતરંગિણી'નો સત્કાર કરતાં સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણીએ સ્પષ્ટ રીતે જણાવ્યું છે તેમ 'બોટાદકરના રાસની અંદર આજે ગામ-ડિયાનું હૃદય જ ગાઈ રહ્યું છે.' શ્રી મેઘાણીની જેમ ઘણા કવિતાપ્રેમી સામાન્યજનને કવિશ્રીનાં રાસ સિવાયનાં બીજાં કાવ્યોનો આસ્વાદ લેવાનું ઓછું જ મન થાય એ સમજી શકાય એવું છે. 'કલ્લોલિની', 'સ્રોતસ્વિની' અને 'નિર્ઝરિણી'નાં સુનીલ, સુમનોહર નીરમાં નહા-વાનું મન થાય પણ ભીતર પડેલા પથ્થરોનો ભારે ભય લાગે.' શ્રી. મેઘાણી પોતે 'ગામડાના સાદા ભાવોના ભોગી' હોઈ તેઓને એમ લાગે એ સ્વાભાવિક છે અને રસિક સામાન્ય જનની લાગણી પણ એથી

જુદી ન હોઈ શકે. પણ તેથી રાસ સિવાયની કવિતાઓનું મૂલ્ય ઓછું આંકવાની જરૂર નથી. એ લોકભોગ્ય ઓછી નીવડી એટલું તદ્દન સાચું, પણ લોકહૃદયમાં કવિનું સ્થાન દૃઢ કરનાર તો કવિશ્રીના રાસ જ, એ એટલું જ સાચું છે. એ રાસ પૈકી પણ જે રાસોમાં કવિશ્રીએ જનની, ભાભી, નણંદ, દિયર, સાસુ, સસરો, દાદા, મોસાળનાં મામામામી વગેરેમાં વાત્સલ્યનું ગાન કર્યું છે તે રાસો સહેલાઈથી સ્ત્રીહૃદય પર સામ્રાજ્ય જમાવી ચૂક્યા છે અને એ વત્સલભાવમાં એ રાસોને માણનારા પણ તરબોળ બની રહે છે.

શ્રી. મેઘાણીએ રાસતરંગિણીનો સત્કાર કરતાં કવિશ્રી પોતે નારીહૃદયની કેટલી નજીક પહોંચ્યા છે તેનો સચોટ ખ્યાલ આપ્યો છે. સ્ત્રીજીવનનાં વિવિધ સ્વરૂપો અને એ સ્વરૂપો દ્વારા આપણા સંયુક્ત કુટુંબજીવનના રજૂ થયેલા વિવિધ ભાવો નિરૂપવામાં કવિશ્રીએ એટલી બધી ઝીણી દૃષ્ટિ દાખવી છે કે, કવિશ્રી પોતે પુરુષ છે એમ એક પળ માટે માની શકાતું નથી. એટલે તો શ્રી. મેઘાણીએ કહ્યું છે એમ 'સ્ત્રીના ભાવો અને ભાષા બન્નેનો આવો ઝીણો મીઠો સુયોગ સાધનાર ખોટાદકર જાણે કે સાત સાત સ્ત્રીજન્મો પૂરા કરીને પહેલવહેલા જ પુરુષ અવતારમાં ચાલ્યા આવતા હોય ને!'

કુમારિકાથી માંડીને તે માતા સુધીનાં સ્ત્રીજીવનનાં વિવિધ સ્વરૂપો, કુમારિકા, નવવધૂ, માતા, ભાભી, નણંદ, સાસુના હૈયામાં સંઘરાયેલા વિવિધ ભાવો સામાન્ય રીતે, સાહજિક રીતે, વત્સલતાના ભાવો જ હોઈ શકે. અલબત્ત, એ આદર્શ કુટુંબજીવનની કલ્પના લાગે. માતા અને સાસુ એ બંને એક જ સ્ત્રીનાં બે પાસાં છે. માતા તરીકે સ્ત્રીનું સ્થાન અજોડ છે: કવિશ્રી ગાય છે તેમ,

'ગંગાનાં નીર તો વધે ઘટે રે લોલ,
સરખો એ પ્રેમનો પ્રવાહ રે,
જનનીની જોડ સખી, નહિ જડે રે લોલ!

વરસે ઘડીક વ્યોમ વાદળી રે લોલ,
માડીનો મેઘ બારે માસ રે,
જનનીની જોડ સખી, નહિ જડે રે લોલ!'

પણ એ જ માતા જ્યારે સાસુ બને છે ત્યારે તેનું બીજું પાસું અનુભવાય છે, જે સામાન્ય રીતે વત્સલતાવિહોણું ને કટુતાથી ભરેલું છે. આ વાસ્તવિક પરિસ્થિતિ વચ્ચે પણ સાસુ પણ માતાનું બીજું સ્વરૂપ છે એમ ઠસાવતાં કવિશ્રીએ ગાયું છે :

'વહે ગંગા મારે ઘર આંગણે રે,
એનાં આછાં ઊછળતાં નીર;
સખિ ! સાસુ તણાં સુખ શાં કહું રે !'

'નવા જગની એ તો મુજ માય' એ રીતે સાસુનું વત્સલતાથી ભરપૂર ચિત્ર કવિએ આલેખ્યું છે. જો આપણો સમાજ કવિશ્રીની કલ્પનાની સાસુઓથી ભરેલો હોય તો સંસારમાં સ્વર્ગ જ ઊતરેલું લેખાત એ વિષે જરાય શંકા નથી.

અને નણંદને સાસુના શ્વાસ તરીકે ખપાવીને ભાભી કુદરતી રીતે જ નણંદ સાથે સાસુનો પણ પ્રેમ નહિ મેળવી લે ?

'જરી ઝબકો વિજોગણ વીજળી !
અજવાળો રે મારા રંક આવાસ;
નણદી ! આવો ને, મારે આંગણે.
આવો આવો ને મહિયર મીઠડાં,
તમે આવો ને મારી સાસુના શ્વાસ,
નણદી ! આવો ને મારે આંગણે.'

અને 'ભાઈબીજ'માં તો કવિએ કમાલ કરીને બહેન – ભાઈબીજને દિવસે ભાઈને જરૂર ઝંખે ને એ ઝંખનામાં ભાઈને આવતાં વિલંબ થતાં જાતજાતની અટકળો કરવા મંડી જાય એ કુદરતી છે. વર્ષમાં એ એક દિવસે બહેનને ઘરે ભાઈનો ભાવભરપૂર સત્કાર થાય. ભાઈના આગમનમાં થતા વિલંબમાં કદાચ ભાભી પણ નિમિત્ત બને એમ કલ્પીને ભાઈ પરનો ભાભીનો અધિકાર મુક્તમને બહેન સ્વીકારી લે છે :

'ભાભલડી ! તુજ ભાવની રે ભલી વાધજો ભરતી,
વહાલસોયા મારા વીરના રે રે' જે હૈયાને હરતી;
અમર એવાતન ઊજળું રે રહો જીવતી જોડી,
રાજ તપો રળિયામણું રે મારી આંખડી ટાઢી.'

'તારો પતિ મારો બન્ધવો રે એમાં ભેદ અનેરા;
ભાગ નથી કાંઈ ભાવમાં રે પંથ નેહના ન્યારા.
દેવે દીધો મુજ દેખતાં રે તે તો મારો ને તારો
ભાઈના ભાવે ભીંજાવતો રે દિન એક અમારો.'

ભાભી! મારો ભાઈ તારો જ છે. પણ ભાઈબીજના એક દિવસ પૂરતો એ ભાઈના ભાવથી મને પણ ભીંજાવા દે! બહેનની આ લાગણી કેટલી બધી સ્વાભાવિક છે!

અને ભાઈ આવે કે એની સામે બહેનને લાગે કે જાણે આખું પિયર તેને આંગણે આવી પહોંચ્યું:

'આજ પિયર એને આંગણે રે વસ્યું સામટું આવી,
લાખ સગાંતણાં સંગનો રે રહ્યો રંગ રિઝાવી;
કંઈક વાતો હતી કાળજે રે, – એને એક ન સૂજે;
ઊભા હતા કંઈ ઓરતા રે પણ એક ન ઊગે.'

ને ભાઈ વિદાય થાય છે એટલે બહેનનાં સોણલાં ઊડી જાય છે ને બહેન પાછી સૂની સારિકા જેવી બનીને સાસરાના પીંજરામાં પુરાઈ જાય છે.

'સીમન્ત'માં વર્ણવાયેલું સ્ત્રીના માતૃત્વના મંગળ એંધાણનું સ્વરૂપ, સ્ત્રી માત્રના હૃદયમાં અનેરી ઉમળકાની લાગણી જગાવ્યા વિના રહેશે નહિ. અલબત્ત, સુધરેલા સમાજમાં 'સીમન્ત'નું સંસ્કારમહત્ત્વ ઓછું થઈ ગયું છે; છતાં એ સમાજમાં સુદ્ધાં પ્રથમ સંતાનના જન્મ પહેલાંના સ્ત્રીત્વનું અનોખું સન્માન થતું જોયું જશે, અને માતૃત્વની ઝંખના તો સ્ત્રી માત્રમાં સ્વાભાવિક છે. સાસુને મન સામાન્ય રીતે અળખામણી એવી વહુ 'સીમન્ત' પ્રસંગે માનનું પાત્ર બને છે અને સાસુજી એને 'આવો મારી વંશવધારણ વેલ' તરીકે આવકારે છે અને નટખટ નણંદની આશિષ પણ એવી જ અનોખી બની રહે છે:

'માથડે ધરાવું રે મણિમય મોડિયો રે લોલ,
ઝીલો એવા જનનીભવના ભાર;
શ્રીફળ સલૂણી રે! ખોળે ધરું ખાંતથી રે લોલ;
દેજો એવા અમને ફાલ રસાલ.'

'શ્રીફળ જેવું રસાળ ફળ અમને આપજો' એવી શુભાશિષની પાછળ માતૃત્વ પ્રત્યેનો આદરભાવ જ રહેલો નથી?

મોસાળને તો કવિએ અનોખી રીતે વર્ણવ્યું છે:

'મહિયરથી મોંઘાં રે મહિયર માતનાં,
મોંઘા એના ભાવતણા ભણકાર જો;
મન હરતી શી મહેમાની મામી તણી;
શીળા શા એ અંતરના સત્કાર જો!
મહિયરથી મોંઘાં રે મહિયર માતનાં.'

'મોસાળે જમવું ને મા પીરસનારી' એ કહેવત તો જાણીતી છે. એ જ ભાવને મહિયરથી એટલે પિયરથી પણ માતાનાં પિયરને વધારે વત્સલ લખાવીને કવિએ મોસાળનાં મામા, મામી, જનનીની જનની, વગેરેના વાત્સલ્યનો ભાણજાંઓ પર ભાવ વર્ષી રહે છે એનો ચિતાર આપ્યો છે. આપણા સૌનો એ સામાન્ય અનુભવ છે. પણ કવિના રાસમાં એ વાત્સલ્ય 'મધઝરતું' જ બની રહે છે.

'રાસતરંગિણી'ના મોટા ભાગના રાસમાં આમ વાત્સલ્યનું ગાન કવિએ કર્યું છે એટલે 'વાત્સલ્યતાના ગાયક કવિ' તરીકે બોટાદકરને આપણે પિછાણીએ એ કુદરતી છે. સામાન્ય રીતે સ્ત્રી પોતે જ, એનાં વિવિધ સ્વરૂપોમાં નરી વત્સલતાની જ મૂર્તિ છે અને એ સ્ત્રીજીવનનું નિરૂપણ કરવામાં એટલે જ વાત્સલ્ય પર કુદરતી રીતે જ વધારે ભાર મુકાઈ રહે છે.

દીકરી ગમે તેટલી મોટી થાય, સાસરે વળાવવા જેવી થાય તોપણ માતાને મન તો હજી બાળકી જ છે. 'દૂધભર્યું હજી દાંતમાં રે એને આપવાં આણાં' એમ કહીને દીકરીને સાસરે જતી જોઈને માતા વેદના અનુભવી રહે છે. સાસરે ગયેલી દીકરી, સાસરામાં ગમે તેટલું સુખ હોય તોપણ મહિયરને સતત સંભાર્યા વિના રહી શકતી નથી ને જ્યારે 'મીઠલડી માવડી' આણાં મોકલે છે ત્યારે તે અનેરા ઉમંગમાં આવી રહે છે. સાસરું માણીને પિયર પહોંચેલી દીકરી, સરખી સાહેલીઓને સાસરાના અનુભવો વિશેની આપલે કરે છે. સાસરામાં દુખિયારી બનેલી

કોઈ વહુઆરુનું એક માત્ર શરણ ગામના પાદરે આવેલો કૂવો કે તળાવ-નદી જ હોય તો એ બધા અનુભવો – આપણા સાંસારિક જીવનના સ્વાનુભવો છે અને કવિએ એને 'ગરબે ઘૂમતી ગુજરાતણ'ના કંઠમાં રાસ રૂપે ઉતારીને આપણા ગરવા ગૃહજીવનનું એક આદર્શ ચિત્ર ઉપસાવ્યું છે. આજે કદાચ આ શબ્દચિત્રો અવાસ્તવિક લાગે પણ એ શબ્દચિત્રો દ્વારા કવિએ આપણા સંસારજીવનની મધુરિમાને બહાર લાવવાનો અને એમાંથી સુખી કુટુંબજીવનનો અનેરો આહ્લાદ પ્રેરવાનો સફળ પ્રયત્ન કર્યો છે. એ દૃષ્ટિએ 'રાસતરંગિણી' એ કવિશ્રીનું ઉત્તમોત્તમ અર્પણ છે; ગુજરાતનું એ એવું જ ગરવું ઘરેણું પણ બની રહે છે.



બોટાદકરે શું કર્યું ?

કવિ બોટાદકરે ગુજરાત માટે શું કર્યું ?

એમણે સંસ્કારી કુટુંબોને કાવ્યમય કીધાં અને ગુજરાતી કવિતાને કૌટુંબિક સદ્ભાવોથી તરબોળ કરી દીધી.

— ત્રિભુવન વ્યાસ

## સંસારની મધુરતાના ગાયક

**નાથાલાલ દવે**

કવિ ખોટાદકરની કવિતાનો મને પ્રથમ પરિચય થયો એ પ્રસંગ નોંધવા જેવો છે. ૧૯૨૭ની સાલ. ભાવનગરમાં ઘોઘા દરવાજે સોની વિદ્યાર્થીઓનું છાત્રાલય હતું. ઉપલે માળે વિદ્યાર્થીઓ રહેતા. કઠોડાવાળી ગેલેરી હતી.

સાંજનો સમય. મેટ્રિકમાં અભ્યાસ કરતા એક સહાધ્યાયી પાસે હું પુસ્તક લેવા ગયો. ત્યાં જોયું તો વિદ્યાર્થીઓ એક ઓરડામાં ભેગા મળ્યા હતા, અને એક આધેડ વયના શિક્ષક કાવ્યો સંભળાવતા હતા. મને અંદર જતાં સંકોચ થયો. એટલે બહાર ગેલેરીમાં બેસીને હું કાવ્ય સાંભળવા લાગ્યો :

‘ ઊંચા આંબા, ઊંચી આંબલી રે નીચી વાડીની વેલી;
ઊંચી ચડે, નીચી ઊતરે રે આજ બહાવરી બહેની.’

‘ ભાઈબીજ ’નું એ કાવ્ય. ભાઈ આવ્યો નથી. બહેન ચિંતા કરે છે. સરલ, સીધી કવિતા. પંક્તિએ પંક્તિએ ચિત્ર સરજાતાં જાય છે. મધુર ભાવો મનને ભીંજવી રહે છે. શિક્ષકના ઘૂંટાયેલા સૂરીલા કંઠમાં કાવ્ય સજીવ બની ગયું છે :

‘ભાભીએ કાં હશે ભોળવ્યો રે કંઈ દોષ દેખાડી,
રોકી રાખ્યો રસ પાઈને રે મન મોહ પમાડી.
બાઝી પડ્યાં હશે બાલુડાં રે કાલું બોલતાં કોટે,
એ સુખસ્વાદ સુધાભર્યો રે કેમ છોડતાં છૂટે ? ’

‘સાસુ સંભારે સવારથી રે જુએ વાટ જેઠાણી,
પૂછે પાડોશણ પળપળે રે શોચે સહિયર શાણી.
હાંસી કરી રહી હેતની રે કાંઈ નણદલ નાની,
બોલી શકે નહિ બહેનડી રે છબી ઊઠતી છાની.

કેવી મધુર ભાષા ! શા મીઠા ભાવો ! કેવો સરલ ઢાળ ! એક જ વાર સાંભળતાં પંક્તિ કાયમ માટે યાદ રહી જાય છે. ને તેમાંય બ્હેને દૂરથી ભાઈને આવતો જોયો. નજીક નજીક આવતા જતા સ્વારનું એ ચિત્ર કવિએ કેવા તો કુશળ હાથે આલેખ્યું છે !

'ઓ રજ ! ઓ રજ ! ઊડતી રે આવે અંબર વીંધી,
જોને વિહંગ વધામણો રે પળે પાંખ પ્રસારી.

*

એ જ રજેભર્યું રાતડું રે મુખ વીરનું મીઠું,
એ જ ઝૂકે શિર છોગલું રે વાંકી પાઘમાં પેલું.'

બ્હેન ભાઈને નાવણ આપે છે. ભોજન પીરસે છે. પલંગ ઢાળે છે. હૈયામાં હજાર વાતો હતી તે કહેવા બેસે છે. બીજે દિવસે ભાઈ વિદાય લે છે ત્યારે સૂની સારિકા સમી એ પાછી પિંજરમાં પૂરાય છે.

મારેય એક બ્હેન હતી. ગામડામાં સાસરે હતી. મારું મન તેની પાસે પહોંચી ગયું. ગીત સાંભળતાં સાંભળતાં આંખમાંથી આનંદની અશ્રુધારા ચાલી. અંતરને વિગલિત કરી દે એવા કાવ્યાનંદને 'બ્રહ્માનંદ-સહોદર' કહ્યો છે તે વાતની મને ત્યારે સમજ ન હતી. કાન્ત, કલાપી, ન્હાનાલાલનાં કાવ્યો વર્ગમાં ભણેલ, પણ કવિતામાં આવો આનંદ હશે તેની કંઈ ખબર ન હતી. સારું થયું કે હું ગૅલેરીમાં બહાર એકલો હતો. અંદર વિદ્યાર્થીસમૂહ સાથે બેઠો હોત તો આમ છૂટથી ખુશીનાં આંસુ ન વહાવી શકત. આ હૃદયંગમ રાસ એ મારે માટે કાવ્યદેવીનો પ્રથમ સ્પર્શ હતો.

પછી એ વડીલ જેવા શિક્ષકે બીજાં કાવ્યો સંભળાવ્યાં. 'માતૃગુંજન', 'આણાં', 'જનની', 'ભાભી', 'સીમંત' વગેરે. હું ભાવવિભોર બનીને તે સાંભળી રહ્યો. મુગ્ધ મનથી સાહિત્યનો રસ આમ પ્રથમ વાર માણ્યો. કાવ્યગાન પૂરું થતાં હું અંદર ગયો ને પુસ્તક હાથમાં લઈ તેનું નામ વાંચ્યું 'રાસતરંગિણી', કર્તા દામોદર ખુશાલદાસ બોટાદકર. આ નામ પ્રથમ વાર સાંભળ્યું.

તે વખતે પુસ્તકો ખરીદવાનો રિવાજ નહિ. નિશાળનાં પાઠ્યપુસ્તક સિવાય ભાગ્યે જ વિદ્યાર્થી બીજું કોઈ પુસ્તક વેચાતું લે. પણ બજારમાં જઈ હું 'રાસતરંગિણી'ની સામટી પાંચ નકલ લાવ્યો. હોંશથી એક નકલ બ્હેનને ભેટ મોકલી. બીજી નકલો કુટુંબમાં વહેંચી.

પછી તો કવિના કાવ્યસંગ્રહો, હાથમાં આવ્યા. 'કલ્લોલિની,' 'સ્રોતસ્વિની,' 'નિર્ઝરિણી,' 'શૈવલિની;' એ સરિતાનામધારી કાવ્યસંગ્રહો રસથી વાંચ્યા. 'કોસ,' 'કાપણી,' 'મેવો' વગેરે ગ્રામજીવનનાં કાવ્યો, 'ઊર્મિલા' 'બુદ્ધનું ગૃહાગમન' વગેરે અનેક વાર વંચાયાં. સાથે સાથે નરસિંહરાવ, વિશ્વનાથ ભટ્ટ, નવલરામ ત્રિવેદી, અનંતરાય રાવળ વગેરે વિદ્વાનોએ ખોટાદકર વિશે લખેલા લેખો પણ મારા વાંચવામાં આવ્યા.

આ વિદ્વાનોએ કહ્યું છે તેમ ખોટાદકરે પ્રકૃતિ અને ગૃહસંસારનું સૌંદર્ય ગાયું છે. નારીહૃદયના ભાવો બહુ નાજુક કલમે આલેખ્યા છે. સંસ્કૃતના ઊંડા અભ્યાસને કારણે કવિના છંદો શુદ્ધ છે ને ભાષા પ્રાસાદિક બની છે. 'વિશ્વવિષપાનમૃતહૃદયસંજીવની' અને 'તાલકૃતલાલિમા-લસિતકરતલવતી' જેવા લાંબા સમાસો પણ સમજવામાં મુશ્કેલ લાગતા નથી, કે કાવ્યમાં ખટકતા નથી.

પણ આ સર્વ વિવેચનમાં મેઘાણીભાઈએ જે 'તરંગિણી'ને ઉમળકાભર્યો આવકાર આપ્યો છે તે મને બહુ જ ગમ્યો હતો. 'હું વિવેચક નથી, પૂજક છું. કેવળ સત્કાર જ કરી રહ્યો છું.' 'અયિ તરંગિણી! તેં તો આજ ખરે ઉનાળે કૈં કૈં રસતરસ્યા પ્રવાસીઓનાં પેટ ઠાર્યાં... અંતરના પડને પલાળવા તું આજે, આવી પહોંચી. અમારા વેરાનમાં તને આદર દઈએ છીએ. કશા શિષ્ટાચાર વિના કવિતાના આ રાજદરબારમાં ખોટાદકરની એ ગામડિયણ ગાયિકાને આજે ચરણ ચૂમીને સત્કારીએ છીએ.' વાંચીને થયું કે આનું નામ જીવંત વિવેચન! ૧૯૨૩માં લખાયેલો આ પ્રવેશક કેટલીયે વાર વાંચ્યો હશે. દરેક વાચન હજીય મનના તારને રણઝણાવી જાય છે.

લાઠી પાસે ચિત્તલ ગામ. મારા સંબંધીમાં એક દીકરીનાં લગ્ન હતાં. ચૈત્રનો તાપ. ધૂળવાળો રસ્તો. ગાડામાં જાન જતી હતી. કુટુંબની બહેનોને મેં 'રાસતરંગિણી' આપી હતી. માતૃગુંજનનો રાસ બહેનોએ કંઠસ્થ કર્યો હતો. કન્યાને વળાવવાનો સમય થયો. પૈડું સીંચાયું. જાન ચાલી નીકળી. બહેનોએ રાસ ઉપાડ્યો :

'આછાં નીરે ઉછળી રહી રે પેલી વાહિની વાધે,
આંસુભરી અલબેલડી રે આજ સાસરી સાધે.'

*

'આજ મરી જતી માવડી રે એને કાળજે કાણાં,
દૂધ ભર્યું હજી દાંતમાં રે એને આપવાં આણાં.'

થોડી પંક્તિઓ ગવાઈ હશે ત્યાં વડીલોમાંથી એક આગળ આવ્યા અને આંસુભીના અવાજે બોલ્યા : 'ગીત બંધ કરો, બેનડિયું ! એ સાંભળ્યું જાતું નથી.'

એક સમયે સૌરાષ્ટ્ર ગુજરાતની કન્યાશાળાઓ આ રાસોથી ગુંજતી. આઝાદી આવી ત્યાર પછી આ રાસો સંભળાતા ઓછા થયા તે પણ આ જમાનાનું એક આશ્ચર્ય છે. અભ્યાસ અને રસશૂન્ય અધિકારીઓના હાથમાં શિક્ષણખાતાનો વહીવટ આવ્યો, અને ગુજરાતની ગરવી કન્યાઓને રાસ-ગરબા છોડાવીને તેમને પી. ટી.ની પરેડ કરતી કરી મૂકી.

કવિ દામોદર ખુશાલદાસ બોટાદકરે ગુજરાતી છ ચોપડીનો અભ્યાસ કર્યો હતો. ચૌદ વરસની ઉંમરે શિક્ષકની નોકરી લીધી. પગાર મહિને અઢી રૂપિયા. શાળાંતમાં નાપાસ થયા. શિક્ષકની તાલીમ તેથી ન લઈ શક્યા. કમાવા મુંબઈ ગયા પણ શરીર ન ચાલ્યું. બીમાર થઈ પાછા આવ્યા. કવિ પંચાવન વરસના થયા ત્યારે પગાર અઢાર રૂપિયા હતો. શાળામાં કલેશ. મદદનીશ શિક્ષક કહ્યું ન માને, સામે લડે. કવિ રોજ-નીશીમાં નોંધ છે કે 'અસ્મદ્ પ્રતિ ગાલિપ્રદાનમ્.' 'બાળકો માટે પોતે કાંઈ મૂકી જતા નથી.' એ વાતના વસવસા સાથે કવિએ ૧૯૨૪માં દેહ છોડચો.

કવિની છબી 'તરંગિણી'માં છાપેલી છે. લાંબો કોટ, ડોકમાં ખેસ, માથે ફેંટો, દૂબળી મુખાકૃતિ. મનોરમ ભાવસૃષ્ટિનો આ ગાયક ! કેવું સંવેદનશીલ કોમળ હૃદય ! જીવનભર ગરીબીની કેવી વેદના તેમણે વેઠી હશે એ વિચારે કાયમ આ છબી જોતાં જીવ બળે છે. એટલું આશ્વાસન કે સ્વ. અમૃતલાલ દાણીએ કવિનાં પ્રકાશનોની સારી વ્યવસ્થા કરી, અને કવિના પુત્ર કાંતિભાઈ મુંબઈમાં સારું કમાયા. બોટાદમાં કૉલેજ શરૂ કરી શકાય એટલું તેમણે દાન કર્યું.

બોટાદની એ શેરી. કવિનું ઘર એક દિવસ જોવા જવાની મને તક મળી. નાની ખડકી, જૂનો દાદર. ઉપલે માળે નાની મેડી, ગોખલો, ખાતી, પાણિયારું, પેઢલી, ફળીમાં પડતી બારી. તો આ મેડીમાં અહીં બેસીને આ વિનમ્ર અને નિઃસ્પૃહ કવિએ એમનાં કાવ્યો સરજ્યાં છે :

લાગણીઓનો કવિએ 'રાસતરંગિણીમાં ધોધ વહેવડાવ્યો છે, એ લાગણીઓ જેટલાં જ કવિ પણ ચિરંતન છે. અત્યારે 'મા' કોણ અને 'દીકરી' કોણ એવા વાતાવરણમાં 'જનનીની જોડ સખી! નહિ જડે રે લોલ' – એ દીકરીએ સખીને કહેલ પંક્તિ કેટલી શુચિદાયક નીવડશે! એમનાં બધાં કાવ્યોને જવા દો અને એકલી 'રાસતરંગિણી'ને જ તપાસો તોપણ એમાં વિરલ એવી જીવંતતા અને ભવ્યતા ભરેલી છે. હૃદયની સુષુપ્ત સંવેદનશક્તિને ચાબખા મારીને જગાડવાની એમના કાવ્યમાં અસાધારણ શક્તિ છે. સ્ત્રીહૃદયની સુકુમારતા અને સંયુક્ત જીવનના માધુર્યને હૂબહૂ નિરૂપવાની એકેય તક કવિએ જતી કરી નથી. સરળતા, સરસતા અને સાહજિકતા અને છતાં સત્ત્વ અને ઓજસ્થી ભરેલાં એમનાં કાવ્યોએ કોના હૃદયને અને મસ્તકને આશ્ચર્યથી અને આનંદથી નહિ હલાવ્યાં હોય? નૈતિક જીવનના હ્રાસને રોકવામાં કારગત નીવડે એવું એમનું ગુંજન ઘરેઘરમાં થવું જોઈએ. 'રાસતરંગિણી'માં સંગ્રહાયેલા રાસોમાં ભાવસમૃદ્ધિ અપાર છે અને રસસભર છે. લયમધુર અને ઊર્મિઓ તથા આદર્શોને અક્ષરદેહ આપતાં એમના રાસો, રાસના સમગ્ર સાહિત્યમાં સર્વોચ્ચતાના અધિકારી છે. ન્હાનાલાલથી માંડી છેક રાયચુરા સુધી પથરાયેલા રાસના યુગનો અપ્રતિમ ગાયક કવિ બોટાદકર. 'જનની', 'ભાભી', 'નણંદ', 'દેવર'નાં સ્મરણોને શબ્દાંકિત કરનાર કવિ બોટાદકર રાસના નવા યુગનો પ્રવર્તક છે. ગુજરાતણોના કંઠ અને કાળની ઉપર આધિપત્ય જમાવનાર કવિ બોટાદકર 'મહિયર'ની મીઠાશને, 'સાસુ'ની સૌરભને અને મધઝરતા 'મોસાળ'ની મોંઘાઈને પણ વાચા આપવાનું ભૂલી શક્યા નથી. 'માતા'ની મીઠાશ સમજાવવા 'મધુ' અને 'મેહુલા' શબ્દો જાણે કે ઓછા પડતા હોય એમ લાગે છે. 'દેવોને દૂધ એનાં દોહ્યલાં' કહીને અનેક માવિહોણાના હૈયાને એમણે આંસુભીનાં કર્યાં હશે. 'માતૃગુંજન'માં રજૂ કરવામાં આવેલી માતૃચેષ્ટાની ચિત્રાવલિ કોઈ પણ સિનેમાને વટી જાય એવી આકર્ષક છે. 'દૂધ ભર્યું હજી દાંતમાં રે, એને આપવાં આણાં' – આ પંક્તિ દ્વારા માતાની મનોવ્યથાને વ્યક્ત કરવા કવિએ કેવો સફળ પ્રયત્ન કર્યો છે! દીકરી મોટી થઈ છે. એટલે પરણાવીને સાસરે મોકલવાની છે. એને કાયમને માટે કાંઈ થોડીક જ ઘરે રખાય છે? અને છતાં વિદાય આપતાં ઊંચે આભ અને નીચે ધરતી વિના માતાને બીજું કાંઈ દેખાતું નથી. વિમાસણની હચમચાવી નાખે એવી આ દશા કવિએ ઉપર

લખેલ પંક્તિમાં જે રીતે વર્ણવી છે એથી વિશેષ સાફલ્યથી બીજો કોઈ વર્ણવી આપશે ત્યારે જાણશું. આજે અહીં તો કાલે પરદેશ એવા આપણા ઝડપી યુગમાં, ‘ મમ્મી ! ગુડબાઈ ! ’ હંમેશાં આવીને કહી જનારી આજની દીકરીને ‘ આણાં ’નું આક્રંદ નહિ સંભળાય. દેવર – ભોજાઈ વચ્ચેની પ્રીત્યને ‘ એને નાની શી લાડડી લાવશું, એના કુમળા પૂરશું કોડ રે ’ આવો શબ્દાકાર આપનાર કવિ ચિરંજીવ રહેશે. સૂક્ષ્માતિસૂક્ષ્મ ભાવોને મધુરમાં મધુર ભાષામાં વણી લેવાની કવિની હથોટી ઈર્ષ્યા ઉપજાવે એવી છે. ‘ સારી લાગે નહિ સહિયરો રે, એને ઘરમાં ન ગોઠે ’ – ‘ ભાઈબીજ ’ની આ પંક્તિ કયા કઠોર ભાઈની આંખોને આંસુથી નહિ છલકાવી મૂકે ?

સાચા કવિને શબ્દો શોધવા પડતા નથી. એની મેળે જ એ આવે છે. અનાયાસસિદ્ધ છે. પ્રતિભાનું ખાસ લક્ષણ છે. કવિ ખોટાદકરનાં કાવ્યોમાં ક્યાંય શબ્દો શોધવાનો પ્રયત્ન જોવામાં નહિ આવે. પ્રાસાદિકતા એમનાં કાવ્યોનું ખાસ લક્ષણ છે. દુનિયાને નિહાળવાનો કવિઓનો રાહ ન્યારો છે. એ રાહ નથી વૈજ્ઞાનિકનો કે નથી તત્ત્વજ્ઞાનીનો. કવિનું કવન એ તો છે શબ્દમાં ભરેલું સંગીત. એ ઊર્મિઓને ઝણઝણાવે — ભલે એ વિચારો ન પ્રેરે. ભાષા, વ્યાકરણ, છંદ કે અલંકારનાં નિયંત્રણો, સાચું કવિત્વ સાંખી શકતું નથી છતાં એ ઉચ્છૃંખલ નથી હોતું. આ દૃષ્ટિએ ખોટાદકર એક સાચા કવિ હતા. પ્રાસાનુપ્રાસ આવી જતો હોય તો ભલે આવે. શબ્દો સંસ્કૃતપ્રચુર છે કે ગામઠી એ જોવાની ફુરસદ જ ન હોય. કવિનું ગુંજન એટલે આત્મગુંજન. પ્રકૃતિનું સૌંદર્ય નજર સામે ખડું કરે, યૌવનની તાજગી અને તરવરાટ રજૂ કરે; ઊર્મિલતાની સુવાસ ફેલાવે; નિર્દોષ આનંદનો આસ્વાદ કરાવે — ખોટાદકરની કવિતા આ બધી કસોટીને પાર કરી જશે. એમના મનનું નિર્માણ સાચા કવિનું હતું. એમની કવિતાનો ઝોક, માથા કરતાં હૃદય તરફ વિશેષ હતો. જીવનની ગંદી ગલીકૂંચીઓમાં ભટકનારી એમની રસવૃત્તિ નહોતી. એ હતા સાત્ત્વિક સૌન્દર્યના દૃષ્ટા અને સ્રષ્ટા. મુલાયમ ભાવના ઉપર એમનું ચિત્ત તરત ચોંટી જતું અને એનું સાંગોપાંગ આલેખન પ્રભાવશાળી શબ્દોમાં એવું તો કરતા કે વાચક એમના સંવેદનનો સમભાગી બન્યા વિના રહે જ નહિ. ઊર્મિશીલતા એ આ કવિની સાચી મૂડી હતી. મૂડી થોડી એટલે વેપાર પણ થોડો. છતાં જે વેપાર કરી ગયા તે તો સંગીન જ–વિરાટ ભલે ન કહેવાય; છતાં વામણા તો નહિ

જ. આભની ઊંચી અટારીએ એ ભલે ન પહોંચી શક્યા હોય છતાં ધરતીને તો એમણે ઉજાળી જ – કવિતાકામિનીની પસંદગીનો નિકષ-ગ્રાવા શરીર નહિ પણ હૃદય છે – આત્મા છે એ સત્ય આપણે ખોટાદકરમાં ચરિતાર્થ થતું જોયું.

આપણી સુભગ સંસ્કૃતિનાં વિધાયક બળોનો મૃત્યુઘંટ વાગી રહ્યો છે. સાચાં મૂલ્યોનું અવળું પરિવર્તન થઈ રહ્યું છે. સંસ્કૃતિની જડસમું આપણું કૌટુંબિક જીવન છિન્નભિન્ન થઈ રહ્યું છે અને એને લઈ આપણામાં સામાજિક જીવન જેવું રહ્યું નથી એવે વખતે ખોટાદકર જેવા કૌટુંબિક જીવનના અનેક ગાયકોની આવશ્યકતા વડે એમની 'રાસતરંગિણી' ઘેરઘેર ફરીથી ગુંજતી થશે ત્યારે જ આપણું બીમાર ઊર્મિતંત્ર ફરી સજીવન થશે અને તો જ આપણો કાંઈક જયવારો થશે.



**સૌંદર્યશોધક ખોટાદકર :**

વ્યક્તિ તરીકે કવિની ધ્યેયનિષ્ઠા પ્રશંસનીય અને અનુકરણીય છે. કવિ તરીકે તેમણે કવિધર્મ સાચવ્યો : તેમણે લોકહૃદયને વાચા આપી એટલું જ નહિ, પોતાની ભાવનાથી તથા વિવેકદષ્ટિથી લોકલાગણીને તેમણે ઓપ આપ્યો. સૌન્દર્યશોધક કવિ આમ જ લોકહિત સાધે છે.

— વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

## બોટાદકરની કવિતાનું કીર્તિશિખર

### ધ્રુમનબહેન દીવાનજી

સ્વયંપ્રકાશથી ઝળહળી વાગ્દેવીને મંદિરે કાવ્યપ્રદીપ પ્રગટાવનાર કવિશ્રી બોટાદકર ગુજરાતી કવિઓમાં એક નવતર ભાત પાડે છે. જે જમાનામાં એમણે અલ્પ મૂડીથી કવિજીવનનો આરંભ કર્યો તે સમય સાહિત્યધુરંધરો માટેનો હતો. કવિતા પાંડિત્યાભિમુખ બની રહી હતી. સંસ્કૃતની પ્રૌઢશૈલીનો પ્રભાવ જામી ગયો હતો, તો બીજી બાજુ આપણી કવિતાથી તદ્દન ભિન્ન અંગ્રેજી પદ્ધતિની કવિતા અવનવા આકાર ધારણ કરી રહી હતી. સંસ્કૃત અને અંગ્રેજીના ઊંડા અભ્યાસી કલાસ્વામીઓ વચ્ચે ભાવ, વિષય, પદાવલિ તથા છંદોની નવેસરની યોજનાના એક પછી એક પ્રયોગો કરવાની જાણે સ્પર્ધા ચાલી રહી હતી. જેવાતેવાનું તો કાવ્યક્ષેત્રમાં ડોકિયું કરવાનું પણ ગજું નહિ, તેવામાં કોણ જાણે કઈ હિમ્મતને બળે ગામડાના એક વેપારી કુટુંબમાં જન્મી વેપાર કરવાને બદલે છ ગુજરાતી ધોરણ જેટલું ભણી મહેતાજીનો વ્યવસાય અપનાવનાર આ કવિ મુગ્ધ ઉત્સાહના વેગમાં કાવ્યસાધના તરફ આકર્ષાયા, એટલું જ નહિ સમકાલીન કવિવર્ગમાં પ્રવેશ પામ્યા અને સન્માનાયા.

કવિની કવિતા પ્રત્યેની આસક્તિ એટલી જલદ હતી કે કવિ બન્યા વગર એમનાથી જંપાય એમ જ નહોતું એટલે તો એ સતત અભ્યાસશીલ રહીને કવિતાના છંદો, રૂપો, લયો, વિષયો, ભાવો, રીતિ વગેરેના સતત સંપર્કમાં રહેવા પરિશ્રમ કરે છે. નિત્ય પરિમિત ગ્રામ-જીવન પર નજર દોડાવી ત્યાંનાં પ્રકૃતિચિત્રો–ઉષા, પ્રભાત, ક્ષિતિજ, રાત્રિ, મેઘ આદિનાં સરલ, સહજ ચિત્રો આલેખે છે. ગામડાનાં ગૃહજીવન તરફ દૃષ્ટિ કરી પ્રકૃતિચિત્રો કરતાંય વધુ મોહક રીતે–માતા,

ભાભી, બહેન, સાસુ, નણંદ વગેરેનાં સંસારચિત્રો અંકિત કરે છે. પ્રચલિત કથાનકો લઈ ક્યારેક એમાં નવીન તત્ત્વ ઉમેરી 'બુદ્ધનું ગૃહાગમન' 'એભલવાળો' 'ઊર્મિલા' 'મહામારી' જેવાં વર્ણનાત્મક કાવ્યો આલેખે છે. 'મુમૂર્ષા', 'પ્રભુને', 'અભિલાષ' જેવાં ચિંતનાત્મક કાવ્યમાં ઊર્ધ્વ જીવનની ઝંખના કે આરત વ્યક્ત કરે છે. અને, છેલ્લે સંસ્કૃત તત્સમ શબ્દોના બોજવાળી પોતે જ અપનાવેલી ભારેખમ સાક્ષરી રીતિ ખંખેરી નાંખી, હળવી લોકવાણીમાં ગૃહજીવનનાં લલિત મધુર કાવ્યોમાં –રાસો–માં નારીજીવનનું યથાતથ નિરૂપણ કરે છે. આ કાવ્યસાધના ચાલે છે ચૂપચાપ, કશાય આડંબર વિના વિનમ્ર અને નિઃસ્પૃહ ભાવે. એમના જ શબ્દો વાપરીએ તો :

'વસંતે પંચમાલાપે રસીલી કોકિલા કૂજે,
કદી કો શબ્દ એ કાને ધરે કે ના ધરે તોયે.'

'કર્તવ્ય'

*

આમ કવિની જાગ્રત સિસૃક્ષા સતત પરિશ્રમની આપકમાઈથી પ્રાચીન રીતિની કાવ્યશૈલીથી ઉત્તરોત્તર વિકાસ સાધી નવી શિષ્ટ કાવ્યરીતિ સુધી પહોંચીને પાંચ કાવ્યસંગ્રહો 'કલ્લોલિની', 'સ્રોતસ્વિની' 'નિર્ઝરિણી' 'રાસતરંગિણી', 'શૈવલિની' સાહિત્ય-જગતને ચરણે ભેટ ધરે છે– અને સ્વ. નરસિંહરાવ જેવા કડક વિવેચક પાસેથી પ્રમાણપત્ર મેળવી શકે છે એ એમની કવિતાની નાનીસૂની સિદ્ધિ નથી.

આ પાંચે સંગ્રહોમાંની કવિની કાવ્યસરિતા વિવિધ રૂપે વહી છે. એમાં પ્રકૃતિ, પ્રણય અને ગૃહસંસાર કવનવિષય બન્યાં છે. અને અન્યોક્તિઓ, સ્વભાવોક્તિઓ, રાસ, ખંડકાવ્યો, ગઝલો, લાવણીઓ, વગેરે અનેક કાવ્યસ્વરૂપોમાં રજૂ થયાં છે. આ સર્વમાં કવિનો ઉત્તમાંશ પ્રગટ્યો છે, એમનાં ઉર્મિકાવ્યોમાં. એ રીતે ખોટાદકરની કવિતાનું કીર્તિ-શિખર છે એમનાં ઊર્મિકાવ્યો કે ઊર્મિગીતો. કવિએ 'એભલવાળો', 'ઊર્મિલા', 'બુદ્ધનું ગૃહાગમન', જેવાં ઉચ્ચકોટિનાં કથાકાવ્યો રચ્યાં છે. છતાં ઊર્મિકાવ્યો જ એમની કવિતાનું ગણનાપાત્ર પ્રદાન બની રહે છે. એમની કવિપ્રતિભાનો સર્વોત્તમ આવિષ્કાર ઊર્મિકાવ્યોમાં જ અભિ-વ્યક્ત થયો છે. એમના પાંચે સંગ્રહોમાં સમાયેલી ઊર્મિકવિતાનું અવલોકન

કરતાં એમાં કવિની સૌન્દર્યપારખુ, સંવેદનપટુ નિરૂપણશક્તિનો પ્રભાવ સર્વત્ર સહજ રીતે વરતાય છે. કવિને જન્મથી જ ઋજુ, સંવેદનશીલ અને સૌન્દર્યપૂજક પ્રતિભા વરેલી હશે એની પ્રતીતિ થયા વિના રહેતી નથી. ખોટાદકરનું ઊર્મિકવિ તરીકેનું વ્યક્તિત્વ સૌન્દર્યલક્ષી, સુકોમળ અને સંવેદનશીલ છે. એમની ઊર્મિકવિતા એક પ્રકારનું સુકુમાર ચારુત્વ ધરાવે છે. એમાં ઊર્મિઓની વિવિધતા કે પરંપરા ભલે પ્રગટતી નથી, પણ જે ભાવને કવિ ગાય છે, જે ચિત્રને કવિ અંકિત કરે છે તેનું સહજ સૌન્દર્ય હૃદયંગમ ઉઠાવ ધારણ કરે છે. અમુક શિષ્ટવર્ગે કદી ન ન જોયેલા જાણેલા, પદાર્થો, ભાવો, તથા અનુભૂતિઓને પોતાની નવતર કવિત્વદૃષ્ટિથી સૌન્દર્યનાં રસાયણે રસવાની શક્તિ એમને વરેલી છે.

ગૃહજીવનનું આલેખન એ ખોટાદકરની ઊર્મિકવિતાનું લીલાસ્થાન છે. અહીં જ એમની કવિતા કશાય બોજ વિના રમ્ય રૂપે વિલસે છે. એમની કવિતાની જે કાંઈ મર્યાદા હોય તેને વિસરાવી દઈ કાવ્યના રસમાં ભાવકને એકાગ્ર કરી દે છે. કવિની આ એક મોટી કાવ્યસિદ્ધિ છે. એના બળે જ આ કવિ આપણા સર્વ કવિવર્ગમાં ઉત્તમ ઊર્મિકવિ લેખે આદર પામેલા કવિશ્રી ન્હાનાલાલ પછીના બીજા સ્થાનના અધિકારી બને છે. કવિની આ પ્રકારની કવિતા 'રાસતરંગિણી'માં પ્રગટ થઈ છે. 'રાસતરંગિણી'ની આ કવિતા જાણે કાયાકલ્પ કરી નવા જ દેહે પ્રગટ થઈ છે. એમાં કવિવાણી વાગ્વૈભવના જૂના આડંબર તજી લોકભાષાનું રૂપ ધારણ કરે છે. અને પોતાની સહજ સરળતાને કારણે બાકીના ચારે કાવ્યસંગ્રહોની ભાષાથી જુદી ભાત પાડે છે. આ રચનાઓ ગેય છે અને મોટે ભાગે લોકગીતોના ઢાળમાં રચાઈ છે. મેઘાણીના શબ્દોમાં 'આ વાણીનાં કેટલાં કેટલાં વખાણ કરવાં? એ વાણી સાક્ષરોની નહિ ગામડિયણ માતાઓની અને બહેનોની છે. એ ભાષા ગરીબ નથી. વાણીનું ઐશ્વર્ય અગાધ લાગે છે. આપણી નવી આડંબરી શૈલીમાં શોધ્યા કદી ન જડે એવા શબ્દોમાં અતિ સૂક્ષ્મભાવો અહીં વ્યક્ત થયેલા છે. વેણે વેણે મૂર્તિઓ ખડી થાય છે.'

ભાષાની જેમ કવિતાની આંતરસામગ્રીએ પણ અહીં નવો અવતાર ધારણ કર્યો છે. કવિની કાવ્યકલા મુગ્ધા બાલિકાનું એમણે જ ગાયેલું મનોહર રૂપ ધારણ કરે છે.

ભાભી, બ્હેન, સાસુ, નણંદ વગેરેનાં સંસારચિત્રો અંકિત કરે છે. પ્રચલિત કથાનકો લઈ કયારેક એમાં નવીન તત્ત્વ ઉમેરી 'બુદ્ધનું ગૃહાગમન' 'એભલવાળો' 'ઊર્મિલા' 'મહામારી' જેવાં વર્ણનાત્મક કાવ્યો આલેખે છે. 'મુમૂર્ષા', 'પ્રભુને', 'અભિલાષ' જેવાં ચિંતનાત્મક કાવ્યમાં ઊર્ધ્વ જીવનની ઝંખના કે આરત વ્યકત કરે છે. અને, છેલ્લે સંસ્કૃત તત્સમ શબ્દોના બોજવાળી પોતે જ અપનાવેલી ભારેખમ સાક્ષરી રીતિ ખંખેરી નાંખી, હળવી લોકવાણીમાં ગૃહજીવનનાં લલિત મધુર કાવ્યોમાં –રાસો–માં નારીજીવનનું યથાતથ નિરૂપણ કરે છે. આ કાવ્યસાધના ચાલે છે ચૂપચાપ, કશાય આડંબર વિના વિનમ્ર અને નિઃસ્પૃહ ભાવે. એમના જ શબ્દો વાપરીએ તો :

'વસંતે પંચમાલાપે રસીલી કોકિલા કૂજે,
કદી કો શબ્દ એ કાને ધરે કે ના ધરે તોયે.'

'કર્તવ્ય'

*

આમ કવિની જાગ્રત સિસૃક્ષા સતત પરિશ્રમની આપકમાઈથી પ્રાચીન રીતિની કાવ્યશૈલીથી ઉત્તરોત્તર વિકાસ સાધી નવી શિષ્ટ કાવ્યરીતિ સુધી પહોંચીને પાંચ કાવ્યસંગ્રહો 'કલ્લોલિની', 'સ્રોતસ્વિની' 'નિર્ઝરિણી' 'રાસતરંગિણી', 'શૈવલિની' સાહિત્ય-જગતને ચરણે ભેટ ધરે છે- અને સ્વ. નરસિંહરાવ જેવા કડક વિવેચક પાસેથી પ્રમાણપત્ર મેળવી શકે છે એ એમની કવિતાની નાનીસૂની સિદ્ધિ નથી.

આ પાંચે સંગ્રહોમાંની કવિની કાવ્યસરિતા વિવિધ રૂપે વહી છે. એમાં પ્રકૃતિ, પ્રણય અને ગૃહસંસાર કવનવિષય બન્યાં છે. અને અન્યોક્તિઓ, સ્વભાવોકિતઓ, રાસ, ખંડકાવ્યો, ગઝલો, લાવણીઓ, વગેરે અનેક કાવ્યસ્વરૂપોમાં રજૂ થયાં છે. આ સર્વમાં કવિનો ઉત્તમાંશ પ્રગટ્યો છે, એમનાં ઉર્મિકાવ્યોમાં. એ રીતે બોટાદકરની કવિતાનું કીર્તિ-શિખર છે એમનાં ઊર્મિકાવ્યો કે ઊર્મિગીતો. કવિએ 'એભલવાળો', 'ઊર્મિલા', 'બુદ્ધનું ગૃહાગમન', જેવાં ઉચ્ચકોટિનાં કથાકાવ્યો રચ્યાં છે. છતાં ઊર્મિકાવ્યો જ એમની કવિતાનું ગણનાપાત્ર પ્રદાન બની રહે છે. એમની કવિપ્રતિભાનો સર્વોત્તમ આવિષ્કાર ઊર્મિકાવ્યોમાં જ અભિ-વ્યક્ત થયો છે. એમના પાંચે સંગ્રહોમાં સમાયેલી ઊર્મિકવિતાનું અવલોકન

કરતાં એમાં કવિની સૌન્દર્યપારખુ, સંવેદનપટુ નિરૂપણશકિતનો પ્રભાવ સર્વત્ર સહજ રીતે વરતાય છે. કવિને જન્મથી જ ઋજુ, સંવેદનશીલ અને સૌન્દર્યપૂજક પ્રતિભા વરેલી હશે એની પ્રતીતિ થયા વિના રહેતી નથી. ખોટાદકરનું ઊર્મિકવિ તરીકેનું વ્યકિતત્વ સૌન્દર્યલક્ષી, સુકોમળ અને સંવેદનશીલ છે. એમની ઊર્મિકવિતા એક પ્રકારનું સુકુમાર ચારુત્વ ધરાવે છે. એમાં ઊર્મિઓની વિવિધતા કે પરંપરા ભલે પ્રગટતી નથી, પણ જે ભાવને કવિ ગાય છે, જે ચિત્રને કવિ અંકિત કરે છે તેનું સહજ સૌન્દર્ય હૃદયંગમ ઉઠાવ ધારણ કરે છે. અમુક શિષ્ટવર્ગે કદી ન ન જોયેલા જાણેલા, પદાર્થો, ભાવો, તથા અનુભૂતિઓને પોતાની નવતર કવિત્વદૃષ્ટિથી સૌન્દર્યનાં રસાયણે રસવાની શકિત એમને વરેલી છે.

ગૃહજીવનનું આલેખન એ ખોટાદકરની ઊર્મિકવિતાનું લીલાસ્થાન છે. અહીં જ એમની કવિતા કશાય બોજ વિના રમ્ય રૂપે વિલસે છે. એમની કવિતાની જે કાંઈ મર્યાદા હોય તેને વિસરાવી દઈ કાવ્યના રસમાં ભાવકને એકાગ્ર કરી દે છે. કવિની આ એક મોટી કાવ્યસિદ્ધિ છે. એના બળે જ આ કવિ આપણા સર્વ કવિવર્ગમાં ઉત્તમ ઊર્મિકવિ લેખે આદર પામેલા કવિશ્રી ન્હાનાલાલ પછીના બીજા સ્થાનના અધિકારી બને છે. કવિની આ પ્રકારની કવિતા 'રાસતરંગિણી'માં પ્રગટ થઈ છે. 'રાસતરંગિણી'ની આ કવિતા જાણે કાયાકલ્પ કરી નવા જ દેહે પ્રગટ થઈ છે. એમાં કવિવાણી વાગ્વૈભવના જૂના આડંબર તજી લોકભાષાનું રૂપ ધારણ કરે છે. અને પોતાની સહજ સરળતાને કારણે બાકીના ચારે કાવ્યસંગ્રહોની ભાષાથી જુદી ભાત પાડે છે. આ રચનાઓ ગેય છે અને મોટે ભાગે લોકગીતોના ઢાળમાં રચાઈ છે. મેઘાણીના શબ્દોમાં 'આ વાણીનાં કેટલાં કેટલાં વખાણ કરવાં ? એ વાણી સાક્ષરોની નહિ ગામડિયણ માતાઓની અને બહેનોની છે. એ ભાષા ગરીબ નથી. વાણીનું ઐશ્વર્ય અગાધ લાગે છે. આપણી નવી આડંબરી શૈલીમાં શોધ્યા કદી ન જડે એવા શબ્દોમાં અતિ સૂક્ષ્મભાવો અહીં વ્યકત થયેલા છે. વેણે વેણે મૂર્તિઓ ખડી થાય છે.'

ભાષાની જેમ કવિતાની આંતરસામગ્રીએ પણ અહીં નવો અવતાર ધારણ કર્યો છે. કવિની કાવ્યકલા મુગ્ધા બાલિકાનું એમણે જ ગાયેલું મનોહર રૂપ ધારણ કરે છે.

'શિરથી ઓઢણી સદ્ય સરી પડે,
વહી જતું ફરી બાલ્ય ઉરે વસે.
'ગોવાલણી'

*

ગુજરાતની ધરતીના તળપદા ગૃહસંસારને કવનવિષય બનાવી કવિ એક પછી એક હૃદયંગમ નારીચિત્ર આલેખતા જ જાય છે. વ્રત કરતી કન્યકા, માહ્યરામાં પધરાવવા સજ્જ લગ્નોદ્યતા, સાસરીમાં પ્રવેશ કરતી નવવધૂ, પિયર ઝંખતી ને કાગને ડોળે આણું ઝંખતી કે ભાઈની વાટ જોતી બહેન, પનઘટ પર જળ ભરતી નવોઢા, વલોણે ઘૂમતી કુલવધૂ, રાસ રમતી ને બાળકની ફિકરે બેચેન થતી વત્સલ માતા, પુત્રને પોંખતી કોડીલી માતા, પુત્રીને સાસરે વળાવતી બહાવરી માતા ને કારુણ્ય-મૂર્તિ વિધવા: આવી અનેક સંસારચિત્રાવલિઓથી 'રાસતરંગિણી' સમૃદ્ધ છે. આ રચનાઓમાં નારીહૃદયના નાજુક ભાવોનું સૂક્ષ્મ નિરૂપણ થયું છે. બધી કડવાશ ગાળી નાંખીને સંયુક્ત કુટુંબના વીસરાઈ જવા આવેલા ભાવોની મધુર સ્મૃતિ અંકિત થઈ છે. અહીં આપણા કુટુંબજીવનના સંબંધોનાં રળિયામણાં પ્રતિબિંબો ઝિલાયાં છે. મહિયરથી આવેલી વેલ્યને જોઈ ઘેલી બનેલી દીકરીનો થનગનાટ,

'આવી આવી વગડાવીંધી વેલ્ય જો,
ઘૂઘરીએ ઘમઘમતા આવ્યા ધોડલા;
આજ ફળી અંતરની એકલ આશ જો,
મીઠલડી માવડીએ આણાં મોકલ્યાં.'
—'આણાં'

*

સહિયરો સાથે રંગભર રાસ રમતાં રમતાં અધવચ્ચે રાસ છોડી દોડી જતી વહાલસોઈ માતાનું નજાકતભર્યું ચિત્ર:

'આ શું એકલી રે સહિયર કેરો છોડી સંગ,
ચાલી ચોંપથી રે રૂડા રંગ તણો કરી ભંગ.

*

પોઢ્યા પારણે રે આવ્યા બાળકુંવર કંઈ યાદ,
રસભરી રાસની રે એથી તૂટી મન મરજાદ.'

*

'રાસતરંગિણી'માં કવિએ અનેક રાસ ગૂંથ્યા છે. પરંતુ એ સૌમાં ગૃહજીવનનાં જ કાવ્યો સૌથી વિશેષ લોકપ્રિય થયાં છે. આ કાવ્યોમાં જ્યાં પ્રણય અને વાત્સલ્યનું નિરૂપણ થયું છે તેવાં કાવ્યો એમની કાવ્યકલાના, ઉત્તમાંશ છે. સાસરીમાં બેઠી બેઠી ભાઈની વાટ જોતી બહેનનું કાવ્ય 'ભાઈબીજ' અને સાસરે જતી દીકરીને વળાવતી માતાનું કરુણગંભીર ચિત્ર રજૂ કરતું 'માતૃગુંજન' કાવ્ય, કવિની સઘળી કવિતાઓના શિરમોર સમ બન્યું છે.

'ધોરી ! ધીરે તમે ચાલજો રે મારું ફૂલ ન ફરકે,
ઊડી જશે પળ એકમાં રે એનું કાળજું થડકે.'

*

માના વત્સલ હૈયાભાવને વ્યક્ત કરતો આ ઉદ્ગાર માત્ર ખોટાદકરના જ નહિ સમસ્ત ગુજરાતી કાવ્યસાહિત્યમાં અમર રહે એવો છે.

કવિ લેખે ખોટાદકરે વિશાળ પ્રદેશ ખેડ્યો નથી. પાશ્ચાત્ય કાવ્ય-સંપત્તિનો સીધો સંસ્કાર એમણે ઝીલ્યો નથી. તેમ જ રસની ગહનતા કે કલાતત્ત્વની અલૌકિકતા પણ પ્રગટાવી નથી. એમનાં પ્રકૃતિચિત્રોમાં ઠેરઠેર માનવભાવોનું આરોપણ થતું રહ્યું છે, એની પણ ના કહેવાય એમ નથી. એમનું ચિંતન વારંવાર ઉપદેશપ્રધાન બનતું રહ્યું છે. કાવ્ય-શૈલી પણ મહદંશે સંસ્કૃતપ્રચુર અને પુનરુક્તિપ્રધાન રહી છે. એટલું જ નહિ 'ગૃહકાર્ય વિલક્ષણવેગવંતી' કે 'તાલકૃતલાલિમાલસિતકરતલવતી' જેવા આખી પંક્તિ ભરાય તેવા લાંબા સમાસોય એમણે યોજ્યા છે. પણ આ બધું તો જે જમાનામાં એ જન્મ્યા, જે સંજોગોમાં એ ઘડાયા એ અવસ્થામાં આમ થવું તદ્દન સ્વાભાવિક નથી શું ? ખૂબી તો એ છે કે આ મર્યાદા એમની કાવ્યકલાના વિકાસને અંતરાયરૂપ નથી નીવડી. ભાષા સંસ્કૃતપ્રચુર હોવા છતાં એટલી વિશદ છે કે ભાવસંક્રમણમાં એથી ક્યાંય વિક્ષેપ નથી થતો. અને આ જ કવિએ સરળ તલપદી શૈલી અપનાવી એ રીતિમાં પોતાની અપ્રતીમ કુશળતા સિદ્ધ કરી બતાવી છે. કવિનું છંદપ્રભુત્વ એવું અદ્ભુત છે કે શ્રી. નરસિંહરાવ પણ એને 'અપૂર્વ' કહી બિરદાવ્યા વિના રહી શકતા નથી. એમની કાવ્ય-કલાએ નાનકડો ગૃહજીવનનો વિષય માત્ર અપનાવ્યો જ નથી. તેને પૂરેપૂરો સર કરી દીધો છે. એ વિસ્તારના તો એ સ્વામી સિદ્ધ

'શિરથી ઓઢણી સદ્ય સરી પડે,
વહી જતું ફરી બાલ્ય ઉરે વસે.

'ગોવાલણી'

*

ગુજરાતની ધરતીના તળપદા ગૃહસંસારને કવનવિષય બનાવી કવિ એક પછી એક હૃદયંગમ નારીચિત્ર આલેખતા જ જાય છે. વ્રત કરતી કન્યકા, માહ્યરામાં પધરાવવા સજ્જ લગ્નોદ્યતા, સાસરીમાં પ્રવેશ કરતી નવવધૂ, પિયર ઝંખતી ને કાગને ડોળે આણું ઝંખતી કે ભાઈની વાટ જોતી બહેન, પનઘટ પર જળ ભરતી નવોઢા, વલોણે ઘૂમતી કુલવધૂ, રાસ રમતી ને બાળકની ફિકરે બેચેન થતી વત્સલ માતા, પુત્રને પોંખતી કોડીલી માતા, પુત્રીને સાસરે વળાવતી બહાવરી માતા ને કારુણ્યમૂર્તિ વિધવા: આવી અનેક સંસારચિત્રાવલિઓથી 'રાસતરંગિણી' સમૃદ્ધ છે. આ રચનાઓમાં નારીહૃદયના નાજુક ભાવોનું સૂક્ષ્મ નિરૂપણ થયું છે. બધી કડવાશ ગાળી નાંખીને સંયુક્ત કુટુંબના વીસરાઈ જવા આવેલા ભાવોની મધુર સ્મૃતિ અંકિત થઈ છે. અહીં આપણા કુટુંબજીવનના સંબંધોનાં રળિયામણાં પ્રતિબિંબો ઝિલાયાં છે. મહિયરથી આવેલી વેલ્યને જોઈ ઘેલી બનેલી દીકરીનો થનગનાટ,

'આવી આવી વગડાવીંધી વેલ્ય જો,
ઘૂઘરીએ ઘમઘમતા આવ્યા ઘોડલા;
આજ ફળી અંતરની એકલ આશ જો,
મીઠલડી માવડીએ આણાં મોકલ્યાં.'

—'આણાં'

*

સહિયરો સાથે રંગભર રાસ રમતાં રમતાં અધવચ્ચે રાસ છોડી દોડી જતી વહાલસોઈ માતાનું નર્મકતભર્યું ચિત્ર:

'આ શું એકલી રે સહિયર કેરો છોડી સંગ,
ચાલી ચોંપથી રે રૂડા રંગ તણો કરી ભંગ.

*

પોઢ્યા પારણે રે આવ્યા બાળકુંવર કંઈ યાદ,
રસભરી રાસની રે એથી તૂટી મન મરજાદ.'

*

'રાસતરંગિણી'માં કવિએ અનેક રાસ ગૂંથ્યા છે. પરંતુ એ સૌમાં ગૃહજીવનનાં જ કાવ્યો સૌથી વિશેષ લોકપ્રિય થયાં છે. આ કાવ્યોમાં જ્યાં પ્રણય અને વાત્સલ્યનું નિરૂપણ થયું છે તેવાં કાવ્યો એમની કાવ્યકલાનો, ઉત્તમાંશ છે. સાસરીમાં બેઠી બેઠી ભાઈની વાટ જોતી બહેનનું કાવ્ય 'ભાઈબીજ' અને સાસરે જતી દીકરીને વળાવતી માતાનું કરુણગંભીર ચિત્ર રજૂ કરતું 'માતૃગુંજન' કાવ્ય, કવિની સઘળી કવિતાઓના શિરમોર સમ બન્યું છે.

'ધોરી! ધીરે તમે ચાલજો રે મારું ફૂલ ન ફરકે,
ઊડી જશે પળ એકમાં રે એનું કાળજું થડકે.'

*

માના વત્સલ હૈયાભાવને વ્યક્ત કરતો આ ઉદ્‌ગાર માત્ર ખોટાદકરના જ નહિ સમસ્ત ગુજરાતી કાવ્યસાહિત્યમાં અમર રહે એવો છે.

કવિ લેખે ખોટાદકરે વિશાળ પ્રદેશ ખેડચો નથી. પાશ્ચાત્ય કાવ્ય-સંપત્તિનો સીધો સંસ્કાર એમણે ઝીલ્યો નથી. તેમ જ રસની ગહનતા કે કલાતત્ત્વની અલૌકિકતા પણ પ્રગટાવી નથી. એમનાં પ્રકૃતિચિત્રોમાં ઠેરઠેર માનવભાવોનું આરોપણ થતું રહ્યું છે, એની પણ ના કહેવાય એમ નથી. એમનું ચિંતન વારંવાર ઉપદેશપ્રધાન બનતું રહ્યું છે. કાવ્ય-શૈલી પણ મહદંશે સંસ્કૃતપ્રચુર અને પુનરુક્તિપ્રધાન રહી છે. એટલું જ નહિ 'ગૃહકાર્ય વિલક્ષણવેગવંતી' કે 'તાલકૃતલાલિમાલસિતકરતલવતી' જેવા આખી પંક્તિ ભરાય તેવા લાંબા સમાસોય એમણે યોજ્યા છે. પણ આ બધું તો જે જમાનામાં એ જન્મ્યા, જે સંજોગોમાં એ ઘડાયા એ અવસ્થામાં આમ થવું તદ્દન સ્વાભાવિક નથી શું? ખૂબી તો એ છે કે આ મર્યાદા એમની કાવ્યકલાના વિકાસને અંતરાયરૂપ નથી નીવડી. ભાષા સંસ્કૃતપ્રચુર હોવા છતાં એટલી વિશદ છે કે ભાવસંક્રમણમાં એથી ક્યાંય વિક્ષેપ નથી થતો. અને આ જ કવિએ સરળ તલપદી શૈલી અપનાવી એ રીતિમાં પોતાની અપ્રતીમ કુશળતા સિદ્ધ કરી બતાવી છે. કવિનું છંદપ્રભુત્વ એવું અદ્‌ભુત છે કે શ્રી. નરસિંહરાવ પણ એને 'અપૂર્વ' કહી બિરદાવ્યા વિના રહી શકતા નથી. એમની કાવ્ય-કલાએ નાનકડો ગૃહજીવનનો વિષય માત્ર અપનાવ્યો જ નથી. તેને પૂરેપૂરો સર કરી દીધો છે. એ વિસ્તારના તો એ સ્વામી સિદ્ધ

થઈ ચૂક્યા છે. ગૃહજીવનનાં કાવ્યોમાં નારીહૃદયના ભાવોનું આલેખન અત્યંત સમર્થ રીતે થયું છે એનો ઇન્કાર થઈ શકે એમ નથી. કાવ્યકલાનો સાચો રણકાર, અનુભૂતિનું ઊંડાણ, ભાવોની સરલતા તથા ભાષાની મધુરતા એમાં સહજ રીતે આકાર પામ્યાં છે. કવિની સૌન્દર્યદૃષ્ટિએ ગુજરાતી ગૃહજીવનના કૂંળા, મીઠા ભાવો એમાં એવી ચારુતાથી અભિવ્યક્ત કર્યા છે કે એ કાવ્યો જ આ નારીહૃદયના સાચાં પારખુ વિનમ્ર કવિની કાવ્યકલાનું કીર્તિશિખર બની રહ્યાં છે.



**સમર્થ કવિને વંદન :**

ખરો ક્રાન્તિદર્શી કવિ, બોટાદકરની જેમ એકતાનું દર્શન કરી પ્રભુ સંગે તાદાત્મ્ય અનુભવે. જગતમાં અનિષ્ટ છે અને તે કવિની ધ્યાન બહાર નથી. પરંતુ આ કવિ માંગલ્યદર્શી છે. સામાન્ય માણસ જે જોઈ શકતો નથી તે કવિ જુએ છે. જે કાંઈ શ્રીમત્ છે, ઉર્જિત છે, એવા સુન્દર અને ભવ્ય, સ્વભાવે સૌમ્ય પણ ભાવે ભવ્ય, સમર્થ કવિ બોટાદકરને હું વંદન કરું છું.

— વિજયરાય વૈદ્ય

## માતૃપ્રેમનો કવિ

બરકત વીરાણી

'જનનીની જોડ સખી નહિ જડે' એવું અમર પદ્ય ગાનાર કવિ જેમ માતાને એક અને અનન્ય રૂપથી જુએ છે, અને એવા જ ગુણથી અને ભાવથી જાણે છે — એને માણે છે અને પ્રમાણે છે; એમ આખા જગતમાં જનનીની જોડ નહિ જોનારો કવિ પણ પોતાના એટલા દર્શન પૂરતો કદાચ અજોડ છે. છે તો માત્ર એક જ કૃતિ, પણ એક જ કૃતિની અંદર બતાવેલો માતાનો મહિમા કવિને એ એક કૃતિ માટે તો મહાકવિ બનાવી મૂકે છે.

કવિતાનો સંબંધ આમેય કલ્પના સાથેનો ગણાય છે, એટલે અહીં પણ કલ્પનાંની કેડી પર કવિના પ્રસ્તુત કાવ્ય સુધી પહોંચવાનો પ્રયાસ કર્યો છે.

*

ધન્ય હશે ધરતીનો એ દિવસ જ્યારે એના ખોળામાં જગતના સૌથી પ્રથમ કવિનો જન્મ થયો હશે. પ્રકૃતિ એને માટે પારણું બની ગઈ હશે. આકાશ એને માટે આંગણું થઈ ગયું હશે. દેવદૂતોએ એનાં દર્શન કર્યાં હશે. અપ્સરાઓએ એનાં ઓવારણાં લીધાં હશે; અને સચરાચરમાં સર્વત્ર વસતાવિહરતા સર્જનહારે એને આશીર્વાદ આપીને એની સામે સ્મિત કર્યું હશે, પૃથ્વી પરનાં પરમ પવિત્ર એવાં પોતાનાં પ્રથમ વારનાં આંસુથી ભરેલી આંખોએ સર્જનહારનું એ સ્મિત જોઈને જન્મસમયના સાહજિક રુદન વચ્ચેય એ કવિજીવ હસી પડયો હશે. અને પછી કવિએ સમસ્ત સૃષ્ટિના સર્જનહારનો ચરણસ્પર્શ કરી પોતાની કવિતાની યાત્રા આરંભી હશે, એણે સર્જનહારનાં સ્તુતિકાવ્યો રચ્યાં હશે, ભક્તિગીતો ગાયાં હશે; અને પરમાત્મા સાથે આત્માનું સંધાન કરી લીધું હશે. અને એક દિવસ જ્યારે – કવિતાની અંત નહિ આવ્યો હોય, પણ – યાત્રીનો પોતાનો પંથ પ

ગયો હશે ત્યારે સૃષ્ટિમાં પોતાનાં કાવ્ય પાથરી પોતાની કાયા સંકેલી લીધી હશે, અને સર્જનહારના લંબાયેલા હાથની બાથમાં સમાઈ કવિએ સર્જનહારના હૈયામાં સ્થાન લઈ લીધું હશે. સર્જનહારનું સર્જન સર્જનહારમાં જ વિસર્જન પામ્યું હશે, પણ એનાં કાવ્યોમાં એનું નવસર્જન થયું હશે. કવિ-નિરાકારનું સૌથી સુંદર સ્વપ્ન સૌથી સરસ સત્યરૂપે સાકાર થઈને સૌથી સરળ સ્નેહ સાથે પાછું નિરાકારમાં સરી ગયું હશે, પણ પોતાના કાવ્યમાં સર્જનહારના સ્વરૂપને કલાપૂર્વક કંડારીને કવિનો પોતાનો પંથ પૂર્ણ થઈ ગયો હશે, પણ માનવીની માનવતાના માર્ગને એણે પોતાનાં કાવ્યની કેડી સાથે જોડી દીધો હશે, એ કેડીને સર્જનહારના સદન સુધી લઈ ગયો હશે. કવિનાં કાવ્યમાંથી જગતને જાણવા મળ્યું હશે કે સર્જનહારની કલ્પના એટલે કવિની વાસ્તવિકતા, અને કવિની કલ્પના એટલે સર્જનહારની વાસ્તવિકતા. સર્જનહારની ઇચ્છાનો આદેશ એટલે માનવી, અને માનવીની ઇચ્છાની આરાધના એટલે સર્જનહાર. કવિ માનવી વચ્ચે વસીને સર્જનહારની ઇચ્છાને સંભાળવાનું કાર્ય કરે છે, અને માનવીની ઇચ્છા સર્જનહારને સંભળાવવાનું કાર્ય પણ કરે છે. કવિ, માનવી અને સર્જનહાર વચ્ચેનો જીવ છે – એ માનવીને સર્જનહારની વાતો કરે છે, માનવીને માનવીની વાતો કરે છે, અને સર્જનહારને માનવીની વાતો કરે છે. કવિ સમગ્ર માનવજાતના મનના વિચારો અને હૃદયની ઊર્મિઓને પ્રગટ કરતો પ્રતિનિધિ છે. જગતમાં સર્વ પ્રથમ જન્મેલો કવિ કોઈ આવો જ જીવ હશે, સર્જનહારને એનું જીવન ગમી ગયું હશે, એટલે એના મૃત્યુ પછી સર્જનહારે અન્ય કવિઓને જન્મ આપ્યો હશે.

એમાંનો કોઈ કવિ એકલો પણ પડી ગયો હશે અને કોઈ એકાંતમાં બેસીને પોતાની એકલ અવસ્થાના, પોતાની ઝંખતી અને ઝૂરતી જાતના, પોતાના અંતરની અધૂરી આરઝૂના ઉદ્ગાર કાવ્યમાં ઉતાર્યા હશે.

અને એક દિવસ જગતથી માંડીને પોતાની જાત સુધીના – વિશ્વથી માંડીને વ્યક્તિ સુધીના–બધા વિષયોને પોતાની વાણીમાં વણી બધાનો અંગત આનંદ માણવા બધા કવિઓ પોતપોતાના ઘરમાં બારણાં બંધ કરીને બેસી ગયા હશે.

*

અને ત્યારે એક કવિના ઘરનાં બારણાં ખખડે છે – બહારથી નહીં, પણ અંદરથી. કવિ બારણાં ઉઘાડવા ઊભા થાય છે, અને ઘરનાં સ્વજનો, માણસો, ઘરની સ્ત્રીઓ કવિને ઘેરી વળે છે. કવિનાં એ કુટુંબીજનો કવિને કહે છે: 'કવિ! ક્યાં જાઓ છો? ઘરનાં બારણાં ખખડાવનારાં ઘરની બહારનાં માણસો નથી, ઘરની અંદરનાં માણસો છે – અમે છીએ અમે!'

કવિને આશ્ચર્ય થાય છે: 'તમે!'

ઘરનાં માણસો કહે છે: 'હા, અમે – આ જ ઘરનાં માણસો, આ જ ઘરનાં બારણાં ખખડાવીએ છીએ; તમને બોલાવવા માટે, કારણ કે અમારે પણ મનહૃદય જેવું છે અને અમારે પણ અમારાં મનહૃદયનાં બંધ બારણાં તમારી પાસે ઉઘાડવાં છે. તમે કવિ – તમે બધા કવિઓ – જે કુટુંબમાં રહો છો એ કુટુંબમાં બાપ છે, ભાઈ છે, દીકરો છે. તમે કવિ–બધા કવિઓ–જે ઘરમાં વસો છો એ ઘરમાં મા છે, બહેન છે, દીકરી છે. તમે અમારી જ સાથે વસો છો અને અમે તમારી જ સાથે વસીએ છીએ–અમે અને તમે એક જ ઘરમાં વસતાં હોવા છતાં તમે અમને તમારાં કાવ્યમાં ન વસાવ્યાં?'

કવિના મનને આઘાત લાગે છે. ઘરનાં માણસો કહે છે: 'કવિ! તમારાં કાવ્યમાં તમે સર્જનહારની પ્રાર્થના ગાઈ, પ્રકૃતિનાં સમગ્ર તત્ત્વોની પ્રશસ્તિ કરી, માનવીને પ્રતિષ્ઠા આપી, નર અને નારીના પ્રણય અને પરિણયને પુરસ્કાર્યાં, તમારી પોતાની એકાકી જાતને પ્રગટ કરી– અરે, તમારાં કાવ્યમાં આખા જગતનાં બધાં માનવીઓને આવકાર આપ્યો, શબ્દોમાં સ્થાન આપ્યાં, અર્થોમાં આસન આપ્યાં; અને અમને જ વિસરી ગયા? અમને જ વાટ જોતાં ઊભાં રાખ્યાં? અમારા જ માટે તમારા શબ્દો સાંકડા પડ્યા? અમને તમારા કાવ્યજગતમાંથી જાકારો આપ્યો? જે લોકો આ ઘરની બહાર હતાં એ બધાંને બોલાવ્યાં, સાંભળ્યાં, પરાણે બોલતાં કર્યાં; અને અમને મૂંગા રાખ્યાં? તમે આંખો બંધ કરીને જગતનાં બધાં માનવી પર નજર નાખી, ગુપ્ત રહી ગયાં હતાં એનેય ગોતી ગોતીને નજર સામે ગોઠવી દીધાં; અને અમે તમારી ઉઘાડી આંખો સામે જ હરતાં ફરતાં હોવા છતાં અમારા પર જ તમારી

નજર ન પડી? અમે આટલાં બધાં પાસે હોવા છતાં તમે અમને એટલાં બધાં દૂર હડસેલી દીધાં?'

ઘરનાં જ માણસોના અસ્તિત્વની ઉપેક્ષા જોઈ અને એમના અવતારની અપેક્ષા સાંભળી કવિનું અંતર આક્રંદ કરી ઊઠે છે: 'અરેરે! અમે કવિઓએ સકળ સૃષ્ટિની સમગ્ર સ્ત્રીઓની શક્તિનાં અને ભક્તિનાં, એમના સ્નેહનાં અને સંસારનાં ગુણગાન ગાવા માટે પોતપોતાનો શબ્દભંડાર ખુલ્લો મૂકી દીધો, ખર્ચીને ખાલી પણ કરી નાખ્યો; અને ઘરની જ મા, બહેન અને દીકરીને એકાદ અમૂલ્ય શબ્દની પણ સોગાદ ન આપી?'

અને કવિ ઘરની મા, બહેન, અને દીકરીને પોતાના અંતરમાં આસન આપી, એમના અંતરમાં સમાઈ જાય છે, એમના અંતરના ભાવને, એમના મનના વિચારને અને એમના હૃદયની ઊર્મિને કલમ માટે વીણી વીણીને કાગળ પર વાળવા માંડે છે, એ કુટુંબનો કવિ બની જાય છે. એના કાવ્યના કાગળ સમય પણ જેને સાચવી રાખે એવા સ્ત્રીસ્વરૂપના સુવર્ણલેખ બની જાય છે—સમાજ અને સંસારને માટે સામાન્ય, પણ સમયને માટે સનાતન એવા સ્ત્રીના સંબંધોની અમર ભાવનાના અક્ષય ભંડાર બની જાય છે.

ઘરનાં બારણાં બંધ છે, પણ કવિની આંખો ઉઘાડી છે; અને કવિ ઘરમાં જુએ છે ત્યારે સૌથી પ્રથમ એને દેખાય છે 'જનની.' જનનીને જોતાં જ કવિનું અંતર ગાઈ ઊઠે છે:

'પ્રભુના એ પ્રેમ તણી પૂતળી રે,
જગથી જુદેરી એની જાત રે;
જનનીની જોડ સખી, નહીં જડે રે લોલ;'

એ જનની પ્રભુના પ્રેમની પૂતળી તો છે જ, પણ નિષ્પ્રાણ નહિ, પ્રાણવાન પૂતળી—પોતાનાં જણ્યાંમાંય પ્રાણ પૂરનારી. પોતે જગતનાં ઝેર પીએ છે, પણ પોતાના જણતરને જીવનનાં અમૃત પિવરાવે છે. માતાને મેળવવા માટે માત્ર માનવી જ સદ્‌ભાગી છે. દેવોને તો એનાં દૂધ પણ દુર્લભ છે. આ માતાને જ કારણે કદાચ દેવોને પણ માનવીની ઈર્ષ્યા થતી હશે, અને માતાને પેટે જન્મ લેવાની ઇચ્છા થતી હશે. પ્રત્યેક માનવીને—પ્રત્યેક વ્યક્તિને માતાના ઉદરમાંથી દેહ, માતાના

અંતરમાંથી મનહૃદય અને માતાના આત્મામાંથી પ્રાણ પ્રાપ્ત થાય છે. આખું જગત માતાની સાથે સંકળાયેલું છે. માતાની અંદર સમાયેલું છે. જગતના ઘરેઘરમાં માતા છે, છતાં માતા આખા જગત કરતાં જુદી છે, કારણ કે બધી માતા એક છે; અને એટલે જ અજોડ છે.

પછી કવિ કુટુંબની બીજી વિશિષ્ટ વ્યક્તિ પર નજર ફેરવે છે. એ છે 'બાપુ' – પિતા; ઘરનું એક પ્રમુખ, પ્રેમાળ અને પરાક્રમી પાત્ર. કેવો છે એ પિતા? – 'અષાઢ કેરો મેહુલો, આભ ઘેરી ઊભેલ દીસે એકલો.' પિતાનો એ વહાલભર્યો વિષાદ કોને માટે હશે? દીકરી માટે જ ને? દીકરી, જે પિયરના પર્વતમાંથી નીકળી સાસરીના સાગરમાં મળી જવાની છે, ભળી જવાની છે.

અને કવિ ઘરની દીકરી પર દૃષ્ટિ ઠેરવે છે. એ દીકરી – જેના મનની વાત મા જાણે છે, (કારણ કે એ મા છે અને મા પણ સ્ત્રી છે) છતાં જે માને પણ પોતાના મનની વાત નથી કહેતી; એવી સોળ વરસની આસપાસની સુકુમાર સ્ત્રી આંખમાં સંસારનું સ્વપ્ન આંજીને, અને એ સ્વપ્નથી મળેલાં આંખનાં અજવાળાંમાં સ્નેહની સૃષ્ટિ જોઈને હૈયાની વાત પોતાની સખી પાસે જ હોઠ પર લાવે છે. ક્યાં? 'પનઘટ' પર! પનઘટના પાણીમાં એ પોતાના પ્રાણની પ્યાસનાં પ્રતિબિંબ જુએ છે. જીવનના શ્વાસના તાણાવાણાથી વણાતું અને હૃદયના ધબકારાના દોરાથી સીવાતું, પોતે હજી પહેરવાનું છે એવું પાનેતર એ પનઘટના પાણીમાં પલાળે છે. એ પનઘટની વાટે જ 'નિત્ય નવાં નીરથી શોભતી સરિતા પ્રીતમને – સાગરને – પંથે એક પળ પણ થોભ્યા વિના વહી રહી છે,' (પાણીને પાણીની પ્યાસ લાગે છે, એમ પ્રાણીને પ્રાણીની પ્યાસ લાગે છે) 'દીકરીના મનમાં પણ એવી જ લહેરો ઊઠી રહી છે અને એ લહેરોમાં નવા જીવનને જાણવામાણવાની વ્યાકુળતા પણ છે.' અને ત્યાંય માતા તો સાંભરે છે, કારણ કે 'માતાનાં મીઠાં વેણ જેવો વાયુ પણ એની લહેરોને લાડ કરાવતો વહી રહ્યો છે.'

અને એક દિવસ કવિ જુએ છે કે એક ઘરની એ કન્યા બીજા ઘરની કુલવધૂ બનીને જાય છે, ત્યારે કવિ એ વહુરાણીને–એ 'રાજવણ'ને એની સખીઓ પાસે પોતાના કાવ્યના શબ્દો દ્વારા કહેવડાવે છે:

'જરા ધીરે ધીરે ચાલ અને તારી ઘેરાતી આંખો ઉઘાડીને જો, આ તો નવા જગતની વાટ છે...' અને પોતાના ઘરની પુત્રીને પારકા ઘરની પુત્રવધૂ બનીને, પિયરનો વાસ છોડી સાસરીની વાટ પર પગ મૂકે છે, ત્યારે પોતાના ઘરની જેમ ઘરમાંથીયે વિખૂટી પડતી પોતાની દીકરીને હાથમાં હૈયું રાખીને અને આંખમાં આંસુ ભરીને જોતી વહાલસોયી એકલવાયી મા પાસે કવિ જાય છે, અને માના મનની ગૂંગળામણમાંથી સાંભળે છે: 'માતૃગુંજન.' મા–જનેતા જે માનવીને જન્મ આપે છે, પોતાના જણતરમાં જીવ પૂરે છે અને જગત પરનું જીવતર આપે છે; એ પોતે જ દીકરીની વિદાય વેળાએ અધમૂઈ જેવી થઇ પડી છે:

'આજ મરી જતી માવડી રે એને કાળજે કાણાં,
દૂધ ભર્યું હજી દાંતમાં રે એને આપવાં આણાં...'

અને દીકરી પ્રભુના પ્રેમની પૂતળી જેવી માને મૂકીને, પતિ એટલે પરમેશ્વર એમ જેને માટે પોતે માને છે એવા માણસ સાથે ચાલી જાય છે.

અને કુટુંબનો આ કવિ પોતાની કલમ અને કાગળ લઈને પોતાની કલ્પના અને કાવ્ય માટે સ્ત્રીના પિયરના ઘરમાંથી નીકળી એની સાસરીમાં પહોંચી જાય છે. ત્યાં કવિના શબ્દોના સથવારે એ સ્ત્રી 'સન્દેશ' મોકલે છે. કોને? 'એક સંદેશડો આપજે મારી ઝૂરી મરે જ્યાં માત રે.' એ સન્દેશ મળતાં જ મા પોતાની દીકરી પાસે પોતાના દીકરાને મોકલે છે. સ્નેહી હૈયે હરખહલકાર કરી ઊઠે છે:

'આવી આવી વગડાવીંધી વેલ્ય જો...
મીઠલડી માવડીએ આણાં મોકલ્યાં.'

સાસુના ઘરની વહુ બનીને ગયેલી સ્ત્રી માના ઘરની દીકરી બનીને થોડા દિવસના – વસવાટ માટે નહીં – વિસામા માટે આવે છે. અને કવિ પણ ખભે ખડિયો નાખીને કિરતારની એ કાવ્યકૃતિ પાછળ નીકળી પડે છે. ત્યારે પિયરનાં સગાંસંબંધી એ સ્ત્રીને એની 'સાસરી' વિશે પૃચ્છા કરે છે એને પોતાના પદ્યમાં નોંધી લે છે: 'ત્યાં મા નથી, બાપ નથી, ભાઈ નથી, બહેન નથી; ત્યાં તો સાસુ, સસરા, દિયર અને નણંદ. એ બધાં કેવાં છે?...સ્ત્રી એ પ્રશ્નના ઉત્તર આપે છે: 'કેવાં છે, અરે, બાપુએ અને બાએ જે ઘર મારે માટે ગોત્યું હોય એ તો સુખથી ભર્યું ભર્યું જ હોય ને? એમાંય 'પ્રીતમની જાણે પ્રીત પુરાણી' જન્મો-

જન્મની સગાઈ!...જે જન્મ આપે છે એ માતા, અને જેની સાથે જન્મારો જોડાય છે એ પતિ. એ પતિ સાથેની 'રૂપાળી રાત' એને સાંભરે છે; એ રાતના તેજલ પડછાયા દેખાય છે: 'જે પ્રાણ જૂજવા હતા એ જોડાઈ ગયા હતા.' બે જીવના જોડાણમાં પ્રેમનો પ્રકાશ હતો, સંસારની સુવાસ હતી; અને એ સૌની પાછળ હતી 'માતાપિતાની મોંઘી આશિષ...' અને એ સ્ત્રીને 'વાલ્યમનાં વેણુ'ના સૂરીલા પડઘા સંભળાય છે:

'રહે મનને નચાવી એની મોરલી રે,
મારા ઉરનો કોડીલો એ કા'ન.'

અને સ્ત્રી ફરી પાછી પોતાના પ્રિયતમ પાસે–પતિ પાસે પહોંચવા માટે ફરી પાછી પિયરની વિદાય લે છે, ત્યારે એની રડતી આંખો સાથે એનું અંતર હસતું પણ હોય છે. એ 'શણગાર' સજે છે; પણ સોનારૂપાના નહીં, એ તો ઝાંખા પણ પડી જાય; હીરામોતીનાયે નહીં એમાં તો સુગન્ધનું નામેય નથી; ફૂલની માળા પણ નહીં, એ પણ કરમાઈ જાય હા, 'મોંઘી વહાલાજીનાં વેણુની માળા'નો શણગાર સજે છે, કારણ કે 'એ તો મહેકી રહે મનમાંય.'

સ્ત્રી પાછી પિયરમાંથી પોતાની સાસરીમાં આવે છે. કવિ પણ જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે, કવિ એ ઉક્તિ પ્રમાણે–એ સ્ત્રીના સાસરીના ઘરમાં પ્રવેશી જાય છે. આમેય આ કવિએ એ ઉક્તિને યથાર્થતા આપી જ છે. અન્ય કવિઓના કાવ્યવિષય માટે ઉપેક્ષિત રહીને ઘરના અંધારા ખૂણામાં પડી રહેલાં સ્ત્રીનાં સામાજિક અને સાંસારિક એવાં; સનાતન સ્વરૂપોના સાચા; સુંદર અને સ્નેહસભર શુભ સંબંધોને આ જ કવિએ એના અંતરનાં અજવાળાંમાં પાથરીને જોયાં છે. સમગ્ર સ્ત્રીત્વને–સ્ત્રીના સ્થૂળ સંબંધને અને સૂક્ષ્મ સ્વરૂપને અવલોકવા, અને એના ક્રમિક ઉન્મેષ અને ઉત્કર્ષને ઓળખવા કવિ જ્યારે એ સ્ત્રી સાથે સસરાના ઘરમાં પ્રવેશે છે ત્યારે જુએ છે કે એ ઘરમાં 'મોંઘા વેણુની માળા મહેકાવતા એના વહાલાજી' એકલા જ નથી, પણ એનાં સગાંવહાલાં પણ છે. વહાલાજીને પણ મા છે, બ્હેન છે, ભાઈ છે, પણ સ્ત્રીને એ ઘરના સુખની ચાવી મળી ગઈ છે. 'સાસુ'ને જોઈને એ સ્ત્રી કવિને કહે છે: 'સાસુની સેવા કરીને સુખ સાધશું રે...' 'નણંદી'ને જોઈને કહે છે: 'એને સાસુના શ્વાસની જેમ સાચવશું...' 'દેવર'ને

જોઈને કહે છે, 'એને નાનીશી લાકડી લાવશું.' અને એમ નણંદ અને દિયર બંનેને 'ભાભી' રૂપે ભાવથી ભીંજવી દેશું ..કવિને થાય છે કે એ સ્ત્રીનો સાસરવાસ સરળ અને સંસાર સફળ થઈ જશે, અને એ પત્ની રૂપે પતિનો ભરપૂર પ્રેમ પામશે. કવિ એના 'દામ્પત્ય'ને જુએ છે-અને આશીર્વાદ આપે છે: 'ઊંચા અંતરના અણમોલ દીસો છો દંપતી, રહેજો જગમાં જીવનજોડ જીવતી.'

જગતમાં એ જીવનજોડ તો જીવતી રહે છે, પણ એ જોડમાંથી જૂજવા જીવ પણ જન્મતા રહે છે. ઘરમાં એ સ્ત્રીના 'સીમન્ત'નો મંગલ અવસર આવે છે. કવિ કહે છે: 'જીવડાને સાટે રે લેજો એને જાળવી રે લોલ, એ છે રૂડી અમરાપરની આથ.'

અને એક ઘરની દીકરી બીજા ઘરની વહુ બનીને – એક માતાની પુત્રી એક પુરુષની પત્ની બનીને પોતે પણ માતા બને છે – જનની. પણ કવિને હવે જનનીને જોઈને કાવ્યરચના માટે હાથમાં કલમ કે કાગળ લેવાની જરૂર નથી. એ કાવ્ય તો ક્યારનું રચાઈ ગયું છે. એ કાવ્યના અક્ષર કાગળના સાચા અર્થમાં અક્ષર થઈ ગયા છે, અજર અને અમર પ્રત્યેક સ્ત્રી પોતે જ કુદરતની – કિરતારની – કવિતા છે. એનું સ્ત્રીત્વ ભલે ભિન્ન ભિન્ન આકારનું કાવ્ય હશે, પણ એનું માતૃત્વ તો એક જ પ્રકારનું કાવ્ય છે – 'જનની'નું. પ્રત્યેક સ્ત્રીનું માતૃત્વ જન્મદાયક છે અને એટલે એ અમર છે. માતૃત્વ દંપતીજીવનની જોડમાંથી મળે છે, છતાં એ માતાની આખા જગતમાં – ત્રિલોકમાં અને ત્રિકાળમાં પણ ક્યાંય જોડ નથી. પ્રત્યેક માનવીનો – એ સ્ત્રી હોય કે પુરુષ – એક જ અંગત અનુભવ છે:

'મીઠા મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી મીઠી તે મોરી માત રે;
જનનીની જોડ સખિ! નહિ જડે રે લોલ.

પ્રભુના એ પ્રેમ તણી પૂતળી રે લોલ,
જગથી જુદેરી એની જાત રે;
જનનીની જોડ સખિ નહિ! જડે રે લોલ.'

અમીની ભરેલ એની આંખડી, વહાલનાં ભરેલ એનાં વેણ, દેવોને દૂધ એનાં દોહ્યલાં, જગનો આધાર એની આંગળી, પાળના બાંધેલ એના

પ્રાણ, મૂંગી આશિષ ઉરે મલકતી, ધરતીમાતા કરતાંયે વધારે એની અડગતા, ગંગાનાં નીર કરતાંયે વધારે એકસરખો એકધારો પ્રવાહ, ચળની ચંદાની ચાંદની કરતાંયે વધારે એનો અવિચળ અણઆથમ્યો ઉજાસ – એવી એ જનનીની સ્થળ, જળ અને વાદળ; ધરતી, સાગર અને આકાશ એમ ત્રિલોકમાંય જોડ જડી શકે એમ નથી.

*

ધન્ય હશે જગતનો એ દિવસ જ્યારે એના પટ ઉપર સૌ પ્રથમ કવિનો જન્મ થયો હશે, અને ધરતી, સાગર અને આકાશ – એમ ત્રિલોકનાં તત્ત્વોએ કવિને વધાવ્યો હશે અને ધન્ય હશે કવિનો એ દિવસ જ્યારે એણે જનનીનું કાવ્ય સર્જ્યું હશે, અને ત્રિલોકનાં તત્ત્વો એ જનની પર વારી ગયાં હશે. જગતના સર્જનહારના ચરણસ્પર્શથી આરંભાયેલી સૌ પ્રથમ કવિની યાત્રા જનનીની કરાંગુલિ આગળ આવીને – અહીં – અટકી જાય છે. યાત્રાનો અહીં અંત હોય, તોપણ સાર્થક છે; કારણકે એક બાજુ વિશ્વનો – સકળ માનવજાતનો પિતા છે, અને બીજી બાજુ વ્યક્તિની – માનવીની જાતની – માતા છે. એ પિતા અને આ માતા – બંને અમર છે, એટલે એનાં ગુણગાન કરનાર કવિ પણ અમર છે. આમેય માનવી જન્મીને જીવે છે, કવિ મરીને જીવે છે. પણ આ દામોદર ખુશાલદાસ બોટાદકર તો એવા કવિ છે જેને માટે ‘જનની’ પોતે કહેશે : ‘માતા માનવીને જન્મ આપે છે, પણ આ કવિએ તો માતાને જન્મ આપ્યો છે.’



**કવિનું જીવન :**

કવિ બોટાદકરે પોતાનું જીવન ધૂપસળીની માફક, બન્ને બાજુએથી સુવાસ અને સૌરભ આપી મહાન બનાવ્યું છે.

યશવન્ત શુક્લ

# બોટાદકરની કવિતાનું વૈવિધ્ય–દર્શન

## કવિસ્મૃતિ અમર

**અનંતપ્રસાદ બક્ષી**

સ્થૂળ હાડમાં જડેલ સ્મૃતિને અશ્વાકાર બનાવી સો એક વર્ષ પાછા જઈએ. વેપારી વાતાવરણમાં ઉછરેલ હૈયામાં કવિજીવનનાં બીજ પડેલાં હતાં. ગામડાંનાં દૃશ્યોનું સૌન્દર્ય, ગૃહજીવનની કથાઓમાં પડેલાં ઊર્મિસંવેદનો એ સર્વ અનુભવસ્થાનો કવિની વાણીદ્વારા હૃદયંગમ શૈલીથી પ્રગટ થયાં. મનુષ્યના ગૃહજીવનમાં સ્ત્રી અગત્યનું સ્થાન ભોગવે છે એ વાસ્તવિકતાને લાગણીની ભાષામાં મૂર્ત સ્વરૂપ આપ્યું. આ વાણીમાં નીરવતા ન હતી. પણ શબ્દેશબ્દમાં ઊર્મિ, પ્રેમ, વાત્સલ્યભાવ અને સર્જકતા હતાં. એક સાધારણ સ્ત્રી પોતાની સખીને સંબોધન કરે છે તેમાં સર્જનભાવનો એ સાદ સંભળાય છે :

‘નવી ક્યારીમાં રોપ નવા રોપીએ રે લોલ,
એને આછાં તે નીરથી ઉછેરીએ રે લોલ.’

કવિને ક્યારી રૂપી પાત્ર પણ નવું જોઈએ છે, અને રોપ પણ નવો જ. સાદા શબ્દોમાં છેક જીવનની ઉત્કૃષ્ટ સર્જક પળ સુધી આપણને એ લઈ જાય છે. પણ પ્રશ્ન એ થયો કે આ રોપને ઉછેરવો કેમ ? ‘ આછાં નીર ’ આ બન્ને શબ્દોનો ઉપયોગ કરી કવિએ પોતાની અંદર રહેલો મૃદુ ભાવ પ્રદર્શિત કર્યો છે. જીવનના છોડને ઉછેરતાં જરા જોરથી પાણી રેડાય તો છોડ ખોદાઈ જાય; વધારે પાણી પડી જાય તો છોડ સડી જાય. એને તો ‘ આછાં ’ પાણી જોઈએ. વળી જીવનમાં નિર્મળતાનો ભાવ લાવવા ‘ નીર ’ શબ્દનો ઉપયોગ થયો. આ શબ્દમાં કેટલો ભાવ છે ? સમજણનું કેટલું સામર્થ્ય છે ? પણ નૂતન છોડ ઉછેરીને કવિએ કરવા શું ધાર્યું છે ? તેનો જવાબેય તુરત મળી રહે છે :

‘ કૈંક અણખીલી પાંખડી ખિલાવીએ રે લોલ,
વિશ્વપન્થે સુગંધ પુષ્પ વેરીએ રે લોલ.’

જીવનને સુગંધિત બનાવવા કવિની પ્રેરણાની ઝાંખી થાય છે. પરંતુ કવિ આશા રાખે છે કે એ સુગંધ સારાયે વિશ્વમાં પ્રસરે. કોઈ કોઈ થાકેલો, શ્રમિત પથિક વિશ્વપંથે વિચરે ત્યારે એ સુગંધનો આનંદ મ્હાણે. આવું એક પુષ્પ ખીલ્યું સૌરાષ્ટ્રના ખૂણા બોટાદમાં. સ્મૃતિનો અશ્વરથ આજના અણુયુગમાં લાવતાં કવિએ સર્જેલાં દૃશ્યો જોવા મળશે કે ? ' ભાભલડીના ઉરના ભાવ ભીંજવશે ' કે ' માડીજાયો મધુર મોરલો ' ટહુકશે, કે ' રસની એ રેલ ' રૂપાળી રાત સાંભરશે, તેનો જવાબ આજનો યુગ ગમે તે રીતે આપે પણ બોટાદના એ કવિની સ્મૃતિ તો અમર રહેશે.



**ઋજુમંજુલ ભાવોને વ્યક્ત :**

શ્રી બોટાદકર તેમને પ્રાપ્ત પરંપરામાં પૂર્વ પ્રતિષ્ઠિત થયેલા ગાયક કવિ હતા. તેમની કૃતિઓ દ્વારા સ્ત્રીજીવનની ઋજુમંજુલ ભાવોને વ્યક્તિ મળી છે. આમ, સ્ત્રીદાક્ષિણ્યનું સંમાન આપણા એક પુરુષ કવિને હાથે થવાની સંભાવના એમના દ્વારા સિદ્ધ થઈ એ ઘટનાનું ઐતિહાસિક મહત્ત્વ પણ ઓછું નથી.

રાધેશ્યામ શર્મા

# પ્રેમાદરનો અધિકારી કવિ

**હરભાઈ ત્રિવેદી**

પોતાના જીવનમાં જે તત્ત્વો ખૂટતાં હોય તે માટે જે કોઈ વ્યક્તિ બૂમબરાડા પાડે, પ્રચાર કર્યા કરે અથવા તો જેના જીવનમાં તે તત્ત્વો પ્રગટ થતાં હોય તેનો તેજોદ્વેષ કરે ત્યારે સમજવું કે તે વ્યક્તિ અલ્પતા-ગ્રંથિથી પિડાય છે, તેના જીવનમાં ખૂટતાં તત્ત્વો તે કદી મેળવી શકવાની નહિ. કોઈ અકસ્માતથી એકાદ તત્ત્વ હસ્તગત થઈ જાય તો તેને શ્રેષ્ઠતાગ્રંથિનો રોગ લાગુ પડે છે; જ્યાં ને ત્યાં, જ્યારે અને ત્યારે એ પોતાની જાતને શ્રેષ્ઠ દેખાડવા માટે મથવાનો જ.

આનાથી ઊલટું, જે વ્યક્તિ જીવનનાં અણમોલ તત્ત્વો ભોગવી શકી ન હોય છતાંયે, જેનો આધ્યાત્મિક વિકાસ ઉત્કૃષ્ટ કોટિનો હોય તે વ્યક્તિ પોતાનામાં દેખાતી ત્રુટિઓને અન્યમાં, વ્યક્તિગત કે સમૂહ-ગત આરોપણ કરીને પોતાની જાતને ધન્ય માને છે. તેને નથી અલ્પતાગ્રંથિ પીડતી કે નથી શ્રેષ્ઠતાગ્રંથિ સતાવતી. સુંદર તત્ત્વોનો અન્યોમાં આવિર્ભાવ થતો જોઈને એ હરખાય છે. ઊર્મિવશ બનીને પોતાનો હર્ષ પ્રગટ કરવા થનગને છે.

આવી વ્યક્તિ જો સર્જક કોટિની હોય તો તેનાં સર્જનો સુંદર ભાવનાઓથી, પ્રેમાળ લાગણીઓથી સભર ભરેલાં હોય છે. આવો સર્જક કવિ હોય તો તો પછી વાત જ ન પૂછો. ઊર્મિલતા, ભાવોદ્રેક અનુભવતો અનુભવતો એ કવિ અન્યોને પણ પોતાની સાથે ખેંચતો જાય છે અને ઈપ્સિત રસસાગરમાં સ્નાન કરાવે છે.

કવિ બોટાદકર આ પ્રકારના સર્જક–કવિ હતા. તેમની કવિતા જેટલી આત્મલક્ષી છે તેટલી જ પરલક્ષી છે. પોતાની કવિતાનો રસ પોતે માણે છે, અન્યને માણવા પ્રેરે છે. કોઈ ઠેકાણે એને જીવનની પામરતા દેખાતી નથી. પામરતા કે કાયરતા સર્જનને કલુષિત બનાવે છે. કવિ બોટાદકર એનાથી મુક્ત છે, માટે જ તો સૌ કોઈના પ્રેમના અને આદરના અધિકારી બને છે.

■

# માધુર્યનો મધુર સ્પંદ

**સુન્દરમ્**

મારા જીવનમાં શબ્દની મધુરતાની જે મધુર અનુભૂતિ થઈ છે તે પ્રથમ ખોટાદકરથી થઈ એમ કહું તો ચાલે. એ વખતે હું સોળેક વર્ષની વયનો વિદ્યાર્થી હતો. ભરૂચની રાષ્ટ્રીય શાળામાં વિનય મંદિરના છેલ્લા વર્ષમાં હું ભણતો હતો. ગુજરાત વિદ્યાપીઠ તરફથી લેવાનારી વિનીતની પરીક્ષા માટે અમે તૈયારી કરતા હતા. રાષ્ટ્રીય શાળાના અમારા આચાર્ય શ્રી છોટુભાઈ પુરાણી હતા અને અમારા ગુજરાતીના અધ્યાપક, પછીથી અચ્છા વિદ્વાન અને વિવેચક તરીકે વિકસેલા શ્રી વિશ્વનાથ મ. ભટ્ટ હતા. એમણે મને કહ્યું : 'તું અમદાવાદમાં ગુજરાત સાહિત્ય સભા તરફથી સાહિત્યની પરીક્ષાઓ લેવાય છે તેમાં બેસ.' અને તેમણે મને તે માટે અંગત રીતે ભણાવવા માંડયું. એ અભ્યાસમાં જે પુસ્તકો હતાં તેમાં એક હતું, ખોટાદકરનું 'નિર્ઝરિણી;' બીજાં બે હતાં, 'રણજિતકૃતિ-સંગ્રહ' અને 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન.' આ છેલ્લું હતું, છેલ્લાં સાઠ વર્ષના ગુજરાતી સાહિત્ય વિષેનું. એમાંનો 'સાઠી' શબ્દ જ કોઈક શુષ્ક ઠળિયા જેવો મારા મગજમાં વાગતો હતો. એનો અર્થ પણ હું માંડમાંડ સમજેલો. એમાં શું ભણ્યો હતો તે કશું યાદ નથી. 'રણજિત-કૃતિ સંગ્રહ' તે આપણા રણજિતરામની ગદ્યકૃતિઓનો સંગ્રહ હતો, પણ તેનો રસ પણ અમુક મર્યાદિત રીતનો લાગતો – ખાસ કરીને તો મારા જેવા બાળમાનસ માટે. એમાં કેટલીક સારી નવલિકાઓ તો હતી જ. પણ 'નિર્ઝરિણી' એ તો જાણે નરી સાકરનું પતાસું મધમાં બોળીને કોઈ જમાડતું હોય તેવું હતું. એના પ્રથમ કાવ્ય 'સત્પ્રણય'ની સ્તુતિથી માંડી છેલ્લા કાવ્ય સુધીનાં સર્વ કાવ્યો હું કોઈ અપૂર્વ રસથી, પહેલાં કદી ન અનુભવેલી એવી મધુરતાનો અનુભવ કરતાં કરતાં ભણ્યો. મારા અધ્યાપકે મને તે મન મૂકીને ભણાવ્યાં હતાં અને કવિતા સાથે મારો કોઈ અનન્ય એવો સંબંધ રચી આપ્યો.

આ અનુભવ જે મળ્યો તે અતિ સહજ તેમ જ અનિવાર્ય જેવો હતો. આ પૂર્વે ગુજરાતી કવિતા સાથે મારો ઠીક ઠીક પરિચય હતો. ભરૂચ પહેલાં અમારા તાલુકાગામ આમોદની – મારું વતન માતર તે આ તાલુકામાં આવેલું ગામ છે અને ખેડા જિલ્લામાંના તાલુકાગામ માતરથી તેને છૂટું પાડવામાં ટપાલખાતું તેને મિયાંમાતર તરીકે, પાસે આવેલા મિયાંગામ સાથે જોડીને, ઓળખાવે છે. એવી જ રીતે, અમારી પાસેનું સરભાણ ગામ, મારી સાસરીનું, તેને બારડોલી તાલુકાના સરભાણથી છૂટું પાડવા માટે મિયાંસરભાણ કહેવામાં આવે છે – રાષ્ટ્રીય શાળામાં હું ચાર વર્ષ ભણેલો. આમ તો કવિતાનો પરિચય પાઠ્યપુસ્તકોમાં આવેલી હોય તેટલી કવિતાનો થઈ શકે એમ હતું. કેમ કે તે વખતે અમારા માટે વિશાળ લાયબ્રેરીઓ સુલભ ન હતી, પણ અહીં છેલ્લા વર્ષમાં 'સાહિત્યરત્ન' અને 'કાવ્યમાધુર્ય'માંનાં કાવ્યોએ પણ ઉમદા રસાનુભવો કરાવેલા; ખાસ તો અમારા બે શિક્ષકો બહુ મધુર કંઠે કાવ્યનો પાઠ કરતા હતા તેને લીધે. અને એ ઉપરાંત પછી ગુજરાતી પ્રેસનાં 'કાવ્યદોહન' હાથ આવ્યાં તેટલાં વાંચી લીધેલાં અને તેને આધારે કવિતા કરવી પણ શરૂ કરેલી !

આટલી ભૂમિકા પછી બોટાદકરની કવિતા મારી પાસે આવી. મને મેં પહેલાં કદી નહિ અનુભવેલી એવી મધુરતાનો એક ગહન અનુભવ કર્યો. કાવ્યની બાની આટલી મધુર બની શકે તેની કલ્પના આ સમયે આવી.

એનું પ્રથમ કારણ તો હતું મારો સંસ્કૃત પ્રત્યેનો પ્રેમ. હજી ઊંડી સંસ્કૃત કવિતા ભણવાની દૂર હતી. પણ બોટાદકર સંસ્કૃતને બહલાવી બહલાવીને ગુજરાતીમાં લઈ આવ્યા. એમનો અંગ્રેજીનો અભ્યાસ ઓછો એટલે ખૂટતી ભાષાશક્તિ તેમણે સંસ્કૃતમાંથી પદાવલિ લઈને પૂરી કરી. જે 'રાસતરંગિણી'ના મધુર રાસોએ સર્વનાં હૃદય જીત્યાં છે તે રાસનું વર્ણન કરતાં કવિએ જ્યારે લખેલું :

તાલકૃતલાલિમાલસિતકરતલવતી

ત્યારે મનોમન મેં એમને અનેક સુવર્ણચંદ્રકો [ જો કે આ શબ્દ કે તેનો વિષય તે વખતે મારી પાસે ન હતો ] આપેલા. આમ ખૂબ હૃદય ભરીને 'નિર્ઝરિણી' હું ભણ્યો. સાહિત્યસભાની પરીક્ષા આપી. મને તા. ૧૪–૧૨–૧૯૨૪ના દિવસે લેવાયેલી ( આના પ્રશ્નપત્રો પાઠ્યપુસ્તકોની

મદદ લેવાની અનુકૂળતા સાથે અમારે પોતાને ઘેરથી જ લખી મોકલવાના હતા ) એ પરીક્ષામાં બીજા વર્ગમાં ઉત્તીર્ણ થયાનું સર્ટિફિકેટ સાહિત્ય-સભાના પ્રમુખ શ્રી રમણભાઈ મહીપતરામ નીલકંઠની સહી સાથે મારા ઉપર આવ્યું. એ ઉત્તમ સાહિત્યવ્યક્તિના સંપર્કના સ્મરણચિહ્ન રૂપે બનેલું તે પ્રમાણપત્ર મારી સાહિત્યપરીક્ષાના મંગળાચરણ જેવું હજી પણ મારી પાસે જળવાઈ રહ્યું છે અને જ્યારે જ્યારે એને જોઉં છું ત્યારે એ લગભગ પચાસ વર્ષ ઉપરનો સમય અને તે પછી સાહિત્યજગતમાં બનતા ગયેલા બનાવો અનેક ઝંકારો સાથે જાગૃત થાય છે.

પરીક્ષા પૂરી થયા પછી ' નિર્ઝરિણી 'નો કવિ વીસરાઈ ગયો નહિ, બલકે તે હૃદયમાં અપરંપાર વસી ગયો. શ્રી વિશ્વનાથે કવિ વિષે થોડી વાત કરેલી. પણ કવિ કરતાંયે વિશેષે એમનાં કાવ્યો તરફ મારું મન દોડતું હતું.

ભરૂચમાં વિનીતનો અભ્યાસ પૂરો કરી અમદાવાદમાં ૧૯૨૫ના જૂનમાં વિદ્યાપીઠમાં આગળ અભ્યાસ માટે હું ગયો. ત્યાં તો પુસ્તકોનો, સાહિત્યનો અને સાહિત્યની દુનિયાનો આખો સાગર હતો. અને મેં તો મારી નાની મૂડીમાંથી પણ કવિના સંગ્રહો મળ્યા તે વસાવી લીધા, બીજા વાંચી લીધા.

' નિર્ઝરિણી ' એમનો ત્રીજો કાવ્યસંગ્રહ હતો. ' કલ્લોલિની ' ૧૯૧૨માં પ્રગટ થયેલો પ્રથમ સંગ્રહ હતો. ૧૯૧૮માં કવિએ બીજો સંગ્રહ ' સ્રોતસ્વિની ' આપ્યો. ' નિર્ઝરિણી ' ૧૯૨૧માં આપ્યો અને ત્યાં સુધીમાં તો કવિનું સ્થાન એટલું સુદૃઢ થયેલું કે સાહિત્યના અભ્યાસની પરીક્ષામાં તેને સ્થાન મળ્યું. ૧૯૨૩માં આવેલી ' રાસતરંગિણી 'એ કવિને એકદમ આમ જનતામાં મૂકી આપ્યા અને ૧૯૨૫માં તેની ત્રીજી આવૃત્તિ વેળાએ મેઘાણીએ એમને ખૂબ ખૂબ બિરદાવ્યા. પણ ૧૯૨૪માં મેં એમના પુસ્તકની પરીક્ષા આપી એ જ વર્ષમાં એમણે જગતની વિદાય લીધી. એમનાં અવશિષ્ટ રહેલાં કાવ્યોનો સંગ્રહ ' શૈવલિની ' સાક્ષરશ્રી નરસિંહ-રાવના ૧૧૦ બૃહત્ ' પુરસ્કરણ ' ઉપોદ્‌ઘાત સાથે તરત જ બીજા વર્ષમાં, ૧૯૨૫માં પ્રસિદ્ધ થયો. હું તેનો શબ્દેશબ્દ વાંચી ગયો, કાવ્યો પણ હવે વાંચી ગયો. 'નિર્ઝરિણી' વાંચતાં સંવેદનો અનુભવેલાં તે ફરીથી ન અનુભવાયાં. હું ગતિમાં હતો, કાવ્યપ્રદેશની મારી ક્ષિતિજ પલટાતી હતી,

અને સાચું સર્જનરૂપ પામતી વસ્તુનો અનુભવ વધુ થતો હતો. ૧૯૪૫ સુધીમાં, લગભગ વીસ વર્ષના પટ પછી 'અર્વાચીન કવિતા' લખવા બેઠો, ત્યારે ગુજરાતીના સેંકડો કવિઓની હજારો કવિતાઓની વચ્ચે બોટાદકરની કવિતા મને જેવી દેખાઈ તે મેં એમાં આકારી છે. અત્યારે એ પાનાં ફરીથી જોઉં છું ત્યારે મને થયેલા પ્રથમ મધુરાનુભવને હું એમાં કેમ મૂકી શક્યો નથી, કે મૂક્યાં નથી તેનાં કારણો સમજી શકું છું. બોટાદકરની કવિતા વિષે વધુ પડતા અહોભાવથી જોતાં કાવ્યનું સત્ય ખંડિત થવાનો સંભવ દૂર રાખવા માટે મેં સામા પક્ષને વધુ રજૂ કર્યો છે. પણ તેમ છતાં કવિના પક્ષમાં જે વસ્તુ નોંધવાની છે તેનું મૂલ્ય ઓછું નથી રહેતું.

૧૯૨૪માં કવિ ગયા અને તેમની છબી જોવા મળી. છબી જોતાં તેમની કવિતાનો આખો કોયડો જાણે ઊકલી ગયો. વિધિએ એમને આર્થિક અલ્પતામાં રાખ્યા. વિદ્યાસંપત્તિ તેમ જ સર્જકશક્તિ મર્યાદિત પ્રમાણમાં આપી એ ઘટનાને આપણે નિખાલસ સત્યભક્તિથી સ્વીકારી શકીએ છીએ. પરંતુ એમને વિધિએ જે ન આપ્યું તે તેમનાં સંતાનોને આપ્યું. એમના પુત્ર આટલા બધા સંપત્તિમાન બનશે, એમાંથી કવિના વતનમાં મોટું વિદ્યાધામ રચાશે, એ વિદ્યાધામનો હું મોંઘેરો અતિથિ બનીશ, કવિની જન્મશતાબ્દી આવી સમૃદ્ધ અને ગૌરવભરી રીતે ઉજવાશે, અને અનેક જનો કવિએ સર્જેલી ભાવસૃષ્ટિનો જે સાચો રસ છે તેને માણશે અને જીવનની એક સભર મધુરતા અનુભવશે એ પણ વિધિના ગૂઢ ક્રમમાં ગોઠવાયેલી મધુર ઘટના છે. કવિમાં માધુર્યનો અનુભવ કરાવનારી જે શક્તિ હતી તેનો જ આ સમુચિત વિસ્તાર થઈ રહ્યો છે અને થતો રહેશે એવી મારી પ્રતીતિ છે.

કવિના એ 'સત્પ્રણય'ના નિત્ય આરાધક આત્માનું આજે પુનઃ પુનઃ સ્મરણ કરું છું.



## બોટાદકરનાં ખંડકાવ્યો

**પ્રેમશંકર હ. ભટ્ટ**

સંસ્કૃત સાહિત્યમાં મેઘદૂત જેવી રચનાને ખંડકાવ્ય એવી સંજ્ઞા મળેલી છે, જ્યારે ગુજરાતીમાં તેથી જુદા જ પ્રકારની કથનાત્મક, નાટયાત્મક, સંઘર્ષાત્મક, કદમાં ટૂંકી અને ઘાટીલી રચનાઓને ખંડકાવ્ય ગણવામાં આવે છે. ગુજરાતી ભાષામાં લખાયેલાં ખંડકાવ્યોમાં જીવનના કોઈ એકાદ ઉત્તમાંશનું – પૌરાણિક, ઐતિહાસિક, પ્રાચીન, અર્વાચીન, કે કાલ્પનિક એવી કોઈ વ્યક્તિ કે પાત્રના જીવનમાં બનેલા કોઈ ઉત્તમોત્તમ પ્રસંગનું કે બહુ થોડા પ્રસંગોનું નાટયાત્મક આલેખન થાય છે. આપણી ભાષામાં ઉપર્યુક્ત વિભાવનાને મૂર્ત કરતો ખંડકાવ્યનો રોપ, સ્વ. કવિ કાન્તે રોપ્યો, અને તેમણે 'વસંતવિજય', 'દેવયાની' અને 'ચક્રવાકમિથુન' જેવાં સુપ્રસિદ્ધ ખંડકાવ્યોનાં બહુમૂલ્ય રત્નોની ભેટ વાગીશ્વરીને ચરણે ધરી. પદ્યના એક પ્રકાર કે સ્વરૂપ લેખે ખંડકાવ્યમાં શેઈક્સ્પિઅરનાં કરુણાન્ત નાટકોની કલાનો તાર, કાન્તે પોતાની રચનાના તાણાવાણામાં ગૂંથી લીધો છે.

કાન્ત પછી નરસિંહરાવ, કલાપી, બોટાદકર, અને સમકાલીન કવિઓમાં સુંદરમ્, ઉમાશંકર, બેટાઈ, મનસુખલાલ વ. કવિઓએ આ કાવ્યપ્રકારને સારી સફળતાથી ખેડયો છે.

આ સર્વ કવિઓમાં બોટાદકર તો આમેય સૌન્દર્યદર્શી દૃષ્ટિવાળા કવિ હતા. આપણા પ્રતિષ્ઠિત વિવેચક શ્રી વિશ્વનાથ ભટ્ટે કહ્યું છે તેમ 'એ દૃષ્ટિ જ્યાં જ્યાં પડે છે ત્યાં ત્યાં અલૌકિક સૌન્દર્યસૃષ્ટિ રચે છે... એનાં દિવ્ય ચક્ષુ આગળ સર્વ પદાર્થો જાણે પોતાનું અન્તસ્તત્વ જ ઉઘાડી મૂકે છે; અને તેથી ક્ષુદ્રમાં ક્ષુદ્ર વસ્તુઓ પણ એનાં દર્શન તળે કોઈ અપૂર્વ દીપ્તિથી ઝગે છે.'× આમ હોવાથી ઊર્મિલા અને બુદ્ધ

× 'સાહિત્યસમીક્ષા : લેખક વિશ્વનાથ મ. ભટ્ટ

જેવાં પ્રાચીન અને એભલવાળા જેવા લોકકથાના પાત્રના જીવનમાં બનેલી ઘટનાના ઉદાત્ત અંશનું, તેના અનુપમ સૌંદર્યનું દર્શન કરવાનું તેમનું કવિદૃષ્ટિ કેવી રીતે ચૂકે? પ્રકૃતિમાં, સમાજમાં, ગૃહજીવનમાં, સંસારમાં, મનુષ્યહૃદયમાં અને માનવવ્યવહારમાં – સર્વત્રમાં રહેલા સૌન્દર્યને, ચૈતન્યને, જોવાગાવાનો તેમણે કવિધર્મ ગણ્યો છે. કવિશ્રીએ– બુદ્ધ, ઊર્મિલા, રાજવી એભલવાળા વગેરેના જીવનમાં બનેલી ઘટનાઓની ઉદાત્તતાને, તેના અક્ષય સૌન્દર્યને, કાવ્યસિસૃક્ષાના સંઘેડા ઉપર મૂકીને, ખંડકાવ્યોના ઘાટે ઘડવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે.

'ઊર્મિલા' ખંડકાવ્યનો પ્રારંભ, કાન્તના 'દેવયાની' કે 'વસંત-વિજય' ખંડકાવ્યની જેમ નાટ્યાત્મક નથી, પરંતુ ચિત્રાત્મક છે. કાન્તનાં આ બે ખંડકાવ્યો પાત્રોક્તિથી શરૂ થાય છે તેથી તેને મેં નાટ્યાત્મક કહ્યાં. કવિનું 'ઊર્મિલા' ખંડકાવ્ય નાટકમાં આવતી પાત્રોક્તિથી નહિ, પરંતુ નાટકની પાર્શ્વભૂમાં ઊભા કરેલા સન્નિવેશમાં કોઈ પાત્ર મૂંગા મૂંગા પોતાના હૃદયભાવને વ્યક્ત કરતું આમતેમ ફરતું હોય તેવું, ચિત્રાત્મક ઢબે શરૂ થાય છે માટે તેના આરંભને મેં ચિત્રાત્મક કહીને વર્ણવ્યો. ખોટાદકરનું છંદ અને ભાષા પરનું પ્રભુત્વ પહેલા શ્લોકથી જ બરાબર પ્રગટ થાય છે:

'ઊભી બાળા વિવશ બનીને બારીએ બ્હાવરી શી.'

મંદાક્રાન્તાની આ પંક્તિ, 'બ' વર્ણના પુનરાવર્તનને કારણે, શબ્દો દ્વારા દોરાયેલા ચિત્રને લીધે, દીર્ઘ સ્વરોની આખી પંક્તિ ઉપર પથરાયેલી છાલકને ઝીલી; ભીરુ, ચિંતાના આતપમાં તપતી, સંભ્રમયુક્ત, મુગ્ધ અને રૂપસુંદર એવી ઊર્મિલાનું હૂબહૂ આલેખન કરે છે. જ્યેષ્ઠ બંધુ રામચંદ્ર અને માતા તુલ્ય બંધુપત્ની સીતા વનવાસ વેઠે અને પોતે મહેલ વિશે સુખચેનમાં વસે તે યોગ્ય નથી તેમ કહી, ઊર્મિલાની રજા માગવા લક્ષ્મણ આવે છે તે પ્રારંભનો ભાગ ક્રમે ક્રમે, નાટકમાં બનતા પ્રસંગોની બરાબરી કરે તેવો છે. આમ ચિત્રાત્મક પ્રારંભ અને નાટ્યાત્મક પ્રસંગોની ખંડકાવ્યમાં માંડણી કર્યા બાદ, ઊર્મિલાની ઉચ્ચોચ્ચ ત્યાગ-ભાવના દર્શાવવા કવિએ તેના મોંમાં જે શબ્દો મૂકયા છે,

'ચિંતા અંતરની દઈ દયિતને સંગી થવા ઇચ્છવું,<br>
એથી ઉત્તમ વિપ્રયોગ સહીને હા! ચિત્ત ચોરાવવું!'

તેનાથી આર્યનારીના મૂંગા સમર્પણનો અને તેના ઉપર ખડકાયેલો ઊંડી, અવ્યક્ત વેદનાનો બોજો બરાબર નિરૂપિત થયો છે; પરંતુ તેના ઉત્તરમાં લક્ષ્મણ–

'ધન્ય, ધન્ય તને દેવિ! અનેરી કોઈ ઊર્મિલે!'

પંક્તિથી શરૂ કરીને, ઊર્મિલાના ત્યાગભાવની કદર કરતાં પ્રશંસા અને કૃતજ્ઞતાનાં જે વાક્યો બોલે છે તે ખંડકાવ્યના ગૂંથણને ઢીલું કરી મૂકે છે.

આ ઉપરાંત, મને તો આ ખંડકાવ્ય–

'પતિએ પીઠ દીધી ને દયિતા દેખતી રહી,
અંતે 'હાય!' કહી બાળા મૂર્ચ્છિતા ભૂતલે પડી!'

તે પંક્તિએ પૂરું થતું લાગે છે. બોટાદકરે ત્યાર બાદ બેતાલીસ પંક્તિનો જે બીજો ખંડ જોડ્યો છે તે કલાદૃષ્ટિએ, ગાયને પાંચમો પગ વળગાડ્યો હોય તેવો લાગે છે. ભાવનાદૃષ્ટિએ બીજા ખંડની આ પંક્તિઓમાં ગમે તેવો ઉદાત્ત ભાવ વ્યક્ત થતો હોય તોપણ. આખા ખંડકાવ્યની ચોટ, ઊર્મિલા મૂર્ચ્છિત થઈને ભોં પર ઢળી પડે છે તે ચિત્રથી ધારદાર બને છે. નરસિંહરાવ દિવેટિયાના 'ઉત્તરા-અભિમન્યુ' ખંડકાવ્યમાં પણ, કાવ્ય લખ્યું ત્યારે નરસિંહરાવે બરાબર આવું જ લંબાણ કરેલું. કાન્તની સૂચનાથી તેમણે પાછળનો ખંડ જે ગાયના પાંચમા પગ જેવો હતો તેને કાપી કાઢ્યો હતો. બોટાદકરના, લક્ષ્મણને જતો જોઈ રહેતી ઊર્મિલાની, વેદનાભાર અસહ્ય થતાં ભૂતલ પર મૂર્ચ્છિત થઈ ઢળી પડતી ક્રિયાના વર્ણન ઉપર, નરસિંહરાવના ઉપર્યુક્ત કાવ્યના ચોટદાર પંક્તિચિત્રની અસર પણ પડી હોય તેવો સંભવ છે. કલાદૃષ્ટિએ ખંડકાવ્યના સુગ્રથિત વણાટને ઢીલા કરી મૂકનાર આ બીજા ખંડમાં કવિએ વ્યક્ત પણ શું કર્યું છે? ઊર્મિલાનો સ્વાર્થત્યાગ અને તેની કદર કરવાને બદલે જગતે કરેલી ઊર્મિલાની સ્મૃતિની ઉપેક્ષાનું વર્ણન કે બીજું કાંઈ? એ ભાવ-નિરૂપણમાં કશી અસામાન્યતા કે તેની કથનરીતિમાં કશી જ કલાચમત્કૃતિ કવિ લાવી શક્યા નથી.

'બુદ્ધનું ગૃહાગમન' પણ કાવ્યવિષયની દૃષ્ટિએ, 'ઊર્મિલા'ની જેમ કાવ્યનાયિકા યશોધરાના ત્યાગ અને સહનશીલતાને આલેખતું કાવ્ય છે. આખા કાવ્યમાં કથનાત્મક રીતિ આક્રમણ કરે છે: નાટ્યાત્મકતા

ઓછી છે. નાટકની કલાનું મહત્ત્વનું લક્ષણ 'સંઘર્ષ' આ ખંડકાવ્યમાં લગભગ ગેરહાજર છે. પ્રારંભમાં બુદ્ધ પોતાના ભિખ્ખુ અને ભિખ્ખુણીઓના સંઘ સાથે પાછા ફરે છે તેનું વર્ણન ચિત્રાત્મક છે, પણ રીતિ કથનની છે.

આ ખંડકાવ્યમાં 'પ્રેમહીણી દયા ક્યારે ના અસ્તિત્વ ધરી શકે' કે તે ભાવમાં જ થોડો ફેરફાર કરીને મૂકેલી 'પ્રેમ જો નાશ પામે તો દયા ના જીવતી રહે' જેવી, એટલે કે અર્થાન્તરન્યાસના ઘાટની પંક્તિઓ આપણને જોવા મળે છે.

બુદ્ધનાં નીચેનાં વચનો સુંદર છે, ને તે બુદ્ધના સમગ્ર જીવનદર્શનને રજૂ કરે છે :

'ન ક્યારે હું મટ્યો તારો, તું મારી ન મટી જરી,
અને મારું તથા તારું વિશ્વ આ ન મટો કદી!'

પણ ત્યાર બાદ આ જ ભાવનું પુનઃ પુનઃ આલેખન થયું છે, ને પરિણામે ખંડકાવ્યના વસ્તુગ્રથનમાં શિથિલતા પ્રવેશે છે.

'એભલવાળો' ખંડકાવ્ય સૌરાષ્ટ્રમાં આવેલા તળાજાના રાજવી એભલવાળાના જીવનમાં બનેલી ગણાતી, દંતકથામિશ્રિત અને લોકસાહિત્યમાં સુપ્રસિદ્ધ એવી એક ઘટનાને વિષય તરીકે નિરૂપે છે. ખંડકાવ્યનો કવિ, પૌરાણિક કે ઐતિહાસિક, પ્રાચીન કે અર્વાચીન, સામાજિક કે કાલ્પનિક એવા કોઈ પાત્રના જીવનપ્રસંગને નિરૂપી, તે પ્રસંગનું કથાલંબન મેળવી, પાત્રને તેના પરમોન્નત રૂપે રજૂ કરે છે. 'એભલવાળો'માં પણ તેમ જ થયું છે. શ્રી મેઘાણીએ પણ આ એભલવાળાની કથા પોતાના 'સૌરાષ્ટ્રની રસધાર,' ભાગ – ૧ નામક સંપાદનમાં 'સાંઈ નેહડી' નામે સંપાદિત કરીને મૂકી છે.

આ ખંડકાવ્યના પ્રારંભમાં કવિએ પ્રચંડ મેઘવર્ષાનું, કાળી ડિબાંગ મેઘલી રાતનું, જલપ્રલયનું, પ્રાકૃતિક વર્ણન કર્યું છે. આ ખંડકાવ્યમાં કાઠી રાજવી એભલવાળાનો વફાદાર અશ્વ પણ એક મહત્ત્વનું પાત્ર બની ગયો છે :

'સ્વામી તણા શરીરનો ન નિપાત થાય,
એથી સુમંદ પદ એ ધરતો જણાય;
ગંભીર સિંધુ પર એકલ નાવ જેવો,
ધીમા ક્રમે વિચરતો ઘડી દીપ જોતો.'

ચારેકોર પ્રલય વેળાનો જળબંબાકાર પ્રવર્તે છે તેમાં માલિકની પોતાની પીઠને વળગેલી બેહોશ કાયા નીચે સરકી ન પડે તે માટે ધીમે પદે, સાચવી સાચવીને ચાલતો અશ્વ, કવિએ યોજેલી ઉપમા 'ગંભીર સિંધુ પર એકલ નાવ જેવો'ને બરાબર સાર્થ કરે છે. આ ઉપમા મૂંગા અને બેસમજ ગણાતા પશુની, કોઈ વફાદાર સેવકના જેવી સ્વામીભક્તિ અને નિમકહલાલીને વ્યંજનાત્મક રીતે પ્રગટ કરે છે, ને આ ખંડકાવ્યના સંદર્ભમાં પશુ, પશુ મટી માનવપાત્ર બની જાય છે. તદુપરાંત આ ખંડ-કાવ્યમાં ભદ્ર નારીની શુચિતાનો અને સૌરાષ્ટ્રનાં ગ્રામીણ સમાજનાં નરનારીઓના હૈયામાં રહેલો 'अतिथि देवो भव।'નો ભાવ, કાવ્યવસ્તુનું મિજાગરું બની રહે છે. એભલવાળાનું વર્ષા તથા ઠંડીથી જડ બની ગયેલું શરીર, પોતાના શરીરની ઉષ્મા મેળવી સચેત થશે તેમ માની, કેવળ માનવદયાના જ ભાવથી પ્રેરાઈ ચારણ ગૃહિણી એક જ પથારીમાં લંબાવી, માતા પોતાના મરણોન્મુખ બાળકને ભેટે તેમ, ભેટે છે; કેવળ દયાથી પ્રેરાઈને; અતિથિધર્મ, ના, માનવધર્મ બજાવવાનો. અને પછીનું વર્ણન કવિના જ શબ્દોમાં જુઓ :

'વિદ્યુતપ્રવાહ વનિતાવપુથી સરંતો
નિશ્ચેષ્ટ એ તનુ વિષે ઘડીમાં સમાયો.'

ચારણનારીનું આ કૃત્ય જેટલું ઉદાત્ત અને સ્વાર્પણભર્યું તેટલું જ અપૂર્વ હતું. સ્વાભાવિક જ કર્ણોપકર્ણ, ચારણ પતિ ઘેર પાછો ફરે છે ત્યારે આ ઘટના વિકૃત રૂપે સાંભળી ઈર્ષ્યાથી સળગી ઊઠે છે, ને તેની કાયા ગલતકુષ્ઠ રક્તપિત્તના રોગથી રિબાય છે. તેને કરંડિયામાં શિર પર બેસાડી ચારણનારી–આર્ય ગૃહિણી ઉપચાર કાજે ઠેર ઠેર રઝળે છે, ને કોઈ બત્રીસલક્ષણા વીરપુરુષના લોહીમાં સ્નાન કરાવવામાં આવે તો પોતાનો પતિ રોગમુક્તિ પામે તેવી વૈદરાજોની સલાહ મળતાં, એભલ-વાળા પાસે તળાજા જાય છે. એભલવાળો તો પોતાના જાન બચાવનારના ઉપકારનો બદલો વાળી આપવા તલપી રહ્યો હતો, અને

'જો રોગ મુક્ત ભગિની! પતિ થાય તારો,
તો ધન્ય એક ઘરણી મહીં દેહ મારો.'

કહીને, પોતાના તેવા જ બત્રીસલક્ષણા પુત્રને સમશેર વડે પોતાનું શિર ઉતારી લેવા આદેશ આપે છે.

લોકકથામાં આ પ્રસંગની નાટ્યાત્મકતા નિરૂપવા, અને પિતા જેટલો જ પુત્ર ખમીરવંતો હતો – સાચેસાચ બત્રીસલક્ષણો હતો તે દર્શાવવા લોકકવિએ એક દૂહો લખ્યો છે:

'સોરઠો ! કરે વિચાર, બે વાળામાં કયો વડો ?
સરનો સોંપણહાર, કે વાઢણહાર વખાણીએ ?'

કવિ બોટાદકરે આ દુહામાં વ્યક્ત થયેલા ભાવને, લોકકથાના અંતભાગથી ચાતરીને, જરા જુદી રીતે નિરખ્યો છે. લોકકથાનુસાર બત્રીસલક્ષણા પુત્રનું પિતા પોતાના સગા હાથે માથું વાઢીને ચારણ-નારીના – ધર્મની બહેનના, પોતાના પર ઉપકાર કરનાર બહેનના – પતિને રોગમુક્ત કરવા પુત્રના લોહીથી સ્નાન કરાવે છે. કવિ બોટાદકરે ચારણ પતિના હૃદયમાંથી, ઇર્ષ્યા અને શંકાનો તેને હર પળે કોરી ખાતો, રુંવે રુંવે આગ ફૂંકતો મહારોગ, એભલવાળાનાં સુવચનો અને શુદ્ધ બંધુપ્રેમરૂપી સુધામાં સ્નાન કરવાથી દૂર થયો તેમ ફેરફાર કર્યો છે તેમાં તેમની કલામર્મજ્ઞતા અને કલાસૂઝ પ્રગટ થાય છે:

'પરંતુ એ નહિ સૂઝે: આપવા ઉત્તમાંગને,
સ્પર્ધતા સામસામે આ, બે 'વાળા'માં કયો ચઢે ?'

બંને બાપદીકરો શિર ઉતારી આપવા સામસામા સ્પર્ધા માંડે છે; એક-બીજાને આગ્રહ કરે છે તે વચનોની સંજીવનીથી જ ચારણ પતિનો રોગ દૂર થાય છે:

'દેખી રહ્યો પુરુષ સર્વ કરંડવાસી,
પામ્યો અપૂર્વ કંઈ અંતર માંહિ શાંતિ;
સીંચાય રોમ સહુ નૂતન કો સુધાથી,
ઊડી ગયો પળ વિષે કંઈ દૂર વ્યાધિ !'

બોટાદકરનાં ખંડકાવ્યોનું સમગ્ર દૃષ્ટિએ અવલોકન કરતાં, મને એક પ્રાચીન ગ્રીક કહેવત યાદ આવે છે. એ કહેવત અનુસાર 'કોઈ પણ માણસ એક નદીમાં એક જ વાર સ્નાનપાન કરી શકે છે, કારણ એકની એક નદીમાં પણ જળપ્રવાહ તો નિરંતર નવો ને નવો જ વહેતો હોય છે.' ગુજરાતી સાહિત્યમાં કાન્ત, કલાપી, નરસિંહરાવ, સુંદરમ્, ઉમાશંકર અને બીજા કવિઓએ સુંદર ખંડકાવ્યો લખ્યાં છે. ખંડકાવ્યનો આ જલસ્રોત મધુર મર્મરધ્વનિ કરતો વહી રહ્યો છે. તેની તરંગાવલિમાં લય અને તાલનાં મંજીરાં બાજે છે. તેની શોભા મુગ્ધકર છે. તેની પર

પથરાતું ઉષા સંધ્યાનું ભાતીગળ ઘરચોળું અનુપમ છે. તેના જલરાશિમાં પ્રતિબિંબિત થતું આકાશ, અને નીરવ રાત્રિમાં તેમાં સ્નાન કરતાં, કયારેક આનંદોલ્લાસથી ડોલતા તારાઓનું સૌન્દર્યલિપિમાં લખાયેલું મોહક કાવ્ય – આ બધું આપણા સાહિત્યની સમૃદ્ધિ છે. પણ આ જલસ્રોતના દરેક તરંગને ખંડકાવ્યના દરેક કવિને, તેની પોતાની એક લાક્ષણિકતા છે, તેનું પોતાનું એક આગવું દૃષ્ટિબિંદુ છે, જીવનદર્શન છે. આ દૃષ્ટિએ મૂલવતાં, આપણાં ખંડકાવ્યોમાં કવિશ્રી બોટાદકરે માનવ-હૃદયનું, સમાજનું, સંસારનું અને પ્રકૃતિ તથા વિશ્વનું, સૌન્દર્યભાવનાના ચક્ષુથી જ શુચિ દર્શન કર્યું છે. તેમણે લખેલાં ખંડકાવ્યો પણ આ વિધાનનું જ સમર્થન કરે છે.



ભાવુક કવિ :

બોટાદકર સરલ અને મુગ્ધ પ્રકૃતિના ભાવુક કવિ હતા. આથી તેમનું દૃષ્ટિબિંદુ હમેશાં ગુણદર્શી રહેલું છે. દરેક પદાર્થમાંથી મધુર, સુંદર અને સારું તત્ત્વ તારવવાનું તેમનું વલણ દેખાય છે. સત્પ્રણયની ઉપાસના એમનું મુખ્ય લક્ષણ રહ્યું છે. પ્રણયભાવનાનાં વિવિધ સ્વરૂપોનું આલેખન તેમણે ઉમળકાભેર કરેલું છે. છંદ પરનો તેમનો કાબૂ પ્રશસ્ય છે.

‘ગુજરાતના સાહિત્યની વિકાસરેખા’ — ધીરુભાઈ ઠાકર

# કવિ બોટાદકરનો છંદોવિલાસ

ભૂપેન્દ્ર બા. ત્રિવેદી

અંગ્રેજી સાહિત્યથી અસ્પૃષ્ટ છતાં પૂર્વ અને પશ્ચિમની કવિત્વ-કલ્પનાશૈલીનું સુભગ મિશ્રણ જેમની કવિતામાં સહજભાવે થયેલું સાંપડે છે તે બોટાદકરની કવિતામાં 'ભાષાની પંડિતસેવ્ય સંસ્કારિતા' પહેલે જ વાચને આપણું ધ્યાન ખેંચે છે. એટલા સાહજિક રીતે સંસ્કૃત શબ્દો (અને સમાસો પણ) કાવ્યોમાં આવે છે કે ક્યાંય તે ખટકતા નથી કે પાંડિત્યનો આભાસ પણ પેદા કરતા નથી. હા, કવિએ એવા ઘણા શબ્દો વાપર્યા છે ખરા કે જેમનો અર્થ જાણવા માટે શબ્દકોશની મદદ લેવી પડે. દા. ત. અકૂપાર (=સમુદ્ર), અપત્રપા (=લજ્જા, શરમ), ઉત્ક (=ઉત્સુક), કીશ (=વાંદરો), ખર (=કઠોર), પ્રખર (=સખી), તરિ (=હોડી), ત્વિરત્વ (=તુરત), ધુની (=નદી), ધૂર્વહ (=બળદ), ધ્વાન્ત (=અંધારું), પત્રગ (=સાપ), પરિવૃઢ (=ધણી, માલિક), પવમાન (=પવન), પિચંડ (=પેટ), પિતૃ-વિપિન (=સ્મશાન), પ્રસૂ (=માતા', ભંગ (=મોજું), માકંદ (=આંબો), રંકુ (=હરણ), વૈજયંતી (=ધ્વજા), સગ્ધિ (=સહભોજન), સ્વાન્ત (=મન, હૃદય), હસંતી (=શગડી), વગેરે. પંક્તિઓના અર્થગ્રહણમાં, આવા કોઈ કોઈક શબ્દ આવવાને કારણે, ક્યારેક થોડી વાર લાગે, પણ સહજભાવે વહ્યે જતા બોટાદકરના કાવ્યસ્રોતમાં એવા શબ્દો બાધારૂપ બનતા નથી. એમ પણ કહી શકાય કે કવિએ કાવ્યલેખન માટે મોટે ભાગે સંસ્કૃત વૃત્તો પસંદ કર્યાં હોઈ, અને એ વૃત્તોની રચનામાં એમને સહજસિદ્ધિ સાંપડેલી હોઈ, સંસ્કૃત શબ્દો અને સમાસો પણ એમાં પોતાનું નિસર્ગસિદ્ધ સ્થાન મેળવી લે છે. નરસિંહરાવે કહ્યું છે તેમ 'ભાષા ઉપરનું હેમનું પ્રભુત્વ ઉચિત શબ્દોને આપોઆપ ઉચિત પદ્યના બીબામાં ગોઠવી દે છે. કાવ્યના

વિષય અને છંદ વચ્ચે પરસ્પર મૈત્રી સધાય છે એટલું જ નહિ, પણ પદ્યપંક્તિમાં શબ્દો પણ સુઘટિત રીતે ગોઠવાઈ જાય છે.'

આ લેખમાં કવિ ખોટાદકરે પોતાના ચાર કાવ્યસંગ્રહો 'કલ્લોલિની,' 'સ્રોતસ્વિની,' 'નિર્ઝરિણી' અને શૈવલિની 'માં યોજેલ સંસ્કૃત વૃત્તો અંગે થોડી વિચારણા કરીશું.

ખોટાદકરે વાપરેલ સંસ્કૃત વૃત્તોમાં અનુષ્ટુપ, તોટક, દ્રુતવિલંબિત, નર્દટક અથવા નરકૂટક, પૃથ્વી, મંદાક્રાન્તા, માલિની, વસંતતિલકા, શાર્દૂલવિક્રીડિત, શિખરિણી, સ્રગ્ધરા, અને હરિણી છે. આ ઉપરાંત ઝૂલણા, હરિગીત, કવ્વાલી, ગઝલ, દિંડી, લાવણી અને સોરઠા ઉપર પણ કવિએ હાથ અજમાવ્યો છે.

ઉપરના છંદો અને જે કાવ્યોમાં તે વપરાયા છે તેની વિગતો આપણને ઉપકારક બની શકે તેમ છે.

અનુષ્ટુપ : કોઈ પણ આખું કાવ્ય અનુષ્ટુપમાં નથી. 'કલ્લોલિની 'માં 'મહાવીર' કાવ્યમાં વસંતતિલકા, મંદાક્રાન્તા અને શિખરિણી સાથે એક કડી અનુષ્ટુપની છે, તથા 'ચંદન' કાવ્યમાં શિખરિણી, શાર્દૂલવિક્રીડિત, દ્રુતવિલંબિત, વસંતતિલકા સાથે સાતેક કડી અનુષ્ટુપની છે. 'સ્રોતસ્વિની 'ના 'વનવલ્લરી' કાવ્યમાં દ્રુતવિલંબિત સાથે અનુષ્ટુપની એકાંતરે યોજના છે, તો 'દીપાત્યય 'માં તેવી જ યોજના વસંતતિલકા સાથે અનુષ્ટુપની છે. 'દુહિતા' કાવ્યમાં સૌથી વધારે સંખ્યામાં છંદો વપરાયા છે – શાર્દૂલવિક્રીડિત, દ્રુતવિલંબિત, અનુષ્ટુપ, સ્રગ્ધરા, મંદાક્રાન્તા, માલિની, શિખરિણી, પૃથ્વી, હરિણી અને સોરઠા. 'વિસ્મૃતિ' કાવ્યમાં વસંતતિલકા, મંદાક્રાન્તા, શાર્દૂલવિક્રીડિત વચ્ચે માત્ર બે કડી અનુષ્ટુપની છે. 'નિર્ઝરિણી 'માં 'લગ્નોદ્યતા' અને 'ભેલવાળો' કાવ્યોમાં વસંતતિલકા અને અનુષ્ટુપની એકાંતરે યોજના છે, તો 'પત્રપ્રતીક્ષા 'માં તેવી શિખરિણી અનુષ્ટુપની છે. 'બુદ્ધનું ગૃહાગમન 'માં શિખરિણી, મંદાક્રાન્તા, શાર્દૂલવિક્રીડિત અને વસંતતિલકા વચ્ચે અનુષ્ટુપની કડીઓ સારી સંખ્યામાં છે. 'ઊર્મિલા 'માં પણ તેવી રીતે અનુષ્ટુપ મંદાક્રાન્તા, શાર્દૂલવિક્રીડિત, હરિણી, શિખરિણી અને માલિની સાથે વપરાયો છે. 'મહામારી 'માં એ જ રીતે મંદાક્રાન્તા, વસંતતિલકા, શિખરિણી અને શાર્દૂલવિક્રીડિત સાથે અનુષ્ટુપ મળે છે, જ્યારે 'પુન-

લગ્ન 'માં વસંતતિલકા, હરિણી, શાર્દૂલવિક્રીડિત અને શિખરિણી સાથે. 'શૈવલિની 'માં 'ક્રોસ ' કાવ્યમાં હરિગીત સાથે એકાંતરે અનુષ્ટુપ છે. તો 'પ્રયાણ' અને 'નર્ગીસ 'માં તે જ રીતે વસંતતિલકા સાથે. આમ મોટે ભાગે જ્યાં કવિને ભાવપલટા દર્શાવવા જુદાજુદા છંદો યોજવાનું ઠીક લાગ્યું છે ત્યાં જ એમણે અનુષ્ટુપને આણ્યો છે.

તોટક: 'કલ્લોલિની 'માં 'કૂજન,' 'મૃગ અને ઉદ્યાન,' 'સ્વર-ભેદ,' 'વિજયા' એ ચાર કાવ્યો, 'સ્રોતસ્વિની 'માં 'પ્રણયાસ્ત્ર,' 'સૌરાષ્ટ્ર સુંદરી,' એ બે કાવ્યો, 'નિર્ઝરિણી 'માં 'કરગ્રહણ,' 'પત્રદર્શન.' અને 'સાન્ત્વન ' એ ત્રણ કાવ્યો, અને 'શૈવલિની 'માં 'ક્ષિતિજ,' 'વત્સક્રીડા,' 'દધિમંથન,' એ ત્રણ કાવ્યો, તોટકમાં છે. આમ તરલગતિ તોટકમાં ડઝન કાવ્યો કવિએ લખ્યાં છે.

દ્રુતવિલંબિત: 'કલ્લોલિની 'માં 'મેઘ અને મયૂર,' 'શ્રાન્ત વૃષભને,' અને 'વિરહી વિહંગ,' 'સ્રોતસ્વિની 'માં 'રાત્રિકૌતુક,' અને 'એક સ્મૃતિ,' 'નિર્ઝરિણી 'માં 'ઉષા,' 'જ્વાલામુખી,' 'ગોવાલણી 'માં 'તન્મયતા,' અને 'શૈવલિની 'માં 'જ્વલન,' 'સરોજિની,' 'રામાશ્વમેધ,' અને 'વત્સલતા' — એમ તેર કાવ્યોમાં દ્રુતવિલંબિત યોજાયો છે.

નર્દટક: માત્ર એક જ કાવ્ય – 'સ્રોતસ્વિની 'માંનું 'નરમેધ' – આ છંદમાં છે.

પૃથ્વી: પૃથ્વીનો વપરાશ પણ સાવ ઓછો છે. 'સ્રોતસ્વિની 'નાં બે કાવ્યો 'અનવસર' અને 'સ્ખલન' જ પૃથ્વીમાં રચાયાં છે.

મંદાક્રાન્તા: 'કલ્લોલિની 'માં 'દુર્દિન,' 'એક વૃક્ષને,' 'કુસુમને,' 'હંસને,' 'મૃગ અને ગાન,' 'એ દૃષ્ટિ,' 'આશ્વાસન,' 'પુંડરીક,' 'જયદેવ પત્ની,' 'અશ્રુમતી;' 'સ્રોતસ્વિની 'માં 'ધરિત્રી,' 'ધેનુ,' અને 'આશા,' 'નિર્ઝરિણી 'માં 'સ્વપ્ન,' 'એક ઉત્તર,' 'શૈવલિની 'માં 'શર્વરી,' – આમ સોળ કાવ્યો મંદાક્રાન્તામાં છે. આરંભના ગ્રંથમાં જ્યારે આ છંદમાં દસ કાવ્યો છે, ત્યારે અંતિમમાં કેવળ એક જ !

માલિની: આ છંદનો પણ સ્વતંત્ર વપરાશ કવિએ નથી કર્યો. અનુષ્ટુપમાં જેમનો ઉલ્લેખ આવી ગયો છે તે બે કાવ્યોમાં 'દુહિતા' અને

'ઊર્મિલા'માં – એનો વપરાશ થયો છે. 'દુહિતા'માં એક કડી અને ઊર્મિલા'માં બે કડી એમ બધું મળી માત્ર ત્રણ જ કડી માલિની છે.

વસંતતિલકા : કવિના પ્રિય છંદોમાંનો એક છે. 'કલ્લોલિની'માં 'ધૂમ્રને,' 'નિર્જલ કૂપને,' 'પતંગ,' 'હરિણી,' 'દૃષ્ટિદોષ,' 'દૃષ્ટિભેદ.' 'વિષ વૈયર્થ્ય,' 'સ્રોતસ્વિની'માં 'સૌરાષ્ટ્ર,' 'ગૃહ,' 'ભાગીરથી,' 'ઉલૂક,' 'સૂરદાસ,' 'યોગભ્રંશ,' 'નિર્ઝરિણી'માં 'કૃષિક,' 'મિલન,' 'નવું વર્ષ,' 'પશ્ચાત્તાપ,' 'કાદંબરીને,' અને 'શૈવલિની'માં 'પત્રલેખન,' અને 'શકુન,' – આ વીસ કાવ્યો વસંતતિલકામાં રચાયાં છે.

શાર્દૂલવિક્રીડિત : 'કલ્લોલિની'માં 'પ્રભાત,' 'ઉડુખેલન,' 'શૈશવ,' 'પ્રેમયોગ,' 'મીરાંને,' અને 'અમારી ગતિ,' 'સ્રોતસ્વિની'માં 'કસ્તૂરીમૃગને,' 'સુદામા,' 'ઉર્વશીને,' 'નિર્ઝરિણી'માં 'ધ્રુવને,' 'શૈવલિની'માં 'પ્રપા,' – આ અગિયાર કાવ્યો ઉપરાંત જ્યાં એકથી વધુ છંદો છે એવાં કાવ્યોમાં સફળતાપૂર્વક શાર્દૂલવિક્રીડિત યોજાયો છે.

શિખરિણી : કવિને સૌથી વધારે ફાવતો આ છંદ સૌથી વધારે કાવ્યોમાં યોજાયો છે, 'કલ્લોલિની'માં 'વંદન,' 'બાલેન્દુ,' 'ક્ષીણેન્દુ,' 'શરન્મેઘ,' 'લવણ,' 'શંકા,' 'અાનિત્ય,' 'મારું પક્ષી,' 'પ્રસ્થાન,' 'કવિતા.' 'સ્રોતસ્વતી'માં 'વંદન,' 'એક વાદળીને,' 'કદલી,' 'ગૃહિણી,' 'પુત્રી પ્રયાણ,' 'વિપત્,' 'અવસાન,' 'એક નાવિકને,' 'નિર્ઝરિણી'માં 'વંદન,' 'વૈફલ્ય,' 'એક વેલ્યને,' 'મૃત્યુને,' – આ બાવીશ કાવ્યો ઉપરાંત એકથી વધુ છંદોવાળી કૃતિઓમાં પણ આ છંદ યોજાયો છે.

સ્રગ્ધરા : 'કલ્લોલિની'માં સ્રગ્ધરા યોજાયેલ નથી. 'સ્રોતસ્વિની'-માં 'શરચ્ચંદ્ર' અને 'પિયર', 'નિર્ઝરિણી'માં 'શત્રુંજય', 'શૈવલિની'માં 'સમુદ્રને' એમ માત્ર ચાર જ કાવ્યો આ છંદમાં છે.

હરિણી : 'કલ્લોલિની'માં 'સ્મશાન,' 'સંદેશ,' 'દામ્પત્ય,' 'સ્રોતસ્વિની'માં 'ઉદયાસ્ત,' 'ગિરિનિર્ઝર,' 'અપરોદ્દાહ,' 'નિર્ઝ-રિણી'માં 'પતંગ,' 'પ્રવાસ,' 'શૈવલિની'માં 'દર્શન' અને 'પુત્ર-વિરહ' — આ દસ કાવ્યોમાં અને અન્યત્ર એકથી વધુ છંદોવાળા કાવ્યમાં ક્યાંક હરિણી મળે છે.

કવિનો પ્રિય છંદ શિખરિણી. કવિના અંતર્દ્રવ્યનો ઉકળાટ અને પ્રસંગોપાત્ત અનુભવાતી ધન્યતાની ઝાંખી નીચેની કડીમાં દેખાશે.

અહો ! જે વ્યક્તિનું નહિ જગતમાં કો પણ હતું,
હવે તેનું આખું જગ વગર યત્ને થઈ ગયું.
કૃપા એ તો તારી નહિ શકું વિસારી સુકવિતે !
ત્યજું શાને તારો સખિ ! સુખભર્યો આશ્રય હવે ?

*

પૃથ્વીને પ્રવાહી બનાવ્યા વગર કવિએ વાક્છટા દ્વારા ઉચિત ભાવાલેખન નીચેની પંક્તિમાં કરેલું દેખાશે :

અયિ ! હૃદયરંજની ! નવ પ્રભાતની ભારતી !
અયિ ! પ્રણયવર્ષિણી ! રસતરંગિણી ક્યાં ગઈ ?
ન દોષ લવ મેં કર્યો, નહિ પ્રમાદ ક્યારે થયો,
સુરમ્ય તુજ ગીતડું સતત ઝીલતો હું રહ્યો.

નીચેની કવ્વાલીની પંક્તિઓ અને પછીની ઝૂલણાની કડીમાં થતી ભાવોની રજૂઆત સરખાવવા જેવી છે :

અતૃપ્તિ એ જ પ્રીતિની સજીવનતા બતાવે છે,
અતૃપ્તિ એ જ તન્મયતા હૃદય માંહે રચાવે છે.
અતૃપ્તિ શૃંખલા સાચી પ્રણય-સંબંધને માટે,
અતૃપ્તિ દિવ્ય નિઃશ્રેણિ જવાને પ્રેમ – પ્રાસાદે.

*

મિલનમાં નવ વસે મીઠડી જે મઝા,
અનુભવે હૃદય તે રાહ જોતું;
સ્મરણનો સ્વાદ નહિ સ્વલ્પ સહવાસમાં,
સુખ થકી સુખ તણું સ્વપ્ન ઊંચું.

સત્પ્રણયના ગાયક આ કવિએ જુદાં જુદાં વૃત્તોમાં કરેલ પ્રણયમીમાંસા વૃત્તો ઉપરનો એમનો કાબૂ સહજભાવે સ્પષ્ટ કરે છે :

સત્પ્રેમ આગળ અશક્ય ન કૈં જણાય,
ને સ્નિગ્ધ માનસ વિશે ભય ના સમાય;
ભક્તિ ખરા જિગરની નહિ વ્યર્થ જાય,
કર્તવ્યનિષ્ઠ ઉરનો ન નિપાત થાય.

પ્રણયે નવ મિશ્રણ ચાલી શકે,
મળ નિર્મળમાં કયમ ઐક્ય ધરે ?...
રસ જે, સુખ જે પ્રણયે વિલસે,
નહિ સ્વાર્થપથે કદી તે મળશે;...

*

સ્નેહીની સંગતિના સુખદ સમયનો અંત ના સ્વાન્ત દેખે,
ભોળા ભાવે ભરેલાં હૃદય સહજમાં કાળનું કર્મ ભૂલે.
કિંતુ સૌભાગ્ય સાચું સ્થિર ન રહી શકે જન્મદુ:ખી જનોનું,
ઓછા પ્રારબ્ધમાંહે અમર – વિભવની સંસ્થિતિ સંભવે શું ?

*

કયાં સૃષ્ટિના શિર ઉપરે અમ્બર ભરી એ ઊડવાં ?
શીળા અનિલના સંગમાં કયાં નવલ દશ્ય નિહાળવાં ?
સ્નેહી તણા સમુદાયમાં કયાં ગોઠ રસભર ગુંજવી ?
ને કયાં અરે અવની ઉરે છેવટ સમાધિ સેવવી ?

*

આ બધા સાથે નીચેની ગઝલ પંક્તિઓ પણ એની ચોટ માટે સરખાવવા જેવી છે :

હૃદયની આહુતિ દેતાં ડરે શોચે નહિ કયારે,
પ્રણય રસ એ જ પી જાણે, પચાવી તે શકે એને.

*

વિનયની પૂરણી માગે અધૂરી એટલી પ્રીતિ,
પ્રતીતિ પ્રેમની કરવા નથી અધિકાર આદરને.

પ્રણય અંગેનું, નીચેની કડીઓમાં પ્રગટતું, ચિંતન પણ નોંધવા જેવું છે :

નિજ સ્વાર્થકારણ ઝૂઝવું, પશુધર્મ એ મનુજાતમાં,
પરહિતપરાયણ વૃત્તિમાં જ મનુષ્ય કેરી મનુષ્યતા;
એ મુખ્ય માનવધર્મ જે સમજી પ્રણયથી પાળશે,
એનો કશો ઉપકાર ગણવો ? ફરજ જેહ બજાવશે.

*

વાંછા સર્વે સફળ બનવી નાશનું એ જ મૂળ,
ને હૈયાને કઠિન કરતું સર્વથા એ જ શૂળ,...
સંબંધીનાં હૃદય રડશે સ્વાર્થનો નાશ થાતાં,
ના પ્રેમીને પ્રણયપથમાં રોદનો હોય એવાં.

*

# સત્ત્વશીલ કવિ

સવાઈલાલ ઈ. પંડ્યા

[ आर्यावृत्तम् ]

स जयति विद्यारसिको यूनां सुहृदां वृन्दैरुपासितः
बोटादकरो विजयी प्रांतख्यातः कृती सुकविः ॥

**અર્થ :** ગુજરાત પ્રાંતમાં ખ્યાતિ પામેલા (૨) છેવટની અવસ્થામાં પ્રખ્યાત થયેલા કૃતાર્થ ( (૨) પુણ્યશાળી ) યુવાન મિત્રોનાં વૃંદોથી ઉપાસાયેલા તે વિદ્યા–રસિક વિનયી સારા કવિ બોટાદકર જય પામે છે.

ઉપરની આર્યાની મર્યાદામાં રહીને આપણે વિચારીએ કે એવા કયા ગુણને લઈને કવિ બોટાદકર આજે સો વરસે પણ ભાવક વર્ગમાં આદરપાત્ર રહ્યા છે અને ગુજરાતીભાષી જનતાના હૃદયને એમના રસભર્યા રાસોથી ડોલાવે છે.

બોટાદકર પુણ્યશાળી ખરા કે પોતાના પ્રયત્નોથી કૃતાર્થ થયા. બોટાદ કાંઈ નડિયાદ જેમ સાહિત્યની તીર્થભૂમિ તરીકે નામના પામેલ નગર નહિ કે જેમાં જન્મ પામવાથી સાહિત્ય પ્રત્યે અભિમુખતાવાળા શિશુને વાઙ્મય ક્ષેત્રે કીર્તિ કમાવાની આપોઆપ જ પ્રેરણા મળવા માંડે. કવિતા–પ્રેમીઓ નકશામાં બોટાદનું નામ શોધે છે તે બોટાદકરની પ્રતિભાને આભારી છે. સામાન્ય ગામમાં અને સામાન્ય કુટુંબમાં જન્મીને પણ બોટાદકર કાવ્યક્ષેત્રે એમનું અસામાન્ય પ્રદાન કરી ગયા છે એ એમણે પોતાની ઈશ્વરદત્ત બુદ્ધિને પુરુષાર્થની સરાણ પર ચડાવી તેનું પરિણામ છે. એમના રસોજ્જ્વળ રાસો મહાકવિ નાનાલાલ પછી બીજે નંબરે ગરવી ગુજરાતણોનાં મનોહર કંઠનું આકર્ષક સુવર્ણ આભૂષણ હજી સુધી બની રહેલા છે.

સારા મહેતાજી તરીકે નામના પામેલા બોટાદના તાલુકામાસ્તર દેવશંકર વૈ. ભટ્ટના હાથ નીચે તાલીમ પામવાનો દામોદરને સુયોગ મળ્યો. ગુણીજનોને આશ્રય આપી કળાઓની અભિવૃદ્ધિમાં સારો ફાળો આપનાર

વૈષ્ણવ સંપ્રદાયનો પ્રસંગ મહારાજશ્રીના સંપર્કથી કવિને મળ્યો. એ બે હકીકતોએ એમની પ્રકૃતિગત શક્તિઓને વિકસાવવામાં સારો હિસ્સો આપ્યો એ પણ સ્વીકારવા છતાં જાણીતા સુભાષિતના કથન અનુસાર 'મહાનોની ક્રિયાસિદ્ધિ એમના સત્ત્વમાં (આંતરિક બળમાં) રહેલી છે, તેમનાં સાધનોમાં નથી' એ સત્ય બોટાદકરના જીવનમાં પણ પ્રતીત થાય છે. ઉદયગિરિમાં રહેલી કાંચનાદિ ધાતુઓ સૂર્યની સમીપતાને લીધે ઝળહળી ઊઠે છે તેમ બોટાદકર પણ તેમના પોતાનામાં રહેલી વિશેષતાને લીધે મહાજનોના સંપર્કથી જ ઝળહળી ઊઠ્યા. સુયોગોએ એમને જનતા સમક્ષ જાહેર કર્યા પરંતુ એ પ્રકાશનો ઉદ્‌ગમ તો કવિના આંતરિક ભાવોને લીધે હતો.

કવિએ જ્યાં જ્યાંથી કે જેની પાસેથી જે કંઈ લીધું એને પોતાની રીતે જ વિકસાવ્યું છે. ઉચિત રીતે નામના પામેલું કવિ કાન્તનું પ્રખ્યાત કાવ્ય 'સાગર અને શશી.'

આજ મહારાજ! જય પર ઉદય જોઈને,
ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે;

એ 'આજ' શબ્દથી શરૂ થાય છે. એ કાવ્યથી જાણે અનુવાસિત થઈને બોટાદકર તેમના 'આજ અલબેલડી, વિમલ રસવેલડી, સકલ સાહેલડી રાસ ખેલે;' એ શબ્દોથી શરૂ થતા કાવ્યમાં આગલા કાવ્યની છંદોરચના અપનાવી છે. પરંતુ બાકીની કાવ્યની સંપૂર્ણ સજાવટ તેમની પોતાની છે. તરુણ મિત્રો દ્વારા વર્ડ્ઝવર્થના 'ડેફોડિલ્સ' કાવ્યનું રસપાન કરીને આવળનાં ફૂલોને કાવ્યના વિષય તરીકે પુરસ્કાર્યાં છે તેમ જ ઊર્મિલાના પાત્રની ઉદાત્તતા તે વિષયના તેમના કાવ્યમાં તેમણે પોતાના કાવ્યસંપ્રદાયને અનુલક્ષીને જ રજૂ કરી છે. કવિની કૃતિઓને અમરતા આપનારું તત્ત્વ એમના પોતાનામાં જ રહેલું એમ મારું નમ્ર માનવું છે.

વિનયનો ગુણ પણ કવિમાં નોંધપાત્ર પ્રમાણમાં હતો. 'પ્રેમ અને સત્કાર' એ કાવ્યથી ગુજરાતભરમાં જાણીતા થયેલા કવિ મુંબઈમાં 'ચંદ્ર' માસિકના તંત્રી હ. હ. ધ્રુવને સ્વભાવગત સંકોચવૃત્તિથી મળવા ન ગયા એ જાણીતી હકીકત છે. એક વખત બોટાદના તે સમયના તેજસ્વી વિદ્યાર્થી લવજીભાઈ થોરિયા, હું, હરજીવનદાસ વકીલ અને કવિ બોટાદકર સાંજે તાજપરને ઝાંપે થઈને હનુમાનજી તરફ નદીના પટમાં

ફરવા ગયા હતા. પ્રાસ્તાવિક સમયોચિત વાતો થતી હતી ત્યારે પણ કવિ મોટે ભાગે શ્રોતા તરીકે જ રહ્યા હતા. વાત ચાલુ રહે એટલા પૂરતો ટહુકો પૂરાવે. પોતાના પાંડિત્ય કે રસિકતાની આગળ પડીને પરિચિત જનો પર છાપ પાડવી એવું એમના સ્વભાવમાં નહોતું. સાહિત્ય પરિષદનું સાતમું અધિવેશન ભાવનગરમાં ભરાયેલું ત્યારે કવિ બોટાદકર તેમાં હાજરી આપવા આવેલા તે પ્રસંગે શ્રી. બ. ક. ઠાકોરને તેમને શોધીને આગળ લાવવા પડયા હતા. 'મારી વાણી જો રસવાળી અને રંજન કરનારી છે તો હું રસવિદ્દોને ધ્યાન આપવા માટે પ્રાર્થના કરતો નથી' એ જાણીતા સુભાષિતની જીવનનીતિ જાણે કવિએ અપનાવી હોય એમ લાગે છે.

કવિ આદરપાત્ર થયા તે એમના પોતાના ગુણોને લીધે. 'રાસતરંગિણી'માં એમની પ્રતિભા પૂર્ણ કળાએ પ્રગટ થઈ અને તુરત જ જનતા પાસેથી સન્માનનાં અર્ઘ્ય પામી. એ સમયે રચાયેલાં કાવ્યોમાં પ્રયોજાયેલા અલંકારો કવિના પોતાના જીવનના અનુભવોમાંથી સ્વયંભૂ પ્રકટેલા છે. જનનીના હાથ હીરના ગૂંથેલા છે. કેવી સરળતાથી, કેવી વ્યંજનાથી હીરની સુંવાળપ અને બંધનની દૃઢતા કવિ બતાવી ગયા છે! એ જનનીનું હૈયું પણ હેમંત કેરી હેલ છે. હેમંત એટલે માગશર કે પોષ માસના બેડામાં પાણીની કેવી મજાની શીતળતા છે! જન સામાન્યને તુરત જ હૃદયમાં ઊતરી જાય એવી ઉક્તિઓથી એ ગ્રંથની કૃતિઓ મઢેલી છે.

સત્ત્વગુણનાં લક્ષણો ગીતાકારે સ્પષ્ટ રીતે નીચે પ્રમાણે બતાવ્યાં છે. अभयं सत्त्व संशुद्धिर्ज्ञानयोगव्यवस्थिति । વગેરે. (નિર્ભયપણું હૃદયની સારી રીતે શુદ્ધિ જ્ઞાન અને યોગની ગોઠવણી) આ બધા ગુણો કવિ બોટાદકરે ક્રમથી પોતાના જીવનમાં સાધ્યા. સંયોગો સામે એ નિર્ભયપણે ઝૂઝયા. હૃદયની વિશુદ્ધિ એમણે પોતાના વ્યવહારમાં બતાવી. આદરપૂર્વક જ્ઞાનોપાસનામાં અખંડપણે તે મચ્યા રહ્યા. પોતાને પ્રાપ્ત થયેલા કર્મમાં કુશળતાનો યોગ તેમણે સાધ્યો છે અને પોતાના સમગ્રજીવનનું તંત્ર વ્યવસ્થિતપણે ગોઠવી સુજ્ઞજનોના આદરપાત્ર તેઓ બની શકયા. કુટુંબજીવનની મંગળમયતા એમણે જાણી, આત્મસાત્ કરી રસભર્યાં કાવ્યોમાં ગાઈ. સત્પ્રણયના આ કવિનો જીવનસંદેશ જનતા ઝીલે એ કવિનાં પુનિત સ્મરણોને આપવા જેવી સુયોગ્ય અંજલિ ગણાશે.

# તાલકૃતલાલિમા

કરસનદાસ માણેક

ખોટાદકરની સમગ્ર કાવ્યપ્રવૃત્તિનું — તેમ જ તેમના જીવનનું — પ્રતીક બની શકે એવી એક પંક્તિ આપવાનું મને કોઈ કહે તો હું 'તાલ – કૃત – લાલિમા – લસિત – કર – તલવતી' એ પંક્તિ આપું. કોણ જાણે શાથી, પણ મને એ પંક્તિ નથી લાગી કદી સંસ્કૃત–પ્રચુર, નથી લાગી આયાસ—યોજિત. ખોટાદકરના આત્મામાંથી સીધી જ એમની કલમમાં ઊતરી આવી હોય એવી એ લાગી છે;

'દૂધ ભર્યું હજી દાંતમાં રે, એને આપવા આણાં–'ની પેઠે જ. આ જ 'આત્માની અમૃતા કલા.'

જાણકારો કહે છે કે ખોટાદકરે અમરકોશ આખો મોઢે કર્યો હતો. તે હશે, કદાચ. (આપણને સૌને પણ ક્યાં હજારો શબ્દો મોઢે નથી, તેમના અર્થોની સાથે?) પણ એ ઉપરથી કોઈ એવું સૂચવવા માગે કે ખોટાદકરની કવિતા એ શબ્દકોશ, પિંગળ અને વ્યાકરણનું Synthetic સર્જન છે, તો તે માનવાનો હું સાફ ઇનકાર કરું છું.

ખોટાદકર પ્રકૃતિથી જ કવિ હતા. તેમનો આત્મા કવિનો હતો. (કવિનો જ; બીજા કોઈનો નહિ!) બીજું ઘણુંયે થવાના તેમણે જિંદગીભર પ્રયત્નો કર્યા, સફળ કે નિષ્ફળ, બહુધા નિષ્ફળ! પણ કવિ તો તે પ્રકૃતિથી જ સરજાયા હતા. એમના હૃદયની એ સહજ કવિતા પોતાને અનુરૂપ માધ્યમ — સંસ્કૃત વૃત્ત કે દેશી ઢાળનું, સંસ્કૃત શબ્દો કે તળપદા શબ્દોનું — આપોઆપ શોધી લેતી; અને પછી એ માધ્યમ પણ એમની કવિતાના રસે રસાઈ જતું. કાવ્યતત્ત્વ અને અભિવ્યક્તિનું માધ્યમ, એ બેને, તો જ જુદાં તારવી શકાય, જો આ જડ અંશ, અને આ ચૈતન્ય અંશ, એમ બે અંશોને સજીવ શરીરમાં જુદા તારવી શકાય!

ઉપરની પંક્તિ ' તાલકૃતલાલિમા—લસિત—કરતલવતી ' જ્યારે મેં પહેલવહેલી વાંચી ત્યારે એક કાલ્પનિક દૃશ્ય મારાં મનઃચક્ષુ સામે ખડું થયેલું. ગોકુળિયા જેવા કોઈ ગામમાં ગોરીઓ ગરબે રમી રહી છે. ગામ-લોક ગરબાચોકમાં ઊમટ્યું છે. નૈતિક સંગીતના સમગ્ર સપ્તકનું પ્રતિનિધિત્વ ધરાવતા, જાતજાતના અને ભાતભાતના છે એ સાંભળનારા અને જોનારા. એ સૌથી સહેજ આઘા તરીને, કાથીના સલસલિયા ખાટલા પર બિછાવાયેલા ગાભા જેવા એક ગોદડા પર આપણા કવિ બેઠા છે, અને એમની નજર, પેલા બીજાઓથી કોઈ જુદી જ રીતે, કૂંડાળે ઘૂમતી યુવતીઓના ' તાલ–કૃત લાલિમા લસિત કરતલો ' પર સ્થિર થઈ ગઈ છે. એ મધ્યમમાર્ગી મર્યાદાપુરુષ નથી જોતા ઉપર, નથી જોતા નીચે.

ગરબીઓ તો રાતે જ લેવાય. ચોકમાં અજવાળાં ઝોકાર હોય, ગાનારીઓ મન મૂકીને રમતી હોય અને મુક્ત કંઠે ગાતી હોય અને મુક્ત કરતલે તાળીઓ પાડતી હોય. પરિણામે તેમના ' કર–તલો ' લાલ-લાલ થઈ ગયા હોય; અને એ ' લાલિમા ' ( મેંદીની કે અળતાની નહિ, પણ ' તાલકૃતલાલિમા ' ) પ્રકાશનાં કિરણો સાથે સંગમ પામતાં ઝગારા મારતી હોય, ' લસિત ' હોય.

કવિ જે સંસ્કૃતિનું ફરજંદ છે એ સંસ્કૃતિ સ્ત્રીઓને કયા દૃષ્ટિ-કોણથી જુએ છે, એનું પણ કલાત્મક સૂચન આ પંક્તિમાં આપમેળે આવી ગયું છે. સેંકડો પ્રવચનોથી ન સાધી શકાય એટલું આ એક પંક્તિથી સધાયું છે. એમાં લય છે, પ્રણય છે, પ્રકાશ છે, ઉલ્લાસ છે, તંદુરસ્તી છે, ગતિ છે, રંગ છે, ઉમંગ છે, મસ્તી છે અને સૌન્દર્યની હિલોળે ચઢેલી સૃષ્ટિ પણ છે.

અને એ બધું કવિની પ્રકૃતિ–ગત કવિતા તેમ જ તેમની સંસ્કૃતિ–ગત મર્યાદા વડે રચાયેલ છે...

એમના જમાનામાં જેમની અપૂર્વ બોલબાલા હતી તે કવિ નાના-લાલના શબ્દોમાં કહીએ તો—

> ઓ રસતરસ્યાં બાલ, રસની રીત ન ભૂલશો;
> પ્રભુએ બાંધી પાળ રસસાગરના પુણ્યથી.

એવો સાવધાનીનો સૂર — કાવ્યતત્ત્વને જફા ન પહોંચે એવી રીતે એમાં ઘૂંટાઈ રહ્યો છે.

## સત્પ્રણયના ગાયક : કવિ બોટાદકર

**રમણલાલ જોશી**

કવિ બોટાદકર 'એ દૃષ્ટિ' કાવ્યમાં કહે છે :

'એ દૃષ્ટિ આ જગ સકલમાં પૂર્ણ સૌન્દર્ય જોતી
ને મીઠી કૈં કુદરત તણી લા'ણ સર્વત્ર લેતી;
વ્યક્તિ માત્રે વસી વિમલતા એકતાં એ નિહાળે,
જૂઠો પેલો જગવિષયનો ભેદ ના કાંઈ ભાળે.'

આ દૃષ્ટિ તે પ્રણયની દૃષ્ટિ. સાચી રીતે તો એ કવિદૃષ્ટિ છે. સામાન્ય મનુષ્ય અને કવિ વચ્ચેનો ભેદ એ છે કે દેખીતા વિસંવાદો, ભેદો અને કોલાહલોમાં પણ ઊંડે ઊંડે રહેલી એકતાને – સંવાદિતાને સહજ રૂપમાં તે પામી શકે છે. કવિ મનુષ્યપ્રેમી છે. મનુષ્યને – એની સઘળી મર્યાદાઓ અને ઊણપો સમેત – તે ચાહે છે, ચાહ્યા સિવાય રહી શકતો નથી. સહાનુભૂતિના દૃઢ આશ્લેષમાં તે સમગ્ર વિશ્વને લે છે અને એનું એક જુદું જ અર્થઘટન આપણને આપે છે. આ કવિકર્મનો કીમિયો છે. ઇતિહાસકાર કે વિજ્ઞાની કે ફિલસૂફ એ કરી શકતો નથી. બોટાદકર પણ આ સૃષ્ટિ અને સૃષ્ટિના પદાર્થોને કવિની દૃષ્ટિએ નિહાળે છે. એનું અંતરંગ સૌંદર્ય પ્રગટ કરી આપે છે. જીવનભર તે શિક્ષક રહ્યા. એમની કવિતામાં પણ એમનો શિક્ષક જીવ અછાનો રહેતો નથી. જે મૂલ્ય, જે ભાવના તે સાકાર કરવા ઇચ્છતા હતા તે તેમણે કવિતા દ્વારા પણ કરી. એમનાં કાવ્યો એ રીતે સદ્ અને શુભ તત્ત્વની અવેજી જેવાં છે.

બોટાદકરની કવિતાનો ફલક એક રીતે સીમિત છે. બોટાદકરે મુખ્યત્વે ગૃહ અને કુટુંબના ભાવો જ ગાયા. આપણા સઘળા ઉત્કર્ષનો પાયો ગૃહ અને કુટુંબસંસ્થા ઉપર નિર્ભર છે એવા દૃઢ પ્રત્યયથી જેઓએ સારસ્વત ધર્મ અંગીકાર કર્યો હતો એવા સાહિત્યસેવકોમાં બોટાદકર પણ છે. કવિતાનું વિષમ ક્ષેત્ર અમુક અંશે મર્યાદિત રહ્યું પણ એથી એકાગ્રતા પણ સધાઈ

એ નાનોસૂનો લાભ નથી. ગૃહ અને કુટુંબના – વિશેષે સ્ત્રીના અન્ય કુટુંબીજનો સાથેના સંબંધોની કવિતા તેમણે આપી. વ્યાપક પ્રેમભાવ – પ્રણય અને વિશેષે કુટુંબભાવ – સ્નેહ, સૌહાર્દ અને માધુર્યની કવિતા એટલે બોટાદકરની કવિતા. એમના સંગ્રહોનાં શીર્ષકોમાં પણ નદીનો પ્રતીકાત્મક ઉપયોગ છે – એની રસવ્યંજના, પવિત્રતા, નિર્મલતા, શુદ્ધિ આદિને સ્વયમેવ પ્રગટ કરે છે. પ્રેમની વિશુદ્ધિના આલેખનમાં ગુજરાતી કવિઓમાં ન્હાનાલાલ અને બોટાદકર જુદા તરી આવે છે. ન્હાનાલાલ મોટા ગણાતા કવિ હોવા છતાં ક્યારેક બોટાદકરનું આલેખન વધુ સૂચક અને સ્પર્શક્ષમ બને છે.

એમના કાવ્યસંગ્રહોના આરંભે સત્પ્રણયને વંદનાના શ્લોકો મુકાયેલા છે. ‘સત્યપ્રણય’ એ એમના મનમાં ચાલુ ઘૂંટાતો રહેલો વિભાવ છે. એમનું જીવન અને કવન એ આ ‘સત્પ્રણય’ની જ અભિવ્યક્તિ રૂપ છે.



**સદ્‌ભાવની વર્ષા :**

ગામના નામથી ઓળખાવાનો ચાલ મહારાષ્ટ્રમાં છે, તેવો ચાલ ગુજરાતમાં સામાન્ય રીતે નથી. કવિશ્રી દામોદરભાઈએ કવિ તરીકે, સરસ્વતીના સેવક તરીકે ગુજરાત આગળ ઉપસ્થિત થતી વખતે ‘હું બોટાદનો કવિજન છું’ એમ ગૌરવપૂર્વક જણાવવા માટે ‘બોટાદકર’ અટક ધારણ કરી. આજે બોટાદની એક મુખ્ય સંસ્થા–સરસ્વતી મંદિર સમી કૅાલેજ, એ બોટાદકરના નામથી ઓળખાય એમાં કેટલું બધું ઔચિત્ય છે! ‘બોટાદ’ ઉપર કવિ વારી ગયા. હવે ‘બોટાદકર કૅાલેજ’ ઉપર બોટાદના સૌ રહીશોએ સદ્‌ભાવની, સહકારની અને સહાયની વર્ષા કરવી જોઈએ.

— ઉમાશંકર જોષી

# અલ્પજ્ઞની કવિતાની અભિજ્ઞા

ચન્દ્રશંકર ભટ્ટ

કાવ્યસર્જનની ખરેખરી, અદમ્ય વૃત્તિથી ગણનાપાત્ર કવિપદ પ્રાપ્ત કરનાર ખોટાદકરની કાવ્યસાધના, તેમના અલ્પશિક્ષણ અને પ્રતિકૂળ આર્થિક પરિસ્થિતિઓના સંદર્ભમાં જોતાં, કોઈપણ સહૃદય ભાવકને તેમને માટે આદર થાય તેવી છે. અલ્પજ્ઞ એવા આ કવિએ કવિતાની જે અભિજ્ઞા કેળવી તે પોતાના યુગમાં વ્યાપક બનેલી પશ્ચિમની કાવ્ય-વિભાવનાની ન હતી; પરંતુ સંસ્કૃત ( મુખ્યત્વે કાલિદાસ ), અને સમ-કાલીન તથા પુરોગામી ગુજરાતી કવિતાની હતી. પરિણામે ખોટાદકરની કવિતા, તેમની અભિજ્ઞા જેમ જેમ વિકસતી રહી તેમ તેમ વિકસતી રહી છે. તેના વિકાસમાં ત્રણ સ્પષ્ટ ભૂમિકાઓ દેખાય છે. પ્રથમ ભૂમિકામાં તેમની કવિતા પ્રાચીન ગુજરાતી કવિઓ અને દલપતરામની શૈલીને અનુસરે છે. બીજી ભૂમિકામાં તેમની કવિતા સાક્ષરરીતિને અનુસરે છે. લોકવાણીની સરળ રીતિનું અનુસરણ કરતી તેમની કવિતા ત્રીજી ભૂમિકાની છે.

ખોટાદકરની અભિજ્ઞા આમ પરપ્રેરિત દેખાય છે, અને તેથી ઘણા તેમને સામાન્ય કોટિના કવિ ગણે છે; પરંતુ ખોટાદકરે આ બધી જ અસરો ઝીલી ઝીલીને કરેલો આગવો વિકાસ તથા કેટલાક રાસ અને સંસારજીવનનાં કાવ્યોમાં તેમણે પોતાની કવિતાનું જે આગવું ક્ષેત્ર સહજ સૂઝથી મેળવી લીધું તેમાં ખોટાદકરની અભિજ્ઞાનું સાચું મૂલ્યાંકન રહેલું છે. અન્ય કવિઓની તુલનામાં ખોટાદકરને મૂલવવાના જે પ્રયત્નો થયા છે તે ખોટાદકર જેવા કવિને માટે અયોગ્ય ગણાય. ખોટાદકરનું મૂલ્યાંકન તેમણે પોતાનાં કાવ્યો માટે વિષયનું આગવું ક્ષેત્ર મેળવી લેવામાં બતાવેલી અભિજ્ઞતામાં રહેલું છે.

ખોટાદકરે પ્રકૃતિ, પ્રણય, ગૃહ, સંસાર જેવા વિષયોનાં કાવ્યો પૂરા ગાંભીર્ય અને સૌંદર્યદષ્ટિથી આલેખ્યાં છે. માનવભાવોને કાવ્યમાં ઉતારવાનો તેમનો સતત પ્રયાસ છે. તેમના આલેખનમાં શિષ્ટતા અને મિષ્ટતા છે. બાહ્ય, આંગિક લાલિત્ય, માધુર્ય તેમનામાં જેટલું છે તેટલું કલ્પનાનું, વ્યંજનાનું, વિચારનું લાલિત્ય અને ગાંભીર્ય નથી એમ કહેવાયું છે; પરંતુ ખોટાદકરે મહાન વિષયો પસંદ કરી રચનાઓ કરવાના કેટલાક પ્રયત્ન કર્યા છે. આમ છતાં ખોટાદકરના કવિત્વનું ખરેખરું સત્ત્વ ભાવ-નિરૂપણના તેમના નિર્વ્યાજ સારલ્યમાં રહેલું છે. અને ત્યાં જ તેઓ સફળ થયા છે. મહાન, ગહન, ભવ્ય ગણાતા વિષયો પર કવિતા રચી મોટા કવિ થવાની મહત્ત્વાકાંક્ષા તેમને નથી; પરંતુ ગ્રામજીવનના સાદા, સરળ વ્યવહારો અને પ્રસંગોમાં પ્રગટ થતા સરલ માનવભાવોના આલેખન અને પોતાના લોહીમાં વહેતા ગ્રામપ્રદેશના સૌન્દર્યના સરળ આલેખનમાં, ગ્રામજનતાના નાના નાના જીવનપ્રસંગો, વ્યવહારો, ઉત્સવો તથા શ્રમજીવનના આનંદોને ગાતા ખોટાદકર કવિપદ માટે કંઈક સંકોચશીલ અને વિનમ્ર છે. આ જ તેમના વ્યક્તિત્વની મહાનતા છે.

નારીહૃદયના ભાવોના આલેખનમાં, નારીજીવનની વિવિધ પરિસ્થિતિઓ તથા તેનાં વિવિધ સ્વરૂપોના આલેખનનાં કાવ્યોમાં ખોટાદકરે સિદ્ધ કરેલું આગવું સ્થાન એ પોતાની સર્જક શક્તિની તેમની અભિજ્ઞાને આભારી છે.

ઉપર કહ્યું તેમ પોતાની કવિતા માટે પોતાના આગવા ક્ષેત્રને પારખી લેનાર આ કવિની સહજ સૂઝ, ભાવનિરૂપણનું સારલ્ય, પ્રાદેશિક તળપદી સૌન્દર્યદષ્ટિ ઇત્યાદિ તેમની આગવી કાવ્યઅભિજ્ઞાની અવજ્ઞા કરી; તેમની શૈલીમાં દેખાતું અનુકરણ, તેમના કાવ્યમાં વ્યંજનાનો અભાવ, રસતત્ત્વનું છીછરાપણું ઇત્યાદિ મર્યાદાઓને જોનાર ખોટાદકરને તેમના પોતાના સંદર્ભમાં જોવાનું તથા મૂલવવાનું ચૂકી જાય છે, એમ કહેવાય. કોઈ પણ કવિનું ખરું મૂલ્યાંકન અન્ય કવિના સંદર્ભ કે તુલનામાં કરવા કરતાં, તેમણે પોતે જ, પોતાનાં કાવ્યો દ્વારા પોતાને માટે આપેલા સંદર્ભમાં કરવું એ વધારે યોગ્ય ગણાય. આ દષ્ટિએ જોતાં ખોટાદકર તેમની કાવ્યરીતિ ઇત્યાદિ કેટલીક બાબતોમાં ભલે પરપ્રેરિત કવિ લાગતા હોય, પરંતુ કાવ્યસર્જનની, તેમની ઉપર ગણાવી તે આગવી અભિજ્ઞામાં તે આપણા શિષ્ટસંમત કવિ બને છે.

# બોટાદકરનું ગાન–કવન

ગોવિંદભાઈ પટેલ

ભારતીય સંસ્કૃતિમાં જેટલું સમાજજીવનને મહત્ત્વ અપાયેલું છે, તેટલું જ કંઈક વધારેય કદાચ, કુટુંબજીવનને મહત્ત્વ અપાયેલું છે. કુટુંબ કુટુંબથી, ગોત્ર ગોત્રથી સમાજ બનેલો છે. સમાજનું આરોગ્ય વ્યક્તિના અને કુટુંબના આરોગ્ય ઉપર અવલંબિત છે. વિદ્યા આપનાર ગુરુના ગોત્રને પણ કુળ તરીકે—ગુરુકુળ તરીકે—ઓળખવામાં આવ્યું છે. અને કુળવંતને કુલીન તરીકે—સંસ્કારી તરીકે ઓળખવામાં આવે છે, નકુળિયાં, કુળવિનાનાં, એ શબ્દ ગાળનો પર્યાય બન્યો છે. આમ આપણી સંસ્કૃતિ એ કુલીન સંસ્કૃતિ છે.

આ કુળના ગૌરવગાનમાં કવિ બોટાદકરનો ફાળો ગણનાપાત્ર છે. જીવનને તેજસ્વી બનાવવા માટે જ્ઞાનની આવશ્યકતા છે, તે જ રીતે જીવનને ઊર્જસ્વી બનાવવા માટે સ્નેહભાવની આવશ્યકતા છે. આ સ્નેહ-ભાવ કુટુંબમાંથી જ વિસ્તરતો વિસ્તરતો વિશ્વને વિંટાઈ વળતો જોવા મળે છે. પરિચિતને પ્રેમ કરતાં કરતાં જ આપણે અપરિચિતને પ્રેમ કરવા પ્રેરાઈએ છીએ. બોટાદકરનું ગાન–કવન–પ્રેમભાવને પરિચિતમાંથી અપરિચિત તરફ વાળનારું છે, 'જનનીની જોડ સખી ! નહિ જડે રે લોલ' જેવી પંક્તિ તો કહેવતરૂપ બની ગઈ છે. 'ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ' જેવી પંક્તિ અંતરમાં ભાવની ભરતી આણનારી બની રહી છે.

બીજકલામાંથી પૂર્ણિમા થાય છે એ સૌ જુએ છે ને જાણે છે. 'પ્રફુલ્લ અમીવર્ષણ ચન્દ્રરાજ'ના અમૃત અજવાળિયામાં બીજકલાને પણ એનું સમ્યક્ સ્થાન છે જ. બોટાદકરની કવિતા ઊગમણા આભ તરફ વધતી વધતી પૂર્ણ થવા મથતી ચંદ્રિકા સરખી છે. એને એની પોતાની બંકિમતા અને કૃશાંગિતા છે. બીજકલા આથમતી જતી દેખાતી હોય છે, પણ આથમી જતી નથી.

ક્ષમાયાચનાપૂર્વક યશોધરા આગળ નમી પડતો એમનો બુદ્ધ કે અરણ્યવાસમાં વડીલબંધુની સેવાને કાજે લક્ષ્મણને જવા દઈ તિતિક્ષામય જીવન સ્વીકારતી એમની ઊર્મિલા જેવાં એમનાં પાત્રો પ્રાચીનતાનાં પદ્મની સૌરભ સાથે ખોટાદકરની કાવ્યકલાની સૌરભ પણ ફેલાવતાં રહેશે.

એમની કવિતા કુટુંબનિષ્ઠાને સીંચી વડકુટુંબી થવા પ્રેરે એવી છે.



મમતાનો પમરાટ :

કવિશ્રી ખોટાદકરની જન્મશતાબ્દી પ્રજા ઊજવે, એ જ આપણા દેશની સાંસ્કૃતિક જાગૃતિનું દ્યોતક છે. દેશના ગામડામાં એક ખૂણે પોતાની આરાધ્ય 'વિદ્યાદેવીને' તેમણે જે ચિરંજીવ સુમનોથી શોભાયમાન કર્યાં છે, તેમાં (સુમનોમાં) ભૂમિની નૈસર્ગિક જન્મજાત ભાવસુવાસ મહેકે છે.

ભૂમિના વાતાવરણમાં સહજ પ્રકટતા દામ્પત્યજીવન અને વાત્સલ્યથી સંપુષ્ટ થયેલાં તેમનાં કાવ્યો પ્રત્યેક પ્રેમળ નરનારી કે બાલિકાનાં ગુંજન બની શાંતિ અર્પતાં લાગે છે. રંક અને સામાન્ય ગણાતાં પાત્રોમાં નિર્મળ મમતાનો પમરાટ અનુભવાય છે.

અહીં જ માણસના જીવનની પાછળ છુપાયેલા ભેદો પાછળ રહેલા સૌન્દર્યનું દર્શન અને ભાન પ્રાપ્ત થાય છે. ખરેખર કવિજનો પ્રભુના માનીતા સંદેશવાહકો છે. કવિશ્રી ખોટાદકર માટે એથી શ્રેષ્ઠ બીજું કયું સ્થાન હોઈ શકે !

રવિશંકર મ. રાવળ

કવિશ્રીના કાવ્યગુરુ



સ્વ. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ

## કવિશ્રીનાં પ્રિયતમ સ્વજન



કવિશ્રીનાં ભાણેજ જયાબહેન અ. દાણી

અને

સ્વ. અમૃતલાલ વલ્લભદાસ દાણી

જેમણે

કવિશ્રીની કવિતાને ઝીલી, સન્માની અને ગ્રંથસ્થ કરવાની પ્રેરણા આપી.

## બોટાદકર : ભાવુકતાના કવિ

જયન્ત પાઠક

કવિ દામોદર ખુશાલદાસ બોટાદકર (૧૮૭૦–૧૯૨૪)નું જીવન અનેક આધિ, વ્યાધિ, ઉપાધિથી ભરેલું હતું; છતાં એમની કવિતામાં હમેશાં એક પ્રકારની પ્રસન્નતાની ઝાંય વરતાય છે. વિપત્તિઓથી એમનું ચિત્ત ઘેરાયેલું છે, પણ મહાત થયેલું નથી. વારંવાર તેઓ જીવન અને જગતની વિષમ પરિસ્થિતિની પાર ભાવજગતના ઉલ્લાસપૂર્ણ વાતાવરણમાં પહોંચી જાય છે ને 'પરત્વે' પહોંચવાની ઝંખના ધરાવનાર કવિ આનંદની નોળવેલ સૂંઘીને જાણે સંસારની રણભૂમિમાં પાછા ફરે છે. કાન્ત, કલાપી કે પતીલની જેમ એમની કવિતામાં અંગત વિષય પરિસ્થિતિના પડઘા ને પ્રતિભાવો બહુ વ્યક્ત થતા નથી. 'વિપત્' વિશે કવિતા રચે છે ત્યારે પણ આ કવિ વિપત્તિના આશીર્વાદરૂપ પ્રતિ જ વધારે ઢળે છે, ને આશ્વાસન કે સમાધાન પામે છે. કવિની જીવન તરફ જોવાની આવી દૃષ્ટિ અને વૃત્તિ જ એમને સૌન્દર્ય ને સત્પ્રણયના કવિ બનાવે છે. આ જગતમાં ને જીવનમાં જે કંઈ સુન્દર છે, ચાહવા જેવું છે તેને તેઓ ચાહે છે, એટલું જ નહિ, સૌન્દર્ય અને પ્રેમના રટણમાં તેઓ સંસારના સંતાપનું શમન શોધે છે ને પામે છે.

જીવન અને જગત પ્રતિનો આ કવિનો અભિગમ એકંદરે મુગ્ધનો છે, ભાવુકનો છે. દૃષ્ટિની આવી મુગ્ધતા અનેક વિષમતાઓ વચ્ચે તેઓ સાચવી શક્યા છે એ હકીકત એમના આત્મબલની, ઊંડી આધ્યાત્મિક વૃત્તિની દ્યોતક છે. સૌરાષ્ટ્રભૂમિની પ્રશસ્તિ હોય કે ભાભીના ભાવનું નિવેદન હોય, ગાંધીજી જેવી વિભૂતિને અંજલિ હોય કે જનનીની અજોડતાનું વર્ણન હોય, આવળના ફૂલની વાત હોય કે ગ્રામજીવનની રસાળતાનું બયાન હોય – સર્વત્ર આ કવિનો અભિગમ ભાવુકનો રહ્યો છે. એક રીતે આવી

છે, છતાં વસ્તુવિષયને સાક્ષાત્ કરવામાં એનો નોંધપાત્ર ફાળો રહે છે.*

'રાસતરંગિણી'ની કૃતિઓ રચીને કવિ ખોટાદકરે એમની કવિતા ઉપરના અતિ સંસ્કૃતતાના આરોપનો સારી રીતે પરિહાર કર્યો છે. એ કાવ્યોનો વિષય જેવો પરિચિત, સુકુમાર ને મીઠો છે તેવી જ તેની ભાષા પરિચિત, સરલ ને તળપદી મીઠાશવાળી છે; એમાં કવિએ પ્રયોજેલા રાગઢાળો પણ લોકગીતોના હોઈ લોકપ્રિય અને લોકભોગ્ય છે. સંસ્કૃત કવિતાની રીતિથી અહીં કવિ ઘણે અંશે મુક્ત રહી શક્યા છે ને લોક-કવિતાની લઢણો સફળતાથી પ્રયોજી શક્યા છે. આમ છતાં કવિને ગેય રાગઢાળો કરતા સંસ્કૃત વૃત્તો તરફ વધારે પક્ષપાત છે એમાં શંકા નથી. છંદોને તેઓ ગેય ગણે છે ને એમની ગેયતાને ચિરંજીવી પણ. 'સ્રોતસ્વિની'ની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં કવિ લખે છે: 'છંદોની ગેયતાની તો કોઈથી ના કહી શકાય એમ નથી. સંગીતના અનેકવિધ નવનવીન મનોહર રાગો અમુક કાળે રૂપાંતર સ્વીકારતા જણાય છે, શાસ્ત્રસિદ્ધ મુખ્ય રાગોનાં એ અનેકવિધ બાળકો કાળાંતરે જીર્ણ કે નષ્ટ થઈ જાય છે, અને નવાં ઉદ્‌ભવતાં જાય છે, ત્યારે દેવબાળક સમાં આ વૃત્તો હજારો વર્ષથી એવું ને એવું જ અવિકૃત સ્વરૂપ ધારણ કરી રહ્યાં છે, એટલું જ નહિ પણ ભિન્નભિન્ન પ્રાકૃત ભાષામાં ઊતરવાથી તેનું સૌન્દર્ય વધારે ને વધારે ખીલતું રહ્યું છે.' જો કે આગળ 'કાવ્ય હંમેશાં સ્વેચ્છાનુકૂલ વૃત્ત લઈને જ ઉદ્‌ભવે છે.' એમ કહીને એમણે પસંદગીના પ્રશ્નને અસ્થાને

---

* ઝૂલે ઝોળી કંઈ આંબાડાળ;
માંહી મીઠી નિદ્રા લે બાળ;
હીંચોળે પ્રેમભર્યો પવમાન;
તાપને રોકે તરુનાં પાન.
'કાપણી' (શૈવલિની)

*

શિર ઉપર શોભિત હેલ ધરી,
હળવે હસતી જતી હંસગતિ;
પથ મધ્ય ગુરુજનને નીરખી
દઈ પૃષ્ઠ સલજ્જ તીરે તરતી.
'સૌરાષ્ટ્રસુંદરી' (સ્રોતસ્વિની)

ગણાવ્યો છે. સાચી વાત તો એ લાગે છે કે જેમ આપણે આપણા દેશી રાગઢાળોને નવાં નવાં સ્વરૂપ આપી શકીએ છીએ, મિશ્રણથી અભિવ્યક્તિની અવનવી છટાઓ ઉદ્‌ભવાવી શકીએ છીએ તેમ વૃત્તોને પણ વિવિધ સંયોજનો દ્વારા અવનવાં રૂપ આપી શકીએ છીએ. એટલું ખરું કે તળપદા રાગઢાળો કરતાં સંસ્કૃત વૃત્તો સ્વભાવે વધારે ચુસ્ત છે, ઓછાં અનુનેય છે.

બોટાદકરે એમનાં કાવ્યોમાં લાંબા સમાસ અને અપરિચિત તત્સમ શબ્દો પ્રયોજ્યા હોવા છતાં એકંદરે એમની કવિતા ક્લિષ્ટ કે દુર્બોધ બનતી નથી તેનું એક કારણ ભાવવિચારની સરળતા છે. એમની કવિતામાં અટપટા, સંકુલ ભાવો ભાગ્યે જ મળે. ક્યારેક તદ્દન સાદી વાતને તેઓ સંસ્કૃત શબ્દવૃત્તના વાઘા પહેરાવે છે ત્યારે કંઈક વરવું લાગે છે ને રમૂજ થાય છે. ' પિચંડ ' કે ' હસંતી 'જેવા શબ્દપ્રયોગો બહુ કઠતા નથી, પણ આવી કથનરીતિ રુચિકર થતી નથી. માંદા માણસને વૈદ્યડૉક્ટર જોવા આવે, તેનો હાથ પકડીને નાડી જુએ એ પ્રસંગ સામાન્ય ગણાય. પણ આ કવિ એવા પ્રસંગને વર્ણવતાં કહે છે :

' ભિષગ્ ધ્યાનાભ્યાસે ધમની અવલોકે કર ધરી...'
' અવસાન ' (સ્રોતસ્વિની)

' આવળનાં ફૂલને ', ' તન્મયતા ' અને ' સ્વપ્ન ' એ રચનાઓમાં કવિએ મિત્રો પાસેથી સાંભળેલાં અંગ્રેજી કાવ્યોના ભણકારા સંભળાય છે. ઉપરાંત નરસિંહરાવનાં ને કલાપીનાં અંગ્રેજી ઊર્મિકવિતાની લઢણનાં ' ચંદા ', ' મેઘ ', જેવાં કાવ્યોના સંસ્કાર પણ એવાં હશે; છતાં બોટાદકરની કવિ તરીકેની શક્તિ એમાં રહેલી છે કે એવાં કાવ્યોને પણ તેઓ નિજી ભાવવિચારના રંગોથી રંગીને એમને પરદેશી લાગે એવાં રહેવા દેતા નથી. ' એક વાદળીને 'માં કવિ અંગ્રેજી ઊર્મિકાવ્યની ઢબે નરસિંહરાવ–કલાપીએ કર્યું છે તેમ માનવભાવારોપણ કરે છે ને વાદળીને જગત પર પીયૂષ વરસવા વિનંતી કરે છે, પણ એને સ્થાનિક પરિવેશમાં પ્રકટ કરે છે !

'મયૂરોનું મીઠું સફળ કંઈ સંગીત ન થયું,
ન રીઝયું બિંદુથી હૃદય જરીએ ચાતક તણું,
વૃથા ઉષ્મા વેઠી જગત અકળાયું દિન કંઈ,
સ્થિતિ તો પર્યન્તે હૃદય તપવાની રહી ગઈ.'
' એક વાદળીને ' (સ્રોતસ્વિની)

સહજસરલ ભાવ ગાતી બોટાદકરની કવિતામાં ભાવવિચારનું વૈવિધ્ય નથી, ઊંડાણુ નથી; એનું આકર્ષણુ એની સફાઈદાર અનાયાસ અભિવ્યક્તિમાં છે. અંગ્રેજી કવિતાએ પંડિતયુગની કવિતા ઉપર વિષય પરત્વે તેમ અભિવ્યક્તિ પરત્વે જે પ્રભાવ પાડચો તેનાથી આ કવિની કવિતા મુક્ત રહી છે; છતાં કવિ અત્યંત સંવેદનશીલ હોઈ આદર્શો અને ભાવનાઓનું રંગદર્શી ગાન ગાય છે; એમાં ભાવુકતા છે તેટલી ભાવની તીવ્રતા કે સઘનતા નથી, રચનાકૌશલ છે તેટલી ઊંચી કવિતાની ચમત્કારસમૃદ્ધિ નથી. એમની કવિતા જીવન અને જગત પ્રત્યે ભાવુકતાથી જોવાનું સુભગ પરિણામ છે.

કવિનાં બસો જેટલાં કાવ્યોમાંથી આજે પણુ વાચકને કોઈ ને કોઈ રીતે આકર્ષે ને આસ્વાદ્ય લાગે એવાં કાવ્યોમાં ‘એ દૃષ્ટિ’, ‘આવળનાં ફૂલને,’ ‘કાપણી,’ ‘માતૃગુંજન’, ‘કસ્તૂરી મૃગને’, ‘પ્રપા’, ‘રામાશ્વમેધ’ ને ‘બુદ્ધનું ગૃહાગમન’ જેવાંને ગણાવી શકાય. કવિનો કવિતા પ્રતિનો ભાવુકનો અભિગમ એમની ‘આશા’ કાવ્યની પંક્તિઓમાં વાંચી શકાય :

દેવી ! તારો જગત-જનને જો ન આધાર હોત,
તો પ્રાણીને પળ પળ મહીં લેત ઝાલી કૃતાન્ત;
દીસે સાચી અમ જીવનની એક તું દિવ્ય દોરી,
સંસારીની સુખદ સરણિ, મોહિની માત મીઠી !’
‘આશા’ (સ્રોતસ્વિની)



**ભાવનાઓની રસલહાણુ :**

કવિ બોટાદકર સાત્ત્વિક, સન્નિષ્ઠ અને મુલાયમ ગૃહભાવોના ગાયક હતા. જીવનની અનેક મુશ્કેલીઓ વચ્ચે પણુ એમનો કવિકંઠ ગાતો રહ્યો અને પ્રેરક વિચારો તથા ભાવનાઓની રસલહાણુ કરતો રહ્યો.

— **રમણલાલ જોષી**

# ખોટાદકરની ભાવસમૃદ્ધિ

ધર્મેન્દ્ર માસ્તર (મધુરમ્)

અર્વાચીન ગુજરાતી સાહિત્યના નર્મદયુગમાં જો વિવિધ સાહિત્ય-પ્રકારોની પહેલ થઈ તો પંડિતયુગમાં એ પાયા પર દૃઢ ઈમારતનો પહેલો મજલો બંધાયો. આમ, નર્મદયુગ એ વિવિધ રીતે પહેલકર્તા યુગ બને છે તો પંડિતયુગ એને પીઢ દૃઢ મનનચિંતન આપનાર યુગ બને છે. નર્મદયુગમાં પાશ્ચાત્ય રંગનો મોહ પ્રારંભમાં જામે છે પણ પછી તે ઓસરીને પંડિતયુગમાં ભારતીય સંસ્કૃતિનો મહિમા સમજાય છે. ભારતીય સંસ્કૃતિના સાહિત્યિક જ્યોતિર્ધરો પંડિતયુગમાં જે થયા તેમાં ગોવર્ધનરામ, મણિલાલ, નાનાલાલ અને ખબરદારની સાથે બોટાદકરનું નામ પણ ગણી શકાય. ગોવર્ધનરામે ભારતીય સંસ્કૃતિનો મહિમા ગદ્યમાં સમજાવ્યો તો ન્હાનાલાલ અને બોટાદકર આદિએ તે પદ્યમાં સમજાવ્યો.

આપણા સાહિત્યમાં અલ્પશિક્ષણ પામેલ કલાપી, ખબરદાર જેવા સર્જકો જે પંડિતયુગમાં થયા છે તેમાં બોટાદકરનું પણ સ્થાન છે. અલ્પ-શિક્ષિત છતાં ઉત્સાહી, સંનિષ્ઠ, સંતોષી અને નિરભિમાની સદ્‌ગુણસંપન્ન જીવન ગાળનાર કવિનાં કાવ્યો ‘સંપૂર્ણ ભારતીય’ છે.

બોટાદકરે ભલે બીજું કશું અપ્રગટપણે લખ્યું હોય, પણ તે મુખ્યત્વે અને સંપૂર્ણતયા કવિ જ છે. વિષય પરત્વે તેમણે ગૃહ, ગ્રામ, પ્રકૃતિ અને માનવજીવનનું ગાન કર્યું છે, તો ભાવની દૃષ્ટિએ તેમણે પ્રણય, સૌન્દર્ય, વાત્સલ્ય, ત્યાગ, બલિદાન, દયા, મૈત્રી, ઉદારતા, વિવિધ કુટુંબભાવો અને ભક્તિ આદિનું નિરૂપણ કર્યું છે. તેમની કવિતા વાસ્તવપ્રધાન કરતાં આદર્શપ્રધાન જ વધુ છે.

બોટાદકર તરફથી ઈ. સ. ૧૯૧૨માં ‘કલ્લોલિની’, ઈ. સ. ૧૯૧૮માં ‘સ્રોતસ્વિની’, ઈ. સ. ૧૯૨૧માં ‘નિર્ઝરિણી’, ઈ. સ. ૧૯૨૩માં ‘રાસતરંગિણી’ અને ઈ. સ. ૧૯૨૫માં ‘શૈવલિની’ એમ

પાંચ કાવ્યસંગ્રહો મળે છે. જેમ ખબરદારના ' કલિકા,' ' દર્શનિકા ' વગેરે કાવ્યસંગ્રહો ' ઇકા ' નામધારી છે તેમ બોટાદકરના કાવ્યસંગ્રહો ' ઇની ' નામધારી છે. આમ છતાં, બંનેનાં કાવ્યોની એક સમાન લાક્ષણિકતા તે ઉભયનાં કાવ્યોની વચ્ચે વચ્ચે આવતી ચિંતનાત્મક પંક્તિઓ છે. આ દૃષ્ટિએ બોટાદકરની કાવ્યસરિતામાં નાનકડી ભાવચિંતનસરિતાનું આહ્લાદક વહેણ જોઈ શકાય છે.

કવિએ એક તરફ સમર્પણ, શઠતા; દયા, કાળબળ, સ્વાર્થ, આપત્તિ, પ્રણય, સત્પ્રણય, આશા, કર્તવ્ય, પરવશતા, ઉપકાર, સંયમ, સફળતા, માતૃપ્રેમ, નીતિ, શાંતિ, નિઃસ્પૃહતા, વાત્સલ્ય, ઉચ્ચાત્મા, સહનશીલતા, મૈત્રી, વિયોગ, નીચી દૃષ્ટિ, વિમલ ઉર, વિશ્વવ્યવહાર, સ્મૃતિ, આદિ ભાવો પર ચિન્તન રેલાવ્યું છે તો બીજી તરફ પ્રભુ, ગૃહ, શૈશવ, સાદું જીવન, ભાષાભક્તિ, દાંપત્ય, દુહિતા, ભાભી, બહેન, માનવમન, નારીજીવન, ગ્રામજીવન, આર્યઅબળા, અને આર્યસંસારનાં અંગરૂપ મહિયર, સાસુ, દિયર, પિતા, પુત્ર, પતિ, અને મોસાળ વગેરે પર પણ અમૂલ્ય સુવિચાર આપ્યા છે.

કવિ દયા અને પ્રેમનો વિશ્લેષ કલ્પી શકતા નથી. એ બંનેનું સહ-અસ્તિત્વ કવિને મન અનિવાર્ય છે :

' દયા ને પ્રેમને વ્હાલી ! ના વિશ્લેષ બની શકે,
પ્રેમહીણી દયા ક્યારે ના અસ્તિત્વ ધરી શકે.
પ્રેમની વૃદ્ધિમાં નિત્યે દયાની વૃદ્ધિ સંભવે,
પ્રેમ જો નાશ પામે, તો દયા ના, જીવતી રહે.'[1]

કવિને મન જ્યાં અધિકાર છે ત્યાં શાંતિ નથી અને જ્યાં મહાન-પદની લોલુપતા છે ત્યાંય શાંતિ ઉપલબ્ધ થતી નથી :

' ના ઇચ્છા અધિકારની ઉર વિષે તે શાંતિ સેવી શકે,
વૃદ્ધિ કે ક્ષય કેરું કષ્ટ પણ ના એને વસે અંતરે.'

*

' લોભી છો ન તમે 'મહત્પદ તણા તો કષ્ટ કાંઈ નહિ.[2]

સરલ નિખાલસ હૃદયના કવિ મૈત્રીની ચાવી રૂપે નિર્મલ ઉરને ગણાવે છે :

---

૧. ' નિર્ઝરિણી ', પૃ. ૧૧૭–૧૧૮.
૨. ' સ્રોતસ્વિની ', પૃ. ૩૮–૩૯.

અમળ ઉરને મૈત્રી માટે નહીં મથવું પડે,
જગત સઘળું એ વૃત્તિને અધીન બની રહે.

*

કવિ નિરાશામય સંયમને દૈવીરસ ગણાવે છે :

વ્હાલા! દૈવીરસ વિલસતો નિત્ય નૈરાશ્ય માંહિ,
ને હૈયાને અમરઉરનો સંયમાસ્વાદ આપે;
મિથ્યા મોજે હૃદય ચડતું એ જ પાછું હઠાવે,
ને ઊંડેરો વધુ વિકસતો એ અહંકાર ટાળે.[3]

સિદ્ધિ યોગ્ય સમયે થાય એવી કવિમાન્યતા છે અને બધી જ ઇચ્છાઓની સફળતામાં કવિ પ્રગતિનો નાશ જુએ છે :

ઉચિત સમયે સિદ્ધિ નિત્યે હશે થતી કાર્યની,
પણ અધીરતા ના વિશ્વાસે રહી શકતી કદી;
પ્રકૃતિ જનની પૂરે ઇચ્છા યદિ ઉર જન્મતાં,
અમર રસ તો એ ના ઊંચો શકે વસી વિશ્વમાં.[4]

×

વાંચ્છા સર્વે સફળ બનવી નાશનું એ જ મૂળ
ને હૈયાને કઠિન કરતું સર્વથા એ જ શૂળ.[5]

કવિ પરવશતામાં સુખ જોતા નથી. એ તો

'પર શરણ આ છૂટચે છો ને જગ સુખ ના મળે!
તન ભટકતાં સિંધુ કેરા ભલે હૃદયે ભળે.'

ની વાણી પોકારે છે. કેમકે એ માને છે—

પર કર દઈ જીવાદોરી પછી હસવું કશું?
મધુર કવનો એ હૈયામાં શકે કયમ ઉદ્ભવી?[6]

આપણે જે અમૂલ્ય-મૂલ્ય સાટે જિંદગી ખરીદી છે તેનો અબજનો ભાગ પણ પાછો આપીએ તો તેને ઉપકાર પણ કર્તવ્ય કહેવાની હિમાયત કવિ કરે છે. અને ઉપકાર કહેવામાં કવિને વિશ્વાસનો વિધ્વંસ, આત્મીય

---

૩. 'નિર્ઝરિણી' પૃ. ૯૨.
૪. 'શૈવલિની' પૃ. ૫૮
૫. 'નિર્ઝરિણી' પૃ. ૯૩
૬. એજન, પૃ. ૯

પાંચ કાવ્યસંગ્રહો મળે છે. જેમ ખબરદારના ‘ કલિકા,’ ‘ દર્શનિકા ’ વગેરે કાવ્યસંગ્રહો ‘ ઇકા ’ નામધારી છે તેમ ખોટાદકરના કાવ્યસંગ્રહો ‘ઇની’ નામધારી છે. આમ છતાં, બંનેનાં કાવ્યોની એક સમાન લાક્ષણિકતા તે ઉભયનાં કાવ્યોની વચ્ચે વચ્ચે આવતી ચિંતનાત્મક પંક્તિઓ છે. આ દૃષ્ટિએ ખોટાદકરની કાવ્યસરિતામાં નાનકડી ભાવચિંતનસરિતાનું આહ્લાદક વહેણ જોઈ શકાય છે.

કવિએ એક તરફ સમર્પણ, શઠતા, દયા, કાળબળ, સ્વાર્થ, આપત્તિ, પ્રણય, સત્પ્રણય, આશા, કર્તવ્ય, પરવશતા, ઉપકાર, સંયમ, સફળતા, માતૃપ્રેમ, નીતિ, શાંતિ, નિઃસ્પૃહતા, વાત્સલ્ય, ઉચ્ચાત્મા, સહનશીલતા, મૈત્રી, વિયોગ, નીચી દૃષ્ટિ, વિમલ ઉર, વિશ્વવ્યવહાર, સ્મૃતિ, આદિ ભાવો પર ચિન્તન રેલાવ્યું છે તો બીજી તરફ પ્રભુ, ગૃહ, શૈશવ, સાદું જીવન, ભાષાભક્તિ, દાંપત્ય, દુહિતા, ભાભી, બહેન, માનવમન, નારીજીવન, ગ્રામજીવન, આર્યઅબળા, અને આર્યસંસારનાં અંગરૂપ મહિયર, સાસુ, દિયર, પિતા, પુત્ર, પતિ, અને મોસાળ વગેરે પર પણ અમૂલ્ય સુવિચાર આપ્યા છે.

કવિ દયા અને પ્રેમનો વિશ્લેષ કલ્પી શકતા નથી. એ બંનેનું સહ-અસ્તિત્વ કવિને મન અનિવાર્ય છે :

‘ દયા ને પ્રેમને વ્હાલી ! ના વિશ્લેષ બની શકે,  
પ્રેમહીણી દયા ક્યારે ના અસ્તિત્વ ધરી શકે.  
પ્રેમની વૃદ્ધિમાં નિત્યે દયાની વૃદ્ધિ સંભવે,  
પ્રેમ જો નાશ પામે, તો દયા ના, જીવતી રહે.’[1]

કવિને મન જ્યાં અધિકાર છે ત્યાં શાંતિ નથી અને જ્યાં મહાન-પદની લોલુપતા છે ત્યાંય શાંતિ ઉપલબ્ધ થતી નથી :

‘ ના ઇચ્છા અધિકારની ઉર વિષે તે શાંતિ સેવી શકે,  
વૃદ્ધિ કે ક્ષય કેરું કષ્ટ પણ ના એને વસે અંતરે.’

*

‘ લોભી છો ન તમે મહત્પદ તણા તો કષ્ટ કાંઈ નહિ.[2]

સરલ નિખાલસ હૃદયના કવિ મૈત્રીની ચાવી રૂપે નિર્મલ ઉરને ગણાવે છે :

---

૧. ‘ નિર્ઝરિણી ’, પૃ. ૧૧૭–૧૧૮.  
૨. ‘ સ્રોતસ્વિની ’, પૃ. ૩૮–૩૯.

અમળ ઉરને મૈત્રી માટે નહીં મથવું પડે,
જગત સઘળું એ વૃત્તિને અધીન બની રહે.

*

કવિ નિરાશામય સંયમને દૈવીરસ ગણાવે છે :

વ્હાલા! દૈવીરસ વિલસતો નિત્ય નૈરાશ્ય માંહે,
ને હૈયાને અમરઉરનો સંયમાસ્વાદ આપે;
મિથ્યા મોજે હૃદય ચડતું એ જ પાછું હઠાવે,
ને ઊંડેરો વધુ વિકસતો એ અહંકાર ટાળે.[3]

સિદ્ધિ યોગ્ય સમયે થાય એવી કવિમાન્યતા છે અને બધી જ ઇચ્છાઓની સફળતામાં કવિ પ્રગતિનો નાશ જુએ છે :

ઉચિત સમયે સિદ્ધિ નિત્યે હશે થતી કાર્યની,
પણ અધીરતા ના વિશ્વાસે રહી શકતી કદી;
પ્રકૃતિ જનની પૂરે ઇચ્છા યદિ ઉર જન્મતાં,
અમર રસ તો એ ના ઊંચો શકે વસી વિશ્વમાં.[4]

×

વાંચ્છા સર્વે સફળ બનવી નાશનું એ જ મૂળ
ને હૈયાને કઠિન કરતું સર્વથા એ જ શૂળ.[5]

કવિ પરવશતામાં સુખ જોતા નથી. એ તો

'પર શરણ આ છૂટચે છો ને જગ સુખ ના મળે !
તન ભટકતાં સિંધુ કેરા ભલે હૃદયે ભળે.'

ની વાણી પોકારે છે. કેમકે એ માને છે—

પર કર દઈ જીવાદોરી પછી હસવું કશું?
મધુર કવનો એ હૈયામાં શકે કયમ ઉદ્‌ભવી?[6]

આપણે જે અમૂલ્ય-મૂલ્ય સાટે જિંદગી ખરીદી છે તેનો અબજનો ભાગ પણ પાછો આપીએ તો તેને ઉપકાર પણ કર્તવ્ય કહેવાની હિમાયત કવિ કરે છે. અને ઉપકાર કહેવામાં કવિને વિશ્વાસનો વિધ્વંસ, આત્મીય

૩. 'નિર્ઝરિણી' પૃ. ૯૨.
૪. 'શૈવલિની' પૃ. ૫૮
૫. 'નિર્ઝરિણી' પૃ. ૯૩
૬. એજન, પૃ. ૯

કવિ વાત્સલ્યમાં કંઈક જુદો જ રસ હોવાનું જણાવે છે. વિમળ વત્સલતા સમક્ષ જગતની જડતા, નિયમોની શુષ્કતા, સ્થૂળ કુરૂપતા અને સર્વ મલિનતા ઓગળીને નષ્ટ પામે છે. એ જગતની જાહ્નવી પાપના ઢગનેય ગાળી નાખે છે અને એ રસવાદળી તપનનો પરિતાપ નિવારે છે, સરણિનો શ્રમ શમાવે છે તથા પુનિત જીવનનો રાહ ચીંધે છે: કવિ તેનો મહિમા ગાય છે:

જગતના સહુ ચક્ર ચલાવતી; હૃદય સ્નેહ ભર્યાં સજી રાખતી;
અબળ અંતરને બળ આપતી, અમર પૂજિત એકલ ઈશ્વરી.
સલિલ પથ્થરથી પ્રકટાવતી, સમિધમાં નવ પત્ર સજાવતી;
અચળને દઈ આંખ ચલાવતી, અજબ શી નટવી રમતી રહી!
રસ અનેક ભલે ભવમાં રહ્યા, ઉચિત અંતર ભાવ રચાવતા;
પણ ન વત્સલતા રહી જો હતી, જગતની શકટી અટકી જતી.
જગત પાલન એ જ કરી રહી, જગત રક્ષણ એ જ કરી રહી,
સુર સુધા સઘળે વરસી રહી, મુખ સહસ્ર વડે હસતી રહી.[૧૭]

કલાપીની જેમ કવિ ખોટાદકર પણ સહનશીલતાનો મહિમા ગાય છે. સુખદુઃખનું દ્વંદ્વ દિનરાત સમું છે અને સંયોગ સેવતાં અંતે વિયોગ વેઠવાનો વારોય આવે છે. સહન કરવાનો સિદ્ધાંત સેવવાથી હૃદય દૈવી તત્ત્વ ધારે છે અને કાલ સોનેરીય થાય છે. વળી, જે અવળો સમય દૈવયોગે સાંપડે છે તે 'બે ઘડી' સાંખીને સહી લેવો જોઈએ. કદાચ 'સહી લેવું' મનને ગમતું નથી, પણ એ જ ક્રમે પ્રભુનું પદ પમાય છે એમ કવિવાણી છે અને વિધિ આપણને આ નિમિત્તે એની તાલીમ પણ આપે છે. કવિ વધુમાં ગાય છે:

સ્નેહીનાં તો સહન કરવા સ્વાન્ત દૈવે સજ્યાં છે;
સ્હેવામાં જે રસ વિલસતો તે ન સામે થવામાં,
વારિમાં જે રહી શીતલતા તે ન અગ્નિપ્રભામાં.

*

ક્ષાન્તિ કેરો વિજય ન વસે વૈરને વાળવામાં,
મૌને જેવું સુખ મનુજને તે નથી ગાજવામાં;
શાંતિમાં જે સહજ વિરતિ તે નથી કોપવામાં,[૧૮]
રોવામાં જે વસી વિચળતા તે ન રોવાડવામાં.

---

૧૭. 'શૈવલિની,' પૃ. ૮૭
૧૮ 'સ્રોતસ્વિની,' પૃ. ૨૮

કવિ આપત્તિને છૂપા આશીર્વાદરૂપ માને છે. જગતમાં કોઈની કાયમ માટે સારીમાઠી દશા રહેતી નથી. એનો હેરફેરક્રમ સદા ચાલ્યા કરે છે. આશાની સૌરભ સૂંઘી વીતકના પર્વતને વટાવવા જોઈએ. સંપત્તિ તો દુરિતમય આંધી-શી ઓચિંતી આવી આપણાં નયનને મલિન રજથી અંધ કરી દે છે. પણ વિપત્તિ ક્યારેય ન મળી શકે તેવી કરવાની તાલીમ આપે છે. એ તો ઉરને કો દિવ્ય શક્તિ આપે છે. વિપત્તિની ગંગા હૈયાની કઠિનતા અને મનની મલિનતા નિવારીને હૃદયને અત્યંત અચળ અને આર્દ્ર બનાવે છે. એટલે જ કવિ તેને વંદન કરી ગાય છે:

તને સેવી દેવી! અસુર પણ પામે અમરતા,
તને સેવી પામે પુનિત હૃદયો પૂર્ણ પ્રભુતા;
મહા-મોંઘાં દેતી સકળ ગુણકારી ફળ સદા,
વિભુની વાડીની અતિ લલિત તું દિવ્ય લતિકા.[૧૯]

કવિ સ્મરણનો આનંદ પણ સમજે છે અને તે આલેખે છે, સુખનાં સ્વપ્નભર્યો સમય ચપલાના ચમકારની જેમ વીતી ગયા બાદ એ વીતેલા ધન્ય જીવનના અવશેષરૂપ રહેલ સ્મરણનું મહત્ત્વ કવિ સ્વીકારી ગાય છે:

સ્મરણનો સ્વાદ નહિ, સ્વલ્પ સહવાસમાં,
સુખ થકી સુખતણું સ્વપ્ન ઊંચું.[૨૦]

સંત – ઉચ્ચાત્માનું જીવન અનન્ય હોય છે. પરહિત કાજે તેમણે પોતાનું જીવન સમર્પ્યું હોવાથી એમના ચિત્તમાં કૃપણતા વસતી નથી. એમનું હૃદય તો કવિ કહે છે તેમ –

ન જાણો વા જાણો જગત, કંઈ તેની નહિ સ્પૃહા,
નિસર્ગપ્રેમીના હૃદયતણી કેવી વિશદતા!
સ્તુતિ કે કીર્તિની, પરિચયતણી કે ફળ તણી,
રહે ઇચ્છા એ તો અધમ પરિપાટી જગતની.[૨૧]

---

૧૯. 'સ્રોતસ્વિની,' પૃ. ૧૨૨
૨૦. 'શૈવલિની.' પૃ. ૫૭
૨૧. 'કલ્લોલિની,' પૃ. ૨૩–૨૪

પરના કલ્યાણાર્થે નિરંતર રમે ' છે, વળી ' પ્રેમી હૈયું સહજ સઘળે પૂર્ણ સત્કાર પામે ' છે. અને ' એકી ભાવે પ્રતિ હૃદયમાં વસ્તુમાં એ વિરામે ' છે. આથી કવિ ઉદ્‌ગાર કાઢી ઊઠે છે : ' શી પ્રેમીના વિમળ માનસની મહત્તા ! શી પ્રેમની હૃદય ઉપર શ્રેષ્ઠ સત્તા ! '[૨૯] પ્રણયની એવી અનિર્વાચ્ય શક્તિ કવિ દર્શાવે છે કે કરોડો યત્નો છતાં નિસર્ગ જે પલટાવી શકતી નથી તે પ્રાણીની પ્રકૃતિ અને વેરવૃત્તિ પ્રણય પળમાં નિર્મૂળ કરી શકે છે, એટલે જ કવિ ' આ પ્રેમપારાવારમાં ના'તાં મરણ પણ મિષ્ટ છે 'નું[૩૦] કથન કરે છે. અને તેને બિરદાવતાં કહે છે :

એ દૃષ્ટિ આ જગ સકળમાં પૂર્ણ સૌન્દર્ય જોતી,
ને મીઠી કૈં કુદરતતણી લા'ણ સર્વત્ર લેતી;
વ્યક્તિ માત્રે વસી વિમળતા એકતા એ નિહાળે,
જૂઠો પેલો જગવિષયનો ભેદ ના કાંઈ ભાળે.
દૈવી પ્રીતિ ! તુજ ચરણના સ્પર્શનો એ પ્રભાવ,
તું અર્પે તો સુલભ જનને કાં ન સર્વાત્મ – ભાવ ?
છો ને લક્ષ્મી, સુખ સકળ આ સૃષ્ટિનાં નષ્ટ થાય !
છો ને આશા પણ નવ ફળે, સ્વાર્થ ના કૈં સધાય ![૩૧]

વળી એનું સ્વરૂપ એવું છે કે જ્યાં દૈવી પ્રણય છે ત્યાં શંકાને સ્થાન જ નથી.

' સદા ન્યારો ન્યારો પ્રણય પ્રિય ! નૈસર્ગિક વસે,
અને એનાં પાત્રો પણ સહજ શોધ્યાં નવ જડે.'

વળી ' પ્રણયે નવ મિશ્રણ ચાલી શકે,' કેમ કે ' મળ નિર્મળમાં ક્યમ ઐક્ય ધરે ? '[૩૨] કવિ પ્રેમને પૂર્ણ ફળરૂપ પ્રકાશતો હોવાનું કહીને જણાવે છે કે તેથી એ સાધનરૂપ બની શકે નહિ. પ્રેમનું ફળ માગીએ કે પ્રેમ સ્વીકારી ઉરથી કંઈ બીજું ઇચ્છીએ તો અન્યાય જ થાય. પ્રેમમગ્ન ઉરમાં કાંઈ અભિલાષ હોતો નથી, કેમ કે પ્રયણપૂરિત ચિત્તમાં કાંઈ ન્યૂનતા હોતી જ નથી. આથી પ્રણયની સિદ્ધિ થતાં ફળની આશા

---

૨૯. ' કલ્લોલિની,' પૃ. ૫૩, ૫૫, ૬૧

૩૦. એજન, પૃ. ૬૮, ૭૧

૩૧. એજન, પૃ. ૭૫.

૩૨. એજન, પૃ. ૭૫, ૭૮, ૭૯, ૮૧.

રહેતી જ નથી. કારણ કે તૃપ્ત માનસ ભૂખ્યું હોતું જ નથી. પ્રણયમાં અભેદ હોવાથી અન્ય વિચાર કે પરીક્ષાને કોઈ અવકાશ જ નથી. તેથી જ કોઈ કર્તવ્ય કે આપવું – ગ્રહવું એમાં હોય જ નહિ.[૩૩] વળી 'પ્રણય સરખો જ્ઞાતા કર્તા નહિ જગમાં જડે,' અને 'પ્રભુ પ્રણય, સ્થળ સ્થળમાં વ્યાપીને સહુ હૃદયે રહ્યો.' સાચા પ્રેમીને નિમંત્રણ કે અનાદર હોઈ જ ન શકે. અને 'વિનયની પૂરણી માગે, અધૂરી એટલી પ્રીતિ, પ્રતીતિ પ્રેમની કરવા નથી અધિકાર આદરને'ની કવિવાણી છે. ભેદાભાવે પ્રણયીને તો 'દીસે...સર્વાંશે કૃતિ પ્રણય કેરી પ્રણયને.'[૩૪] પ્રણયરસ એ જ પી જાણે, પચાવી તે શકે એને, જે હૃદયની આહુતિ દેતાં ડરે – શોચે નહિ ક્યારે; તેને જ એ સદ્‌ભાગ્ય મળે છે. પ્રણયરસમાં જો મિશ્રણ થયું અને તેની શુદ્ધિ જોખમાઈ તો તે વિષમય થઈ જાય છે. સાચા પ્રેમયોગમાં માયા-મમતાનું આવરણ ન હોય. એ તો અનેક ઊંચા યોગનો અધિપતિ છે અને તે સાધન કે શ્રમથી નહિ પણ દૈવ-યોગે જ મળે છે. જેની વૃત્તિ પ્રણયને વશ છે તેની પ્રકૃતિ કદી દૂષિત હોતી નથી. પ્રેમસભર હૃદયતળમાં કોઈ ન્યૂનતા ન હોવાથી એને અન્ય કોઈ ઇચ્છા, વરદાન, વૈભવ કે સિદ્ધિની કામના હોતી નથી. ભેદાભાવે પ્રીતિબળથી પ્રેમીનું ચિત્ત જગના નિયમ પાળી શકતું નથી, એટલે સામાન્ય રીતે જગતને પ્રેમીહૃદય દોષપાત્ર લાગે છે. એ પ્રણયની હાંસી સાંખી શકતું નથી અને જગતની જૂઠી રીતિ જોઈ અકળાય છે. પણ કવિને વિશ્વાસ છે :

સત્પ્રેમ આગળ અશક્ય ન કૈં જણાય,
ને સ્નિગ્ધ માનસ વિષે ભય ના સમાય;
ભક્તિ ખરા જિગરની નહિ વ્યર્થ જાય,
કર્તવ્યનિષ્ઠ ઉરનો ન નિપાત થાય.[૩૫]

પ્રણયી હૃદયમાં અભેદ હોય છે અને ભલે તેમનાં શરીર જુદાં ભાસે છે પણ અંતર તો એક જ છે. વિશ્વથી પ્રણયી જનની દૃષ્ટિ નિત્ય જુદી

૩૩. એજન, ૮૫, ૮૬.

૩૪. એજન, ૯૨, ૯૪, ૯૫, ૯૭.

૩૫. એજન, પૃ. ૧૦૦, ૧૧૧, ૧૧૫, ૧૧૬, ૧૨૨, ૧૨૦.

રહે છે અને જે એ દેખે છે તે જગતનું કોઈ પ્રાણી જોઈ શકતું નથી. એની સૃષ્ટિ જગથી વિચિત્ર છે. એમાં નથી વિધિનો કોઈ અધિકાર અને જે સૃષ્ટિનો સંપૂર્ણ સ્વતંત્ર સ્રષ્ટા પ્રણય છે ત્યાં સૌન્દર્યની તો ન્યૂનતા ન જ હોઈ શકે. એટલે જ કવિ ઉચ્ચારે છે:

'નિષ્કામ તો પ્રણય પીયૂષનો પિતા છે,
જે કોઈ દિવ્ય ઉર માંહીં સદા વિરાજે.'

જુદાં પ્રેમી જન, હૃદય એ વિશ્વથી ભિન્ન ભાસે,
જુદી ચેષ્ટા પ્રણય તણી એ મર્ત્ય જંતુ ન જાણે;
વેદો એના વિધિરચિત આ સૃષ્ટિમાં ના જણાય,
એકાત્માની ગતિ અવરના સ્વાન્તમાં ના સમાય.[૩૬]

પ્રેમની પીડા અનેરી હોય છે. તે કોઈ હૃદય નથી સહી શકતું કે નથી કહી શકતું. વળી એના તીવ્ર સંતાપો સંસાર સમજી શકતો પણ નથી. પ્રણયરસિકો તો અદ્વૈતમાં રમે છે અને તેથી લાભહાનિ દેખતા નથી: 'સ્નેહાલાપ વિષે સમગ્ર જગનાં સંકષ્ટ સહેજે શમ્યાં' છે. અતૃપ્તિથી એમાં સજીવનતા અને તન્મયતા આવે છે અને એ જ પ્રેમપ્રાસાદે પહોંચવાની દિવ્ય નિસરણી છે. જ્યાં પ્રણય છે ત્યાં આનંદ છે. એની સંસ્મૃતિમાં જગતની વિસ્મૃતિ થાય છે અને એમાં જ હૃદયને સુખ મળે છે. પ્રભુના પ્રણયાસ્ત્રથી જય હાંસલ થાય છે. એનો પથ અજબ છે. 'ભેદભાવે પ્રણય વિલસે એકલો વિશ્વવ્યાપી', પણ 'ભિન્ન એ પ્રેમ વિશ્વથી' હોય છે. કવિ આથી જ કહે છે:

કોટિ વિઘ્ને ભરિત ભવમાં સ્નેહનો માર્ગ લાંબો,
આડા, ઊભા પદ પદ વિષે તસ્કરો ત્યાં હજારો;
લોભાવી કે સહજ ભયથી મૂંઝવી મોહ આપી,
લૂંટી લેતા પ્રણય-ધન એ ઉગ્ર અસ્ત્રો ઉગામી.
હા! પ્રેમીને અચુત અસિની ધારમાં ચાલવાનું,
ને હૈયાંને વિષમ વિષના પાનથી પોષવાનું,
અગ્નિ કેરા સતત બળતા પેટમાં પેસવાનું,
ને કાંટાની કઠિન કપરી સેજ માંહે સુવાનું.

---

૩૬. એજન, પૃ. ૧૨૫, ૧૨૬, ૧૨૮, ૧૪૦, ૧૫૨.

તીખા તીણા શર જગતના છાતીએ ઝીલવાનું,
ને ઝેરીલા વિષધરતણા સંગમાં ખેલવાનું;
કાચા સૂત્રે ગગન-પથમાં દેહ હેલાવવાનું,
ને સિંધુના ઉપર ચરણો માંડીને ચાલવાનું.

અને પ્રણય-બળ વિશે કવિ કહે છે,

સિંધુ કેરા સલિલકણની કૈંક સંખ્યા કઢાય,
ને પૃથ્વીની રજ પણ ગણી કોઈ કાળે શકાય;
સંબંધીના મિત પ્રણયની સીમ ક્યારે જણાય,
રે! પ્રેમીના પ્રણય-બળનો પાર તો ના પમાય!

આથી જ પ્રણયમસ્ત કવિ કહી દે છે :

પ્રણયના મીઠડા મંત્રો અને ગીતો અમે ગાશું,
ભલે સંસારના શિષ્યો સુણે કે ના સુણે તોએ.[૩૭]

×

'વ્હાલાંની વૃત્તિઓમાં નિયમ જગતના સર્વથા ના સમાય.' કહી કવિ કહે છે કે શુચિ પ્રણયપીયૂષ જરીએ પીનારને ઉરમાં ક્યારેય લેશ પણ ભય ઊપજતો નથી. અને વિષમવિઘ્નો એને રોકી શકતાં નથી. વ્હાલાંનો સહજ સંબંધ સર્જનાર પદાર્થો પ્રાણીને જગતમાં જરૂર પ્રિય લાગે છે. જે ઉરમાં પ્રીતનો ઉદધિ ઊછળતો હોય છે તેને જગતના કંટકો કોઈ અસર કરી શકતા નથી. 'અને એ પ્રેમીનો અજબ પથ જુદો જગતથી' હોય છે. તેથી જ સૌ ઇચ્છે છે કે 'સ્વપ્નામાંએ નવ વીસરજો સ્નેહીનો સ્નિગ્ધ સંગ.' અને સ્નેહીની અજબ શક્તિ વિશે કવિ કહે છે :

સ્નેહીનાં અંતરો સહેજે સંતાપો જે સહી શકે,
વિષયાક્રાન્તની વૃત્તિ સર્વથા નહિ તે સહે.[૩૮]

પ્રણયી કર્મ અને ફળમાં ભેદ માનતો નથી. પ્રીતિના વિમલતર મંત્રે પૃથ્વીના પ્રપંચો પરહરી શકાય છે. જો કે 'પ્રણયપથ માંહી વિઘ્ન હા!

---

૩૭. 'સ્રોતસ્વિની;' પૃ. ૨૯, ૩૧, ૩૬, ૪૨, ૪૩, ૬૬, ૭૦, ૮૧, ૮૨, ૮૬, ૯૮, ૧૪૪, ૧૪૫, ૧૪૮.

૩૮. 'નિર્ઝરિણી;' પૃ. ૧૩, ૨૦, ૨૪, ૭૪, ૭૭, ૧૨૩.

વિસ્તારમાં જ ગાળેલું તેમને આવું ગ્રામજીવન અત્યંત સ્વાભાવિક બની ન જાય તો જ આપણને આશ્ચર્ય પામવાપણું રહે. તો મુંબઈના વસવાટે પણ કવિને કંઈ નહોતું આપ્યું એમ તો કહી શકીશું નહિ. કવિને દમ-વાળા કવિ મુંબઈએ જ બનાવ્યા નહોતા શું ?

મેઘાણીના સૂચનને અનુસરીને ‘ રાસતરંગિણી ’ના રાસોમાં કવિની શૈલીએ કરવટ બદલતાં ને તે લોકાદર પામતાં કવિને તેમનાં હવે પછીનાં કાવ્યોમાં આ નવી શૈલી અપનાવવાનું ઉત્તેજન મળ્યું. કવિએ પોતે નોંધ્યું છે તેમ લોકપ્રિય અને લોકભોગ્ય થવાની શક્યતા ધરાવતા વિષયો તેમ જ ઢાળોની એક સૂચિ પણ તેમણે તૈયાર કરેલી ને તે પ્રમાણે કાવ્ય નિર્માણ કરવાનું ધારેલું. પ્રારબ્ધવશાત્ તેમ બની ન શક્યું તે જુદી વાત.

આપણા કવિએ જાતઅભ્યાસથી જ છંદો પર પ્રભુત્વ મેળવી લીધેલું ને તે અદ્ભુત હતું. સંસ્કૃત ભાષા અને સાહિત્યનો અભ્યાસ જે ખૂટતો હતો તે તેમને મુંબઈના વસવાટે દમની સાથોસાથ આપી દીધો. ઉચ્ચ શિક્ષણથી વંચિત રહેલ અને ગામડાના વસવાટને કારણે પુસ્તકાલયો જેવી સુવિધાઓ ન પામેલા આ કવિએ હવાડામાં આણવા માટે પોતાના જ કૂવા ને પોતાના જ રહેંટ પર આધાર રાખવાનો હતો. તેમણે જે કાંઈ મેળવ્યું છે તે જીવનમાંથી સીધું જ મેળવ્યું છે અને સીધું મેળવ્યું છે તે વધુ સત્ત્વશીલ પણ બની શક્યું છે.

તો આપણે બોટાદકરની કવિતામાં આવેલા નિસર્ગને જરા તપાસીએ. કવિ પ્રકૃતિની ગોદમાં મહાલ્યા નથી. તેના સૌન્દર્યનું આકંઠ પાન કરવું તો બાજુ પર રહ્યું, આજિહ્વ સ્પર્શ દ્વારા તેનો આસ્વાદ પણ લેવાયો હોય તો નવાઈ ! ગામડામાં રહ્યે રહ્યે થોડાં પ્રાકૃતિક દૃશ્યો તેમણે જોયાં હશે. તે વખતના કાઠિયાવાડમાં ઘૂમતે ઘૂમતે તેનાં પહાડ અને નદીનાળાં તેમણે નિહાળ્યાં હશે. મિત્રકવિઓનાં તદ્વિષયક કાવ્યો – વર્ડ્ઝવર્થ જેવા આંગ્લકવિનાં કાવ્યો સમેત – સ્વયં વાંચ્યાનું કે સ્નેહીઓ પાસેથી સાંભળ્યાનું તેમના જીવનમાંથી જ ખૂલે છે તેમ તેમણે બહુ તો વાંચ્યાં કે સાંભળ્યાં હશે. આમ તેમનાં નિસર્ગ – કાવ્યોનું સર્જન સ્વાનુભૂતિ થયા કરતાં વિશેષ તો પરાયા વાચન – શ્રવણના ચિત્ત પર છપાઈ ગયેલા સંસ્કારને આભારી લાગે છે. લાગે છે તો એવું કે કવિને નિસર્ગમાં માત્ર નિસર્ગ લેખે ઝાઝો – રસ પણ નથી. તેમને રસ તો છે કોઈ પણ વિષયમાં સજીવતા આરોપીને તેમાંથી કુટુંબભાવની લાગણી જગાડવામાં કે છેવટે

કશુંક પણ બોધ – નવનીત તારવી આપવામાં. જે વિષયમાંથી આ બેમાંનું કશું નિષ્પન્ન ન થાય તે વિષયમાં તેમને ખાસ રસ નથી જણાતો. આમાં કવિનો પણ દોષ નથી, એ જમાનાની એવી માગણી હતી. વ્યંજના પર કશુંયે ન છોડતાં સઘળું જ કાર્ય અભિધા પાસેથી લેવાની તેમને ફાવટ આવી ગઈ હતી. આને કારણે કાવ્યનો પથરાટ વધી જાય છે તેનોય કવિને વાંધો નથી. આમ આપણા કવિનાં કાવ્યો નિસર્ગનાં કાવ્યો તે અર્થમાં નથી બની શક્યાં, જે અર્થમાં આપણે કેટલાક વિદેશી કવિઓને નિસર્ગના કવિ તરીકે ઓળખીએ છીએ.

રાતે આકાશમાં તારાઓનું 'ઊગવું' જે વાસ્તવમાં નહિ પણ અંધકારે શક્ય બનાવેલું તારાઓનું 'ડોકવું' જ માત્ર છે તેનું ચિત્ર 'આ વ્યોમાંકે દિનભર રહ્યા તારલાઓ છુપાઈ, મૂંઝાયેલા બહુ સમયથી 'ડોકતા' બ્હાર આવ્યા.' ('શર્વરી') કેવું તો સહજ ઊપસ્યું છે! તો શરચ્ચંદ્રને વર્ણવતી આ મુલાયમ શબ્દાવલીની મનોહારિતા: 'અંતે આવી અમૂલી રમતી હૃદયમાં શારદી પૌર્ણમાસી' ('શરચ્ચંદ્ર') અને સુરભિભર વાતો 'અણુબોટચો આ અનિલ અહર્નિશ' થોડા શબ્દોમાં ચિત્રો ઊભાં કરવાની કવિની આ શક્તિ 'ઉષા'માં પણ આસ્વાદ્ય બની રહે છે: પૂર્વ નભમાં ઉષાને આવતી કવિ જુએ છે, તેનું વર્ણન દ્રુતવિલંબિત છંદમાં 'કંઈ પ્રકાશ પડે નભપૂર્વમાં, કુતુકથી નિરખી રહી સૌ દિશા; ઝળહળે રસપૂરિત રક્તિમા, હસતી આવતી કો સુરકન્યકા!' ઉષાનું આગમન આપણી સમક્ષ થઈ રહેલું હોય તેવી નાજુકાઈથી કવિની કલમ અહીં નિસર્ગને સ્પર્શે છે. ઋગ્વેદની ઉષાની સંસ્કાર છાપ ઊંડે ઊંડેયે અહીં ઝિલાઈ હોય તેવું લાગશે. તો સૂર્યને વર્ણવતાં એક જ લીટીથી, કલમને એક જ લસરકે, સૂર્યનો પૃથ્વીના તખતા પર થતો પ્રવેશ આપણને ઘોષિત કરી દે છે: 'આવ્યો આ રવિરાજ પૂર્વભણીથી ક્રીડા વિશે કૂદતો' ('પ્રભાત') ને સૂર્યોદય થતાં જ નદીતીરથી ઊડીને નભ વિશે ઊડી જતી પેલી ચક્રવાકીનું ચિત્ર: 'આખી રાત ઉદાસ ચક્ર વિરહે આ ચક્રવાકી હતી, તે કેવી નદીતીરથી નભ વિશે ઊડી અહીં આવતી!'

જળભર વાદળી પાસે જ સ્વ–પરિચય અપાવતાં કવિ કહેવડાવે છે: 'મારું પિયર પનોતું રે, સોહે સખિ, સાગરમાં.' ('વાદળી')

વિસ્તારમાં જ ગાળેલું તેમને આવું ગ્રામજીવન અત્યંત સ્વાભાવિક બની ન જાય તો જ આપણને આશ્ચર્ય પામવાપણું રહે. તો મુંબઈના વસવાટે પણ કવિને કંઈ નહોતું આપ્યું એમ તો કહી શકીશું નહિ. કવિને દમ-વાળા કવિ મુંબઈએ જ બનાવ્યા નહોતા શું?

મેઘાણીના સૂચનને અનુસરીને 'રાસતરંગિણી'ના રાસોમાં કવિની શૈલીએ કરવટ બદલતાં ને તે લોકાદર પામતાં કવિને તેમનાં હવે પછીનાં કાવ્યોમાં આ નવી શૈલી અપનાવવાનું ઉત્તેજન મળ્યું. કવિએ પોતે નોંધ્યું છે તેમ લોકપ્રિય અને લોકભોગ્ય થવાની શક્યતા ધરાવતા વિષયો તેમ જ ઢાળોની એક સૂચિ પણ તેમણે તૈયાર કરેલી ને તે પ્રમાણે કાવ્ય નિર્માણ કરવાનું ધારેલું. પ્રારબ્ધવશાત્ તેમ બની ન શક્યું તે જુદી વાત.

આપણા કવિએ જાતઅભ્યાસથી જ છંદો પર પ્રભુત્વ મેળવી લીધેલું ને તે અદ્ભુત હતું. સંસ્કૃત ભાષા અને સાહિત્યનો અભ્યાસ જે ખૂટતો હતો તે તેમને મુંબઈના વસવાટે દમની સાથોસાથ આપી દીધો. ઉચ્ચ શિક્ષણથી વંચિત રહેલ અને ગામડાના વસવાટને કારણે પુસ્તકાલયો જેવી સુવિધાઓ ન પામેલા આ કવિએ હવાડામાં આણવા માટે પોતાના જ કૂવા ને પોતાના જ રહેંટ પર આધાર રાખવાનો હતો. તેમણે જે કાંઈ મેળવ્યું છે તે જીવનમાંથી સીધું જ મેળવ્યું છે અને સીધું મેળવ્યું છે તે વધુ સત્ત્વશીલ પણ બની શક્યું છે.

તો આપણે ખોટાદકરની કવિતામાં આવેલા નિસર્ગને જરા તપાસીએ. કવિ પ્રકૃતિની ગોદમાં મહાલ્યા નથી. તેના સૌન્દર્યનું આકંઠ પાન કરવું તો બાજુ પર રહ્યું, આજિહ્વ સ્પર્શ દ્વારા તેનો આસ્વાદ પણ લેવાયો હોય તો નવાઈ! ગામડામાં રહ્યે રહ્યે થોડાં પ્રાકૃતિક દશ્યો તેમણે જોયાં હશે. તે વખતના કાઠિયાવાડમાં ઘૂમતે ઘૂમતે તેનાં પહાડ અને નદીનાળાં તેમણે નિહાળ્યાં હશે. મિત્રકવિઓનાં તદ્દ્વિષયક કાવ્યો – વર્ડ્ઝવર્થ જેવા આંગ્લકવિનાં કાવ્યો સમેત – સ્વયં વાંચ્યાનું કે સ્નેહીઓ પાસેથી સાંભ-ળ્યાનું તેમના જીવનમાંથી જ ખૂલે છે તેમ તેમણે બહુ તો વાંચ્યાં કે સાંભળ્યાં હશે. આમ તેમનાં નિસર્ગ – કાવ્યોનું સર્જન સ્વાનુભૂતિ થયા કરતાં વિશેષ તો પરાયા વાચન – શ્રવણના ચિત્ત પર છપાઈ ગયેલા સંસ્કારને આભારી લાગે છે. લાગે છે તો એવું કે કવિને નિસર્ગમાં માત્ર નિસર્ગ લેખે ઝાઝો – રસ પણ નથી. તેમને રસ તો છે કોઈ પણ વિષયમાં સજીવતા આરોપીને તેમાંથી કુટુંબભાવની લાગણી જગાડવામાં કે છેવટે

કશુંક પણ બોધ-નવનીત તારવી આપવામાં. જે વિષયમાંથી આ બેમાંનું કશું નિષ્પન્ન ન થાય તે વિષયમાં તેમને ખાસ રસ નથી જણાતો. આમાં કવિનો પણ દોષ નથી, એ જમાનાની એવી માગણી હતી. વ્યંજના પર કશુંયે ન છોડતાં સઘળું જ કાર્ય અભિધા પાસેથી લેવાની તેમને ફાવટ આવી ગઈ હતી. આને કારણે કાવ્યનો પથરાટ વધી જાય છે તેનોય કવિને વાંધો નથી. આમ આપણા કવિનાં કાવ્યો નિસર્ગનાં કાવ્યો તે અર્થમાં નથી બની શકયાં, જે અર્થમાં આપણે કેટલાક વિદેશી કવિઓને નિસર્ગના કવિ તરીકે ઓળખીએ છીએ.

રાતે આકાશમાં તારાઓનું 'ઊગવું' જે વાસ્તવમાં નહિ પણ અંધકારે શકય બનાવેલું તારાઓનું 'ડોકવું' જ માત્ર છે તેનું ચિત્ર 'આ વ્યોમાંકે દિનભર રહ્યા તારલાઓ છુપાઈ, મૂંઝાયેલા બહુ સમયથી 'ડોકતા' બ્હાર આવ્યા.' ('શર્વરી') કેવું તો સહજ ઊપસ્યું છે! તો શરચ્ચંદ્રને વર્ણવતી આ મુલાયમ શબ્દાવલીની મનોહારિતા : 'અંતે આવી અમૂલી રમતી હૃદયમાં શારદી પૌર્ણમાસી' ('શરચ્ચંદ્ર') અને સુરભિભર વાતો 'અણખોટચો આ અનિલ અહર્નિશ' થોડા શબ્દોમાં ચિત્રો ઊભાં કરવાની કવિની આ શક્તિ 'ઉષા'માં પણ આસ્વાદ્ય બની રહે છે: પૂર્વ નભમાં ઉષાને આવતી કવિ જુએ છે, તેનું વર્ણન દ્રુતવિલંબિત છંદમાં 'કંઈ પ્રકાશ પડે નભપૂર્વમાં, કુતુકથી નિરખી રહી સૌ દિશા; ઝળહળે રસપૂરિત રક્તિમા, હસતી આવતી કો સુરકન્યકા!' ઉષાનું આગમન આપણી સમક્ષ થઈ રહેલું હોય તેવી નાજુકાઈથી કવિની કલમ અહીં નિસર્ગને સ્પર્શે છે. ઋગ્વેદની ઉષાની સંસ્કાર છાપ ઊંડે ઊંડેયે અહીં ઝિલાઈ હોય તેવું લાગશે. તો સૂર્યને વર્ણવતાં એક જ લીટીથી, કલમને એક જ લસરકે, સૂર્યનો પૃથ્વીના તખતા પર થતો પ્રવેશ આપણને ઘોષિત કરી દે છે: 'આવ્યો આ રવિરાજ પૂર્વભણીથી ક્રીડા વિશે કૂદતો' ('પ્રભાત') ને સૂર્યોદય થતાં જ નદીતીરથી ઊઠીને નભ વિશે ઊડી જતી પેલી ચક્રવાકીનું ચિત્ર: 'આખી રાત ઉદાસ ચક્ર વિરહે આ ચક્રવાકી હતી, તે કેવી નદીતીરથી નભ વિશે ઊડી અહીં આવતી!'

જળભર વાદળી પાસે જ સ્વ-પરિચય અપાવતાં કવિ કહેવડાવે છે: 'મારું પિયર પનોતું રે, સોહે સખિ, સાગરમાં.' ('વાદળી')

તો જળરહિત વાદળીનું ગતિશીલ ચિત્ર અને થાકીને આરામ લેતો તોફાની મેઘ આપણા ‘ ઉરને રસથી રિઝાવી ’ જાય છે. પહાડ પરથી ઢાળ પર રમવા ઊતરેલું ઝરણું, જેને ‘ નિકટ રમીને સંધ્યાકાળે હતું સદને જવું ’ ’ તે ‘ પણ વિપિનની શોભા જોતાં નિદેશ ભૂલી ગયું ’ ’ ( ‘ ગિરિનિર્ઝર ’,) અહીં ઝરણા પ્રતિ આપણા દિલમાં અનુકંપા જાગી જાય એવું જીવંત-નિસર્ગ ચિત્ર કવિ ઉપસાવી શક્યા છે.

‘ શત્રુંજય ’ પર્વતનો વૈભવ જોઈ હર્ષઘેલી થતી શેત્રુંજી નદી આ રીતે શબ્દબદ્ધ થઈ છે : ‘ શેત્રુંજી આ સમીપે રવિકરધવલા નીક નાની સમાણી, દેખીને વીર કેરો વિભવ વિબુધ શો, શી થતી હર્ષઘેલી ! ’ ( કવિ પર ભાઈબહેનના પ્રેમની પકડ કેવી હાજર થઈ ગઈ છે ! )

કવિનાં કાવ્યોમાં નિર્ભેળ નિસર્ગ પ્રવેશ્યો નથી એવું નથી. સમુદ્ર અને ગિરનાર, શેત્રુંજયને વર્ણવતી નીચેની પંક્તિઓ :

વીંટી રહ્યો જલધિ દુર્જય દુર્ગ જેવો,
ગંભીર ગર્જન વડે ધૃતિ – શૌર્ય દેતો,
રીઝવતો ઉરતરંગપરંપરાથી,
મુક્તા – પ્રવાલ – ઉપહાર અનેક આપી.

*

વાત્સલ્યે વ્હાલઘેલો જલધિ હરખતો નાચતો કૈં તરંગે !

*

આકાશછત્ર ધરતા દૃઢ દંડ જેવો
જીમૂતને ગમન માર્ગ વિરામ દેતો,
સ્વર્ગીય ગાન સુણવા ધરી કાન ઊભો,
જ્યાં રમ્ય રૈવતગિરિ રસથી ભરેલો.

*

દેવો ને દાનવોના મધુમિલન તણા સ્થાનસંકેત જેવો,
દૈવી વૈમાનિકોના વિરતિભવન શો વૃદ્ધ શૈલેશ ઊભો.

*

આપણે કાવ્યની ગતિને ‘ વહવું ’ ક્રિયાપદથી વર્ણવીએ છીએ, ને કાવ્ય કોઈ વહનક્ષમ દ્રવ હોય એવું પરંપરાથી આપણે માનતા આવ્યા છીએ. કવિએ નદીના પર્યાયશબ્દો પોતાના કાવ્યસંગ્રહો માટે પ્રયોજ્યા છે ને કદાચ કાવ્યના આ વહનધર્મને કારણે હશે. છતાં સૌરાષ્ટ્ર જેને

માટે જાણીતો છે તે નદી અને પર્વતોમાંથી બન્ને મુખ્ય પર્વતોને કવિએ કાવ્યવિષય કર્યા પણ શત્રુંજયની કવિતામાં શેત્રુંજી નદીનો અછડતો ઉલ્લેખ કરવા ઉપરાંત કોઈ ચોક્કસ નદી વિશે તેમણે સ્વતંત્ર કાવ્ય લખ્યું નથી એ જરા ધ્યાન ખેંચે તેવું છે.

કોઈ પણ કવિને મૂલવતી વખતે તેના જમાનાની મર્યાદાઓ લક્ષમાં લેવાવી જોઈએ. કવિ ખોટાદકરને તો આ મર્યાદા ઉપરાંત બીજી ઘણીયે મર્યાદાઓ નડી હતી. આ સર્વની વચ્ચે તેમણે ગુજરાતી સાહિત્યને કરેલું પ્રદાન જેટલું વિપુલ તેટલું સત્ત્વશીલ નહિ હોય તોય એક સમર્થ કવિના સર્જનથી જાય તેવું તેમનું સર્જન કદાપિ નહોતું જ.

છેલ્લે છેલ્લે 'રાસતરંગિણી' દ્વારા પોતાનું સર્વશ્રેષ્ઠ આપી જનાર કવિ હવે પછી તો તેથીયે ચડિયાતું એવું કશુંક આપી જાત. પણ તે બનવાનું ન હોય તેમ કવિ

'ચંદ્રા તણા ચક્ષુ વિશે
ને અંતરે આદિત્યના
ઝળકી રહેલા ઊજળા
આનંદમાં અવગાહવા.'

ચાલ્યા ગયા અને પોતાની રહી રહીને પણ કદર થઈ તેના સંતોષ સાથે ગયા અને તે આપણું આશ્વાસન બની રહ્યું.



**સમાજ ઋણી છે :**

કવિ ખોટાદકરે ગુજરાતી કુટુંબજીવનના મધુર ભાવો એમની પ્રાસાદિક, મૃદુ તથા પ્રવાહી બાનીમાં વહેતા મૂક્યા છે તેવા અન્ય કોઈ પાસેથી સાંપડ્યા નથી. એ દૃષ્ટિએ ગુજરાતી સમાજ કવિશ્રીનો અત્યંત ઋણી છે.

— ધીરુભાઈ પરીખ

## કુટુંબપ્રેમનાં ગીત ગાનાર કવિ બોટાદકર

**અમૃતલાલ યાજ્ઞિક**

પ્રતાપે પૃથ્વીમાં સુરસદન સૌંદર્ય વિરચે,
સ્મરું, વંદું, સેવું પ્રભુ પ્રગટ તે સત્પ્રણયને.

બોટાદકરની કવિતા પ્રકૃતિ, ગ્રામજીવન, રામ–બુદ્ધ જેવા દિવ્યજનો કે એભલ વાળો જેવાં દંતકથાનાં અથવા કલ્પિત પાત્રો આદિના નિરૂપણમાં સામાન્યતઃ ઘૂમતી હોય છે. પણ કવિ જ્યારે કુટુંબભાવનાનાં ગીતો ગાય છે ત્યારે તેમની કવિતા મનોહર, હૃદયસ્પર્શી અને સૌંદર્યભર્યું સ્વાભાવિક સ્વરૂપ ધારણ કરે છે. કુટુંબભાવનામાંયે 'સ્મરું, વંદું, સેવું,' એવું સત્પ્રણયનું સુભગ અને પ્રસન્ન દર્શન તો માતૃપ્રેમના આલેખનમાં થાય છે એ કવિનાં કાવ્યોનો અભ્યાસ કરનારને તરત દીસી આવે છે. નિષ્કામ, ઉત્કટ અને શુદ્ધ પ્રેમનું સ્વરૂપ માતાના વાત્સલ્યમાં પ્રગટ થાય એવી કવિની અનુભૂતિ તે પ્રકારનાં કાવ્યોમાં પૂરેપૂરું ભાવસૌંદર્ય વ્યક્ત કરતી આપણે જોઈએ છીએ. તેથી જ 'જનનીની જોડ સખિ! નહિ જડે રેલોલ' જેવાં કાવ્યો લોકજીભે અનાયાસે ચડી જાય છે; કારણ કે કવિ જનનીમાં 'જગથી જુદેરી એની ભાત'નું રસભર્યું અનુપમ દર્શન કરે છે — કરાવે છે.

માતૃપ્રેમ એ દરેક માનવીના હૃદયમાં સ્વાભાવિક પ્રેમાદરભક્તિ પ્રેરે તેવો હોય છે તેથી પ્રકૃતિ કે પ્રકૃતિના અન્ય પદાર્થ કરતાં અનેરી મીઠાશ આપે છે તે બોટાદકર એ કાવ્યની શરૂઆતમાં ગાય છે. હૃદયમાં વસી જાય તેવી એ પંક્તિઓ છે:

મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી મીઠી તે મોરી માત રે,
જનનીની જોડ સખિ! નહિ જડે રે લોલ.

જગતમાં જેમ જેમ અનુભવો થતા જાય તેમ તેમ આપણી ચિત્તવૃત્તિઓમાં ફેરફાર થતા જાય છે. એ સંસારનો સર્વસામાન્ય અનુભવ છે. પણ માતા પ્રત્યેના પ્રેમમાં, ગમે તેટલી સંસારી મહત્તા વધે કે ઘટે છતાં, ફેર

પડતો નથી એ પણ સર્વસામાન્ય અનુભવ છે જ. કવિ સુંદર ઉપમા આપીને આ ભાવને કેવી સચોટ રીતે વ્યક્ત કરે છે!

ગંગાનાં નીર તો વધે-ઘટે રે લોલ,
સરખો એ પ્રેમનો પ્રવાહ રે.—જનની.
વરસે ઘડીક વ્યોમવાદળી રે લોલ,
માડીનો મેઘ બારે માસ રે.—જનની.

સ્ત્રીના જીવનની કૃતાર્થતા વાત્સલ્યમાં રહેલી જણાય છે. સ્ત્રીને મન તેનું સર્વસર્વસ્વ તેનાં સંતાન. એ જ એના સમગ્ર જીવનનું કેન્દ્ર. 'પારણું' કાવ્ય એ દષ્ટિએ આસ્વાદવા જેવું છે. બાળમુખ જોઈ કૃતાર્થ થતા માતૃ-ભાવને કવિએ કાવ્યમયતાથી બિરદાવ્યો છે:

કૃષ્ણમુખકમળ શા હસિત સુતવદનમાં,
વિસ્મિતા નંદ-ગૃહિણી સમાણી,
કોટિ બ્રહ્માંડને, કોટિ શશિસૂર્યને,
કોટિ કૈવલ્યને રહી નિહાળી.

આપણા દેશમાં વાત્સલ્યને માટે કૃષ્ણજશોદાના પ્રતીકથી વધુ ચિત્તાકર્ષક અને સચોટ બીજું કયું હોય? બાળકને હીંચોળતી માતાનું નિરીક્ષણ કેવું ચિત્રાત્મક અને કાવ્યમય છે! પારણાના હીંચોળમાં ઝૂલણાનો વિનિયોગ પણ તેમની કવિસૂઝનો દ્યોતક છે:

સ્નેહશૃંખલ સમી દોરડી કર ગ્રહી,
હરખતી અજબ હલકે હલાવે;
મંદ નહિ, શીઘ્ર નહિ, લેશે ક્રમભંગ નહિ,
પરખતી હૃદયઆંદોલ આપે.

તેવી જ રીતે નીચેની પંક્તિઓમાં સુરેખ ચિત્ર ખડું કરવામાં કવિકર્મનો સરસ પરિચય મળી રહે છે:

ઘામ ને શીતની સતત શંકા સજી,
કંઈક પ્રતિવસ્ત્રમાં દોષ જોતી;
એક અળગું કરી, એક ઓરાઢતી,
હૃદયમાં તુષ્ટિ નહિ તોય થાતી.

માતાની બાળક માટેની વ્યગ્રતા, વિવશતા અને બાળકને હીંચોળતાં વચ્ચે આવતાં વિઘ્નો વગેરેનું ગુજરાતી સામાન્ય કુટુંબમાં જોવામાં

આવતું આબેહૂબ ચિત્ર આ 'પારણું' કાવ્યમાં મળી રહે છે. કવિ છેલ્લી કડીમાં કહે છે :

ધન્ય એ 'વ્યગ્રતા', વંદ્ય એ 'વિવશતા',
રમ્ય એ 'વિઘ્ન' સહુ કાર્ય માંહે !

એ વખતે કાલિદાસની धन्यास्तदंगरजसा मलिनीभवन्तिનું સ્વાભાવિક સ્મરણ થઈ જાય છે.

બોટાદકરની કવિતામાં તત્કાલીન મધ્યમવર્ગીય સમાજનું સુરેખ પ્રતિબિંબ પડેલું જોવામાં આવશે, જેમ પ્રેમાનંદનાં આખ્યાનોમાં બને છે તેમ. અલબત્ત, અત્યારની આપણી સામાજિક સ્થિતિ અને રહેણીકરણી બદલાઈ છે તેમ જ કન્યાઓની લગ્નવય પણ હવે પહેલાંની જેમ નીચી નથી રહી એટલે આજે કન્યાના લગ્નપ્રસંગો કે આણાં વગેરેનાં ચિત્રો ખાસ કરીને શહેરોમાં વિસંવાદી લાગે તેવાં છે. છતાંય તેમાં વ્યક્ત થયેલા માતૃહૃદયના ભાવો અત્યારે પણ હૃદયંગમ બને છે :

આજ માડી તણે આંગણે રે રૂડા રાસડા લેતી,
કાલ અગોચર ભોમમાં રે ડગ ધ્રૂજતાં દેતી.

તે જ પ્રમાણે 'ભાઈબીજ'માં ભગિનીવાત્સલ્યનું ચિત્ર પણ તેટલું જ મનોહર અને હૃદયસ્પર્શી આલેખ્યું છે :

આજ પિયર એને આંગણે રે વસ્યું સામટું આવી;
લાખ સગાંતણાં સંગનો રે રહ્યો રંગ રિઝાવી.

અને

આવે અનેક આશાભરી રે સખી બીજ સોહાગી,
બંધુ મિલાવણ બીજડી રે આ તો માવડી મીઠી.

'ભાભી' કાવ્યમાં નાની નણદલ ભાઈભાભીના યુગલને જોઈ જે ભાવના સેવે છે તે ચિત્રમાં વાસ્તવિકતા કરતાં ભાવનાત્મકતા વિશેષ છે. કવિને ઉપમાઓ પણ કેવી સચોટ અને સુંદર સૂઝે છે !

માડીજાયો તે મધુર મોરલો રે લોલ,
ભાભી ઢળકતી શી ઢેલ રે.
વીરો મહેરામણ મીઠડો રે લોલ,
શીળી સરિતની એ સેર રે.

છેવટે બહેન પોતાની અભિલાષા વ્યક્ત કરે છે :

ચળકો સદાય એનો ચાંદલો રે લોલ,
જીવો એ જુગ-જુગ જોડ રે!

બોટાદકરના કુટુંબપ્રેમના આલેખનમાં એક મર્યાદા સ્પષ્ટપણે તરી આવ્યા વિના રહેતી નથી. સ્ત્રીહૃદયના ભાવોનું જ આલેખન કુટુંબપ્રેમનાં કાવ્યોમાં થયું છે. બોટાદકરના કાવ્યક્ષેત્રમાંથી પુરુષનો બહિષ્કાર થયો હોય તેમ દેખાઈ આવે છે. પિતૃવાત્સલ્ય પણ ભાગ્યે જ પ્રવેશ પામ્યું છે. નારીહૃદયના ભાવને પિછાનવાની બોટાદકરમાં સહજપ્રજ્ઞા હોય તેમ જણાય છે અને તેથી જ મેઘાણીએ કહ્યું હતું, 'સ્ત્રીના ભાવો અને ભાષા બંનેનો આવો મીઠો સુયોગ સાધનાર બોટાદકર જાણે કે સાત સાત સ્ત્રીજન્મો પૂરા કરીને પહેલવહેલા જ પુરુષઅવતારમાં ચાલ્યા આવતા હોય ને!' પુરુષ અવતાર પહેલો હોવાથી તેનો પૂર્વાનુભવ ન હોવાથી પુરુષભાવોને ગાયા નથી તેવો ધ્વનિ મેઘાણીના કથયિત્વમાં હોય કે ન હોય પણ એવો ધ્વનિ સારવવાનું મન થઈ જાય તેવું છે.

અલબત્ત, બોટાદકર દામ્પત્યપ્રેમના પૂજક છે જ, – માતૃવાત્સલ્યના પ્રધાન પૂજક હોવા છતાં પ્રણયસિદ્ધિ પ્રાપ્ત કરવા માટે 'વરવધૂ'માં કહ્યું જ છે:

ધરીને સ્નેહની નૌકા, હલેસાં હર્ષનાં દેતાં,
ગહન ભવસિન્ધુને તીરે પ્રયાસે પહોંચવા માટે.
દ્વિગુણ દૃષ્ટિ વડે દેખી, દ્વિગુણ શક્તિ ઉરે ધારી,
ગૃહીને પુણ્યતમ પંથે ચરણથી ચાલવા માટે.

બોટાદકરની કવિતામાં એક વસ્તુ નોંધપાત્ર છે. સંસ્કૃત શબ્દોનો અકારણ મોહ એમનાં અનેક કાવ્યોમાં ખૂંચે તેવી રીતે તરી આવે છે. પણ ઘણુંખરું આવાં કાવ્યો છંદોબદ્ધ પ્રકારનાં હોય છે. પણ જ્યાં લોકગીતના ઢાળનાં ગીતો બોટાદકરે ગાયાં છે તેમાં સંસ્કૃત શબ્દોનો વપરાશ બહુ ઓછો છે એટલું જ નહિ પણ તળપદી અને જાનપદી ભાષાની સરળતા અને સુન્દરતા કુદરતી રીતે આવી ગયાં છે. ભાવની ઉત્કટ અનુભૂતિ વખતે હૃદયસોંસરી વાણીનો સ્રાવ આપોઆપ થતો હોય છે, એટલે જ બોટાદકરનાં કુટુંબપ્રેમનાં કાવ્યોનું નિરૂપણ લોકઢાળના પંથે જ થયું છે. નારીહૃદયના ભાવોનું આલેખન કરતી વેળા બોટાદકરને સંસ્કૃતવૃત્તોને માર્ગે જવાનું સૂઝતું નથી, લોકગીતના ઢાળે જ ચાલવાનું

આવતું આબેહૂબ ચિત્ર આ 'પારણું' કાવ્યમાં મળી રહે છે. કવિ છેલ્લી કડીમાં કહે છે :

ધન્ય એ 'વ્યગ્રતા', વંદ્ય એ 'વિવશતા',
રમ્ય એ 'વિઘ્ન' સહુ કાર્ય માંહે !

એ વખતે કાલિદાસની धन्यास्तदंगरजसा मलिनीभवन्तितुं સ્વાભાવિક સ્મરણ થઈ જાય છે.

ખોટાદકરની કવિતામાં તત્કાલીન મધ્યમવર્ગીય સમાજનું સુરેખ પ્રતિબિંબ પડેલું જોવામાં આવશે, જેમ પ્રેમાનંદનાં આખ્યાનોમાં બને છે તેમ. અલબત્ત, અત્યારની આપણી સામાજિક સ્થિતિ અને રહેણીકરણી બદલાઈ છે તેમ જ કન્યાઓની લગ્નવય પણ હવે પહેલાંની જેમ નીચી નથી રહી એટલે આજે કન્યાના લગ્નપ્રસંગો કે આણાં વગેરેનાં ચિત્રો ખાસ કરીને શહેરોમાં વિસંવાદી લાગે તેવાં છે. છતાંય તેમાં વ્યક્ત થયેલા માતૃહૃદયના ભાવો અત્યારે પણ હૃદયંગમ બને છે :

આજ માડી તણે આંગણે રે રૂડા રાસડા લેતી,
કાલ અગોચર ભોમમાં રે ડગ ધ્રૂજતાં દેતી.

તે જ પ્રમાણે 'ભાઈબીજ'માં ભગિનીવાત્સલ્યનું ચિત્ર પણ તેટલું જ મનોહર અને હૃદયસ્પર્શી આલેખ્યું છે :

આજ પિયર એને આંગણે રે વસ્યું સામટું આવી;
લાખ સગાંતણાં સંગનો રે રહ્યો રંગ રિઝાવી.

અને

આવે અનેક આશાભરી રે સખી બીજ સોહાગી,
બંધુ મિલાવણ બીજડી રે આ તો માવડી મીઠી.

'ભાભી' કાવ્યમાં નાની નણદલ ભાઈભાભીના યુગલને જોઈ જે ભાવના સેવે છે તે ચિત્રમાં વાસ્તવિકતા કરતાં ભાવનાત્મકતા વિશેષ છે. કવિને ઉપમાઓ પણ કેવી સચોટ અને સુંદર સૂઝે છે !

માડીજાયો તે મધુર મોરલો રે લોલ,
ભાભી ઢળકતી શી ઢેલ રે.
વીરો મહેરામણ મીઠડો રે લોલ,
શીળી સરિતની એ સેર રે.

છેવટ બહેન પોતાની અભિલાષા વ્યક્ત કરે છે :

ચળકો સદાય એનો ચાંદલો રે લોલ,
જીવો એ જુગ-જુગ જોડ રે!

ખોટાદકરના કુટુંબપ્રેમના આલેખનમાં એક મર્યાદા સ્પષ્ટપણે તરી આવ્યા વિના રહેતી નથી. સ્ત્રીહૃદયના ભાવોનું જ આલેખન કુટુંબપ્રેમનાં કાવ્યોમાં થયું છે. ખોટાદકરના કાવ્યક્ષેત્રમાંથી પુરુષનો બહિષ્કાર થયો હોય તેમ દેખાઈ આવે છે. પિતૃવાત્સલ્ય પણ ભાગ્યે જ પ્રવેશ પામ્યું છે. નારીહૃદયના ભાવને પિછાનવાની ખોટાદકરમાં સહજપ્રજ્ઞા હોય તેમ જણાય છે અને તેથી જ મેઘાણીએ કહ્યું હતું, 'સ્ત્રીના ભાવો અને ભાષા બંનેનો આવો મીઠો સુયોગ સાધનાર ખોટાદકર જાણે કે સાત સાત સ્ત્રીજન્મો પૂરા કરીને પહેલવહેલા જ પુરુષઅવતારમાં ચાલ્યા આવતા હોય ને!' પુરુષ અવતાર પહેલો હોવાથી તેનો પૂર્વાનુભવ ન હોવાથી પુરુષભાવોને ગાયા નથી તેવો ધ્વનિ મેઘાણીના કથયિત્વમાં હોય કે ન હોય પણ એવો ધ્વનિ સારવવાનું મન થઈ જાય તેવું છે.

અલબત્ત, ખોટાદકર દામ્પત્યપ્રેમના પૂજક છે જ,— માતૃવાત્સલ્યના પ્રધાન પૂજક હોવા છતાં પ્રણયસિદ્ધિ પ્રાપ્ત કરવા માટે 'વરવધૂ'માં કહ્યું જ છે:

ધરીને સ્નેહની નૌકા, હલેસાં હર્ષનાં દેતાં,
ગહન ભવસિન્ધુને તીરે પ્રયાસે પહોંચવા માટે.
દ્વિગુણ દૃષ્ટિ વડે દેખી, દ્વિગુણ શક્તિ ઉરે ધારી,
ગૃહીને પુણ્યતમ પંથે ચરણથી ચાલવા માટે.

ખોટાદકરની કવિતામાં એક વસ્તુ નોંધપાત્ર છે. સંસ્કૃત શબ્દોનો અકારણ મોહ એમનાં અનેક કાવ્યોમાં ખૂંચે તેવી રીતે તરી આવે છે. પણ ઘણુંખરું આવાં કાવ્યો છંદોબદ્ધ પ્રકારનાં હોય છે. પણ જ્યાં લોકગીતના ઢાળનાં ગીતો ખોટાદકરે ગાયાં છે તેમાં સંસ્કૃત શબ્દોનો વપરાશ બહુ ઓછો છે એટલું જ નહિ પણ તળપદી અને જાનપદી ભાષાની સરળતા અને સુન્દરતા કુદરતી રીતે આવી ગયાં છે. ભાવની ઉત્કટ અનુભૂતિ વખતે હૃદયસોંસરી વાણીનો સ્રાવ આપોઆપ થતો હોય છે, એટલે જ ખોટાદકરનાં કુટુંબપ્રેમનાં કાવ્યોનું નિરૂપણ લોકઢાળના પંથે જ થયું છે. નારીહૃદયના ભાવોનું આલેખન કરતી વેળા ખોટાદકરને સંસ્કૃતવૃત્તોને માર્ગે જવાનું સૂઝતું નથી, લોકગીતના ઢાળે જ ચાલવાનું

સ્વાભાવિક સ્ફુરણ થતું જણાય છે. વાણીમાં કે નિરૂપણમાં તેથી ક્યાંય પણ કૃત્રિમતા પ્રવેશી શકતી નથી. તેમણે ખુમારીથી પોતાની કવિતાના વિષય પરત્વે ગાયું છે :

> પ્રણયના મીઠડા મંત્રો અને ગીતો અમે ગાશું,
> ભલે સંસારના શિષ્યો સુણે કે ના સુણે તોયે.

આપણે જાણીએ છીએ, ગુજરાતના જનહૃદયે તેમનાં ગીત ઝીલ્યાં છે એટલું જ નહિ તેમનાં હૃદયચિત્તમાં ગુંજ્યાં છે અને અનેક હૃદયોને એ ભાવે ભીંજવીને પરિશુદ્ધ કર્યાં છે. બોટાદકરની કવિતામાં ભવ્ય દર્શન, ઊંડું મંથન કે વિશાળ વ્યાપ નથી એ ખરું છે અને એ મર્યાદા સ્પષ્ટ છે. પણ તેમની કવિતામાં વહેતી ભાવસરિતાનું દર્શન પ્રસન્નમનોહર તો છે જ; એટલું જ નહિ, પણ તેમાં અવગાહન કરનારને શુચિતાભરી પ્રસન્નતા, સ્ફૂર્તિભરી તાઝગી અને પાવનકારી બળ મળે છે. કુટુંબપ્રેમનાં આવાં મનોહર ગીતો આપણી કવિતામાં કેટલાં ? બોટાદકરની કવિતાનું વર્તુલ નાનું હોવા છતાંયે કુટુંબપ્રેમની અને ગૃહજીવનની મીઠાશનું કાવ્ય ગાનાર તરીકે આદરભર્યું સ્થાન ગુજરાતી કવિતામાં પ્રતિષ્ઠિત છે.



**અભિજાત કવિ :**

કવિ બોટાદકર જેને સાચા અર્થમાં ગુજરાતના ગૃહજીવનના કવિ કહી શકાય તે, આપણા અતિ સંવેદનશીલ અભિજાત કવિ હતા.

— ઝીણાભાઈ દેસાઈ
( સ્નેહરશ્મિ )

## ગૃહકુંજનો કોકિલ – બોટાદકર

ઇન્દુલાલ ગાંધી

'અસંખ્ય રત્નો અનંત સિન્ધુને તળિયે વેરાયેલાં હોય છે. કંઈક સુગંધી ફૂલો વન-વગડાને પોતાની સૌરભ અર્પી, કોઈની નજરે ચડયા વિના કરમાઈ જાય છે.' ટોમસ ગ્રેની આ ઉક્તિ કવિ બોટાદકરને બરાબર લાગુ પડે છે. સૂર્ય–ચન્દ્રના તેજમાં ઘરના દીવાનું તેજ ઝાંખું જ લાગે ને? બોટાદકર એ ગુજરાતનું અમૂલું કંઠાભરણ હતું. એ સુગંધી ફૂલ પોતાની સુવાસ વગડામાં વેરી દઈ અકાળ કાળને ખોળે ઢળી પડયું.

કોઈ કહેશે કે કવિને ગુજરાતે કેમ નવાજ્યા નહિ? ગુજરાતની લલનાઓને લલિત 'રાસતરંગિણી'માં નવડાવનારની કદર ગુજરાતે કેમ કરી નહિ હોય? જવાબ: ગુજરાત 'બેકદર' છે. હાજીના અવસાન પછી જ હાજીના ઊજળા આત્માની ખબર ગુજરાતને પડી. કેવા કેવા કપરા સંજોગોના સાગરમાં હાજીની નાવ ઝોલાં ખાતી એ તો હાજી મહમદ સ્મારકગ્રંથના પ્રકાશન પછી જ ગુજરાતને જાણ થઈ. આવા પ્રખ્યાત પત્રકારની કદર ગુજરાત ન કરી શકયું તો સૌરાષ્ટ્રના બોટાદ જેવા એક નાનકડા ગામમાં વસતા આ નિર્ધન કવિની કદર કોણ કરી શકે?

એક અત્યંત નિકટના મિત્ર તરફથી મને કેટલાંક પુસ્તકો ભેટ તરીકે મળેલાં. એમાંથી ત્રણ પુસ્તકો શ્રી બોટાદકરની કવિતાનાં હતાં – 'સ્રોતસ્વિની,' 'શૈવલિની' અને 'રાસતરંગિણી.' સૌથી વધુ ધ્યાન 'રાસતરંગિણી'એ ખેંચ્યું. વાંચતાં વાંચતાં લાગ્યું કે કોઈ સંસ્કારી સ્ત્રીએ જ આ કાવ્યો લખીને – બોટાદકરને એમના નામે ચડાવી દેવા આપ્યાં હશે. આ તો માત્ર તર્ક હતો. વાસ્તવિક રીતે કાવ્યો તો બોટાદકરનાં જ હતાં. પણ એના ઉપરથી એટલી તો ખાતરી થઈ કે કવિને સ્ત્રી–હૃદય, માનવહૃદયનાં ભાવઊર્મિનો કેટલો અભ્યાસ છે. ઝીણામાં

ઝીણા હૃદયતરંગ કવિ કેટલી સચોટ અને સરળ રીતે આપણી પાસે ધરી દે છે!

'દૂધભર્યું હજી દાંતમાં રે એને આપવાં આણાં.'

માતાનું હૃદય, વહુનું, નણંદનું, અને એવાં બીજાં હિન્દુસંસારનાં સુંદર ચિત્રો એકલા ખોટાદકરે જ ગુજરાતને આપ્યાં છે અને એટલા પૂરતું ગુજરાત એમનું ઋણી છે.

ગુજરાતના વિદ્યમાન અને અવિદ્યમાન એવા લગભગ બધા કવિઓ કરતાં ખોટાદકરની કાવ્યદૃષ્ટિ અનોખી, નિરાળી લાગે છે. જ્યારે નરસિંહરાવ નાનાલાલ સાગર, ઉષા, કમળ અને સંધ્યા એવા વિષયોને કવિતાના વિષય તરીકે સ્વીકારે છે, ત્યારે ખોટાદકર મધમાખી, લગ્ન, પ્રણય, આવળનાં ફૂલ, પરબ એવી ઘરગથ્થુ અને હમેશ નજરે ચડતી સામાન્ય વસ્તુને પોતાના કાવ્ય-ગુચ્છમાં ગૂંથી દે છે. આકાશ, વાયુ, સૂર્ય કે ચંદ્ર ભવ્ય તો છે જ અને એની ભવ્યતાનાં કવિ દર્શન કરાવે તો એમાં કોઈ ભારે અલૌકિક કલ્પના-વિહાર મને તો ન લાગે. સાધારણ વસ્તુમાં પણ સૌન્દર્ય છે, એ સૌન્દર્યનું જ્યારે કવિ પોતાની કવિતામાં દર્શન કરાવે ત્યારે જ કવિત્વની ખરી ખૂબી અને સૌન્દર્યભાવના પૂરેપૂરી પરખાય.

આપણા પ્રખ્યાત કવિઓએ ઉલ્લેખેલા એવા કંઈક વિષયોને ખોટાદકરે પોતાની ઈશ્વરદત્ત કાવ્યશક્તિથી નવાજી એવી તો સુંદર રીતે રજૂ કર્યા છે કે આપણને બે ઘડી દંગ કરી નાખે.

બીજા કવિઓએ જ્યારે સીતા અને દ્રૌપદીના સ્વાર્થત્યાગ અને પતિભક્તિનાં ભારોભાર વખાણ કર્યાં છે ત્યારે પોતાની જેમ જ અવગણના પામેલી ઊર્મિલાને ખોટાદકર પોતાની કવિતાનો વિષય બનાવે છે.

જ્યારે આપણી સામાજિક દુર્વ્યવસ્થા ઉપર બીજા કવિઓએ ફાવે તેવી કડવી ટીકાઓ કરી, એના દુર્ગુણોનાં અમર ગાન ગયાં, ત્યારે બિચારા ખોટાદકરે એમાં રહેલું સૌન્દર્ય એક બાજુ તારવી બતાવ્યું. નવપરિણીત એક પતિ પોતાની પત્નીને પ્રશ્ન પૂછે છે:

હૃદય રમશે એકી ભાવે નહિ અથવા રમે,
જનની જનકે પૂછી જોયું કદી નહિ તે તને?

મુજ હૃદયને જોયા-જાણ્યા વિના કયમ એ થયું ?
પ્રકૃતિ મળશે કે ના એવું ન તેં કયમ ચિંતવ્યું ?

*

ઘર જનકનું છોડી શાણી! ભવાટવીમાં જતાં
સહચરતણું કીધું કાંઈ પરીક્ષણ કેમ ના ?

નવોઢા ઉત્તર આપે છે કે:

વડીલ પરના પ્રેમે ડૂબ્યું રહ્યું ઉર રાચતું
નિજ મતિ થકી હા! હા! જોવા ન તત્પર તે હતું.

*

પ્રણય શરણે ને વિશ્વાસે ગ્રહ્યું વિષ જો હશે,
પ્રણય બળથી તે સદ્‌ભાવે સુધા નહિ કાં બને ?

કયા કવિને આ ઉત્તર સૂઝયો હતો ? બોટાદકરની આ દૃષ્ટિ અચંબો પમાડે એવી છે. કવિ ગૃહગાયક છે અને તેથી એમના વિષયો મેં ઉપર કહ્યું તેવા ઘરગથ્થુ છે. ગૃહજીવનની ઊર્મિનો વેગ કવિમાં એટલો તો પ્રબળ છે કે પ્રકૃતિનાં અનેક વર્ણનોમાં એ ગૃહજીવનને ગૂંથી નાખે છે.

રાત્રિના વર્ણનમાં શર્વરી કહે છે :

જો! આ જ્યેષ્ઠે કંઈક ઉરને તીવ્ર તાપે તપાવ્યાં
ને તોફાનો પ્રલય રચવા કાજ કેવાં મચાવ્યાં!
એને ટાળી કુળ-વડીલના કાર્યને હું સુધારું,
એનો ભૂંડો અપયશ શકું જોઈ હું કેમ વારું ?

કવિની છંદરચના જોતાં પહેલી જ નજરે કવિનું શબ્દપ્રભુત્વ આપણું ધ્યાન ખેંચે એવું છે. કાન્ત પછી બોટાદકર એક જ એવા કવિ છે કે જેમને લઘુ-ગુરુની મહાપંચાત મહાત કરતી નથી. એક પણ શબ્દ એમને શોધવો પડતો નથી; એ તો એની મેળે જ આવી ચોકઠામાં ગોઠવાઈ જાય છે.

બોટાદકરનો આદર્શ કાલિદાસ હતો. અસ્ખલિત વહેતી એમની કવિતા એટલી તો પારદર્શક, લલિત અને પ્રાસાદિક છે કે આપણે સહેજે કબૂલવું પડે કે કવિએ પોતાના આદર્શ એવા કવિ કુલશિરોમણિને પંથે જ પોતાની કાવ્યસરિતા વહેવડાવી છે. અટપટો વાણીવ્યાપાર,

નિગૂઢ વિચારતત્ત્વો કે અનંત વ્યોમવિહાર એ ખોટાદકરમાં તમને ભાગ્યે જ જોવા મળશે. સાદામાં સાદી વાત, સાદામાં સાદી ભાષામાં, બહુ જ સરળ રીતે છતાંયે કલાતત્ત્વને જરાયે અળગું કર્યા વિના કહી નાખે તે ખોટાદકર.

સંસ્કૃત સાહિત્યને અંગે કહો કે પડી ગયેલી ટેવને ખાતર કહો, પણ ખોટાદકરની એક મોટી નબળાઈ તે 'અતિ સંસ્કૃતમયતા.' પરબને બદલે પ્રપા, રાત્રિ કે રજનીને બદલે શર્વરી અને એવાં કેટલાંક ઉદાહરણો એમની કવિતામાંથી સહેજે જડી આવે છે.

વૃત્તિ પરત્વે જેમ ખોટાદકર સૌન્દર્યદર્શી કવિ છે તેમ ભાવના પરત્વે એ પ્રણયપૂજક કવિ છે, અને વિષય પરત્વે એ ગ્રામજીવન તેમ જ કુટુંબજીવનના કવિ છે. કવિતાની એમની અપ્રતિમ લગની અને ગુજરાતનું દુર્લક્ષ જ્યારે સાથોસાથ યાદ આવે છે ત્યારે હૃદય દ્રવી જાય છે. એક ગરીબ શિક્ષક રહીને એ ગયો, ન કોઈએ સત્કાર્યો, ન બોલાવ્યો. ગુજરાત પોતાના આ અનોખા સંસ્કારસ્વામી માટે જેટલું કરશે એટલું ઓછું ગણાશે.

નવયુગના ઊગતા કવિ પાસે ખોટાદકર ખરો પ્રેરણાસાગર વહેતો મૂકી ગયા છે. કવિતા! અહો! આખી સૃષ્ટિ કવિતામય છે. માત્ર દૃષ્ટિ જોઈએ એ પારખવાની.



કવિનું સાચું સર્જન :

કવિ ખોટાદકર, ગુજરાતણોના કંઠમાંથી સરી જતું ગાણું પાછું લાવી શકયા અને બહેનોને કિલ્લોલતી કરી; એમનામાં ઉલ્લાસ ભર્યો. કવિનું સાચું સર્જન આ જ નથી?

— જયાબહેન અ. દાણી

## માંગલ્યનો ગાયક

ઈશ્વરલાલ ર. દવે

સુકવિ તત્ત્વતઃ માંગલ્યનો ઉપાસક અને ગાયક હોય છે. અમંગલનું નિવારણ અને મંગલનું સ્થાપન એ કવિતાનું પ્રયોજન ગણાયું છે. તેમાંયે બોટાદકરે તો કવિ તરીકે વિશિષ્ટ રીતે મંગલમ્‌ની સાધના કરી છે. બોટાદકર પ્રકૃતિથી જ મંગલદર્શી, શુભદર્શી, ગુણદર્શી કવિ છે. કેટલાક માણસો એવા હોય છે કે એમને જ્યાં જુએ ત્યાં બધે દોષ જ દેખાય. કેટલાક કવિઓને પણ આવો કમળો થયો હોય છે, જેથી એમને બધે અનિષ્ટ, અશુભ, કુરૂપતા દેખાય. બોટાદકર એવા કાદવિયા કવિ નથી, જગતમાં એમની કવિદષ્ટિને બધું જ શુભ–સુંદર–મંગલ દેખાય છે :

'એ દૃષ્ટિ આ જગ સકળમાં પૂર્ણ સૌન્દર્ય જોતી,
ને મીઠી કૈં કુદરત તણી લા'ણ સર્વત્ર લેતી;
વ્યક્તિમાત્રે વસી વિમળતા એકતા એ નિહાળે,
જૂઠો પેલો જગવિષયનો ભેદ ના કાંઈ ભાળે.'

વ્યક્તિમાત્રમાં રહેલો વિમળતાનો અંશ કવિ જોઈ શકે છે. એ દૃષ્ટિ 'આવળનાં ફૂલ'માં પણ સૌન્દર્ય જોઈ શકે છે અને નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન એમાંથી સંપાદિત કરી શકે છે.

બોટાદકરની આ મંગલમય દષ્ટિ મુખ્યત્વે ગૃહજીવન અને કુટુંબજીવન પર પડી છે. કુટુંબભાવનાનાં મધુર ચિત્રો બોટાદકરની કલમે આલેખ્યાં છે. ગૃહજીવનમાં કેટલું માધુર્ય, કેટલો સંવાદ અને સુમેળ હોય છે, તે કવિતામાં અંકિત થયું છે. એક આદર્શ કુટુંબ એમની કવિતામાં સતત આકાર પામતું રહે છે. આ કુટુંબમાં માતા કેન્દ્રસ્થાને છે. માતાનું ચિત્ર આલેખતાં કવિ કહે છે :

નિગૂઢ વિચારતત્ત્વો કે અનંત વ્યોમવિહાર એ બોટાદકરમાં તમને ભાગ્યે જ જોવા મળશે. સાદામાં સાદી વાત, સાદામાં સાદી ભાષામાં, બહુ જ સરળ રીતે છતાંયે કલાતત્ત્વને જરાયે અળગું કર્યા વિના કહી નાખે તે બોટાદકર.

સંસ્કૃત સાહિત્યને અંગે કહો કે પડી ગયેલી ટેવને ખાતર કહો, પણ બોટાદકરની એક મોટી નબળાઈ તે 'અતિ સંસ્કૃતમયતા.' પરબને બદલે પ્રપા, રાત્રિ કે રજનીને બદલે શર્વરી અને એવાં કેટલાંક ઉદાહરણો એમની કવિતામાંથી સહેજે જડી આવે છે.

વૃત્તિ પરત્વે જેમ બોટાદકર સૌન્દર્યદર્શી કવિ છે તેમ ભાવના પરત્વે એ પ્રણયપૂજક કવિ છે, અને વિષય પરત્વે એ ગ્રામજીવન તેમ જ કુટુંબજીવનના કવિ છે. કવિતાની એમની અપ્રતિમ લગની અને ગુજરાતનું દુર્લક્ષ જ્યારે સાથેસાથ યાદ આવે છે ત્યારે હૃદય દ્રવી જાય છે. એક ગરીબ શિક્ષક રહીને એ ગયો, ન કોઈએ સત્કાર્યો, ન બોલાવ્યો. ગુજરાત પોતાના આ અનોખા સંસ્કારસ્વામી માટે જેટલું કરશે એટલું ઓછું ગણાશે.

નવયુગના ઊગતા કવિ પાસે બોટાદકર ખરો પ્રેરણાસાગર વહેતો મૂકી ગયા છે. કવિતા! અહો! આખી સૃષ્ટિ કવિતામય છે. માત્ર દૃષ્ટિ જોઈએ એ પારખવાની.



કવિનું સાચું સર્જન :

કવિ બોટાદકર, ગુજરાતણોના કંઠમાંથી સરી જતું ગાણું પાછું લાવી શકયા અને બહેનોને કિલ્લોલતી કરી; એમનામાં ઉલ્લાસ ભર્યો. કવિનું સાચું સર્જન આ જ નથી ?

— જયાબહેન એ. દાણી

## માંગલ્યનો ગાયક

ઈશ્વરલાલ ર. દવે

સુકવિ તત્ત્વતઃ માંગલ્યનો ઉપાસક અને ગાયક હોય છે. અમંગલનું નિવારણ અને મંગલનું સ્થાપન એ કવિતાનું પ્રયોજન ગણાયું છે. તેમાંયે બોટાદકરે તો કવિ તરીકે વિશિષ્ટ રીતે મંગલમની સાધના કરી છે. બોટાદકર પ્રકૃતિથી જ મંગલદર્શી, શુભદર્શી, ગુણદર્શી કવિ છે. કેટલાક માણસો એવા હોય છે કે એમને જ્યાં જુએ ત્યાં બધે દોષ જ દેખાય. કેટલાક કવિઓને પણ આવો કમળો થયો હોય છે, જેથી એમને બધે અનિષ્ટ, અશુભ, કુરૂપતા દેખાય. બોટાદકર એવા કાદવિયા કવિ નથી, જગતમાં એમની કવિદૃષ્ટિને બધું જ શુભ–સુંદર–મંગલ દેખાય છે :

'એ દૃષ્ટિ આ જગ સકળમાં પૂર્ણ સૌન્દર્ય જોતી,
ને મીઠી કૈં કુદરત તણી લા'ણ સર્વત્ર લેતી;
વ્યક્તિમાત્રે વસી વિમળતા એકતા એ નિહાળે,
જૂઠો પેલો જગવિષયનો ભેદ ના કાંઈ ભાળે.'

વ્યક્તિમાત્રમાં રહેલો વિમળતાનો અંશ કવિ જોઈ શકે છે. એ દૃષ્ટિ 'આવળનાં ફૂલ'માં પણ સૌન્દર્ય જોઈ શકે છે અને નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન એમાંથી સંપાદિત કરી શકે છે.

બોટાદકરની આ મંગલમય દૃષ્ટિ મુખ્યત્વે ગૃહજીવન અને કુટુંબજીવન પર પડી છે. કુટુંબભાવનાનાં મધુર ચિત્રો બોટાદકરની કલમે આલેખ્યાં છે. ગૃહજીવનમાં કેટલું માધુર્ય, કેટલો સંવાદ અને સુમેળ હોય છે, તે કવિતામાં અંકિત થયું છે. એક આદર્શ કુટુંબ એમની કવિતામાં સતત આકાર પામતું રહે છે. આ કુટુંબમાં માતા કેન્દ્રસ્થાને છે. માતાનું ચિત્ર આલેખતાં કવિ કહે છે :

નિગૂઢ વિચારતત્ત્વો કે અનંત વ્યોમવિહાર એ બોટાદકરમાં તમને ભાગ્યે જ જોવા મળશે. સાદામાં સાદી વાત, સાદામાં સાદી ભાષામાં, બહુ જ સરળ રીતે છતાંયે કલાતત્ત્વને જરાયે અળગું કર્યા વિના કહી નાખે તે બોટાદકર.

સંસ્કૃત સાહિત્યને અંગે કહો કે પડી ગયેલી ટેવને ખાતર કહો, પણ બોટાદકરની એક મોટી નબળાઈ તે 'અતિ સંસ્કૃતમયતા.' પરબને બદલે પ્રપા, રાત્રિ કે રજનીને બદલે શર્વરી અને એવાં કેટલાંક ઉદાહરણો એમની કવિતામાંથી સહેજે જડી આવે છે.

વૃત્તિ પરત્વે જેમ બોટાદકર સૌન્દર્યદર્શી કવિ છે તેમ ભાવના પરત્વે એ પ્રણયપૂજક કવિ છે, અને વિષય પરત્વે એ ગ્રામજીવન તેમ જ કુટુંબજીવનના કવિ છે. કવિતાની એમની અપ્રતિમ લગની અને ગુજરાતનું દુર્લક્ષ જ્યારે સાથોસાથ યાદ આવે છે ત્યારે હૃદય દ્રવી જાય છે. એક ગરીબ શિક્ષક રહીને એ ગયો, ન કોઈએ સત્કાર્યો, ન બોલાવ્યો. ગુજરાત પોતાના આ અનોખા સંસ્કારસ્વામી માટે જેટલું કરશે એટલું ઓછું ગણાશે.

નવયુગના ઊગતા કવિ પાસે બોટાદકર ખરો પ્રેરણાસાગર વહેતો મૂકી ગયા છે. કવિતા ! અહો ! આખી સૃષ્ટિ કવિતામય છે. માત્ર દૃષ્ટિ જોઈએ એ પારખવાની.



### કવિનું સાચું સર્જન :

કવિ બોટાદકર, ગુજરાતણોના કંઠમાંથી સરી જતું ગાણું પાછું લાવી શક્યા અને બહેનોને કિલ્લોલતી કરી; એમનામાં ઉલ્લાસ ભર્યો. કવિનું સાચું સર્જન આ જ નથી ?

— જયાબહેન અ. દાણી

## માંગલ્યનો ગાયક

ઈશ્વરલાલ ૨. દવે

સુકવિ તત્ત્વતઃ માંગલ્યનો ઉપાસક અને ગાયક હોય છે. અમંગલનું નિવારણ અને મંગલનું સ્થાપન એ કવિતાનું પ્રયોજન ગણાયું છે. તેમાંયે ખોટાદકરે તો કવિ તરીકે વિશિષ્ટ રીતે મંગલમ્‌ની સાધના કરી છે. ખોટાદકર પ્રકૃતિથી જ મંગલદર્શી, શુભદર્શી, ગુણદર્શી કવિ છે. કેટલાક માણસો એવા હોય છે કે એમને જ્યાં જુએ ત્યાં બધે દોષ જ દેખાય. કેટલાક કવિઓને પણ આવો કમળો થયો હોય છે, જેથી એમને બધે અનિષ્ટ, અશુભ, કુરૂપતા દેખાય. ખોટાદકર એવા કાદવિયા કવિ નથી, જગતમાં એમની કવિદૃષ્ટિને બધું જ શુભ–સુંદર–મંગલ દેખાય છે :

'એ દૃષ્ટિ આ જગ સકળમાં પૂર્ણ સૌન્દર્ય જોતી,
ને મીઠી કૈં કુદરત તણી લા'ણ સર્વત્ર લેતી;
વ્યક્તિમાત્રે વસી વિમળતા એકતા એ નિહાળે,
જૂઠો પેલો જગવિષયનો ભેદ ના કાંઈ ભાળે.'

વ્યક્તિમાત્રમાં રહેલો વિમળતાનો અંશ કવિ જોઈ શકે છે. એ દૃષ્ટિ 'આવળનાં ફૂલ'માં પણ સૌન્દર્ય જોઈ શકે છે અને નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન એમાંથી સંપાદિત કરી શકે છે.

ખોટાદકરની આ મંગલમય દૃષ્ટિ મુખ્યત્વે ગૃહજીવન અને કુટુંબજીવન પર પડી છે. કુટુંબભાવનાનાં મધુર ચિત્રો ખોટાદકરની કલમે આલેખ્યાં છે. ગૃહજીવનમાં કેટલું માધુર્ય, કેટલો સંવાદ અને સુમેળ હોય છે, તે કવિતામાં અંકિત થયું છે. એક આદર્શ કુટુંબ એમની કવિતામાં સતત આકાર પામતું રહે છે. આ કુટુંબમાં માતા કેન્દ્રસ્થાને છે. માતાનું ચિત્ર આલેખતાં કવિ કહે છે :

'મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી મીઠી તે મોરી માત રે,
જનનીની જોડ સખિ! નહિ જડે રે લોલ.'

માતાની આંખમાં અમી છે. વહાલનાં ભરેલાં વેણ છે; ગંગાનાં નીર વધેઘટે, પણ માતાના પ્રેમનો પ્રવાહ તો એકસરખો વહ્યા કરે છે. દીકરી જ્યારે સાસરે જાય છે, ત્યારે માતાના હૃદયમાં કેવી લાગણીઓ ઊભરાય છે, તેનું આલેખન કવિએ 'માતૃગુંજન'માં આપ્યું છે. દીકરી પરણે છે એનો આનંદ છે. દીકરીનો વિયોગ થશે, એક દુઃખ છે. દીકરીનું સાસરામાં શું થશે એની ચિન્તા છે. આંસુ અને સ્મિત માતાના ચહેરા પર એક સાથે દેખાય છે, દીકરીને વળાવતાં મા કહે છે:

'ધોરી! ધીરે તમે ચાલજો રે મારું ફૂલ ન ફરકે,
ઊડી જશે પળ એકમાં રે એનું કાળજું ધડકે,

સાસરવાટ શિલાભરી રે એને છેક અજાણી,
ક્યાંય શાળી નથી છાંયડી રે નથી પંથમાં પાણી,
લાજભરી મારી લાડકી રે એને મોઢડે તાળાં,
કોણ પળેપળ પૂછશે રે દુઃખી જોઈ દયાળાં.'

વાસ્તવિક જીવનમાં નણંદ – ભોજાઈને ઓછું બને, न नन्दति इति ननान्दृ। જે ભાભીનું સુખ જોઈને આનંદતી નથી તે નણંદ, એવો વ્યુત્પત્તિ – અર્થ પણ બતાવાયો છે. એક લોકગીતમાં, નણંદ જ્યારે ભાઈને ત્યાં આવે છે ત્યારે ભાભી સિફતથી તરત જ વળાવી દે છે અને કહે છે: 'ઠાલા કૂવા તે ઠેકતા જાજો, ભર્યા કૂવામાં પડજો, રાજ, નણદલ પરોણલાં.' આવો કડવો સંબંધ નણંદ-ભોજાઈનો મનાયો છે. પણ બોટાદકરની કુટુંબકવિતામાં નણંદ કહે છે:

'ટહુકે વસન્તકુંજ કોકિલા રે લોલ,
ઘરમાં ભાભીનાં એવાં ગીત રે,
ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ.'
'માડીજાયો તે મધુર મોરલો રે લોલ,
ભાભી ઢળકતી શી ઢેલ રે,
ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ.'

ખોટાદકરના આદર્શ કુટુંબમાં ભાભી અને નણંદ વચ્ચે આવો સુમેળ છે, તો કુટુંબમાં પતિપત્ની વચ્ચે પ્રણયની માધુરી મહેકતી હોય, એમાં નવાઈ નથી. પત્નીને પોતાની સોહાગરાત સાંભરે છે :

'રસની એ રેલ સખિ! સાંભરે રૂપાળી રાત,
ઘેરાતી આંખડી ઉજાગરે રૂપાળી રાત.'
'આંખથી લગીર આંખ મેળવી રૂપાળી રાત,
પાંખથી લગીર પાંખ ભેરવી રૂપાળી રાત.'
'રસની એ રેલ સદા સાંભરે રૂપાળી રાત,
રહેજો અખંડ મારે આંગણે રૂપાળી રાત.'

આ 'રૂપાળી રાત' લગ્નની પ્રથમ રાત્રિએ પૂરી થઈ નથી. સમગ્ર જીવનમાં એ રૂપાળી રાત પ્રસરી છે, વિસ્તરી છે. આ સોહાગરાતની એક-એક ઘડીએ એક-એક દસકાને અજવાળ્યો છે. એ રૂપાળી રાત આ ઘરમાં સદાને માટે રોકાઈ ગઈ છે.

ભાઈબહેનનો પ્રેમ પણ આ કુટુંબમાં અખંડ છે. ભાઈબીજને દિવસે બહેન ભાઈના આગમનની રાહ જુએ છે :

'ઊંચા આંબા, ઊંચી આમલી રે નીચી વાડીની વેલી;
ઊંચી ચડે, નીચી ઊતરે રે આજ ન્હાવરી બ્હેની,
વીરની વાટ વિલોકતાં રે એની આંખડી ફાટે;
સારી લાગે નહિ સહિયરો રે એને ઘરમાં ન ગોઠે.'

ભાઈબીજનો સૂર્યોદય થયો; ભાઈ કેમ હજી આવ્યો નહીં? નક્કી ભાભીએ રોકી રાખ્યો હશે.

'ભાભીએ કાં હશે ભોળવ્યો રે કંઈ દોષ દેખાડી,
રોકી રાખ્યો રસ પાઈને રે મન મોહ પમાડી.'

છતાં આ નણંદ ભાભીની ઈર્ષ્યા નથી કરતી, ભાઈ-ભાભીના પ્રસન્ન દાંપત્ય પર એની અંતરની આશિષ છે :

'ભાભલડી! તુજ ભાવની રે ભલી વાધજો ભરતી,
વ્હાલસોયા મારા વીરના રે રે'જો હૈયાને હરતી.
અમર એવાતન ઊજળુ રે રહો જીવતી જોડી!
રાજ તપો રળિયામણું રે મારી આંખડી ટાઢી.
તારો પતિ, મારો બંધવો રે એવા ભેદ અનેરા,
ભાગ નથી કાંઈ ભાવમાં રે પંથ નેહના ન્યારા.'

હૃદયમાં પ્રેમની લાગણી સભર છે. એ પ્રેમ કુટુંબની જુદી જુદી વ્યક્તિઓ પ્રત્યે જુદાં જુદાં રૂપ ધારણ કરે, પણ તત્ત્વતઃ તો પ્રેમ એક અને અખંડ છે. બોટાદકરના આદર્શ કુટુંબમાં પ્રેમની ધારાઓ પરસ્પર અખંડ વહ્યા કરે છે.

'રામાયણ'માં કુટુંબજીવનનું કાવ્ય છે. કુટુંબપ્રેમના પાયા પર આર્યસંસ્કૃતિનો મહાલય રચાયો છે. 'રામાયણ'ની એ સંસ્કૃતિની ધારા બોટાદકરની કવિતામાં વહી રહી છે. પરંતુ 'રામાયણ' જેવા મહાકાવ્યમાં એક વ્યક્તિનો પ્રેમ અને ત્યાગ ભુલાયાં છે. 'રામાયણ'કારની ભૂલને સુધારવાનું બીડું બોટાદકરે ઝડપ્યું છે. કવિવર ટાગોરે 'કાવ્યની ઉપેક્ષિતા'માં ઊર્મિલાનું પાત્ર ગણાવ્યું હતું – અને આવા પાત્રને ભૂલી જવા માટે વાલ્મીકિને ઘણો ઠપકો આપ્યો હતો. બોટાદકર રામાયણની આ ઉપેક્ષિતા ઊર્મિલાનાં ત્યાગ અને જીવનમાંગલ્યને સહૃદયતાથી આલેખી શક્યા છે. સીતાએ જેમ વનવાસમાં રામ સાથે રહેવાનો નિર્ણય કર્યો તેમ ઊર્મિલા પણ લક્ષ્મણની સાથે જવાની હઠ પકડી શકત. પણ ઊર્મિલા પતિનો જીવનધર્મ સમજે છે :

'વ્હાલા ! ધર્મ વિચારીને અનુજનો ઇચ્છો અરણ્યે જવા,
શી રીતે અવરોધ થાય મુજથી સત્કાર્યને સેવતાં ?
ઉકેલ્યું દુઃખ આપના હૃદયનું તેમાં ન વૃદ્ધિ કરું,
કે'વાનું કંઈ ઉદ્દ્ભવે ઉર વિશે તોયે કશું ના કહું.

ને સંગે વસવા તણી હઠ કરી ના કષ્ટ આપું વધુ,
ચિંતાભાર વધારવો તમ શિરે એ યોગ્ય હું ના ગણું.'

લક્ષ્મણરેખાનું ઉલ્લંઘન સીતાએ કર્યું; પણ ઊર્મિલા લક્ષ્મણરેખાનું બરાબર પાલન કરે છે. ઊર્મિલા લક્ષ્મણના કર્તવ્યમાર્ગને અવરોધતી નથી. લક્ષ્મણ ઊર્મિલાનો ત્યાગ સમજે છે અને કહે છે :

'ધન્ય ધન્ય તને દેવી ! અનેરી કોઈ ઊર્મિલે !
ધર્મસંકટ સ્નેહીનું તું શકી સમજી ખરે !
હજારો કષ્ટ હૈયાનાં ને ચિંતાની પરંપરા,
સહી લેવા તણી સ્હેજે તૈયારી તેં કરી અહા !
ચિત્તને ચીરતા ભૂંડા વિલાપો નહિ તેં કર્યા,
સંસારસેવકોથી તું જુદી કોઈ સુરાત્મજા !

કર્તવ્ય પાળવા કેરો હર્ષ તું હણી નાખશે,
વનવાસ વિશે વિઘ્નો હા ! અતર્કિત આપશે,
અથવા આવવા સંગે હઠ ખૂણે બતાવશે,
સીતાનો દાખલો લેવાં તું અવશ્ય ઊભી થશે,
હતી એ અંતરે ભીતિ, ઉપાયો સૂઝતા નહિ,
પરંતુ દિવ્ય કો દેવી સિદ્ધ તું સર્વથા થઈ !
સ્વાર્થને પોષવા તારે અંતરે વાસના નથી,
સ્નેહીના ચિત્તને શોભે એવી તેં શાંતિ સાચવી !'

રામ, સીતા અને લક્ષ્મણનો જે મંગલ ત્રિકોણ રચાયો છે, તેને શક્ય બનાવનાર ઊર્મિલાની ત્યાગશીલતા છે. કવિ જે જીવનમાંગલ્ય દર્શાવે છે તે સ્વાર્પણની ભાવનાનું ફળ છે. ઊર્મિલા અને લક્ષ્મણના વિદાય પ્રસંગનું આ કાવ્ય બોટાદકરે રચ્યું : પણ ચૌદ વર્ષના વનવાસ પછીનું બંનેનું મિલન નથી વાલ્મીકિએ આલેખ્યું કે નથી ટાગોરે આલેખ્યું નથી કે નથી બોટાદકરે આલેખ્યું. એ અપૂર્વ મિલન બોટાદકરના બીજા અવતારની રાહ જોઈ રહ્યું છે !



**ભાવનાઓનું ગાન :**

કવિ બોટાદકરે કુટુંબજીવનનાં આદર્શ ચિત્રો દોરી આપ્યાં છે ને સરળમધુર ભાવનાઓનું ગાન કર્યું છે. 'રાસતરંગિણી'નું સ્થાન એમના કાવ્યસંગ્રહોમાં વિશિષ્ટ છે.

— મનસુખલાલ ઝવેરી

# 'અર્ધ કલ્પના, અરધી કાયા....'

જગદીશ જોષી

બોટાદકરની સમગ્ર કવિતાપ્રવૃત્તિની નીતરી નારીભક્તિનો વિચાર કરું છું ત્યારે 'ઉશનસ્'ની એક નાનકડી કૃતિ યાદ આવે છે:

'હે નારી, માનવની જાયા!
અર્ધજાત, અર્ધી અણજાયા!
નરનું અર્ધ તું સુંદર સપનું,
અર્ધું નારાયણ અપરૂપનું
અંતે તો તું અકલા માયા!—હે'

'કવિતા' પોતે નારીજાતિનો શબ્દ છે એટલા માટે જ નહીં, પરંતુ ખુદ માનવજીવનમાં જ નારીનો મહિમા એટલો મોટો છે કે કવિતામાં નારી સાથેનો સંબંધ કોઈ ને કોઈ રીતે પ્રગટ થતો જ રહેવાનો: ક્યારેક કવિ સ્ત્રીને માતા રૂપે જુએ તો ક્યારેક પ્રિયતમા રૂપે. આવો કોઈ સંબંધ જો સ્થૂલરૂપ ધારણ ન કરે તોપણ સર્જકશક્તિના એક પરમ સૂક્ષ્મ આંદોલન સાથે તો કવિતા સંકળાયેલી રહેવાની જ. આસક્તિ, ભક્તિ અને શક્તિ– આ ત્રણેય તત્ત્વો નારી સાથે ચિરંતન સંકળાયેલાં જ છે અને એ જ રીતે કવિ–સર્જક સાથે પણ.........

વેદકાળમાં, સ્મૃતિઓના સમયમાં, પુરાણોમાં કે પરંપરામાં સ્ત્રીનું સ્થાન કેટલું ઊંચું રહ્યું છે તે જોવા માટે સંશોધન નહીં કરવું પડે. પાંચે ભાઈઓ 'પાંડવ' તરીકે જ ઓળખાતા. પરંતુ સંયમશીલ પૌરુષના આદર્શ તરીકે અર્જુનને જ ગીતાના કવિએ 'કૌંતેય' કે 'પાર્થ' તરીકે આપણી સમક્ષ રજૂ કર્યો. શક્તિના સ્રોતના માનવ સાથેના સંબંધનો મહિમા 'કવિ'એ જ આપણને સ્થાપી આપ્યો.

મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતી – આ ત્રણ દેવીઓનું ...ાન બ્રહ્મા–વિષ્ણુ–મહેશથી સહેજે ઓછું નથી: અને આ ત્રણેય

દેવીઓની આરાધના–સાધનાના વિપુલ સાહિત્યમાં પડેલી કવિતા દુનિયાના કોઈપણ સાહિત્ય કરતાં સ્ત્રીના વ્યક્તિત્વને વધુ વિશદરૂપે કદાચ ઉપસાવતી હશે હોમરની એથીની કરતાં કે શેક્સપિયરની ડેસ્ડિમોના કરતાં કાલિદાસની સીતા, શકુન્તલા કે પાર્વતી એટલે જ કદાચ વધુ સત્ત્વશીલ લાગશે !

માણસ ભલે નિકટ–દૂરની લીલા ખેલ્યા કરે પણ માણસનું કેન્દ્ર 'માણસ' જ રહેશે. જન્મની સાથે જ મનુજને માથે આદિમાતાનું ઋણ બેસી ચૂક્યું ! આમ તો, ઈશ્વરની કલ્પના પણ મનુષ્યે જ કરી ને ? એટલે તેણે ઈશ્વરને પણ સ્વરૂપ તો આપ્યું માણસનું જ ! એને ચતુર્ભુજ કે ચતુર્મુખ બનાવ્યો એ માત્ર એની શક્તિના પરિમાણ—દર્શન પૂરતો જ !

ખોટાદકરની નારીભક્તિનાં મૂળ પણ આ પરંપરા સાથેના તેમના સંપર્કમાં છે. તેમનો આ સંપર્ક સંસ્કૃત ભાષાની શબ્દાળુતા સાથે જ નહિ, પણ એ સાહિત્યના વૈભવ સાથે પણ એટલો જ છે.

કવિવર ટાગોરે જન્મમરણને પ્રકૃતિ–માતાનાં બે સ્તન તરીકે ઘટાવ્યાં છે. માણસ પ્રકૃતિથી દૂર જઈ જઈને કેટલોક જવાનો ? પ્રકૃતિને ખોટાદકરે પણ જોઈ–જન્ને આંખો ભરીને પ્રકૃતિની લીલાનું આકંઠ પાન કર્યું. છતાં શુષ્ક વર્ણનોને બદલે પ્રકૃતિમાં તેમણે માનવભાવનું આરોપણ કર્યું. આ સંસારના સર્જકે પ્રકૃતિનો સંસાર રચી આપ્યો... .....સબંધની સ્થાપનાના આ મહિમાની પરાકાષ્ઠા છે 'શર્વરી' કાવ્યમાં. કુલયુવતી શર્વરી, ચંદ્ર તેનો પતિ, સૂર્ય તેનો જેઠ, સંધ્યા જેઠાણી. જેઠ આવતાં નાનાભાઈની વહુ નજરથી પગના નખ ખોતરતી આઘીપાછી થઈ જાય તેમ સૂર્ય આવતાં રાત આકાશનું આંગણું છાંડી જાય છે. જે સમયમાં અને સમાજમાં પોતે જીવે છે તેની અસર કવિની કવિતાની આબોહવા પર કેટલી ગાઢ હોય છે તેનો અણસારો પણ આ કલ્પના આપી રહે છે.

ખોટાદકરની કવિતામાં નારીનાં વિવિધ સ્વરૂપો અને નારીહૃદયની વિવિધ ભાવદશા – આ બધાંને વાચા મળી છે : અને તેય વાંચતાંની સાથે કંઠે–હૈયે વસી જાય તેવી રીતે ! નારીહૃદયનાં ઉલ્લાસ અને શ્વાસ રૂંધી નાખતી અસહ્ય વેદના – બન્ને તેમણે ગાયાં છે. નારીહૃદયના ભાવની વિવિધ ઝાંય કેવી અને કેટલી હોઈ શકે તેનો ખ્યાલ

કાવ્યોનાં શીર્ષક પરથી પણ મળી રહે. ‘સખીઓને’, ‘જનની’, ‘ભાભી’, ‘લગ્નોદ્યતા’, ‘વરવધૂને’, ‘રૂપાળી રાત’, ‘પિયર’, ‘આણાં’, ‘ભાઈ-બીજ’ ‘વાત્સલ્ય’, ‘પુત્રવિરહ’, ‘વૈધવ્ય’, ‘મીરાંને’, ‘ઊર્મિલા’...સ્ત્રીના ઊર્મિતંત્રને ઘડનાર-ચણનાર ભાવોનું કેટલું વૈવિધ્ય! પોતાના કાવ્યસંગ્રહોને પોતે જે નામ આપ્યાં એ પણ એટલાં જ સૂચક: ‘કલ્લોલિની’, ‘સ્રોતસ્વિની’, ‘નિર્ઝરિણી’, ‘રાસતરંગિણી’,...આ સંગ્રહોમાં કેટલાંક કાવ્યો સ્ત્રી વિષે છે તો કેટલાંક સ્ત્રીની ઉક્તિરૂપે છે. રોજિંદા જીવનમાં વ્યસ્ત સ્ત્રીના મન પર ઝીણી-ઝીણી વિગતોની કેવી સહજ પણ સચોટ છાપ પડતી હોય છે તે દર્શાવતા ભાવો છે. સ્ત્રી સહજ ઉક્તિઓ છે - પરંતુ કવિતા ક્યાંય સ્ત્રૈણ બનતી નથી.

દિવ્યદેહા પરમદેવીનું કવિએ કરેલું દર્શન એમના શબ્દોમાં જ જોઈએ :

‘ત્યાં વ્યોમ કો નવલ તેજ થકી છવાયું,
થંભ્યો દિવાકર, થયો કંઈ સ્તબ્ધ વાયુ,
એ તેજ વર્ષતી મનોહર દિવ્ય દેવી;
આવી રહી શિર પરે ગૃહછત્ર ભેદી.’

શક્તિનું આગમન આ સૃષ્ટિમાં થાય છે જ; પણ તેને ઝીલવા જેટલી જાગૃતિ આપણી પાસે ક્યાં છે? તેનો ‘આદર કે અનાદર’ કરવાની સ્થિતિમાં આપણે નથી હોતા એ તો ઠીક, પણ આ સાક્ષાત્કાર એ સ્વપ્ન છે કે જાગૃતિ તે પણ આપણે સમજી શકતા નથી. અને, એટલે જ,

‘અંતે કટાક્ષ ઉર ઉપર એક ફેંકી,
અવ્યક્ત વક્ર વદને કંઈ શબ્દ કે'તી,
ઊડી ગઈ ત્વરિત અંબરમાર્ગ એ તો,
જાગી ગયું હૃદય સ્વસ્થ થયું હવે તો.’

સ્વસ્થતા પ્રાપ્ત થઈ ન થઈ ત્યાં તો સાક્ષાત્કાર ચાલ્યો જાય છે, અને કવિ પાસે રહે છે એ સાક્ષાત્કારની માત્ર સ્મૃતિ. કદાચ કવિને અભિપ્રેત ન હોય તોપણ આ કાવ્યનો વિચાર આ રીતે સાંકેતિક અર્થમાં કરી શકાય :- શક્તિના રૂપનો પરિચય કવિને થયો, તેની

કૃપાનો કટાક્ષ મળ્યો – પણ ત્યારે એમના મનની સ્થિતિ જ એવી હતી કે આ શક્તિનો આદર અનાદર કરવાનું ન બન્યું. પણ, જેવી સ્વસ્થતા પ્રાપ્ત થઈ કે પરિતાપ શરૂ થયો...થયા જ કર્યો. પેલો સાક્ષાત્કાર તો ગયો પણ તેનાં સ્પંદનો અંતરમાં હરપળ ઊભરાતાં જ રહ્યાં. નારીનાં વિવિધ રૂપમાં એ સાક્ષાત્કારની ઝાંખી કરવા કવિને પ્રેર્યા કદાચ...પેલા સ્પંદને જ ! એટલે ક્યારેક એ માતાના સ્વરૂપને જુએ છે :

'ગંગાનાં નીર તો વધે–ઘટે રે લોલ,<br>
સરખો એ પ્રેમનો પ્રવાહ રે...'

ગંગાના વહનની Unpredictability ની પડછે માતાના પ્રેમની dependibility મૂકીને વ્યતિરેક અલંકાર રચીને જ કવિ અટકી નથી જતા. આ જ કાવ્યમાં જનની માટે એ કેવું સુંદર ઉપમાન શોધી લાવે છે !

'પ્રભુના એ પ્રેમ તણી પૂતળી રે લોલ.'

અને, અહીં જ ખ્યાલ આવે છે કે ખોટાદકરની કવિતામાં સ્ત્રી કઈ ભૂમિકા પરથી આવે છે....'જનની'માં કવિને નારીના આ રૂપનું દર્શન થાય છે તો 'સાસુના શ્વાસ' જેવી વ્હાલસોઈ નણંદ 'ભાભી'ની વાત કરતાં કહે છે,

'વીરા મારાની મધુર મોરલી રે લોલ.'

મોરલીનો સંબંધ છે રાધાના રૂપ સાથે. ભાભીની વિભાવનામાં કૃષ્ણ – રાધાના યુગ્મને સમાવી લેવાની આ દૃષ્ટિમાં જ ખરો ચમત્કાર છે. છતાં આ વાતને માત્ર મધુર કલ્પનાના સ્તર ઉપર જ કવિ રહેવા દેતા નથી. નક્કર વાસ્તવિકતા પ્રત્યે કવિ – નણંદ દ્વારા – સંપૂર્ણ જાગરુકતા દાખવે છે.

'છોડી પિયરની એણે પાલખી રે લોલ<br>
મૂકી માયાભરી માત રે !'

નારીજીવનમાં આવતી આ કદાચ સૌથી મોટી ઘટના છે જેમાં સમન્વય સધાય છે એકીસાથે પરમશોકનો અને ચરમ આનંદનો ! કવિ ખોટાદકર આ ક્ષણના મહિમાને થોડોક ઉઘાડો કરી રજૂ કરે છે ત્યારે જરા Loud લાગે છે : છતાં ભાભીમાં 'અન્નપૂરણા' જોતી નણંદ કે પછી નણંદમાં 'મારાં દાનનાં દ્વાર' જોતી ભાભીનાં ચિત્રો કવિએ જે ઉપસા[illegible]

તેમાં તે જમાનામાં કૌટુંબિક સંવાદની જે વિશેષ જરૂર હતી તેનું સુલભ સમયભાન નથી ? તો,

'સખિ! સાસુ તણાં સુખ શાં કહું રે!'

અથવા

'એની મોટપ કેમ મપાય ?'

કહેતી વહુ આખાય કુટુમ્બજીવનમાં 'વ્હાલપના વેગ' કેવા નયનરમ્ય બનાવે છે! આ પ્રસન્નમધુર ચિત્રણોમાં પેલી પરમ શકિતના દર્શનની ઝલક નથી દેખાતી ?

માતા-પુત્રીના સંબંધને કવિ કઈ રીતે જુએ છે? 'માતૃગુંજન'માં માતાના સંદર્ભમાં પુત્રીને, તો 'પિયર'માં કવિ પુત્રીના સંદર્ભમાં માતાને જુએ છે.

'દીકરી વ્યોમની વાદળી રે દેવલોકની દેવી
જોઈ ન જોઈ વહી જતી રે વનપંખણી જેવી.'

આપણી પરંપરાની જેમ અહીં પુત્રીને 'વનપંખણી' સાથે સરખાવી છે. પાળી, પોષી, ઉછેરેલાં પંખી પાંખ ફૂટતાંની સાથે જ પોતાની વાટ પકડે છે. તેને ઉછેરવા માટે પોતાનાં સુખ, સાધન કે સંપત્તિની જે આહુતિ મા-બાપ આપે છે તેની પરાકાષ્ઠા કન્યાવિદાય વખતે આવે છે ત્યારે માતાનું 'અંતર ફાટે' છે. માતાના હૃદયની અસહાય કાકલૂદી કવિ કેવા મર્મવિદારક સહજ ઉદ્‌ગારોમાં મૂર્ત કરે છે! પુત્રી સાથેનો માતાનો સ્થૂલ સંબંધ હવે ઓગળી જાય છે. પરદેશમાં એ બાપડી પોતાની પુત્રીની સંભાળ લેવા ક્યાં જવાની ? છતાં એ ગભરૂ પંખણીની ચિંતા સાવ તો કેમ જ છૂટે ? એ કહે છે,

'ઢોલીડા! ઢોલ ઢબૂકતો ઘડી રોકજે તારો'

કે પછી,

'ધોરી! ધીરે તમે ચાલજો રે મારું ફૂલ ન ફરકે,
ઊડી જશે પળ એકમાં રે એનું કાળજું ધડકે.'

દીકરી સાથે પોતે વળાવિયા તરીકે હવે કોને મોકલશે ?

'વન-વન વીંઝતા વાયરા રે એને સાચવી વાજો
વીર સમાન વળાવિયા રે વાટે ઠાવકા થાજો.'

ઠાવકા થવાની આ શિખામણ શ્વશુરગૃહ સુધીની વાટ પૂરતી જ નથી. આ વાટ સંસારની છે, આ વાયરા સુખદુ:ખના છે. शांतानुकूलपवनश्च

शिवश्च पंथाः એ ઉક્તિ કાલિદાસે પિતાના મુખમાં મૂકી છે જ્યારે ખોટાદકર માતાના મુખમાં મૂકે છે. પરંતુ અહીં શિષ્ટવાણીને લોકલહેકો મળે છે અને માટે જ ચિન્તાની પ્રબળતા કદાચ વધારે ઘેરી બને છે.

શ્વશુરગૃહે હવે તો વસતી પુત્રી પોતાના 'પિયર'ને પણ કેવી ઝંખે છે! જીવે જડેલું મહિયર અને તેમાંય 'પ્રીતિનાં પૂર વ્હેતી' માતા કેમ ભુલાય? પુત્રીની વિહ્વલતા જુઓ :

'આવેલો જાણી ક્યારે જનકગૃહતણો પાન્થ કો સન્નિવેશી,
દોડી દોડી અધીરી સ્વજનકુશલ કૈં પૂછવા વ્યગ્ર થાતી;
વાણી સંગે અધીરું હૃદય ઊછળતું, પ્રશ્નનું પૂર વ્હેતું,
ને શાંતિ શોધતા એ શ્રમિત પથિકને મૂંઝવી દુઃખ દેતું.'

કે પછી,

ભાઈના આવવાની રાહ જોતી 'બ્હાવરી બેની' પોતાના ભાઈના વિલંબ માટે કેવી કેવી કલ્પનાઓ કરે છે! ભાઈ આવ્યો તો ખરો અને જવાનો પણ સમય થઈ ગયો! બહેનના મનની સ્થિતિ કવિ આ શબ્દોમાં રજૂ કરે છે :

'સૂની સમી બની સારિકા રે પાછી પીંજરે પેઠી,
બારમાસી તણે બારણે રે જઈ બીજ એ બેઠી.'

નારીનાં વિધવિધ રૂપને જોતાં કવિ 'વૈધવ્ય'ને પણ ભૂલતા નથી. પરન્તુ 'સહન કરવું એય છે એક લ્હાણું' જેવા કથનથી જ કવિ Onlookerની જેમ નથી સંતોષ પામતા. કવિનું હૃદય તો સ્ત્રીની લાગણીમાં involve થયું છે એટલે એ તો ચિત્કારી ઊઠે છે :

'કોણે એ કંકણ પર કરવત વાપર્યાં?
કોણે લૂછ્યો ચન્દ્રક લાલ લલાટ જો?
રેશમ શા એ કોમળ કેશ વિદારતાં,
કેમ હણાયા એ નહિ નિર્દય હાથ જો?'

ખોટાદકરે આમ પોતાનાં કાવ્યોમાં સ્ત્રીહૃદયના ભાવો, કે સ્ત્રીજીવનના પ્રસંગો કે સંબંધોમાં રહેલા અંશોને નહિ પણ એ સર્વેની અખિલાઈને પ્રગટ કરી છે. મેઘાણી કહે છે તેમ 'એમની 'તરંગિણી'ને આરે આજ આખો કુટુંબસમુદાય ભેળો મળ્યો છે.' નારીજીવનની અનેક ક્રમબદ્ધ ભૂમિકાઓ દર્શાવતાં એમણે આર્યસંસારની ઉન્નત ભાવનાઓને જ

નહિ પણ નારીહૃદયની ગહનતમ લાગણીઓને પણ જીવનમૂલક વાચા આપી છે.

નારીહૃદયના ભાવોને આટલી સરળતાથી નિરૂપનાર કવિને કવિતાદેવીના આંતર્સૌષ્ઠવને નિરૂપવામાં કેટલીક સફળતા મળી ગણાય? તેમને ન્હાનાલાલના લોકલયનો લાભ મળ્યો છે, અને સંસ્કૃત વૃત્તોનો લાભ પણ મળ્યો છે. પરંતુ બોટાદકરની કવિતા rangeની દૃષ્ટિએ ન્હાનાલાલની, તો સફાઈની દૃષ્ટિએ કાન્તની કવિતાથી ઊણી ઊતરે છે તે સ્પષ્ટ જ છે. છતાં, ગુજરાતના નારીજીવનનો મહિમા તેમણે કાવ્યક્ષમ રીતે ગાયો છે તેની સાક્ષી તો ઘેરઘેર ગવાતાં તેમનાં ગીતો જ પૂરે છે. 'અલબેલડી' સાથે 'રસવેલડી' અને 'સાહેલડી' જેવી શ્વાસોચ્છ્વાસના લય જેવી આંતર્પ્રાસયોજના અને સરળ ભાવવાહી શબ્દો જે કવિને સહજ છે એ કવિ જ્યારે રાસ જેવા લોકોપભોગ્ય કાવ્યપ્રકારમાં 'તાલકૃતલાલિમાલસિતકરતલવતી' કે 'બાલરોદનશ્રવણ-સંભ્રમા' જેવા શબ્દો પ્રયોજે ત્યારે જે આંચકો લાગે તે painted face-વાળી નારીને જોતાં જે થાય તેવો જ અભાવ જન્માવે છે.

નારીહૃદયના અસંખ્ય ભાવોને ગાવામાં કવિ જે વૈવિધ્ય દેખાડી શક્યા છે તેટલું સત્ત્વશીલ વૈવિધ્ય તેઓ કાવ્યનિરૂપણની રીતિમાં દાખવી શક્યા નથી. સૂક્ષ્મ ભાવોને તેની અનેક છાયા–પ્રતિછાયા સાથે જે સાહજિકતાથી તેઓ ઝડપી શક્યા છે એટલી સાહજિકતાથી તેને તેઓ ક્યારેક નથી નિરૂપી શક્યા. લોકલહેકાથી સમૃદ્ધ તેમનાં ગીતોમાં જેમ ક્યારેક સંસ્કૃત ભારેખમ શબ્દો તેમને નડ્યા છે તેમ તેમની છંદોબદ્ધ કૃતિઓમાં તેમને વિષયની નાજુકાઈ પણ નડી છે. વિચારના ભાર અને આયાસની ચાસણીના તાર પણ તેમણે ક્યારેક છંદો પાસે ખેંચાવ્યા-કંતાવ્યા છે.

કવિ તરીકે બોટાદકરને આપણે ભલે કોઈ વિરાટ દેવાલય સાથે ન સરખાવી શકીએ: પણ આખાય ગામનો આશરો બની રહેતા નાનકડા મંદિરનું મૂલ્ય કંઈ જેવુંતેવું નથી જ. સો સો જ્યોતથી પ્રગટેલી સોનાની આરતી ધ્યાન ખેંચે છે તો અંધારા ઘરના ગોખલામાં પેટતો નાનકડો દીવો પણ ધ્યાન ખેંચે જ છે. કારણ, એ દીવો પણ મૂળ તેજનું જ રશ્મિ છે. અને, સ્ત્રીશક્તિનાં અનેકાનેક રૂપોને તેની અખિલાઈમાં જોતાં કવિ બોટાદકર એ મૂળ શક્તિના સંનિષ્ઠ ગાયક છે તે તો નિઃશંક.

નારીત્વનો મહિમા ગાતા કવિ ખોટાદકર જે ભૂમિકા પરથી એ મહાશક્તિની છાયા–માયાનાં દર્શન કરે – કરાવે છે તેમાં જ તેમના કવિકર્મનું અને માનવધર્મનું સાર્થક્ય છે. આ સાક્ષાત્કારનાં સ્પંદનો જ માનવીના ઋણનાં દ્યોતક છે. ખોટાદકરની આ ભાવનાનું વેણીભાઈ પુરોહિતના શબ્દોથી જ અભિવાદન કરીએ......

'શૈશવે ઊછર્યો જેને ઉત્સંગે ઔર વૈભવે
એવી મારી જનેતાને મહાજનની ખોળલે
હું મારે કંપતે હાથે પોઢાડી જઈશ એક દિ,
જ્યારે આ જનની ન્હોશે, ત્યારે તું તો હશે જ ને?'



**નવનીત :**

ખોટાદકરના હૃદયમાં ઊંડી રહેલી – ઊંડે દબાવેલી વ્યથા, અજાણી નથી. અન્ય કોઈ કવિના કરતાં એમણે વધારે મનોમંથનો કર્યાં હશે, વેઠ્યાં હશે. એ મનોમંથનોમાંથી જ એમની કવિતાએ કવિના કોમળ કાવ્યસમું, પ્રણયી ઉરના શુચિ હાસ્ય સમું, નવનીત તારવ્યું છે.

— રામપ્રસાદ પ્રે. બક્ષી

## બોટાદકર : નારીહૃદયના ભાવનિરૂપક

ઈન્દુમતી મહેતા

આજે સ્વ. બોટાદકરની જન્મશતાબ્દીની વેળાએ એમનાં કાવ્યોનાં મૂલ્ય આંકવાની તક સાંપડતાં ઘણો આનંદ થાય છે. એમની કવિતા ગૃહભાવ ગાવા માટે જ છે. એમાં ગહન ચિંતન કે અવનવી ઊર્મિઓનો પ્રચંડ પ્રવાહ કદાચ નહિ દેખાય. એમાં સામાન્ય માનવી અનુભવે એવી જ સામાન્ય ઊર્મિઓનું આલેખન છે. એમની વિશિષ્ટતા તે એમને લાધેલી સૌન્દર્યદૃષ્ટિની જ છે. એમની પોતાની જ કાવ્યપંક્તિ એમની સમસ્ત કાવ્યપ્રવૃત્તિનું સાચું હાર્દ સમજાવે છે :

'એ દષ્ટિ આ જગ સકળમાં પૂર્ણ સૌન્દર્ય જોતી.'

જગતને જોવાની દરેક વ્યક્તિ પાસે અનોખી દષ્ટિ હોય છે. સ્વ. બોટાદકરની જગત અને જીવન નિહાળવાની એક આગવી જ દષ્ટિ હતી અને તે સૌન્દર્યની શારીરિક વ્યાધિઓ અને આર્થિક સંકડામણોનો જીવનભર એમને સામનો કરવો પડયો હતો. છતાં એનાથી અલિપ્ત રહીને જગતમાં સૌન્દર્યનાં દર્શન કરી શકતા હતા, એ નાનીસૂની સિદ્ધિ ન ગણાય. તેઓ સ્વભાવે શરમાળ, સાદા અને નિરભિમાની હતા. અંગ્રેજી ભાષાનો બિલકુલ પરિચય ન હતો એટલે પોતાની શકિતનું પ્રદર્શન કરવાની વૃત્તિ નહોતી. સંસ્કૃતનો સારો અભ્યાસ હતો, એ એમનાં ઘણાં કાવ્યોમાં દષ્ટિગોચર થાય છે. અને કેટલેક ઠેકાણે જીવનના સરળ ભાવ સાથે એનો ઉપયોગ અજુગતોયે લાગે છે. રાસ જેવા લોકભોગ્ય કાવ્યમાં સંસ્કૃતમય જટિલ સમાસો કેટલીક દુર્બોધતા આણે છે. રાસે રમતી સ્ત્રીઓનું વર્ણન કરતાં, તાળી પાડતાં લાલ થયેલી હથેલી માટે ભારે સમાસયુકત પંકિત આલેખી છે : 'તાલકૃતલાલિમાલસિતકરતલ-વતી.' એ ઉપરાંત કેટલાક અપરિચિત સંસ્કૃત શબ્દો 'હસંતી,' 'કકુભ,' 'પ્રેંખ,' 'સ્વાન્ત,' નો ઉપયોગ સરળ ભાવને બંધબેસતો નથી લાગતો.

છતાં એકંદરે એમની કવિતા લોકભોગ્ય બની છે. ખાસ કરીને 'રાસ-તરંગિણી'ની ભાષા અને ભાવ સહેલાઈથી સમજી શકાય એવાં છે.

એમનાં કાવ્યોને યોગ્ય સત્કાર ન મળ્યો છતાં એની એમને પરવા નહોતી. કારણ કે એમની પાસે જીવનની સભર ફિલસૂફી હતી જે એમના 'કર્તવ્ય' કાવ્યમાં વ્યક્ત થઈ છે :

'સહજ સુરભિ સમર્પીને કુસુમ કર્તવ્યતા સેવે,
ભ્રમર મકરંદના ભોગી મળે કે ના મળે તોયે.'

એમણે પોતાનું કર્તવ્ય નિષ્કામભાવે બજાવ્યું હતું. એમનાં કાવ્યોના ચાર મુખ્ય વિષયો હતા : ગૃહજીવન, ગ્રામજીવન, હૃદયના ભાવો અને પ્રકૃતિ. છતાં મુખ્યત્વે તો બે જ કહેવાય. પ્રકૃતિ ને ગૃહભાવ. એમનું ગૃહજીવન એટલે અત્યારનું વિભક્ત કુટુંબ નહિ પણ સમસ્ત આર્ય-સંસાર, અને તે પણ રસભરપૂર. સ્વ. બોટાદકરની રસિક સૌન્દર્યદૃષ્ટિને સંસ્કારની અસમાનતા નડી નથી. એમણે તો આપણા, જેવા છે તેવા સંસારમાં પણ કેવું સૌન્દર્ય ભરેલું છે તે બતાવ્યું. સંસારની ઊજળી બાજુ આલેખી. જગત જોવાની દૃષ્ટિ કેળવો તો બધું મંગલમય જ છે એમ બતાવ્યું. ગૃહજીવનના સામાન્ય ભાવમાં રહેલું સૌન્દર્ય અને કવિત્વનો નિર્દેશ કર્યો. ગૃહજીવન એ જ એમની કવિતાનું મધ્યબિંદુ છે. કવિ ગમે તે વિષયમાં વિહરે છતાં અંતે તો ગૃહમંદિરે જ પાછા આવે છે. પ્રકૃતિનું પણ શુદ્ધ સ્વરૂપ નથી. એમની પ્રકૃતિ પણ ગૃહભાવથી ઓતપ્રોત છે. એમાં પણ કુટુંબભાવનાનું જ આલેખન છે. આ સંસારનાં સ્વજનમાધુર્યની ચારુતા એમને હૈયે એટલી બધી વસી ગઈ છે કે એમના આલેખનમાં કૃત્રિમતા નથી દેખાતી, પણ એની તન્મયતા આપણને મુગ્ધ બનાવે છે. માડીનો પ્રેમ, સાસુનાં સુખ, ભાભીના ભાવ, ભાઈ-બહેનનાં હેત, માતાપુત્રીનાં વહાલ, વત્સલ માતાની તાલાવેલી, એમ નારીના અનેકવિધ રસિક હૈયાભાવ આલેખ્યા છે. એમના 'મધમાખ' કાવ્યમાં કવિ મધમાખને જે પ્રશ્ન પૂછે છે એ જ પ્રશ્ન કવિને પૂછવાનું મન થઈ જાય છે કે –

'તું તો મધનો નિહાળે મેહ રે ફૂલડાં ને ફળિએ રે
નહિ લાધ્યાં મને તો લગાર રે મધડાં મધુરાં રે.'

એમને આર્યસંસારમાં જ મીઠાશ દેખાય છે. જો કે સંસારની કટુ વાસ્તવિકતાનું વર્ણન પણ એમણે કર્યું છે. પણ એ દર્શાવવાની રીતિ ઉગ્ર નથી. એમાંથી પણ નારીજીવનની ઉચ્ચ ભાવના દર્શાવી ઉદ્‌બોધન કર્યું છે. દાખલા તરીકે 'એક વેલ્યને'માં હિન્દુસમાજના દેખાતા ગુણમાં કજોડાનું વર્ણન છે. કાંટાળા થૂવરને વળગેલી વેલીને ઉદ્દેશીને કવિ કહે છે કે કાંટા ખમતાં છતાં તું કળીઓ પ્રકટાવે છે —

'અહો પ્રીતિકેરો ઉદધિ ઉછળે જે ઉર વિષે,
કશી એ વૃત્તિને અસર જગના કંટક કરે ?'

છેવટે કવિ નમ્રકટાક્ષ કરે છે કે :

'હતો એનો–તારો અગર ગુરુ શું એક ઊજળો ?
પ્રબોધ્યાં પ્રીતિથી જરૂર હરવા ક્લેશ જગનો ?'

કવિની 'સરિત્સુંદરી' અને 'વાદળી'માં પણ એ જ ભાવ છે.

'સરિત્સુંદરી'—'એવો જગનો ખારો તે મારે મીઠડો રે લોલ.'
'વાદળી'—'ભલે ખાર ભરેલાં રે કોડે હું તો પાન કરું,
પણ વિશ્વની પાસે રે ભલાં કરી ભેટ ધરું.
ઊંડી અંતર પીડા રે કહેવી નહિ કોઈ ક'ને,
એવી નારીની નીતિ રે ગમે મનમાંય મને.'

આમ જીવનની વિષમતાઓની પરવા કર્યા વિના પોતાનું વિશિષ્ટ કર્તવ્ય કરતી પ્રાકૃતિક રમણીઓનું ચિત્ર આપી નારીનો મહિમા ગાયો છે. એમાં પતિના કાર્યમાં પૂર્ણ સહકારની ભાવના છે. એમાં નિર્માલ્ય નારીનું આલેખન નથી. દુઃખથી દબાઈ ગયેલી નહિ પણ પતિને પૂરેપૂરો યશ અપાવનાર કોડીલી નારીઓ છે. જગતના હિતને માટે જીવન સમર્પણ કરવાની ભાવના છે. ઉષા થોડા સમયમાં આથમી જાય છે છતાં જગતનાં અંધારાં અજવાળવા રત્ન આપતી જાય છે :

'દિનમણિ મણિ શો અમને દઈ,
અહહ ! ઊડી અચાનક તું ગઈ.'

'સરોજિની' અને 'પોયણી' પ્રેમમસ્ત રસિકાઓ દેખાય છે.

'નયનને નહિ ભાન નિમેષનું,'

'સર વિષે વસતાં પણ ના વસી,'

'પોયણી',–'તોય ક્યારે ન થાય આંખ આધી રે, પોયણી પ્રેમભીની
લગન લાગી તે રોમ રોમ લાગી રે, પોયણી પ્રેમભીની,

સતત વિયોગમાં રહેવા છતાં ‘સરોજિની’ ને ‘પોયણી’ સરમાં વસતી વસતી પણ સતત મીટ માંડીને પ્રભાકર અને સુધાકરને નીરખી રહી છે.

આ બધી નાયિકાઓ તો પતિપરાયણા છે. પરંતુ ‘શર્વરી’ તો સંયુક્ત કુટુંબની કુલવધૂ છે. કવિએ એમાં આખો હિન્દુસંસાર ચીતર્યો છે. પ્રાકૃતિક હકીકતને કવિત્વ બક્ષ્યું છે. કવિએ સૂરજ – ચંદ્રને ભાઈઓ કલ્પ્યા છે. અને શર્વરી ને સંધ્યાને દેરાણી જેઠાણી. સૂર્યોદય થતાં રાત્રી વિદાય જ લે, એને માટે કવિ લખે છે :

‘એથી લજ્જા ઉર અધિક આ જ્યેષ્ઠને જોઈ પામે,
પેસી જાતી કુલયુવતી એ સદ્ય અન્તઃપુરાન્તે.’

સૂરજ કરતાં ચંદ્ર શીતળ છે અને જગતને શાન્તિ આપે છે એનો યશ શર્વરી ગાય છે :

‘સીંચી સીંચી પરહિત થવા એ સુધાને ખપાવે.’ સંધ્યાને હેતથી મળવા જાય છે ત્યાં સંધ્યા ચાલી જાય છે. એમાં પણ કવિ હિન્દુ સમાજના નજીવા ઝઘડાનું સૂચન કરે છે :

‘શી અક્ષાન્તિ અરર! ઉરની યાતૃવર્ગે વસન્તી!’

આ પ્રમાણે પ્રાકૃતિક સૃષ્ટિમાં કવિએ હિન્દુ સંસારને પ્રતિબિંબિત કર્યો છે. એકંદરે એ નારીઓમાં ભાવનાનું આરોપણ કર્યું છે.

માનવ–નાયિકાઓનું આલેખન વધુ જીવન્ત અને સંવેદનશીલ લાગે છે. એમાં પણ નારીજીવનની ઉચ્ચ ભૂમિકા જ દેખાય છે. એના ભાવમાં આત્મીયતાનાં દર્શન થાય છે. હિન્દુસંસારનાં વિવિધ સગપણોની કવિતા આજના વ્યકિતવાદના યુગમાં ભુલાઈ ગઈ છે. તેને કાવ્યમાં ગૂંથી સ્વ. બોટાદકરે જીવનમાં મધુરપ સીંચી છે. પુત્રી પારકું ધન હોવા છતાં એનાં યોગ્ય જતન નથી થતાં, એ ‘પુત્રીપ્રયાણ’માં દર્શાવ્યું છે :

‘અજાણ્યા લોકોનાં હૃદય પટુતાથી રીઝવવાં.’

એને પારકે ઘેર જઈને કેવી કપરી ફરજ બજાવવાની છે! એથી અતિથિ જેવી દુહિતા જોઈતાં લાડ પામતી નથી એનું દુઃખ કવિએ વર્ણવ્યું છે. છતાં એ પુત્રી માતાપિતા, ભાઈબહેનનું સદાયે કુશળ જ ઇચ્છે છે. બહેનના પાત્રની પણ એવી જ કરુણતા વર્ણવી છે. એનો કોઈ

પણ અધિકાર માન્ય થયો નથી. ભાઈ અને બહેનના વર્તાવમાં પણ આસમાનજમીનનો ફેર છે. એના નિર્મળ પ્રેમની કદર થતી નથી :

'એ પ્રણય નહિ વ્યવહારનો, નહિ સૃષ્ટિના સંબંધનો,
નહિ જ્ઞાન કે અધિકારનો, નહિ એક પણ અભિલાષનો.'

છતાં એ બહેન ભાઈને માટે કેટલી મરી પડે છે! ભાઈથી વિખૂટી પાડનાર ભાભીને પણ એ પ્રેમથી સંબોધે છે:

'વીરા મારાની મધુર મોરલી રે લોલ,
નવલા એ રાગ વહે નિત્ય રે.'

છતાં લાચારી અનુભવતી વીનવે છે :

'હૈયે દીધો મુજ દેખતાં રે તે તો તારો ને તારો,
તારો પતિ મારો બંધવો રે એવા ભેદ અનેરા,
ભાગ નથી કાંઈ ભાવમાં રે પંથ નેહના ન્યારા.'

આવાં ભાઈભાભી, અમી ભરેલી આંખડીવાળી જનનીને છોડીને અગોચર ભોમમાં ડગલાં માંડતી દીકરીને વળાવતાં માતાનું હૈયું કેવું દુભાય છે એ 'માતૃગુંજન'માં કવિએ સુંદર રીતે વર્ણવ્યું છે. દીકરીને વળાવતાં માનું તો આખું જગત સૂનું થઈ ગયું. પોતે સાથે જઈ શકતી નથી. અજાણ્યા દેશમાં એનું કોણ? કોઈને સાથે મોકલી શકે એમ નથી. એ નિરાધારતા નીચેની પંક્તિઓમાં વ્યક્ત થાય છે :

'ધોરી! ધીરે તમે ચાલજો રે મારું ફૂલ ન ફરકે,'
'વાટનાં વીર વિહંગડાં રે! એની સોબતે રે'જો.'

વિદાય વેળાનો ઢોલ એનાથી નથી સહેવાતો, એટલે ઢોલીડાને વીનવે છે :

'ઢોલીડા! ઢોલ ઢબૂકતો રે ઘડી રોકજે તારો,
ઘાવ ઊંડા ઘટમાં પડે રે નથી વેઠવા વારો.'

અહીંયાં હૈયાનો ભાવ અને ભાષાનો સુંદર સુમેળ સધાયો છે. કવિને ભાવને અનુરૂપ ભાષા વિનાયત્ને સાંપડે છે.

આમ આર્યસંસારનો મહિમા ગાતાં કવિ દાંપત્યભાવને વીસરતા નથી. પતિના આગમનની આતુરતાથી રાહ જોતી રસિકાનું એ મસ્તીભર્યું વર્ણન 'ઔત્સુક્ય'માં જોઈ શકાય છે. ઊંઘ આવતી નથી. સગાંઓની મશ્કરીનો ભોગ બને માટે કંઈ કંઈ કલ્પનાઓ કરતી પડી રહી છે. એ વિચારે છે :

'વિરહની રજનીઓ કંઈક વીતી ગઈ,
આજની રાત નહિ કેમ જાતી ?'

સૂરજ આજે ઊગવાનું જ ભૂલી ગયો લાગે છે :

'ભાનુરથનું હશે ચક્ર ભાંગી પડયું,
અગર બેસી ગયા અશ્વ થાકી.'

આમ નારીહૃદયમાં સૂક્ષ્મ અને સૂક્ષ્મતમ ભાવોનું નિરૂપણ કવિએ એમનાં કાવ્યોમાં કર્યું છે.

સ્ત્રીત્વનું પૂર્ણ સ્વરૂપ માતૃત્વ છે. 'વાત્સલ્ય' અને 'પારણું' એ બન્ને કાવ્યોમાં સ્ત્રીહૃદયની પુત્રી – ઘેલછા અને તમન્ના આબેહૂબ આલેખાઈ છે. એમાં ભાવ પરાકાષ્ઠાએ પહોંચે છે. જીવનના પરમ સુખની પ્રાપ્તિનો અણમૂલો આનંદ એમાં વર્ણવાયો છે. માતાને એના બાળકને જોતાં આખો જન્મારો સફળ થયાની મસ્તી છે. 'પારણું'માં

'ઘડીક હલરાવતી, ઘડીક પંપાળતી
ચુંબને વદનપીયૂષ પીતી
ભેદ પરિતાપથી ઘડીક અકળાઈને
ચાંપતી હૃદયમાં પ્રેંખ રોકી.'

'વાત્સલ્ય'માં વળી એ માતા પોતાની ધન્યતા ગાય છે :

'એ છબી આગળે રે ઝાંખા કોટિક શશિયર સૂર
એ સુરભિ કને રે ફીકી ફૂલડાંની કંઈ ફોર.'

આમ એમના પાંચે ગ્રંથમાં નારીના હૈયાને કવિએ હિલોળે ચડાવ્યું છે. સ્વ. મેઘાણીભાઈના શબ્દોમાં કહીએ તો 'સ્ત્રીના ભાવો અને ભાષા બન્નેનો આવો મીઠો સુયોગ સાધનાર ખોટાદકર જાણે કે સાત સાત સ્ત્રીજન્મો પૂરા કરીને પહેલવહેલા જ પુરુષ–અવતારમાં ચાલ્યા આવતા હોય ને !'

ઈશ્વર દીધેલા પોતાના કાર્યને જાણે કવિ પૂરું કર્યાનો પરમ સંતોષ અનુભવતા હોય એમ એમના 'મુમૂર્ષા' કાવ્યમાં અંતિમ ઇચ્છા દર્શાવે છે :

'ગંભીર રવથી ગર્જતા નિર્વાણના સિંધુ વિષે,
બિંદુ બની આનંદના એ ઓઘમાંહી મળી જવા.'

એમના દીધેલા આ અમર વારસાનું યોગ્ય જતન કરવાનું બળ પ્રભુ આપણને આપે એ જ પ્રાર્થના.

# નારીજીવનનો કવિ

સુસ્મિતા મ્હેડ

સ્ત્રીઓની સંસ્થા હોય, સ્ત્રીઓનું માસિક હોય, વર્તમાનપત્રામાં સ્ત્રીઓનું અલાયદું પાનું હોય, સ્ત્રીઓના દરજી હોય, સ્ત્રીઓની કાપડની દુકાન હોય, એમ આ યાદીને ઘણી લંબાવી શકાય. પરંતુ એ શક્યતાઓમાં સ્ત્રીઓનો કવિ પણ હોય એવા સંભવના ટકા ઘણા ઓછા. છતાં ગુજરાતમાં સ્ત્રીઓનો એક કવિ થઈ ગયો છે એ વાતને નકારી શકાય તેમ નથી.

તમને થશે એવો સ્ત્રીઓનો કયો કવિ? આજે આપણે એક એવા કવિની વાત કરવી છે જેણે સ્ત્રીહૃદયના ગોપિતભાવોને વાચા આપી હોય. જે મિત્રભાવે સ્ત્રીહૃદયની વાતો કઢાવે અને એને વૈખરીમાં ઉતારે ત્યારે ખુદ નારીને પણ એમ લાગે કે 'સાચે જ હું આવું જ કંઈક અનુભવું છું, પણ એને વ્યક્ત કરવા શબ્દો જડતા નથી.'

આવા નારીજીવનના ભાવોની અભિવ્યક્તિ કરનાર કવિ તે દામોદરદાસ ખુશાલદાસ બોટાદકર. તેમની ખૂબી એ છે કે સ્ત્રીહૃદયના ભાવોને એક સ્ત્રી વ્યક્ત કરી શકે એ કરતાં વધારે વિશદતાથી, વધારે સરળતાથી, વધારે ઋજુતાથી તે રજૂ કરી શકે છે. અર્વાચીનોમાં ન્હાનાલાલથી માંડી અવિનાશ વ્યાસ સુધીના રાસલેખકોએ સ્ત્રીજીવનને અનુલક્ષીને કાવ્યો લખ્યાં છે. પરંતુ સ્ત્રીહૃદયની ભાવભરતીને આવી ઉત્કટતાથી, આવી સ્વાભાવિકતાથી, એના ખૂણેખૂણાનો તાગ મેળવી એમાંથી રત્ન શોધી રજૂ કરનાર તો બોટાદકર જ.

તેમની પંચનદરૂપે વહેતી કાવ્ય-સરિતાનું ધસમસતું પૂર આર્યસંસાર રૂપી મહેરામણમાં જ શાતા અનુભવે છે. 'શૈવલિની'નો ઉપોદ્‌ઘાત લખતાં નરસિંહરાવે તેમનાં કાવ્યોને આ વિભાગમાં વહેંચ્યાં છે. (૧) અન્યોક્તિ, (૨) સ્વભાવોક્તિ (૩) આર્યસંસાર, (૪) માનવમાત્રના ગૃહજીવનનું દર્શન. જરાક વિચાર કરીએ તો આ વર્ગીકરણ બાહ્યાભાસી

લાગે છે, અને જણાય છે કે તેમનાં કાવ્યનો કેન્દ્રવિષય,–તેનું મધ્યબિન્દુ એ આર્યસંસાર છે, ને એ સંસારના કેન્દ્રસ્થાને રહેલી સ્ત્રી – તેના હૃદયનું ભાવવૈવિધ્ય – એ ઉપાસ્ય વિષય છે. સ્રોતસ્વિની'માં 'ગ્રહ' નામના કાવ્યમાં કવિ કહે છે:

'વિશ્વાંબરે વિહરતા વ્યવસાયસેવી,
પ્રાણી-પતંગ તણી ત્યાં દૃઢ દોરી બાંધી.'

આ પંક્તિઓને બોટાદકરના જ કાવ્ય-પતંગને ઘટાવી કહી શકાય કે તેમની કવિતા જગત આખાનું ઉડ્ડયન કરીને ઠરીઠામ થાય છે. ગૃહજીવન ઉપર. ધરતીનો છેડો જેમ ઘર છે, તેમ બોટાદકરની કાવ્યધરતીનો છેડો પણ ઘર જ છે. નરસિંહરાવે કરેલા વર્ગીકરણમાં ત્રીજા અને ચોથા વિભાગમાં તો ગૃહજીવન જ મુખ્યત્વે છે, ત્યારે પહેલા અને બીજા વિભાગમાં મુખ્યત્વે પ્રકૃતિદર્શન. 'દધિ-મંથન' અને 'પનઘટ' જેવાં ગૃહને અંગેનાં જ કાર્યો હોઈ ત્યાંય કેન્દ્રસ્થાને ગૃહજીવન અને સ્ત્રી જ રહ્યાં છે. ખૂબી તો એ છે કે તેમનાં પ્રકૃતિદર્શનમાંય માનવભાવ અને વિશેષે કરીને સ્ત્રીભાવોની અભિવ્યક્તિ છે. એમનું 'જ્વલન' કાવ્ય જોઈએ. તેમને દિવાકર કેવો લાગ્યો છે!

'તિમિરનો પરિહાર કરે ભલે,
જગતનું પણ જાડ્ય હરે ભલે;
કમળના ઉરમાંહી રમે ભલે
મનુજનાં શિર નિત્ય નમે ભલે.'

આ બધું હોવા છતાં આ મોટાઈ જ તેની એકલતાનું કારણ છે એટલે કવિ કહે છે:

'અયિ દિવાકર, તો પણ એકલ
સ્વજનસંગતિશૂન્ય સદા રહ્યો.'

માનવભાવમાં રાચતા કવિને દિવાકરનું એકલવાયાપણું ખૂંચે છે. એવી જ રીતે 'ક્ષિતિજ'માં પણ તે 'વ્યોમ-વસુમતી'નો નેહ અનુપમ ઉજ્જ્વળ નીરખીને હરખે છે. તેમને શર્વરી ગૃહિણીરૂપે દેખાય છે. 'બાલેન્દુ' અને 'ગિરિનિર્ઝર'માં તેઓ પુત્રભાવનું આરોપણ કરે છે. 'ઉષા' કન્યારૂપે તો પ્રેમભીની પત્નીરૂપે 'પોયણી' તેમની દૃષ્ટિને દેખાય છે. આમ અનેક વિષયોમાં ફરવા છતાં તેમની કાવ્યદૃષ્ટિને સંતર્પક છે

ગૃહજીવનના ભાવો. ' રાસતરંગિણી 'ને સત્કારતાં સદ્‌ગત મેઘાણીએ યથાર્થ જ કહ્યું હતું : ' આજે જાણે આકાશ અને ધરતી બંનેના ગીતનું મિલન આપણા બોટાદકરમાં દેખાવા માંડયું છે.' તેમની પહેલાં ન્હાનાલાલ પાસેથી મળેલા રાસમાં ભાવનાવિહાર હતો. તરસ્યા ઊડતા વિહંગરાજ કે શતદલપદ્મમાં પોઢેલા પરિમલની ખોજ કરતા કવિ નારીહૃદયની મીઠી અસ્ફુટ વ્યંજનાને પ્રગટ કરે છે પણ તે પોતાની રીતે. ગુર્જર ગૃહિણીની સખી બનીને આવે છે બોટાદકરની ' રાસતરંગિણી.' જીવનના રોજ-બ-રોજના ભાવને સુંદર શબ્દદેહ આપી બોટાદકર નારીહૃદયના ઉત્કટ ભાવોને વાચા આપે છે, એ એમની કવિ તરીકેની વિશેષતા છે.

આ ધરતીના રાસ એટલે સ્ત્રીજીવનના રોજ–બ–રોજના જીવનની કહાણી. રાસમાં ' વ્હાલમા 'ની વાત તો ઘણા કવિઓએ કરી છે. પણ બોટાદકરે ભાભી, નણંદ, દિયર, સાસુ, જનની અને મોસાળનેય કાવ્ય-વિષય બનાવ્યો છે એટલું જ નહિ, પણ એ વિષયોને સ્ત્રીની દૃષ્ટિએ જોઈને નિરૂપ્યા છે. રાસના રસમાં ગળાબૂડ યુવતી કેવી છે ?

તેમના જ શબ્દોમાં જોઈએ :

' દૂરતર બાલરોદનશ્રવણસંભ્રમા,
સકળ સહિયર તણો સંગ છોડી,
ભવ્ય વાત્સલ્યભરી અજબ ઉરૂયનથી
ચપલ ગતિ ઘર જતી કોઈ દોડી.'

રાસની રમઝટ જામી છે. સરખી સાહેલી ભાવહેલે ચઢીને રાસ રમી રહી છે ત્યાં એક યુવતીને દૂરથી બાલરુદન સંભળાય છે, ઝટ લેતીકને તે ઘર ભણી દોડે છે. એવું રાસની મધ્યમાંથી ' બાલરોદનશ્રવણસંભ્રમા ' દોડતી માતા–યુવતીનું આથી વધુ સુંદર શબ્દચિત્ર બીજે ક્યાં જડશે ?

' દૂધ ભર્યું હજી દાંતમાં રે એને આપવાં આણાં,' એવી સુકુમાર કળી જેવી દીકરીને સાસરે વિદાય કરતી માતાનું દિલ કેવું ' ગુંજન ' કરે છે ? ' સાસરવાટ શિલા ભરી રે એને છેક અજાણી.' એવી પુત્રીની ભાળ કોણ રાખશે ? કોણ એનું પથપ્રદર્શક થશે ? એવી ચિંતા કરતી માતા ઘડીક ' સૂરજ શાણા 'ને અને ઘડીક ' વસુમતી 'ને એની દેખભાળ રાખવા વિનવે છે. અરે, વનદેવી વિહંગડાં અને વ્યોમની વાદળીનેય એ ભલામણ કરે છે. ' સાયરસાસરા 'નાં ઊંડાં ખારાં નીર જોઈ ' મીઠા તળાવની માછલી ' બ્હીશે અને એવાં પાણી એનાથી શેં પીધાં જશે ?

આવા સચિંત માતૃહૃદયના ભાવ દ્વારા વ્યક્ત થતું કરુણસ્નિગ્ધ ગુંજન સ્ત્રીહૃદય વિના કલ્પવું અને વ્યક્ત કરવું મુશ્કેલ છે.

આવી સાસરીમાં ગભરુ કપોતી જેવી પહેલવહેલી સાસરે આવેલી દીકરી માવડીનાં આણાં આવે છે ત્યારે કેવી હર્ષપુલકિત બને છે? તેનો મનમોરલો નાચી ઊઠે છે કારણ કે દૂર દૂરથી ઘુઘરિયાળા ધોરીનો અવાજ એને કાને પડે છે અને આનંદવિભોર બનેલી એ યુવતી ગૂંજી ઊઠે છે:

' આવી આવી વગડા વીંધી વેલ્ય જો,
મીઠલડી માડીએ આણાં મોકલ્યાં...'

પરંતુ આ આણું આવ્યું નહોતું, 'વેલ્ય' દેખાઈ નહોતી, ત્યારે એણે ચંદા સાથે 'સંદેશો' મોકલ્યો હતો કે

' મારી ઝૂરી મરે જ્યાં માત રે
સખિ! કહેજે કુશળનાં કે'ણ રે...'

પછી તો દિવસો વીતે છે. સખી ચંદાએ કુશળનાં કેણ કહ્યાં કે ન કહ્યાં તેનો દીકરીને અંદેશો રહે છે. પિયરના કોઈ સમાચાર નથી. થાકીને એનું હૈયું પુકારી ઊઠે છે, 'મેં જાણ્યું જે ભૂલી મુજને માત જો, બાપુને અંતરથી છૂટી બેટડી.' આવી દીકરી ફરી પિયર આવે છે અને સખીવૃન્દમાં એની 'રૂપાળી રાત'નાં વર્ણન કરે છે. કવિ એને એ સુખ અખંડ રહે એવી આશિષ આપે છે.

સંયુક્તકુટુંબમાં રહેતી સ્ત્રીનો વિસામો એવો પનઘટ કેવું આકર્ષક સ્થાન છે! એ 'પનઘટ' રાસમાં વ્યક્ત થયું છે આ શબ્દોથી: 'બે ઘડીની મહિયર માણ્ય પનઘટ પૂરે રે.' મહિયરની અતૃપ્તિ પૂરી કરે એવા એ પનઘટને તેમણે નારીહૃદયથી નિરખ્યો છે.

સાસરીની કડવાશ સાથે સાથે નણંદ-ભાભી કે દિયર-ભોજાઈનો મીઠો સંબંધ નિરૂપવાનું કવિ ભૂલ્યા નથી. ભાભીને મહેચ્છાઓ છે કે દિયર માટે—

' એને ન્હાની શી લાડલી લાવશું,
એના કુમળા પૂરશું કોડ રે,
દેરીડો સખિ! મન-મીઠડો.'

આ 'દેરીડો' મન-મીઠો કેમ લાગ્યો તેનું માનસશાસ્ત્રીય કારણ કવિ આપે છે કે:

'હું તો વીર-વિજોગણ ઝૂરતી, ઉર વ્હાલ રહ્યું ઊભરાઈ રે,
એ તો દિયર તણે દિલ રેડતાં, મારા હૈયામાં હરખ ન માય રે.'

ભાઈભાંડુના ભર્યાભર્યા ઘરને છોડીને આવતી યુવતીનો સ્નેહસ્રોત ભાઈ સમાન દિયર ઉપર ન ઊભરાય તો બીજું શું થાય?

સાસરે બેઠેલી 'પરદેશણ' નણદીને પણ 'તમે આવોને મારી સાસુના શ્વાસ' કહી બળેવના પર્વ ઉપર રાખડી લઈને આવવાનું નિમંત્રણ મોકલે છે. તે પણ

'મારાં બાળાભોળાં શાં ભાણેજડાં,
ધરી અંકે રે એને લાવજો સંગ,'

એમ સપરિવાર આવવાનું આમંત્રણ આપે છે. 'ભાઈબીજ'ને દિવસે ભગિનીનું ઘેલું હૃદય ભાવની જે ઉત્કટતા અનુભવે છે એ સાત સાત ભવ સ્ત્રીનું ખોળિયું સેવી ચૂકેલા કોઈ આત્માની જ અભિવ્યક્તિ સંભવે. ભાઈને આવતાં મોડું થાય છે ત્યારે કોઈ કાંઈ ઘેલાગાડા વિચાર હૈયે ઊઠે છે. ત્યાં તો 'રજે ભર્યું રાતું મુખડું' વહાલા વીરનું દેખાય છે. તલસતી બહેનને 'આજ એને આંગણે પિયર સામટું આવીને વસ્યું' હોય એવા ઓરતા વીતે છે. બહેન એ 'બન્ધુ – મિલાવણ બીજડી' ઉપર, વારી જાય છે; અને એ 'રસનો ભર્યો દિન અમર રહેજો' એમ ઇચ્છે છે. પણ 'ચાર દિનની ચાંદની ને પછી ઘોર અંધારી રાત' એ ન્યાયે ભાઈ તો આવ્યો એવો ગયો, ફરી સંસારની ઘટમાળમાં બહેનને એકલી અટૂલી છોડીને. એનાં 'સુખનાં સોણલાં વહી ગયાં ઉરે અડક્યાં ન અડક્યાં' ત્યાં જ.

મહિયરનાં આવાં મીઠાં સંસ્મરણો વચ્ચે સંસારની ધુરા વહેતી સ્ત્રીને સીમન્તનો પ્રસંગ આવે છે. સાસરીમાં માન વધે છે અને વાત્સલ્ય નિર્ઝરતી એની છબીનું શબ્દચિત્ર આપી કવિ કહે છે કે:

'એ છબી આગળ રે ઝાંખા કોટિક શશિયર સૂર
એ પળ આગળે રે સૂકા ભવના ભવ્ય પ્રસંગ.'

છતાં જીવનમાં એવા પ્રસંગોય આવ્યા છે જ્યારે એને યાદ કરવું પડે છે કે 'જનનીની જોડ સખિ! નહિ મળે રે લોલ.' અથવા કદી 'બાપુના ભાવ નહિ ભૂલશું જો.' ક્યારેક તેમની નાયિકા 'મહિયરથી મોંઘાં રે મહિયર માતનાં'ની મુલાકાતે નીકળી પડે છે; પણ એની નેમ

છે સરિત્સુંદરી બનવાની. વાંકીચૂંકી વાટ વટાવતી, ઉરમાં અખંડ પ્રેમ-દીવડો જલાવતી અવિરત ગતિએ ભવવાટે તે ચાલી જાય છે, જ્યાં જીવનનાં અમૂલ્ય અદ્વૈત સાંપડે છે ત્યાં. જગને મન ખારા પણ એને મન મીઠા સાયરરાણા પાસે, ભલે ને દુનિયા એને ખારો કહે એની એને ચિંતા નથી. દુનિયા તો બાહ્યને દેખે છે, અંતરંગને નહિ. કવિ કહે છે :

'ઘેલી દુનિયા તો દોષ રહી દેખતી રે લોલ.'

જેમ કવિની નાયિકા દુનિયાના દોષને ઉલ્લેખે છે, જુદા જુદા દૃષ્ટિબિન્દુથી જુએ છે તેમ કવિદૃષ્ટિ પણ જગતને દિવ્ય દૃષ્ટિથી જ જુએ છે.

કવિ આમ તો સૌન્દર્યદર્શી હોય છે પણ ખોટાદકર વિશિષ્ટ અર્થમાં સૌન્દર્યદર્શી છે. તેમની દૃષ્ટિને તેમના શબ્દોમાં ઘટાવી શકાય કે :

'એ દૃષ્ટિ આ જગ સકળમાં પૂર્ણ સૌન્દર્ય જોતી,
ને મીઠી કંઈ કુદરત તણી લા'ણ સર્વત્ર લેતી;
વ્યક્તિ માત્રે વસી વિમળતા, એકતા એ નિહાળે,
જૂઠો પેલો જગ – વિષયનો ભેદ ના કાંઈ ભાળે.'

જગવિષયના ભેદને ટાળતા આ દૃષ્ટિરૂપી પારસમણિના સ્પર્શે સંસારના કટુ લોહ રૂપ સંબંધો સુવર્ણ રૂપ બને છે. સર્વત્ર મીઠાશ અને એકતા દેખાય છે.

મહિયરનાં આણાની પ્રતીક્ષા કરતી, પનઘટ પર વિસામો લેતી ભાઈ બીજને દિવસે ભાઈને વસમી વિદાય આપીને પીંજરે પેસતી સારિકા આ બધાં ચિત્રો તેમની કલ્પનાએ દોર્યાં છે. પરંતુ કવિ જેમ સૌન્દર્યદર્શી છે તેમ સત્પ્રણયના ઉપાસકેય છે. આ પ્રણયભાવના અમિત બનીને સાંકડી સીમ તોડી સમસ્ત જગત તરફ ઊભરાય છે, તેથી જ કવિ જાણે સંસારમાં રિક્ત થઈ સભર થતી સ્ત્રીને માનદૃષ્ટિએ જુએ છે. કવિકલ્પનાની ખૂબી એ છે કે એવી સ્વભાવિકતાથી, નિર્વ્યાજ સરળતાથી નિરૂપાઈ છે એમાં ગગનવિહાર કે ભાવનાવિહારનો આછો ખ્યાલ પણ ન આવે. કંઈ નહિ તો આવા રાસમાં તન્મય બની રાસ રમીને પાછી ફરેલી સ્ત્રી ઘડીભર તો સંસારના સંબંધોમાં મીઠાશ અનુભવે જ. જો એટલું શક્ય હોય તોય કવિ ન્યાલ થઈ ગયા.

ખોટાદકરની કવિતાની વિશેષતા એ છે કે નિર્વ્યાજપણે તેઓ ભાવને સુંદર, ભાવવાહી ભાષામાં શબ્દદેહ આપી શકે છે. ભાષા સંસ્કૃતમય હોવા છતાં

પ્રવાહી, કર્ણપ્રિય અને માધુર્ય તથા પ્રસાદગુણથી વિભૂષિત બનતી તેમની કવિતા હૃદયસ્પર્શી બની શકી છે તે તેની વિશેષતા છે. જે જમાનામાં મુંબઈ – અમદાવાદ જેવાં નગરોમાં પશ્ચિમનો પવન જોરશોરથી ફૂંકાઈ રહ્યો હતો, જે જમાનામાં યુનિવર્સિટી શિક્ષણના સુપરિણામરૂપે પહેલા જ પદક્રમણમાં ગુજરાતી કવિતાએ ઊંચાં શિખરો સર કર્યાં હતાં તે જમાનામાં સૌરાષ્ટ્રના એક ખૂણામાં બેઠેલા આ મહેતાજીએ પાશ્ચાત્ય સાંસ્કૃતિક સંપર્કને, દૂરથી ચંદ્રને પૂજી રહેલી કોઈ ધરદીવડી પેઠે અપનાવ્યો, આત્મસાત્ કર્યો અને ભાષાની ભાવભંગી સાથે નિરૂપ્યો. સંસ્કૃત સમાસોથી ભરપૂર હોવા છતાં તેમના સરળ વિષયો પેઠે તેમની કવિતા વિશદ અને હૃદ્ય બની છે.

જીવનને મીઠાશથી જે કવિએ ગાયું છે તેની લહાણ તો કવિને એવી મળી હતી કે જેને માટે તેમને કહેવું પડે કે :

‘ જનિને મૃત્યુના ભૂંડા કંઈક આઘાત તો ઝીલ્યા,
હવે એ ચક્રેથી છૂટી પરત્વે પહોંચશું ક્યારે ? ’

એવો જીવન–અનુભવ મેળવનાર કવિ હૃદયના કયા અંતઃસ્તલમાંથી આ રસઝરણાં વહી રહ્યાં છે એ પ્રશ્ન સ્વાભાવિક છે. પરંતુ કદાચ તેમાં જ સ્ત્રીહૃદય તરફના તેમના સમભાવની ચાવી છે. કવિએ પોતે જીવનભર ઉપેક્ષા વેઠી છે, તેથી ઉપેક્ષિતો પ્રત્યે તેમના દિલમાં હમદર્દી જાગી છે. તેમના કાવ્યવિષયો જુઓ તો આ સમજાશે. કમળ – ગુલાબ – જેવાં કવિ-પરિચિત ફૂલોને મૂકી ‘ આવળ ’ના ફૂલ વિશે તેમને લખવાનું મન થાય છે. ‘ સીતા ’ને બદલે ઉપેક્ષિતા ‘ ઊર્મિલા ’ તેમનો કાવ્ય – વિષય બને છે. ‘ બુદ્ધના ગૃહાગમન ’ વખતે યશોધરાનો ત્યાગ તેમને ભવ્ય લાગે છે. આમ તેમના જમાનામાં સદાય ઉપેક્ષિતા રહેલી સ્ત્રીને તેમણે ઉપાસ્ય-વિષય બનાવી સ્ત્રીજાતિ તરફનો તેમનો સમભાવ દર્શાવ્યો છે. સ્ત્રીહૃદયના ભાવોને સ્વાભાવિકતાથી તે વાચા આપી શક્યા છે, તેથી સમાજ-સુધારકો જે નથી કરી શક્યા તે બોટાદકર કરી શક્યા છે. કોઈ મૂક સેવકની અદાથી તે ધાર્યા પ્રદેશ સર કરી શક્યા છે.

કાવ્યત્વના વિરાટ પ્રદેશો સર ન કરવા છતાં, આગવું તત્ત્વચિંતન ન હોવા છતાં, માત્ર ૭ ચોપડી ભણેલા એ મહેતાજીની અદ્ભુત કારીગરી નારીજીવનના કવિ લેખે ગુજરાતી સાહિત્યમાં માનભર્યું સ્થાન પ્રાપ્ત કરે છે.

▣

# ગ્રામજીવનના કવિ બોટાદકર

પુષ્કર ચંદરવાકર

ભારતવર્ષમાં ગઈ કાલે કે આજે માનવસંસ્કૃતિનો ધારક ગ્રામસમાજ છે. નગરસંસ્કૃતિ તવારીખપાને ગઈ કાલે ઉદ્‌ભવેલ સંસ્કૃતિ છે. આદિમ સમાજ ગ્રામરચનામાં સમાવિષ્ટ હતો. મરેલના ટીંબાની સંસ્કૃતિના ઉદ્‌ભવ સાથે નગરસંસ્કૃતિ ઉદ્‌ભવી, પણ તેમાં અતિ મોટો ફેર કે તફાવત ન હતો. નગરસંસ્કૃતિનાં નગરો આર્થિક સગવડો માટે વિનિમય-કેન્દ્ર સમાં હતાં, પણ તેના પર પકડ હતી ગ્રામસંસ્કૃતિની.

તે જ પરિભાષામાં બોટાદકર ભારતીય સંસ્કૃતિના ગ્રામજીવન અને ગ્રામસમાજના બુલંદ ઉદ્‌ગાતા હતા. તેમના પાંચ કાવ્યસંગ્રહોમાં તેમણે ગામડાંને ગાયું છે. કદાચ ગુજરાતી કવિઓમાં ગામડાંને આટલું ગજવ-નાર બીજો કોઈ કવિ હજુ પાક્યો નથી. સ્વ. શ્રી. મેઘાણી ગ્રામજીવનના સર્જક ખરા, પણ તેમની શક્તિ ઠલવાણી રસધારોમાં, રઢિયાળી રાતોમાં અને નવલકથાઓમાં, પણ નહિ સ્વકાવ્યસર્જનમાંના ગ્રામજીવનમાં!

કેમ કે આ કવિ ગ્રામજીવનમાં ઓતપ્રોત હતો. જ્યારે બોટાદકર બોટાદમાં રહેતા હતા, ત્યારે બોટાદ એક કસબાનું નાનકડું નગર હતું. ત્યાં પનિહારીઓ કૂવેથી પાણી સારતી, વીજળી દીવાઓ ન હતા, ઘંટીના ઘોર દરેક ઘરમાંથી પડછંદા દેતા, વલોણાના નાદે પરોઢિયું ગાજી ઊઠતું, કોસ અને કોલુના રવ સીમના સીમાડાને સંગીતથી ભરી દેતા. ભથવારી કલાત્મક વસ્ત્રોથી દેહને સજાવી, લાંબા અને લીસા સાદે ખેતરના શેઢા પર પગમાંનાં કડલાં કે કાંબીના ઝંકારે જીવનમાં સંગીતને રેલાવતી. ધરતીને ગંધવતી ને અન્નપૂર્ણારૂપે દર વરસે કવિ જોતા. તે સમયનું ગ્રામજીવન નરવું હતું. ગામડું પોતે એક એકમ હતું, સ્વાયત્તપણે ટકવા માટે ભારે મથામણ કરતું. ત્યાં જીવન સરળ અને સાદું હતું. માનવ માનવ્યને ત્યાં માણતો. આવાં ગામડાંઓને જોઈને બોટાદકરે ગા

રમ્ય એ જીવન ગ્રામ્ય રસાળ,
સત્ત્વ-સોહંતું વિમળ, વિશાળ;

કવિએ પ્રથમ પંક્તિમાં ગ્રામજીવન માટે આટલાં વિશેષણો પ્રયોજ્યાં; રમ્ય, રસાળ, સત્ત્વસોહંતું અને વિમળ, વિશાળ.

કવિનજર ગ્રામજીવનની વ્યાપકતાથી અને અખિલાઈથી universality, જાગ્રત છે, સાથોસાથ ગ્રામજીવનના આદર્શીકરણમાં પણ કવિ રાચે છે તેથી તેઓને ગ્રામજીવન સત્ત્વ સોહંતું લાગે છે. કહેવાનો આશય એ છે કે ખોટાદકરનો ગામડાં પ્રત્યેનો અભિગમ આદર્શીકરણનો idealised approchનો પણ હતો.

છતાંય તેમાં ધરતી માટેની વાસ્તવિકતા પણ છે, તેથી રસાળ અને રમ્ય વિશેષણથી ગ્રામજીવનમાંની વાસ્તવિકતાને તેઓ ગાય છે.

માનવે, માનવસંસ્કૃતિએ અને આદર્શપૂત માનસે આદર્શ સ્થાનની કલ્પના કરી તેને સ્વર્ગ એવું નામ આપ્યું. માંદલા માનસના માનવીઓને પણ આ સ્થાન અને સ્થળ માટે મમત્વ હોય ખરું. ભાગેડુ સ્વભાવના હતાશ જીવને શાંતિ આપનારું આ સ્થળ ખોટાદકરને શુચિતા માટેનું સ્થળ ભાસે છે. તેમાં માંદલા માનવનો કે ભાગેડુ ચિત્તનો ભાવ નથી જોવા મળતો.

આ કવિ એટલે આદર્શનો કવિ. શુચિતાને ભાળનાર કવિ.

આ ગામડાંઓ કવિનજરે કેવાં છે ?

ગૃહો નાજુકની વાંકી હાર,
સ્વચ્છ શેરી ને ન્હાનાં દ્વાર;
બાળરવિનો કરતાં સત્કાર,
સ્વચ્છ આંગણનો વધુ વિસ્તાર.

કવિએ કેટલી વિગતે તાદૃશ ચિત્ર ગ્રામઆયોજનનું દોર્યું છે ? આ કવિને ગ્રામસમાજનો પ્રત્યક્ષ પરિચય હતો તેથી જ આટલું વાસ્તવિક ચિત્ર કવિ દોરી શકે છે. સ્વ. શ્રી. નરસિંહરાવે આ કવિના અલંકારોમાં સ્વભાવોક્તિ અલંકારને પણ ગણાવ્યો છે. તેનાં ઉદાહરણો પણ તેમણે ટાંક્યાં છે, પણ 'ગ્રામ્યજીવન'માંથી પણ સ્વભાવોક્તિ અલંકારનાં વિશેષ દૃષ્ટાંતો વીણી શકાય તેમ છે :

ઘરેઘર ગાય તણાં લઘુ ગોષ્ઠ,
વત્સનો મંદ મધુરો શોર;
રસેલાં ગોમયથી ઘર – ચોક,
દીપે તુલસી – તરુ કેરા થોક.

ગ્રામજીવનમાં ઘરઆંગણાં રૂપાળાં હોય છે, તે રૂપનાં વર્ણનો આપવામાં આ કવિ નિપુણ છે. શબ્દો દ્વારા બોટાદકરે ગામડાના ફળિયાને (ઘર – ચોક) તાદૃશ બનાવ્યાં છે. ચિત્રાત્મકતા પણ ' આ કવિનો કવિ-ગુણ છે. 'ગ્રામ્યજીવન' કાવ્યમાં કવિની કલમે અંકાયેલાં કેટલાં ચિત્રો અત્ર ટાંકવાં? તેમાં ચિત્રોની પરંપરા ચાલી આવે છે. હારમાળા છે. જે નદીતીર પર ગામડું શોભે છે તે નદી કેવી છે?

સ્વચ્છ પાધર ને સરિતાતીર
નિર્મળાં ખળખળ વહેતાં નીર;
ડોકતાં કુતુકભર્યાં તૃણબાળ,
ધ્યાનમાં મસ્ત બગોની હાર!

કવિએ તૃણનાં બાળનું ચિત્ર દોરી આપીને તેમની કલ્પનાશક્તિને જેટલી પ્રકટ કરી છે તેટલી જ તેમની સૂક્ષ્મ નિરીક્ષણશક્તિ આ પંક્તિઓ દ્વારા પ્રકટે છે:

શીત છાયામાં બાળકવૃંદ,
ક્રીડતાં, દેતાં અતિ આનંદ.

ગ્રામસંસ્કૃતિમાંના મનોરંજનને પણ ગાવાનું આ કવિ ચૂક્યા નથી. ભારતીય સંસ્કૃતિ જેટલી ગ્રંથસ્થ છે તેટલી જ કંઠસ્થ છે માટે કવિને કથવું પડયું છે:

પુણ્ય પુરાતન આર્યજીવનનો અણબાંધ્યો ઇતિહાસ,
ચારુ ચાંદનીમાં ઊચરંતાં રમણી ખેલે રાસ;

પ્રણયના ગાતી કંઈક પ્રસંગ,
સુંદરી સર્વ મળીને સંગ.

તેમાં સ્થાનીય – Local વીર પુરુષોનાં પરાક્રમની કથાઓ રાસડા-રૂપે Ballads, ગવાય છે તે કથવાનું કવિ ભૂલતા નથી. તેને વર્ણવતાં કવિ ગાય છે:

વીરના વિક્રમ કેરી વાત,
સનાતન સત્ય તણા સિદ્ધાંત;
આગલા અનુભવ કેરી યાદ,
પૂર્વનો વિમળ નિવૃત્તિ વાદ.

આવાં શબ્દચિત્રોને દોરી કવિ પછી ગ્રામજીવનના આદર્શીકરણમાં ઊતરી ગયા છે. તેનાં મૂલ્યો values, ટપકાવવા બેસે છે. એ જ બોટાદકરધર્મ છે ને!

ગ્રામજીવનને પ્રકટતાં કાવ્યોમાં 'કૃષિક', 'કોસ', 'કાપણી', 'મેળો', 'વત્સક્રીડા' 'પનઘટ', 'ગોવાલણી' ઇત્યાદિ કાવ્યો છે. તો તેમનાં કેટલાંક કાવ્યોમાં ગ્રામજીવનની આછી રૂપેરી વાદળીની કિનાર શી ચમકતી પંક્તિઓ જોવા મળે છે.

'આણાં'માં ગ્રામજીવનનું ચિત્ર નાદ દ્વારા કવિએ કેવું સુન્દર દોર્યું છે.

આવી-આવી વગડા વીંધી વેલ્ય જો,
ઘૂઘરીએ ઘમઘમતા આવ્યા ધોડલા;

બ્હેનને બેસવા માટે ભાઈ વેલ્ય લઈને આવ્યો છે, પોતે ઘોડલે બેસી આવ્યો છે અને તેય ઘૂઘરીએ ઘમઘમતા આવ્યા છે!

આવાં ગ્રામજીવનને લગતાં અનેક ચિત્રો આ કવિની કાવ્યરચનામાંથી મળશે. 'માતૃગુંજન'ની પેલી પંક્તિ:

'ઘમ ઘમ ગાજતી ગોંદરે રે આવી બેલડી ઊભી,' કે 'ધોરી! ધીરે ધીરે ચાલજો રે, મારું ફૂલ ન ફરકે!'

'ભાઈબીજ'માં જે મનોભાવ કવિએ પ્રગટ કર્યો છે તે ગ્રામજનનો છે, ગ્રામસમાજનો છે. તેમાં ભારતીય ગ્રામસમાજની અખિલાઈ છે. તેમાંની કેટલીય પંક્તિઓ ટાંકીને આ કથનને પ્રતિપાદિત કરી શકાય. ઉ. ત.

આ જ બહેની તણે બારણે રે ઘટે વીરનાં ઘોડાં,
આ જ બહેની તણે આંગણે રે એનાં નહાવણ રૂડાં,
આ જ બહેની તણે ઓરડે રે એનાં આસન ઊંચાં,
આ જ બહેની તણે અંતરે રે એનાં વેણુનાં વાજાં!

આવી કાવ્યપંક્તિઓમાં ગ્રામસમાજનાં ચિત્રો ઊપસે છે, પણ 'કોસ' કાવ્ય તો ગ્રામસમાજનાં વિશિષ્ટ અંગ શા કૃષકસમાજની

પ્રવૃત્તિને કાવ્યવિષય બનાવતાં 'કોસ' ગવાઈ ગયો છે. કોસ અતિ ગદ્યમય ભાસે છે. તેમાં કવિતાના તત્ત્વને પેખવું તે વિશિષ્ટ પ્રકારની સંવેદનશકિતવાળો કવિ હોય, તે જ પેખી શકે. સ્વ. શ્રી ખોટાદકર તેમાંના એક છે, જરૂર વિશિષ્ટ પ્રકારની પ્રકૃતિના તે છે જ. આ કાવ્યમાં કોસમાંથી ધરતીની હૂંફ પામેલ તાજા પાણીની મીઠાશ પમાય અને પ્રારંભમાં તો વાડીના કાંઠા પરની વાડ અને મારગને જાદુગરની અદાથી શબ્દચિત્રોમાં કવિ સજીવ કરે છે! વાડીની વાડ કેવી છે?

લજ્જાવતી લલના સમી, અણબોલ શી ઊભી રહી!
વિધવિધ વિકાસતી વેલીઓને અંગ પર ઓઢી રહી,
સંતાન સરખા છોડનું રક્ષણ સદા રચતી રહે,
વનના વિકટ પશુઓ તણા કંઈ ત્રાસને હરતી રહી.

ખેતરની વાડનું સદ્‌ભાગ્ય લેખાવું જોઈએ ને કે તેને ગાનાર, શબ્દદેહ અર્પનાર અને તેમાં માનવભાવને જોનાર એકાદ કવિ તો સાંપડી ગયો! સ્વ. શ્રી ખોટાદકરની આવી પંકિતઓમાં મૌલિકતા દેખાય છે, જે અનન્ય છે, અદ્વિતીય છે!

અર્થાન્તરન્યાસનાં પણ અનેક ઉદાહરણો ગ્રામજીવનને લગતાં કાવ્યોમાંથી વીણી શકાય તેમ છે. ઉ. ત.

રે! સ્વાર્થ સરતાં કો અવરને આંગણે ઊભું રહે!

તે જ કાવ્યમાં,

શું ભીખનાં ભાજન કદી શીકે ચડેલાં સાંભળ્યાં?

'કોસ'ના પર ટિપ્પણ લખતાં પ્રા. શ્રી અનંતરાય રાવળ લખે છે: 'પણ કવિની ખરી ખૂબી તો કૂપજળમાં પ્રાણ ફૂંકી તેની મુગ્ધ મનોલીલા અને બહાર નીકળ્યા પછીની તેની સુરમ્ય પણ અલ્પસમયી જીવનલીલાના કાવ્યમય નિરૂપણમાં રહેલી છે એમ નથી લાગતું? સજીવારોપણનો સુંદર પ્રયોગ કવિએ વાડ ને નીર ઉપરાંત ક્યારા પરના છોડ પરત્વે પણ કર્યો છે......કોસની જુદી જુદી ક્રિયાના વર્ણન વેળા જે અર્થાન્તરન્યાસ કવિએ વેર્યા છે તે પણ ધ્યાન ખેંચ્યા વિના નહિ રહે.'

ગામડાના કૃષિજીવનને સ્પર્શતું કાવ્ય કોસ છે તેટલું જ કૃષિજીવનને 'કાપણી' સ્પર્શે છે. તેના પર પ્રા. શ્રી. અનંતરાય રાવળની નોંધ મળે

છે : 'લણણીના દશ્યનું સ્વભાવોક્તિભર્યું', અને યથાવકાશ અર્થાંતર-ન્યાસો લલકારતું કાવ્ય.' આ કાવ્યમાં અતિશયોક્તિ પણ મળે છે. આ કવિ અલંકારમાં સંસ્કૃત સાહિત્યનાં અલંકારોને પ્રયુક્ત કરવામાં ફાવટવાળા દેખાય છે. વર્ણસગાઈ, અતિશયોક્તિ, અર્થાન્તરન્યાસ, સ્વભાવોક્તિ, અન્યોક્તિ ઇત્યાદિ અલંકારવૈભવને છુટ્ટા હાથે તેમનાં કાવ્યોમાં વેરે છે. સજીવારોપણ, ઉપમા અને રૂપક તો ઢગલાબંધ, વીણવા બેસીએ તો જડે !'

'કાપણી' કાવ્યમાં પણ કવિએ તાદશ ચિત્રો દોર્યાં છે. તે પણ નિરખવા જેવાં છે. આ માણવા માટે પણ સહેજસાજ કૃષિજીવનનો ખ્યાલ જરૂરી લાગે છે. તો જ આ કાવ્ય સંવેદી શકાય. 'કાપણી'નું આ ચિત્ર નીરખો :

વીંઝતાં વ્યોમ વિહગનાં વૃન્દ,
આવતાં ઉર ધરતાં આનંદ;
મધુર કલકલનો કરી ઉચ્ચાર,
માનતાં અંતરથી ઉપકાર.

છોડ પર કણસલાં મોતીદાણા જેવા ધાન્યે લચી પડતાં હોય છે, ત્યારે તેને ખાવા માટે તેના પર પંખીઓ ઝળૂંબતાં હોય છે. આકાશમાં દોટાદોટ કરતાં હોય છે. આ દશ્ય રમણીય લાગે છે. સાથોસાથ તેઓ કરતા હોય છે, 'મધુર કલકલનો ઉચ્ચાર !' તે ઉચ્ચારધ્વનિથી આખો વગડો સજીવ બને છે, સંગીતમય બની ગુંજન કરવા લાગે છે. કણ દેખીને પંખીઓ આનંદિત પણ તેટલાં જ થાય છે. તેઓ માત્ર આનંદ અને સંગીત નથી રેલાવતાં પણ સાથોસાથ 'માનતાં અંતરથી ઉપકાર.' આ કવિની કલ્પના છે, તર્ક છે, પણ આ ભાવ પ્રકટ કરવાની વૃત્તિને નાનીસૂની ન લેખાય ! આવાં વાક્યોથી કવિ નિત્યનો આચાર ભણાવવાની કાળજી લે છે કેમ કે ધંધે તેઓ ગુરુ હતા, આચારવિચારના પઢાવનાર હતા.

ખેડ ઝાઝા જણનો વ્યવહાર છે. તેમાં એકલદોકલ આદમીનું કામ નથી. ખેડમાં વિભક્ત કુટુંબ કરતાંય સંયુક્ત કુટુંબ જોઈને, ને એવા ઝાઝા જણના વ્યવહારનું ચિત્ર માત્ર બે પંક્તિઓમાં પ્રકટાવે છે :

'હોંશભર કર્ષકનો પરિવાર
લણે શો ભાગ્ય તણો ભંડાર !'

આ લણણીની ઋતુ કઈ છે? ભાદરવો, ઓતરાચિત્રાના તડકામાં આ કાર્ય માટે ખુલ્લાં ખેતરોમાં જવાનું છે. વાયરાઓ છૂટચા હોય છે માટે કવિઓ ગાય છે:

મસ્તકે રવિકર કેરો માર,
પાર્શ્વમાં અનિલ વહે અંગાર;
તપી ધરણીથી પ્રજળે પાય,

અને આ બધાને વિસારવા અને કાર્યમાંથી આનંદ પામવા માટે સુંદરીઓ – કૃષકનારીઓ ગાય છે. હા ગાય છે શ્રમજીવનનાં ગીતો – Labour songs. કેવી રીતે?

'સ્વર મધુરે સુન્દરીઓ ગાતી, શ્રમવારણ સંગીત.' કાનને ને નયનને સંતોષ આપી શકે તેવાં ચિત્રો ઉપજાવીને કવિ અનન્ય ચિત્ર આ કાવ્યમાં સરજે છે અને તે છે વૃક્ષડાળે ઝૂલતી ઝોળીનું. આ ચિત્ર દોરવાનું બીજા ગુજરાતી કવિને સૂઝયું છે ખરું? તે કેવું ચિત્ર છે?

ઝૂલે ઝોળી કંઈ આંબાડાળ,
માંહી મીઠી નિદ્રા લે બાળ;
હીંચોળે પ્રેમભર્યો પવમાન,
તાપને રોકે તરુનાં પાન.

ક્ષણ ક્ષણ કરતી તોય નિરીક્ષણ, કંઈ કંઈ દેતી કાન, વ્યગ્ર સમી વત્સલ જનનીનાં, ધન્ય સુભગ સંતાન! 'કાપણી'નાં આ વિરલ દશ્યો સાહિત્ય દ્વારાય ઉન્નતભ્રૂજનસમુદાયને મહાણવાની શકચતા કરી આપવા બદલ પણ આ કવિની શક્તિને દાદ આપવી રહી.

'મેળો' ગુજરાતી સાહિત્યમાં જ્યાં ત્યાં ગવાયો છે, વગોવાયો છે, પણ આ કવિ શુચિતાના કવિ છે તેથી અહીં સંસ્કૃતપ્રચુર બાનીમાં મેળાનું આદર્શીકરણ કરીને કવિએ મેળાનાં વિધવિધ પાસાંનાં અનેક દશ્યો ખડાં કર્યાં છે, તેનાં શબ્દચિત્રો – pen pictures દોર્યાં છે, તેમાંય કવિએ બોટાદનો જન્માષ્ટમીનો મેળો માણ્યો લાગે છે. પુરુષો અને સ્ત્રીઓ સાથે મળીને રાસડા ગાતાં ગાતાં હીંચ લે એ તો સોરઠની ધરણીનું પ્રાકટચ! કવિ તે વિશેષતાને અચૂકપણે આલેખે છે!

'દધિમંથન' જેવી કૃતિઓ પણ ગ્રામજીવનને પ્રકટતી આ કવિની કૃતિમાં લઈ શકાય. કવિ ગ્રામજીવનનું આલેખન કરતાં કરતાં ત્યાંના

સમાજજીવન પર પણ ઢળી પડે છે. તેને વર્ણનાત્મક નહિ બનાવતાં તેનાં શબ્દચિત્રો ખડાં કરે છે, ને તે જ કારણે તે હૃદ્ય બને છે. ગ્રામ-જીવનની કલુષિતતા કવિએ ક્યાંય આલેખી નથી કેમ કે તેમને ખપે છે ગ્રામજીવનની શુચિતા, આદર્શો અને સત્ત્વ-સોહતું વિમળ ગ્રામજીવન! તેના જ ગાનાર છે સ્વ. શ્રી દામોદરદાસ ખુશાલદાસ બોટાદકર.



અપૂર્વ ચારુતા :

બોટાદકરના પદ્યબન્ધનમાં અપૂર્વ ચારુતા કેમ આવી છે? હ. હ. ધ્રુવે અને મણિલાલ દ્વિવેદીએ જે છંદમાં ઠોકરો ખાધી છે, તે દિંડી છંદમાં પણ બોટાદકરે વિજય મેળવ્યો છે. ('શૈવલિની'નું 'ચકોરી' જુઓ)...ભાષા ઉપરનું એમનું પ્રભુત્વ ઉચિત શબ્દોને આપોઆપ ઉચિત પદ્યના બીબામાં ગોઠવી દે છે. કાવ્યના વિષય અને છંદ વચ્ચે પરસ્પર મૈત્રી સધાય છે એટલું જ નહિ પણ પદ્યપંક્તિમાં શબ્દો પણ સુઘટિત રીતે ગોઠવાઈ જાય છે. આ ઉપરાંત પદલાલિત્ય અકૃત્રિમ સધાય છે.

— નરસિંહરાવ દિવેટિયા

# ખોટાદકરની કવિતામાં ગ્રામચિત્રો

જશવંત શેખડીવાળા

ખોટાદકર તત્ત્વતઃ 'ગ્રામકવિ' છે. તેમના જીવનમાં તેમ કવનમાં ગામડું ઓતપ્રોત થઈ ગયું છે. તેમની કવિતામાં ગામડાની નિરાળી સંસ્કૃતિ અને પ્રકૃતિનું દર્શન વારંવાર થાય છે. ગ્રામસૃષ્ટિનું નિરૂપણ કરતાં સંખ્યાબંધ કાવ્ય તેમના પાંચેય કાવ્યસંગ્રહોમાં જોઈ શકાય છે.

આપણાં ગામડાંમાં જ જોવા મળી શકે તેવું લોકજીવન અને પ્રકૃતિરૂપ તેમનાં અનેક કાવ્યોનો વિષય બન્યાં છે. દાદાદાદી, માતા-પિતા, ભાઈ-ભાભી, બહેનો, વહુઓ, પતિ સાસુસસરા, જેઠ-જેઠાણી, દિયર-દેરાણી, નણંદો અને તેમનાં સંતાનોથી ગાજી રહેતાં મોટાં ખોરડાં, ભર્યાભર્યા સાસરામાં રહેતી છતાં દૂરના પિયરને રાતદિન ઝંખ્યા કરતી કુળવધૂઓ, માથે હેલ મૂકી પનઘટ પર પાણી ભરવા જતી યા ચાંદની રાતે રાસે રમતી સ્ત્રીઓનાં ટોળાં, પિયેરથી સાસરે જતી યા સાસરેથી પિયેર આવતી આણાત યુવતીઓનાં વેલડાં, સંધ્યાકાળે ગામમાં પ્રવેશતાં ગોધણ, વાંસળી વગાડતો ગોવાળ, ખળખળ કરતાં વહેતાં ઝરણાં, હરિયાળાં ઘાસ અને ઝાડછોડથી છવાયેલ ડુંગરાળ ધરતી-તેમનાં કાવ્યોમાં વખતોવખત નજરે પડે છે. વહેલી પરોઢે થતાં વલોણાં, કાપણીટાણે સ્ત્રીપુરુષ-બાળકોથી છવાઈ જતાં ખેતર, માનવમહેરામણનું દશ્ય ખડું કરતા મેળા, સીમ ગજાવતા કોસ, બપોરની વેળાએ માર્ગ વચ્ચે અટકી પડતા ગાડે જોતર્યા બળદ, વાંસળી વગાડી સાપ પકડતા ગારુડી પણ તેમની કવિતામાં ક્યારેક ડોકાઈ જાય છે.

આ ગ્રામચિત્રોમાં, પ્રકૃતિનિરૂપણની અપેક્ષાએ, લોકજીવનનું નિરૂપણ વધુ ધ્યાન ખેંચે છે. કવિને ગામડાની પ્રકૃતિ કરતાં ગામડાના ઘર-સંસારનું યા સમાજનું ચિત્રણ કરવાનું વિશેષ ગમે છે અને ફાવે છે.

ઘણી વાર તેઓ પ્રકૃતિનું આલંબન લઈ, સજીવારોપણ યા અન્યોક્તિ દ્વારા, માનવભાવ અને કુટુંબભાવનું જ ગાણું ગાતા હોય છે. 'વનવલ્લરી' 'કદલી' 'ધેનુ' 'ઉષા' 'સરિત્સુંદરી' 'વાદળી' જેવાં કાવ્યો આ વસ્તુના નિદર્શનરૂપ છે. તેમાં પ્રકૃતિતત્ત્વની આસપાસ કાવ્યના તાણાવાણા વણાતા હોવા છતાં નિર્ભેળ પ્રકૃતિચિત્રણ નહિવત્ છે, માનવભાવ અને કુટુંબભાવનું જ ચિત્રણ મુખ્ય છે. કવિનાં, ગ્રામસૃષ્ટિનું નિરૂપણ કરતાં ઘણાંખરાં કાવ્યોમાં પ્રકૃતિ સાધન તરીકે યોજાય છે, સાધ્ય હોય છે કુટુંબભાવોનું નિરૂપણ. પરિણામે તેમની પાસેથી ગામડાના ગૃહજીવનનું ચિત્રણ કરતાં કાવ્યો મોટી સંખ્યામાં પ્રાપ્ત થાય છે, પણ ગામડાની પ્રકૃતિનું સુરેખ સ્પર્શક્ષમ રંગીન જીવંત હૃદ્ય રૂપ આલેખતાં નિર્ભેળ પ્રકૃતિકાવ્ય બહુ ઓછાં મળે છે.

કવિ તેમની કવિતામાં જે ગામડાનું આલેખન કરે છે તે ગામડું છે શામંતશાઈ સૌરાષ્ટ્રનું. એ ગામડાના કેન્દ્રમાં છે દરબાર–ઠાકોર–ગરાસિયો. એનું જીવન અને એની આસપાસનું રોમાંચક વાતાવરણ. દરબારગઢ, ગઢના કાંગરા, દરબાર, રણવાસ, ઊંચી મેડીઓ, ઝરૂખા, ડેલીઓ, આંગણું ખૂંદતા ઘોડા વગેરે સામાન્ય લોકો માટે આદર્શરૂપ, ઉત્કટ ઝંખનાની વસ્તુ સમાં, ગણાય છે. સામંતીસમાજના અંગરૂપ વહેલ (રથ), ઘોડા, હથિયારધારી વળાવિયા, ઢબૂકતા ઢોલ, બંદૂકના ભડાકા ગામમાં વસતાં સૌ કોઈ માટે, લગ્ન યા આણા જેવા અવસર પર, અનિવાર્ય લેખાય છે. ઓઝલ–પરદામાં રહેતી યા ઘૂંઘટ તાણી પરપુરુષથી મુખ છુપાવતી સ્ત્રીનું આ સમાજમાં ગૌરવ થાય છે. ખોટાદકરના ચિત્ત ઉપર આવા લોકજીવનના અને લોકઆદર્શના ઊંડા સંસ્કાર પડ્યા છે અને તે પ્રત્યક્ષ યા પરોક્ષ રૂપમાં તેમનાં અનેક કાવ્યોમાં—દા. ત. 'આણાં' (રા૦)* 'માતૃગુંજન' (રા.) 'પિયર' (સ્રો.) 'સીમન્ત' (રા.), 'ભાઈબીજ' (રા.) 'સૌરાષ્ટ્રસુંદરી' (સ્રો.) વગેરેમાં ડોકતાં રહે છે.

કવિ કાવ્યનો વિષય બનેલાં આ ગામડાંનું જીવન–લગ્ન, આણાં, મેળા જેવા અવસર બાદ કરતાં–ઘણુંખરું શાંત સરળ એકધારી ગતિએ

* : લેખમાં 'કલ્લોલિની' માટે ક., 'સ્રોતસ્વિની' માટે સ્રો., 'નિર્ઝરિણી' માટે નિ., 'રાસતરંગિણી' માટે રા. અને 'શૈવલિની' માટે શૈ. એવા શબ્દસંક્ષેપ યોજ્યા છે.

વહ્યા કરતું હોય છે. સ્ત્રીઓ વહેલી પરોઢે ઊઠી વલોણાં કરે છે, માથે હેલ મૂકી પનઘટ પર જઈ પાણી ભરી લાવે છે, ગાયને ગોંદરે ગોધણમાં વળાવી આવે છે, કોઈ વાર અજવાળી રાતે રાસ રમે છે અને સાસરીમાં ગમે તેટલું સુખ હોય તોપણ 'મહિયરનાં જૂનાં ઝાડવાં' અને 'ભાંડરડાં'ને જોવા માટે સતત તલસ્યા કરે છે. પુરુષો ખેતીમાં યા કોસ ખેંચવામાં રચ્યાપચ્યા હોય છે. ગામના ગોવાળ રોજ સવારે ગોધણ લઈ ડુંગરે યા નદી તીરે જવા નીકળી પડે છે અને સંધ્યાટાણે વાંસળી વગાડતા તેને ગામમાં પાછું લઈ આવે છે. ગ્રામસૃષ્ટિનાં આ રોજિંદાં દૃશ્યો બોટાદકરની કવિતામાં અનેક વાર આલેખાતાં હોય છે.

'દધિમન્થન' (શૈ.) કાવ્યમાં વહેલી પરોઢે થતા વલોણાનું નિરૂપણ થયું છે. 'સૌરાષ્ટ્રસુંદરી' (સ્રો.), 'પનઘટ' (રા.), 'પનઘટ' (શૈ.) જેવાં કાવ્યોમાં ગ્રામનારીનાં 'પનઘટનાં પરિયાણ' આલેખાયાં છે. તેમાં 'પનઘટ' (શૈ.)માંનાં કેટલાંક ચિત્ર સખીઓને પનઘટ પર સાથે આવવા સાન કરીને બોલાવતી સ્ત્રીઓ, ભરેલાં બેડલાં પર બેસી પાણી બોટતા કાગડા અને માનું અનુકરણ કરી પનિહારી થતી નાનકડી કન્યાઓનાં ચિત્ર આકર્ષક બન્યાં છે.

રિક્ત જલપાત્રને વક્ર શિર પર ધરી, સખીતણે દ્વાર કૈં સાન કરતા,
વિવિધ અંબરવતી, વિવિધ ભૂષણ ભરી, વિચરતી વિવિધ ઉરભાવ ભજતી.

*

ઊડતા અહીં તહીં વૃક્ષના વાયસો, બેડલે બેસીને નીર બોટે.

*

કલશ નાના ધરી મસ્તકે કન્યકા, જનનીનું અનુકરણ જાય કરતી.

'સૌરાષ્ટ્રસુંદરી'માંનું, વડીલજનની લાજ કાઢતી અને પૂંઠ ફેરવી રસ્તાની એક બાજુ પર તરી જતી, ગ્રામીણ પનિહારીનું ચિત્ર સુરેખ દોરાયું છે :

શિર ઉપર શોભિત હેલ ધરી,
હળવે હસતી જતી હંસગતિ;
પથ મધ્ય ગુરુજનને નિરખી,
દઈ પૃષ્ઠ સલજ્જ તરી ધરતી.

સાસરે વસતી છતાં મનમાં 'મહિયર'ને સતત ઝંખ્યા કરતી મુગ્ધા યુવતીનાં પિયેર અંગેનાં સંસ્મરણોનું દર્શન કવિનાં ઘણાં કાવ્યોમાં થાય છે, જેમ કે 'પિયર' (સ્રોત.), 'સંદેશ' (આણું) 'સાસરી' 'પનઘટ' 'મહિયર' (બધાં રા.) વગેરે. પિયરમાં કેવાં સ્વતંત્ર અને સુખી હતાં!

આંબાની ઊંચી ડાળે મળી સહિયરમાં બાંધી હિંદોલ હીંચ્યાં,
ને ક્રીડાથી નદીનાં, હસી હસી હરખે નિર્મળાં નીર ઝીલ્યાં;
ચંદાની ચંદ્રિકામાં રસભર રમતાં રાસની લ્હાણ લીધી,
ને જ્યાં નાના વ્રતોથી, અજબ ઉછળતા ભાવથી ગૌર્ય પૂજી.
('પિયર' સ્રો.)

*

ત્યાં રમતાં અમે રાસ
સાહેલીના સંગમાં રે, માણારાજ! ('મહિયર' રા.)

'સંદેશ' (રા.) કાવ્યમાં સાસરે રહેતી યુવતી, પિયેરમાં તેના વિયોગમાં ઝૂરી રહેલી માતાની કલ્પના કરી, આકાશમાંની 'ચંદા' સાથે માતા ઉપર સંદેશો મોકલાવે છે. ચંદા તેની માતાને ઓળખી કાઢે તે માટે તેને એ આવાં 'એંધાણ' આપે છે:

કાગ ઉડાડતી આંગણે એ તો દોડી દોડી ડોકાય રે...

×

ગાય વળાવતી ગોંદરે એની એક દિશામાં આંખ રે...

યુવતીઓ દ્વારા થતાં આ પ્રકારનાં મસ્તીતોફાન, ક્રીડા અને વ્રત, પિયેર અંગેનો તેમનો આવો તલસાટ તેમ જ વિયોગી માતાઓ દ્વારા દીકરીના આગમનની આ રીતે જોવાતી વાટ તળપદા ગ્રામજીવનનાં પરિચિત દૃશ્ય છે.

માર્ગમાં અટકી પડતાં ગાડાં, સીમમાં સાપ પકડતા મદારી, કૂવે ચાલતા કોસ અને ખેતરમાં થતી કાપણી વગેરેનાં દૃશ્ય પણ ગ્રામસૃષ્ટિમાં સામાન્ય છે. ખોટાદકર તેમનેય કાવ્યમાં લઈ આવે છે. 'શ્રાન્ત વૃષભને' (ક.)માં બપોરની વેળાએ માર્ગ વચ્ચે અટકી પડેલા બળદને સંબોધી જાતજાતના ઉદ્‌ગારો કાઢતો ગાડાવાળો રજૂ થયો છે. 'સ્વરભેદ' (ક.)માં વાંસળી વગાડી સાપ પકડતો મદારી દેખાય છે. 'કોસ'

(શૈ.)માં પંખીઓનાં ગીત સાથે ભળી જતા કોસ અને કોસિયાના અવાજ સંભળાય છે, 'કાપણી' (શૈ.) કાવ્યમાં ખેતરમાંના પાકની થઈ રહેલી કાપણીનું દશ્ય આલેખાયું છે. કાપણીનો સમય ખેડૂત કુટુંબ માટે આનંદઉલ્લાસનું એક મોટું ટાણું ગણાય. આખો 'કર્ષકનો પરિવાર' ત્યારે ખેતરમાં હાજર થઈ જાય. સ્ત્રીઓ કામ કરતાં ગીતો ગાતી હોય, ઢોરાં-છોરાં આમતેમ દોડાદોડ કરતાં હોય, આંગાડાળે બાંધેલી ઝોળીઓમાં ધાવણાં બાળક ઝૂલનાં હોય; ખેતરમાં સૌ સાથે મળી જમતાં હોય! અને એમ સમગ્ર વાતાવરણ જીવંત-પ્રસન્ન બની ગયું હોય. 'કાપણી'માં આ સમગ્ર વાતાવરણનું હૂબહૂ નિરૂપણ થયું છે.

ગ્રામજીવનની આવી રોજિંદી ઘટનાઓમાં લગ્ન, આણાં અને મેળા જેવા રોમાંચક પ્રસંગ જુદા જ તરી આવે છે. આખું ગામ તેમાં સામેલ થાય છે. સર્વત્ર જબરો ખળભળાટ મચી રહે છે. ગ્રામજીવનનું તેનાં કાવ્યોમાં નિરૂપણ કરતો કોઈ કવિ આવા પ્રસંગોથી અછૂતો શી રીતે રહી શકે? ખોટદકરે પણ આ પ્રસંગો નિરૂપતાં કાવ્યો રચ્યાં છે. તેમાં આણાં (કન્યાવિદાય યા કુળવધૂના આગમન) વિશેનાં તેમનાં કાવ્ય – 'પુત્રીપ્રયાણ', 'દુહિતા' (સ્રો૦), 'માતૃગુંજન' 'આણાં' (રા૦) વગેરે – સંખ્યા અને સત્ત્વની દૃષ્ટિએ સવિશેષ નોંધપાત્ર છે.

દીકરીનાં વળામણાંનો – આણાંનો પ્રસંગ કેવો દુઃખદ અને તે સાથે કેવો રોમાંચક હોય છે! વેદનાગ્રસ્ત માતાપિતા, રુદન કરતી પુત્રી, ગામની સખી યા દીકરીને વિદાય આપવા ટોળે મળેલી તરુણ યુવતીઓ અને પ્રૌઢ સ્ત્રીઓ, ઘમઘમ ગાજતી વહેલ, થનગનતા ધોરી અને ઘોડલા, ઢબૂકતા ઢોલ, હથિયારધારી વળાવિયા – આ બધાંની સહોપસ્થિતિ આણાંને ગ્રામજીવનની કેવી અનોખી ઘટના બનાવી દે છે! કવિના 'માતૃગુંજન'માં ગામડાનું આવું આણું જીવંત બની ગયું છે. દીકરીને વિદાય આપતી માતાના ઉદ્દગારોમાંથી તેની વેદના અને પ્રસંગનું દશ્ય– બેઉ સાકાર થઈ ઊઠે છે:

દૂધભર્યું હજી દાંતમાં રે એને આપવાં આણાં...

*

ઢોલીડા! ઢોલ ઢબૂકતો ઘડી રોકજે તારો...

*

ધમધમ ગાજતી ગોંદરે રે આવી વેલડી ઊભી...
ધોરી ! ધીરે તમે ચાલજો રે મારું ફૂલ ન ફરકે...

*

વીર સમાન વળાવિયા રે વાટે ઠાવકા થાજો,
ઘામ વળે એને ઘૂમટે રે ઝીણા વીંજણા દેજો.

આણાં કરતાં જુદા પ્રકારનો છતાં શાંત ગ્રામજીવનમાં એવો જ ખળભળાટ મચાવી મૂકતો બીજો પ્રસંગ તે મેળો. તેમાં એક ગામનાં જ નહિ, પડોશનાં ઘણાં ગામોનાં ભાતભાતનાં માનવી ભેગાં મળે અને તેમાંથી ધસમસતો 'જનસાગર' સર્જાય. લોકટોળાંનું અહેતુક ભ્રમણ, જુવાનોની ધિંગામસ્તી, સગાંસંબંધીના મેળાપ, પ્રેમીજનોનું મિલન, માતાપિતા સાથેનાં બાળકોની કલબલ અને વિખૂટાં પડી ગયેલાં બાળકોનો કકળાટ, મંદિર સામે દેવદર્શન માટે જામતી ભીડ, સ્ત્રી–પુરુષો વચ્ચે જામતી રાસડાઓની હરીફાઈ, ભજનમંડળીઓનો કલશોર – આવું બધું કોઈ પણ મેળામાં જોવા મળી શકે. બોટાદકરના 'મેળો' (શૈ૦) કાવ્યમાં પણ આવું બધું રજૂ થયું છે. તેમાં કશી અપૂર્વતા નથી, પણ સમગ્રતયા ચિત્રણ સ્વાભાવિક લાગે છે.

ગ્રામજીવનનાં આવાં વિશિષ્ટ ચિત્રોમાં બહોળા સંયુક્ત કુટુંબનું વિશાળ ચિત્ર પણ ઉમેરી લેવું જોઈએ. કવિનાં 'જનની' 'ભાભી' 'સાસરી' 'દેવર' 'સાસુ' 'નણદી' 'મોસાળ' 'મહિયર' 'સુંદરી શીળે ભરી રે' (બધાં રા૦) જેવાં કાવ્યોમાં તેનું દર્શન થાય છે. એક જ ઘરમાં વસતાં ત્રણ–ત્રણ પેઢીનાં માનવીઓ ઉપરાંત દૂરનાં પિયેર, સાસરી અને મોસાળમાં વસતાં સગાંવહાલાં વચ્ચેના હેતાળ સંબંધનું, તેમ જ એ સંબંધ જાળવી રાખવા માટે (ખાસ કરીને – કુટુંબમાં વહુ બની આવેલી યુવતી દ્વારા) પરસ્પર દાખવાતા પ્રેમનું અને અપાતા ભોગનું, તેમાં નિરૂપણ – મુગ્ધ અને આદર્શપૂર્ણ નિરૂપણ – થયું છે.

બોટાદકરે તેમનાં ઘણાં કાવ્યોમાં, આમ, ગ્રામજીવનની વિભિન્ન બાજુઓનું સમભાવયુક્ત, મુગ્ધતાપૂર્ણ, આદર્શરંગ્યું, સુરેખ ચિત્રણ કર્યું છે.

પરંતુ ગામડાના પ્રાકૃતિક પરિવેશનું – જાનપદી પ્રકૃતિનું આવું સુરેખ ચિત્રણ તેમનાં કાવ્યોમાં ઝાઝું થયું હોય તેમ દેખાતું

નથી. નદી, ડુંગરા, વનરાજી, ઉષા, પ્રભાત, સૂર્ય, ચંદ્ર, વાદળી, ધેનુ, ઘુવડ, મધમાખી વગેરે વિશે તેમણે કાવ્યો તો ઘણાં રચ્યાં છે, જેમ કે – 'ગિરિનિર્ઝર' (સ્રો૦), 'સરિત્સુંદરી' (રા૦), 'વનવલ્લરી' 'કદલી' (સ્રો૦), 'કુસુમને' (ક૦), 'પોયણી' (રા૦), 'ઉષા' 'શત્રુંજય' (નિ૦), 'પ્રભાત' 'બાલેન્દુ' 'ક્ષીણેન્દુ' (ક૦), 'વાદળી' (રા૦), 'ધેનુ' (સ્રો૦), 'વત્સક્રીડા' (શૈ૦), 'કોયલબ્હેની' 'મધમાખ' (રા૦), 'ઉલૂક' (સ્રો૦) વગેરે; પરંતુ તેમાંનું નિરૂપણ ઘણે ભાગે સંસ્કૃત ઘાટીનું કાલ્પનિક યા દલપતરામીય કહેવાય તેવું બીબાંઢાળ છે. કાવ્યમાં પ્રકૃતિનું આલંબન ઘણીવાર માનવભાવ અને કુટુંબભાવના નિરૂપણ માટે યા બોધ ઉપદેશ ચિંતન માટે જ લેવાતું હોય છે. પ્રકૃતિનાં તત્ત્વો પર કવિ દ્વારા વારંવાર લદાતી અન્યોક્તિનો યા સજીવારોપણનો બોજો પ્રકૃતિના મૂળ સ્વરૂપને કચડી વિરૂપ કરી નાખે છે. આવી સ્થિતિમાં કવિ પાસેથી અનવદ્ય સુંદર નિર્ભેળ પ્રકૃતિ-કાવ્યો ભાગ્યે જ પ્રાપ્ત થાય છે.

તેમ છતાં, તેમનાં કેટલાંક કાવ્યોમાં ક્યાંક ક્યાંક જાનપદી પ્રકૃતિનું દર્શન કરાવતાં થોડાં સુંદર ચિત્રો મળી આવે છે ખરાં. 'અનવસર' (સ્રો૦) કાવ્યમાં આલેખાયેલું ચોમાસાનું આ ચિત્ર કેવું વાસ્તવિક અને વેધક છે !

...આ કટુ રટી રહ્યા દર્દુરો,
અને અધમ ટિટ્ટિભો કંઈક જલ્પતા ઝિંગુરો;
કરે બધિર કર્ણને પ્રખર – તાર – કોલાહલે.

*

વસી ગગન – ગહ્વરે ઘડી ઘડી ગર્જતો,
નવીન ગિરિનિર્ઝરો ખળખળાટ કૈં કૈં કરે.

'સ્થિત્યન્તર' (સ્રો૦)માંનું, પૂર્વેની મધુર જિંદગીની સરખા-મણીમાં અતિ વિષમ બની ગયેલા વર્તમાન જીવનનું દ્યોતક બની રહેતું, ચિત્રણ પણ ગ્રામીણ પ્રકૃતિની કઠોર બાજુને સરસ રૂપમાં પ્રગટ કરે છે :

હવે તો કેરડાં કેરી રહી આ ભાગ્યમાં છાયા !
ચરણને ચોંટતા ચૂભી પડેલા પંથમાં કાંટા !

કરેલું હુક્કરે ડોંળું, કંઈ ઊનું, કંઈ ખારું,
પીવા માટે મળે પાણી ભરેલું ગર્તમાં ભૂંડું.
હજારો કાક ને હોલાં, અધીરા જંબુકો બોલે...

*

ઉદરમાં પૂરવા માટે અજીઠાં બોરની ઇચ્છા,
અને આ ઉંબરા કેરાં ફળોની અંતરે આશા.

ગામડાના 'સ્મશાન' (ક૦)નું આ ચિત્ર હૃદયંગમ છે :

વિહગ પણ આ શોકાવેશે રહ્યાં ધરી મૌનને,
કરુણ રવથી ક્યારે ક્યારે કંઈ લવતા દીસે;
અહીંતહીં દીસે નાના મોટા રહ્યા ઢગ રાખના,
સ્થળ સકળમાં ભાસે શાંતિ ભયંકર સર્વથા.

આવાં અનોખાં સુંદર પ્રકૃતિચિત્રો સિવાય, તેમનાં 'ધેનુ' (સ્રો.), 'વત્સક્રીડા' (શૈ.) વગેરે જેવાં કેટલાંક કાવ્યોમાં થયેલું, ગ્રામસૃષ્ટિનાં અમુક પરિચિત દૃશ્યોનું – સંધ્યાટાણે વાંસળી વગાડતા ગોવાળ, હરિયાળી ધરતી પર ચરતી ગાયો અને દોડતાં-ધાવતાં–તોફાન કરતાં વાછરડાં વગેરેનું–રૂઢ ચિત્રણ પણ એકંદરે ગમે તેવું બન્યું છે. પ્રકૃતિનાં આવાં કેટલાંક ચિત્રો સહજ સ્વાભાવિક સુંદર અને હૃદ્ય બન્યાં છે.

પરંતુ કવિનાં અન્ય ઘણાં કાવ્યોમાં થયેલું પ્રકૃતિચિત્રણ બીબાંઢાળ સાયાસ કૃત્રિમ વરવું અને ક્યાંક તો હાસ્યાસ્પદ પણ બની ગયું છે. 'વનવલ્લરી' (સ્રો.) આવું એક કાવ્ય છે. તેમાં વનની વેલીને સજીવારોપણ દ્વારા યુવતી કલ્પવામાં આવી છે. તે મુગ્ધા, લજ્જાળ, પ્રેમભૂખી છે. તે 'પ્રણયનું રસભાજન' અને 'ઉરતણું અવલંબન' શોધે છે. અંતે તેને તેનો 'વહાલો' મળી જાય છે–'વનદેશ સુહાવતો' 'રસભર્યો સહકાર સુલક્ષણો.'

કંઈ દૂર દીસે વ્હાલો સુભાગી સ્નેહ–સોબતી,
દેખ્યો ને ઓળખ્યો એને સ્નેહની દિવ્ય દૃષ્ટિથી.

વનવલ્લરી દૂર વસેલા એ સ્નેહ–સોબતી પાસે જવા ચાલી નીકળે છે. પરંતુ એટલે દૂર પહોંચતાં પૂર્વે તો વલ્લરીનું હૃદયબળ સર્વ વહી જાય છે, તેનો લલિત કોમલ દેહ બળી જાય છે અને છેવટે 'ચલન–યંત્ર' પણ અટકી પડે છે !... વસ્તુ વિચારશૈલી નિરૂપણની નરી કૃત્રિમતાને લઈ (ગંભીર ભાવે લખાયેલું તેમ જ કરુણાન્ત !) પૂરું કાવ્ય કેવળ હાસ્યાસ્પદ બની

ગયું છે. માતૃત્વપદનું આરોપણ પામેલી ‘ કદલી ’ (સ્રો.) સુંદર સુવતી બનાવાયેલી ‘ સરિત્સુંદરી ’ (રા.), ‘ ન્હાવલિયા...કંથ...મેહુલિયા ’ની પ્રેમિકાનું પદ પામેલી ‘ વાદળી ’ (રા.) વગેરે પણ ઓછેવત્તે અંશે આ પ્રકારની જ કૃતિઓ છે.

કૃત્રિમ અન્યોક્તિ યા અર્થાન્તરન્યાસ અને સજીવારોપણ, પંતુજીશાઈ શુષ્ક વાચ્ય બોધ–ઉપદેશ–ચિંતનનો વધુપડતો બોજો, ઉપરછલ્લું અછડતું નિરૂપણ, સંસ્કૃતપ્રચુર કૃતક પદાવલિ—આ બધી મર્યાદાઓને લઈ ખોટાદકરનાં મોટા ભાગનાં પ્રકૃતિકાવ્યો સામાન્ય કક્ષાનાં પદ્યો કરતાં વધુ ઊંચાં ઊઠી શકતાં નથી.

આ બધી મર્યાદાઓ ઉપરાંત એકપક્ષી અતિઆદર્શવાદી ચિત્રણને લઈ, કવિનાં અનેક ગ્રામજીવનવિષયક કાવ્યોને પણ શોષવું પડયું છે. તળપદા ગ્રામજીવનનાં દશ્યો, ટાણાં અને ચીજવસ્તુઓનું તેમ જ ગ્રામવાસીઓના મનોભાવ અને ઉદ્દગારોનું નિરૂપણ કરતાં કાવ્યોનાં અતિસંસ્કૃત શીર્ષકો અને સંસ્કૃતપ્રચુર બાનીમાં થતું તેમનું ચિત્રણ તળપદા વાતાવરણની સ્વાભાવિક સંપૂર્ણ તેમ કલાત્મક નિર્મિતિમાં ઘણી વાર અવરોધક નીવડે છે; જેમ કે ‘ શ્રાન્ત વૃષભને ’ અને ‘ દધિમન્થન ’ કાવ્ય બપોરની વેળાએ માર્ગ વચ્ચે ઊભો રહી ગયેલો ગાડેજોડયો બળદ અને તેને અનુલક્ષી જાત-જાતના ઉદ્દગારો કાઢતો ગાડાવાળો એક સુંદર શબ્દચિત્ર થવાની શકયતાથી સભર દશ્ય છે. પરંતુ કવિની સંસ્કૃતપ્રચુર અસ્વાભાવિક ભાષા – ‘ શ્રાન્ત વૃષભને ’ જેવું શીર્ષક, ગાડાને બદલે ‘ શકટ ’ શબ્દનો ઉપયોગ, બળદને ઉદ્દેશી થતા ‘ ધુરંધર ’ ‘ ધવલનો ! ’ ‘ ધવલધૂર્વહ ’ જેવા પ્રયોગ અને પરાણે લદાતી અન્યોક્તિ – સમગ્ર દશ્યને રોળી નાખે છે. કવિએ ખેડૂતઘરના વલોણાની પણ ‘ દધિમન્થન ’માં આવી જ દુર્દશા કરી છે ! ‘ ધવલાદધિને ’ ‘ પ્રોંચ્છિત દંડ ’ ‘ મંદ ક્રમે કરચાલનથી ’ ‘ દ્રુત દોલન દેહ વિષે પ્રકટે ’ જેવી સંસ્કૃતપ્રચુર કૃતક પદાવલિ વલોણાની રોજિંદી ક્રિયાને હાસ્યાસ્પદ બનાવી મૂકે છે. ‘ દુહિતા ’ કાવ્યમાં સાસરેથી વહેલમાં બેસી પિયેરમાં આવેલી યુવતીની માતાને મળવાની અધીરાઈનું તથા મા–દીકરી વચ્ચેનાં હેતપ્રીતનું આલેખન થયું છે. તેમાં યુવતી ‘ યાન ’માંથી ઊતરી સીધી ઘર ભણી દોડે છે, ‘ સરણિમાં ’ ઊભેલાં સ્વજનો ‘ કુશલપ્રશ્ન, ’ પૂછે છે, તે તરફ પણ એ પૂરું લક્ષ આપતી નથી.

'કોસ' નામધારી કાવ્ય, સંસ્કૃતપ્રચુર પદાવલિ અને સાયાસ બોધ ઉપદેશ તારવવાની કૃત્રિમ પ્રવૃત્તિને કારણે, કોસ ખેડૂત કે ખેતર-કશાનું સુરેખ સ્પર્શક્ષમ સુંદર સ્વાભાવિક ચિત્ર ઉપસાવી શકતું નથી.

કવિ દ્વારા તેમની કવિતામાં ગ્રામવાસી માનવીના મનોભાવોનું તથા ગૃહજીવનનું જે નિરૂપણ થયું છે તેમાં વાસ્તવિકતા કેટલી, એ પણ એક વિચારણીય પ્રશ્ન છે. ખોટાદકર આદર્શવાદી–ભાવનાપરાયણ– માંગલ્યવાદી કવિ છે. એટલે તેમની દૃષ્ટિ વ્યક્તિ કુટુંબ સમાજની એક જ બાજુ તરફ, તેમાંનાં માધુર્ય અને માંગલ્ય તરફ જ મંડાયેલી રહે છે. પરિણામે આદર્શ અને ભાવનાના રંગો અતિ ઘેરા હોય છે, યથાર્થ કરતાં રંગીન કલ્પનાનો વિનિયોગ વિશેષ હોય છે. 'જનની' 'ભાભી' 'સાસરી' 'દેવર' 'સાસુ' 'નણદી' 'મોસાળ' 'મહિયર' 'સુંદરી શીળે ભરી રે' વગેરે જેવા કુટુંબભાવોનું નિરૂપણ કરતાં કાવ્યો જોતાં આ વસ્તુ બરાબર સમજી શકાય છે. માતાના અલૌકિક પ્રેમને માનવી–માતાથી માંડી ધેનુ અને કદલી સુધી ખેંચી જવા પાછળ પણ તેમની આ જ દૃષ્ટિ–વૃત્તિ પ્રવર્તતી લાગે છે.

આવી દૃષ્ટિ–વૃત્તિ કવિ અને કવિતામાં હોય તેમાં કશું અનુચિત નથી; પરંતુ વ્યાપક સંદર્ભમાં જોતાં તે એકાંગી, અપૂર્ણ અને અયથાર્થ પણ લાગે છે. કવિ વ્યક્તિ, કુટુંબ અને સમાજની અસલી વાસ્તવિકતામાં ઊંડા ઊતરતા નથી, ઊતરી શકતા નથી. એટલે માનવભાવ અને કુટુંબ-ભાવનું તેમની કવિતામાં થતું નિરૂપણ ભાવનાપૂર્ણ–આદર્શયુક્ત હોવા છતાં મહદંશે એકપક્ષી, ઉપરછલ્લું અને એકવિધ બની રહે છે. તેમની આ મર્યાદા છે.

પરંતુ આવી મર્યાદાઓ છતાં ખોટાદકરે ગ્રામવાસી માનવીના મનની અને કુટુંબની મધુરમંગલ ઊજળી બાજુઓનું દર્શન કરાવતાં તથા ગ્રામજીવનનાં અનોખાં દૃશ્યો ટાણાં પ્રવૃત્તિઓનું વાસ્તવિક વિશદ સુરેખ દર્શન કરાવતાં, જે સારાં કાવ્યો લખ્યાં છે તે તેમનું ગુજરાતી કવિતાને એક વિશિષ્ટ અર્પણ છે. તેથી કરીને ગુજરાતી વાચકો ભવિષ્યમાં પણ તેમને એક ભાવનાપરાયણ આદર્શવાદી 'ગ્રામકવિ' તરીકે યાદ કરતા રહેશે.

▣

## લોકહૃદયના કવિની ભાવના અને અભિવ્યક્તિ

**જયન્ત શા. જોષી**

'એમનાં કાવ્યપુષ્પોમાં કાઠિયાવાડનો જીવનપરાગ સૌથી અધિક પ્રમાણમાં ભભકી ઊઠ્યો…એકે એક પુષ્પની શિરાએ શિરાએ કાઠિયાવાડી-રસ જ ભરેલો છે. માટે જ ગુજરાતી ભાષાના સમસ્ત કાવ્યસાહિત્યમાંથી કાઠિયાવાડીઓને પોતાનો જીવનવ્યવહાર જેમાં વધારેમાં વધારે મૂર્તિમાન થયેલો દેખાય, પોતાનો રસ જેમાં વધારેમાં વધારે ઝિલાયેલો જણાય તો તે ખોટાદકરની કૃતિમાં જ.' (વિશ્વનાથ ભટ્ટ).

આ વિધાનોમાં 'કાઠિયાવાડ'ને બદલે 'લોકહૃદય' શબ્દ મૂકો. એટલે ખોટાદકરની સત્પ્રણય-પ્રેરિત દૃષ્ટિએ જોયેલી, માણેલી અને આલેખેલી સમગ્ર ગ્રામસૃષ્ટિની પરિચિત વસ્તુઓ, વ્યક્તિઓ, જીવન-વ્યવહારો, ઉત્સવો અને ભાવોની 'મંગલ-મિષ્ટ' સૃષ્ટિ શાથી ગળે છે તેનું હાર્દ સમજાઈ જશે.

ભાવનગરની શામળદાસ કૉલેજના (૧૯૪૦ ના) સાહિત્યપ્રદર્શનમાં ભાવનાયુગના કવિઓનું એક લાક્ષણિક ચિત્ર મુકાયું હતું. તેમાં કાન્ત, ન્હાનાલાલ, કલાપી વગેરે કવિઓ કાવ્યદેવીને માટે શણગાર લઈને આવતા દર્શાવ્યા છે; ત્યાં ખોટાદકર પણ છે. તેમના હાથમાં એક થાળ છે, અને થાળમાં શ્રીફળ, કંકાવટી, ચૂંદડી, મોડિયો વગેરે સામગ્રી છે. આ ચિત્ર ઘણું સૂચવે છે.

ખોટાદકરને વિશ્વનાથ ભટ્ટે 'સૌન્દર્યદર્શી' કવિ કહ્યા છે; અને એવી સૌન્દર્યદૃષ્ટિ અનંતરાય રાવળ કહે છે તેમ, 'સત્પ્રણય'ની ઉપાસ-નાને લીધે ખોટાદકરને સાંપડી છે :

'એ દૃષ્ટિ આ જગ સકળમાં પૂર્ણ સૌન્દર્ય જોતી,
ને મીઠાં તે કુદરતતણાં લ્હા'ણ સર્વત્ર લેતી;

વ્યક્તિ માત્રે વસી વિમળતા એકતા એ નિહાળે,
જૂઠો પેલો જગવિષયનો ભેદ ના કાંઈ ભાળે.'

સાદા દૃશ્યમાં અને જીવનમાં મીઠું – વહાલું, આંખ ભીની કરે તેવું સુંદર, ભવ્ય, ગંભીર, મંગલ 'સત્પ્રણય'નું રૂપ નીરખવું, તેનો સાક્ષાત્કાર કરવો અને એ સાક્ષાત્કારથી પ્રસન્ન બની ઉત્સાહપૂર્વક બીજાને એ સત્પ્રણયના સાક્ષાત્કારની દૃષ્ટિ આપવી, એવું આ ચૂંદડી – મોડિયો આદિ સામગ્રી લાવનાર કવિનું સત્કાર્ય છે.

બોટાદકર ચિરપરિચિત, સાદાં, નરી સરળતાનાં દૃશ્યોમાં જીવન-વ્યવહારમાં, ગ્રામઉત્સવોમાં, રહેણીકરણીમાં માત્ર એને એ એકધારાપણું અને સાદગી માત્ર જોવાને બદલે એ સાધારણમાં રહેલી મીઠાશ, સંગીનતા, માંગલ્ય, આદિનાં દર્શન કરે છે. આવી દૃષ્ટિ લોકકવિની પણ હોય છે.

લોકસાહિત્યકાર એ જ રીતે ગામનો ગોંદરો, મોતી ચરંતો મોર, જટાજૂટધારી યોગીરાજ શો વડલો, ભગરી ભેંસ, ગવરી ગાય, વાછરડાં, પનઘટ, પનિહારી 'ફળફળતા ચોખા' 'પૂનમ કેરો ચંદ જેવો પાપડ' એમ ચિરપરિચિત પદાર્થોને મમત્વના કોઈ અજબ રંગે રંગીને સાદા બેચાર શબ્દોમાં ઉઠાવ આપી મન–મીઠડા બનાવી દે છે. બોટાદકરે એ જ રીતે, કૂવાનો કોસ, ખેતરની વાડ, વૃક્ષને આલંબવા જતી વેલ, પનઘટ, વનરાને તે વન વીંધો આવતો રસ્તો, શત્રુંજય જેવો પર્વત, નદી, સાગર, વાદળી...ચિરપરિચિત ગ્રામપ્રકૃતિને સૌન્દર્યમંડિત કરી છે. આપણી સૌન્દર્યની ભાવના અને જીવનની રીત બદલાયેલી અનુભવાય છે છતાં એ 'પ્રોક્ષણ' કરતી માતાની 'ધન્યવ્યગ્રતા'; 'અમલાનનનું અવગુંઠનથી કંઈ ગોપન વિભ્રમમાં કરતી,' 'પથ મધ્ય ગુરુજનને નિરખી દઈ પૃષ્ઠ સલજ્જ તીરે તરતી,' અને પતિના પ્રયાણ કે આગમન સમયે ઘરના ખૂણામાં સંતાઈને 'દગથી, શિરથી, કરથી' વદતી એ લાજાળ કુળવધૂનો વ્યવહાર, કે પનિહારીની

લાજને લક્ષતી આકળી ઉર થતી ઝટિત સર્વત્ર દગ એક દેતી,
હાસ્યને રોષના અજબ સંગમ વતી ઊડતા વસનને ઓઢી લેતી.

એવી છટા...આ સઘળું ચિરપરિચિત હૃદયમાં છુપાયેલું કોઈ સૌન્દર્ય – કોઈ અનેરી મીઠપથી રસેલું સૌન્દર્ય...પ્રગટ કરી હૃદયને ખેંચી રાખે છે. હૃદયના કોઈ અગોચર ખૂણામાં આપણા નવસંસ્કારે ઢાંકી

દીધેલી સૃષ્ટિ બોટાદકરના મર્મવેધક મમતાના ભારથી એકાએક ચૈતન્ય ધારણ કરી જાગી ઊઠે છે. કંઈ કંઈ છાના સનકારા કરી આપણા અંતરાત્માને લુબ્ધ કરે છે. એમાં આપણે ભારે મીઠાશ, કોઈ કારમું સૌન્દર્ય અનુભવીએ છીએ.

આ સંસારના ભાતભાતના લોકો જ્યાં એકત્રિત થાય છે ત્યાં મેળામાં કવિ ભાવગદ્‌ગદ હૃદયે વાત્સલ્યથી અને ઊંડા નેહથી સહુને નીરખી રહે છે:

'ઊછળે જનસાગર શો આજ
ધીરગંભીર કરંતો ગાજ;
વિપ્રયોગની તીવ્ર વ્યથાઓ ઉરથી અળગી થાય,
કૈંક સ્વજન–સંદેશ–સુધા પી સ્નિગ્ધ હૃદય સિંચાય
*
ઉકેલે જીવનપ્રશ્ન અનેક, વધે માનસસંબંધ વિશેષ.

આ સઘળા માનવોનાં ભાવ અને જીવન, તેમના નાનકડા ઘરની દુનિયાના મનોભાવો અને પ્રસંગો, તેમનાં મેળા અને કાપણી, શ્રમકાર્ય, ખેતીકાર્ય, વગેરે, તેમના એકધારા જીવનના આવતા પરિવર્તનના મંગલ સંસ્કાર પ્રસંગો,—લગ્ન, આણાં, સીમન્ત, તેમની ધરિત્રી શી ધીરજ, સહનશીલતા અને મૂંગા ભાવ, તેમના જીવનવ્યાપારના સાદા પ્રસંગોની મીઠાશ ને મધુરપ...આ બધું લોકહૃદય જો બોટાદકર ધરાવતા ન હોત તો કઈ રીતે ગાઈ શકત? અને બોટાદકર જેવો શિષ્ટ કવિ આવું નેહભીનું હૃદય અને કલ્પનાસામર્થ્ય ધરાવતો ન હોત તો સમાજજીવનના દર્પભર્યા સંકુલ વ્યવહારોમાં રત માનવીઓના હૃદયમાં આ લોકજીવનનું સૌન્દર્ય કોણ ફરીથી જગાડત?

તો લોકજીવન પ્રત્યેનું સહજ મમત્વ, પરિચિત પ્રકૃતિ અને પદાર્થો પ્રત્યેનો સ્વયંભૂ સાહજિક અકારણ ઉત્પન્ન થયેલો પ્રેમ આ કવિના મિષ્ટ–કાવ્યત્વનું ઉદ્‌ગમસ્થાન છે. રૂપ–કરૂપ, સુખ–દુઃખ, સંસ્કાર – અસંસ્કાર, ગ્રામ્યતા – નાગરિકતા, ભોળપણ – ચતુરાઈ વગેરે દ્વંદ્વમાં એ એક જ 'સત્પ્રણય'ને કવિ સ્વસ્થતાથી, મમતાથી અને ભક્તિભીના વિનમ્ર સ્નેહથી નીરખી રહે છે.

'કટાક્ષે જોતાં જે વિષથકી સુધાવર્ષણ કરે,
અને અગ્નિમાંએ શીત શશી તણું શૈત્ય સરજે;
સ્મૃતિ જેની સ્હેજે દૃઢ નરકનાં બંધન હણે,
સ્મરું વંદું સેવું પ્રભુ પ્રકટ તે સત્પ્રણયને.'

પરિણામે આ ગ્રામજીવનના સાદા માનવીઓ ગોવાલણી, ખેડૂત, શ્રમજીવીઓ...સમાજમાં કાંઠે ફેંકાઈ ગયેલા ઉપેક્ષિતો, અણમાનીતાઓ, સહનશીલતાની જીવંત મૂર્તિ સમી કુલવધૂઓ, નારીઓ, કુટુંબનાં સ્વજનો, મહેમાનો, પાળેલાં પશુઓ : ગાય – વાછરું, પક્ષીઓ, પનઘટ, ગામનું પાદર, ખેતર, વાડ, વૃક્ષ,...આમ સઘળા જડ ચેતન પદાર્થોને સર્વવ્યાપી સર્વાત્મા સત્પ્રણયના સાક્ષાત્કારથી અંજાયેલી ખોટાદકરની દૃષ્ટિ પ્રેમથી સ્વજન બનાવી દે છે. એને સજીવ અને આત્મવાન બનાવી વ્યક્તિત્વ તો અર્પે છે, પણ એ વ્યક્તિત્વની વિલક્ષણતાઓને ઉમળકાથી ચાહે છે ને વધાવે છે.

લોકસંસ્કારે આપેલો સત્પ્રણય પરિચિત વાસ્તવિક અને પરંપરાની સૃષ્ટિમાં સૌન્દર્ય અને મીઠાશ અનુભવવા માટે ખોટાદકરને પ્રેરી રહે છે. તેથી એ પરિચિત સૃષ્ટિથી બહાર જઈ રસ અનુભવવાનું પસંદ કરતા નથી. એ પરિચિત સંસ્કાર અને જીવનભાવનાઓથી આગળ જઈ નવા સંસ્કાર, નવી જીવનભાવનાઓને ભજવા તૈયાર થતા નથી. પરિચિત સૃષ્ટિના દોષ વિષે ફરિયાદ કરતા નથી. જેમ છે તેમનું તેમ જીવન સ્વીકારી લઈ તેમાંથી અમૃત, મીઠાશ, જીવનને રસભર્યું બનાવે તેવી સ્વાભાવિક ભાવનાઓ સારવવાનો પ્રયત્ન કર્યા કરે છે. જુદાં જુદાં કાવ્યોદ્વારા, ચિત્રોદ્વારા, પ્રસંગ અને કથાનકના વર્ણનદ્વારા, અને પ્રતીકોદ્વારા આ લોકહૃદયે ઉપાસેલી ગૃહજીવનની મર્યાદિત સૃષ્ટિને, એ સૃષ્ટિના સૌન્દર્યને, હાર્દને, ભાવનાને – રહસ્યમંડિત અને શીળા તેજથી મંડિત કરવાના પ્રયાસો કરે છે. અને એમ, જેની અકળ ફોરમ ફોરી રહે છે તેવી લોકસૃષ્ટિને અખંડ અને સમગ્રરૂપે તેમણે રજૂ કરી છે. એ સૃષ્ટિને માણનાર આપણા હૃદયની લોકરુચિ અને ખોટાદકર જેવા લોકકવિ, જાણે કે, 'એ વ્રજ વહાલું રે' ગણે છે, નવ સંસ્કાર અને નવરુચિના 'વૈકુંઠ'ને તુચ્છ ગણે છે. કારણ કે ત્યાં 'કાનકુંવર' સમો લોકહૃદયનો સત્પ્રણય નથી.

દઝાડતા સંસારમાં પણ 'શત શશી તણું શૈત્ય' લોકજીવનની નારીને, લોકહૃદયને અને તેથી ખોટાદકરને સહજ છે. સંસાર એ તો

ભવસાગર છે. તેમાં ખારાશ છે, ક્લેશ છે. છતાં એના ઉછળાટ અને ઘોષમાં આનંદ પણ છે. જીવનમાં મીઠાશ છે અને કડવાશ છે, પ્રેમ છે અને ઝઘડા છે, સંવાદ છે અને વિસંવાદ છે, સુખ છે, દુઃખ પણ છે. તો આ પરિસ્થિતિ કોઈ ધિંગા મરમીની અદાથી – તટસ્થતાથી ધરતીનો જાયો માનવી સહન કરે છે. કોઈ સ્ટૉઇક તત્ત્વવેત્તાની ડહાપણભરી સમજને પોતાના ગામઠી તત્ત્વજ્ઞાનદ્વારા તે આત્મસાત્ કરે છે. પણ આ સુખદુઃખના દ્વંદ્વને આમ જ્ઞાન અને સમજથી ના છૂટકે, પરાણે પરાણે, મનમનાવીને લોકહૃદય સ્વીકારી લે છે ? ના. પોતાના જીવનપ્રેમ – સત્પ્રણયના બળે ઉલ્લાસથી ને ઉમળકાથી મનની કોઈ અનેરી મીઠાશથી આ દ્વંદ્વને-સુખદુઃખને પ્રણય – કલહને વધાવે છે, માણે છે. એની અંતર્ગત કરુણાથી આંખ ભીંજાય ભલે, પણ આહ – ફરિયાદ વગર જીવનનું આવું સાચું – સહુ અનુભવે છે તેવું – સ્વરૂપ જીવનના પ્રસાદ રૂપે સ્વીકારી લે છે. લોક-જીવનમાં ઘડાયેલી નારીનું હૃદય ખૂબ ભાવભીનું મીણથી પણ પોચું અને આળું બની ગયું હોય છે. એ હૃદય કઈ સમજથી પોતાનાં દુઃખદર્દને છુપાવી આ ભવસાગરમાં મહાલી શકતી હશે ? અલબત્ત સમજ, સંસ્કાર, ધર્મ, કર્તવ્યનો ભાવ અને ભક્તિરૂપે પરિવર્તન પામી તેના હૃદયને એમાંથી કરુણામિશ્રિત મીઠાશ અનુભવવા પ્રેરે છે. એ 'ભવની લાંબી વાટ' વસમી લાગે છે; 'પળ પળ પીવાં કૈંક જગતનાં ઝેર જો' એવો અનુભવ થાય છે છતાં એ સંસાર – સાગર કાં તો 'માડીના કરની સજીવન સોગ-ઠીથી; કાં તો વહાલભર્યા 'વાલ્યમ,' સહિયર, પનઘટ, ગાય, ભગવાન આગળ હૈયું ઠાલવવાથી, કે પછી એનું જીવનઘડતર એ રીતે થયું છે તેથી એ સંસારને માણી શકે છે.

પ્રણયનો એક ધિંગો – ન ચલાયમાન થઈ શકે તેવો આંતરિક પ્રવાહ આ ભોળાં લોકહૃદયોના બાહ્ય ભાવતરંગોના તળમાં વહેતો હોય છે. તેનું સુભગ દર્શન આપણને આવે પ્રસંગે થાય છે. પ્રેમ અને કલહના બાહ્ય તરંગો તો પ્રસંગજનિત છે. એને કારણો સાથે સંબંધ છે. પણ આ નિર્વ્યાજ નૈસર્ગિક પ્રેમને કારણો સાથે સંબંધ નથી. માનવ-પ્રેમી – માણસાઈના દિવ્યભાવવાળા ભોળા લોકના હૃદયમાં આવો સત્પ્રણય પથરાઈને પડ્યો હોય છે. 'બાંધવ હોય અબોલડે તોય પોતાની બાંહ્ય.'

'ધરિત્રી' કાવ્યમાં ધરતીરૂપી નારીના હૃદયમાં પતિ પ્રત્યે કેવો અપરિવર્તનશીલ અખંડ પ્રણયપ્રવાહ વહી રહ્યો છે, તેનું સરસ ચિત્રણ

બોટાદકરે કર્યું છે. એના ‘ ભોળા દયિત ’ને અવળમતિયો મિત્ર કે સપત્નીની ચડાવણી...થોડી વાર ભરમાવે છે. ‘ સરલ વૃત્તિનો ’ કંથ ગર્જવા લાગે છે. તોપણ ‘ સહેવામાં જે રસ વિલસતો ’ તે રસ અને પોતાના હૃદયના પતિપ્રેમના આંતરપ્રવાહમાં મગ્ન ધરિત્રી શાંત રહે છે. એટલું જ નહિ એનો સત્પ્રણય તો પેલા અવળમતિયા અનિલ પ્રત્યે, લાડકા દિયર પ્રત્યે હોય તેવો ભાવ અનુભવે છે અને સપત્નાં વીજળી પ્રત્યે પણ સહિયર ગણી ભલાઈ દાખવવા તત્પર થાય છે !

‘ દૈવી વૃત્તિ નિરખી ન શકે દોષ કે રોષ ક્યારે,
સ્વીકારેલા જનહૃદયને ના ત્યજે કોઈ કાળે.’

લોકજીવનના માનવીઓમાં અને તેમાં પણ ખાસ કરીને નારીના હૃદયમાં આવી ઝેરને અમૃતમાં પલટાવનારી જીવનની સમજ, ધર્મ, કર્તવ્ય, રૂઢિમૂલક ભાવનાઓ, સંસ્કાર આદિને શ્રદ્ધા, નિષ્ઠા અને ભાવમાં પલટનારી એક સહજ શકિત હોય છે. બાલપણથી જ માતાએ સીંચેલા સંસ્કારને લીધે, રમતમાં સહિયરો સાથે ખીલવેલી ભાવનાને લીધે, વ્રત-ઉત્સવોને લીધે રવીન્દ્રનાથ ઠાકુર કહે છે તેમ ભાવવાચક અમૂર્ત પતિના ચરણોમાં પોતાના પવિત્ર કૌમાર્યનો સઘળો સ્નેહ સમર્પિત કરી દે છે. માબાપ, વિધાતા અને જીવનની ગતિ પ્રત્યે અજબ શ્રદ્ધા અને નિષ્ઠા રાખે છે. બોટાદકરે ‘ કન્યાવ્રત ’ના પ્રસંગના આલેખનમાં ‘ લગ્નોદ્યના ’ના ચિત્રમાં ‘ કરગ્રહણ ’ વખતે, ‘ મોડ ’ આદિ શણગારની ભાવનાના અનુભવ વખતે, ‘ વરવધૂને ’ આશિષ આપનાર વડીલોનો ભાવ માતા વિદાય આપે છે તે પ્રસંગે, સાસરિયાંનાં સુખદુઃખની સહિયરો સાથે વાત થાય છે ત્યારે જીવનમાં ફરી નિહાળવા નથી મળતી તે ‘ મિલન ’ની ‘ રૂપાળી રાત ’ની ક્ષણોએ આ ધર્મ, કર્તવ્ય, સંસ્કાર, જીવનસમાજ, વગેરે ભાવરૂપમાં કેમ પરિવર્તન પામે છે તેનું સરસ દર્શન કરાવ્યું છે:

‘ દાદાએ દીધી ને માડીએ માની રે,
એ સુખ સોહ્યલી સાસરી શાણી રે.,

‘ દાંપત્ય ’માં પતિ પૂછે છે :

‘ ઘર જનકનું છોડી શાણી ભવાટવીમાં જતાં,
સહચરતણું કીધું કાંઈ પરીક્ષણ કેમ ના ? ’

પત્ની જવાબ આપે છે :

'ગુરુ વચનથી બીજું વ્હાલું જરા નહિ જાણતું,
હિતઅહિતના ભેદે હૈયું દ્વિધા ન થયું હતું.'

'એક વેલ્યને' જો 'અધમ ઉરવંતા થુવરને' આલિંગતી જોઈ કવિ 'પ્રેમીનો અજબ પથ જુદો જગતથી' ખરેખર અનુભવે છે. આખરે મનમેળ મેળવવાનો, દાંપત્ય – પ્રણયને એવો ને એવો રાખી નિભાવવાનો માર્ગ આવી શ્રદ્ધા અને અમૂર્ત પતિ કે પત્ની પ્રત્યેના અંતરના પ્રેમ સિવાયનો બીજો માર્ગ શો છે ? પરીક્ષણ કરી કરીને મનમેળ મેળવ્યો હોય ત્યારે પણ 'મુજ હૃદયને જોયા જાણ્યા વિના કયમ એ થયું ?' એવા મધુર આશ્ચર્યના આંદોલનમાં ઝુલાવે તેવો પ્રણય સાંપડશે ખરો ? સૌન્દર્ય, આદિ કારણોથી પ્રયણ પ્રગટતો નથી પણ પેલા કુમારા હૃદયે અમૂર્ત, અનામી અજાણ પતિ પ્રત્યે જે ભાવ સંઘર્યો હતો તેને લીધે એ બધા સૌન્દર્ય અને કારણો ઉદ્‌ભવતા લાગે છે :

'સૌન્દર્યના પ્રણયને પ્રગટાવનાર
સૌન્દર્યનો જનક પ્રેમ સદા જણાય.'

લોકહૃદયને સહજ હોય છે તેમ બોટાદકર ઊંડી શ્રદ્ધાથી, ભાવનાઓથી દોરવાતા હોય છે. પરન્તુ આવી ભાવનાઓ લોકોમાં નૈસર્ગિક રીતે ઉદ્‌ભવતી હોય છે. આદર્શપ્રિય શિખામણ – ઘેલા કોઈ સુધારક કે સંરક્ષકની જેમ સંવિકળ મનથી અને બુદ્ધિના પ્રયાસથી તાણીતૂસીને આવી કોઈ ભાવનાઓ બોટાદકર રજૂ કરતા નથી, તેમ જ સામાન્ય લોકહૃદયની પહોંચ ન હોય તેવી ગગનગામી ભાવનાઓમાં પણ તેઓ રાચતા નથી. લોકહૃદયને સહજ તેવી ધગી, ઊંડી સમજથી, તથ્ય અને વાસ્તવને જાણતા છતાં જે અંતરમાં ઝંખનાઓ, ભાવનાઓ જાગે તેને જ તેઓ આલેખે છે. પ્રેમ આદિ ભાવને ધર્મ, કર્તવ્ય, સંસ્કાર, રૂઢ-પરંપરાએ આપેલી માન્યતા વગેરે વિહોણો તેઓ અનુભવી શકે જ નહિ. કારણ કે પ્રેમને લગ્નસંસ્કાર અને ગૃહસ્થધર્મ રૂપે તેમણે અનુભવ્યો છે. અને એ સંસ્કાર અને વિધિઓએ તેમના હૃદયમાં મંગલ ભાવનાઓ જડી દીધી છે.

'કર્તવ્યબુદ્ધિથી સર્વે ક્રિયા લગ્ન તણી સહે,
પ્રત્યેક કાર્યને ધર્મ પ્રાપ્ય એ ગણતી ઉરે.

હા ! ધર્મતંતુ સમુદાય વડે વણેલું
નિષ્કામ આર્ય અબળા તણું ચિત્ત ચારુ;
ના કૈં વિકાર પ્રતિકાર વિચારું વારુ,
ઊંચા અભેદ મહિં કેવળ રાચનારું.

એ જ રીતે હૃદયની વૃત્તિ કે ભાવ રૂપે સહનશીલતા આદિ ગુણો લોકનારીએ અપનાવી લીધા છે.

ભર્યા ભાગ્યના ભેદો રે ભૂંડા ભલા ભોગવવા,
પણ જગત ન જાણે રે છાના ઉર સંઘરવા,
ઊંડી અંતર પીડા રે કહેવી નહિ કોઈ કને,
એવી નારીની નીતિ રે ગમે મનમાંય મને.

ટૂંકમાં આવી નારીઓ સરળ લોકો અને લોકહૈયું ધરાવનાર ખોટાદકર શ્રદ્ધાથી, ધર્મભાવનાથી, કર્તવ્યભાવનાથી અને સંસ્કારથી પરંતુ તદ્દન સ્વયંભૂ નૈસર્ગિક ભાવ રૂપે ભવસાગરનાં સુખદુઃખ આદિને સ્વીકારીને ઉમળકાથી, તેને વધાવે છે. ' જો જો સખિ ! પેલો સાગર ગાજે ' એ સાગર છોડીને એમને એમ કાંઠે આવવાની ઇચ્છા નથી થતી. એમાં ભયાનક જળચરો અને ભૂંડા ખડકો હોવા છતાં, કપરી ખારાશ અને તોફાની પછડાટ હોવા છતાં એમાં અમૂલ્ય મોતી છે, એનું દર્શન સુભગ છે. એની અનંતતા માણવા જેવી છે :

' એવો જગનો ખારો તે મારે મીઠડો રે લોલ
કપટી જાણે શું એનો કાયડો રે લોલ
ઘેલી દુનિયા તો દોષ રહી દેખતી રે લોલ,
ઉરના એ રંગને ઉવેખતી રે લોલ.'

આમ ખોટાદકરે આલેખેલાં ચિત્રોમાં સૌન્દર્ય, મીઠાશ, ગાંભીર્ય, માંગલ્ય અને મરમીની નિગૂઢ રહસ્યમયતાનાં પણ દર્શન થાય છે. હર્ષ, ઉલ્લાસ, માધુર્યના ભાવોમાં પણ કોઈક અકળ કરુણાનો પણ ઝીણો સૂર સંભળાવતી રહે છે :

' અનેરો કોઈ આનંદ અનાયાસ ઉરે થતો,
ન શોધેલો, ન સાધેલો સ્વયંભૂ સમ શોભતો.
હર્ષોક્તિ માંય સ્વર રોદનના રહેલા,
શૃંગાર ને કરુણ મિત્ર બની મળેલા.'

લગ્નોદ્યતાની, સીમન્તિનીની, પુત્ર અને પુત્રવધૂને પોંખતી માતાની, સાસરે જતી કન્યાની, લગ્ન પછી પિયર આવતી કન્યાની, ભાઈને મળતી બહેનની અને આ નારીઓ ઉપરાંત સરળહૃદયના પિતા, બાપુ, દાદા, ભાઈ... વગેરેની આવી મનઃસ્થિતિ હોય છે. ભાવ એટલો બધો ઉત્કટ અને વેગીલો છે, પ્રસંગનું ગાંભીર્ય એવું હોય છે કે હૃદય માત્ર એક નહીં પણ અસંખ્ય ભાવોથી ભરાઈ જાય છે. હૃદય સહન ન કરી શકે તેવું અનેક ભાવોનું ઘમસાણ અનુભવાય છે. સંસ્કૃત આલંકારિકોએ જેને 'ભાવશબલત્વ' કહ્યું છે તે આવું એક બીજામાં ઓતપ્રોત, અટવાતા, સાથે સાથે વહેતા એકબીજાની વિરુદ્ધ ટકરાતા સમાંતરપણે વહેતા કે વહેણને અટકાવી સ્તબ્ધ થઈ જતા અનેક ભાવોનું ઘમસાણ એકીસાથે હૃદય અનુભવે છે. પરિણામે આવા ભાવો અનુભવનાર વ્યક્તિ વ્યગ્ર, બાવરી, ઘેલી, હાંફળીફાંફળી, અકળાયેલી... દેખાય છે. જે સરળહૃદયના અને સીધી પ્રકૃતિના માનવીઓ છે તે જ આવું ભાવશબલત્વ અનુભવે છે. હૃદય ભાવોથી છલોછલ ભરાઈ જાય છે. પ્રસંગના ગાંભીર્ય પ્રત્યે સજાગ બને છે અને તેથી ભાવો ખૂબ ઉત્કટ, ઊંડાણમાંથી પ્રગટે છે. આવાં ભાવમય નરનારીનાં ચિત્રોથી કોઈ સુભગ, પાવન દૃશ્ય જોયાની આપણને લાગણી થાય છે.

કવિ ખોટાદકરનાં કાવ્યોમાં જે કંઈ માણવા જેવું, સત્કારવા જેવું મીઠું કાવ્યત્વ છે તે એમની આ લોકહૃદયની ઊંડી પિછાનનું સુફળ છે. ચારણો અને બીજા એવા ડાયરામાં બેસી કાવ્ય લલકારનાર કવિઓ જેમ પરાક્રમીના પરાક્રમને, સતીના શૌર્યને હૈયાના હુલાવ આપી 'રંગ' આપે છે તેમ ખોટાદકર પણ શિષ્ટ, કાવ્યરસિક સમાજ અને કવિમંડળ સમક્ષ લોકજીવનનાં દૃશ્યો, નારીના મનોભાવને પરિચિત પ્રકૃતિને સૌન્દર્યદર્શનનો રંગ આપે છે.

આમ શિષ્ટ સાક્ષરી કવિતાના વાચકો સમક્ષ આ લોકજીવનનાં કાવ્યો રજૂ કરવાનાં હોવાથી – તત્ત્વતઃ લોકહૃદય ધરાવતા હોવા છતાં ખોટાદકરે આ સાક્ષરી કવિતાનો સ્વાંગ ધારણ કર્યો. એમ છતાં ત્યાં પણ લોકકવિની રચનાની ઝાંખી થાય છે. આ કાવ્યોની સંસ્કૃતમય વાણી – કદાચ અપરિચિત શબ્દોને લીધે અઘરી હોવા છતાં ઉચ્ચારને કઠિન નથી. છંદના લયમાં પ્રવાહી બનીને, એ શબ્દો અને શબ્દસમાસો વહે છે. લય અને છંદના ઢાળમાં એ શબ્દનો નાદદેહ અનુરૂપ સૂર પુરાવતો

'ચરણ ચંચળતા નવલી ધરે,
હૃદય કૈં હલકું પડીને હસે;
શિરથી ઓઢણી સદ્ય સરી પડે,
વહી જતું ફરી બાલ્ય ઉરે વસે.'

ધરતીના ધાવણે પુષ્ટ થયેલી કવિતા આનંદકિલ્લોલ કરતી ખોટાદકરના હૃદયમાં ઝિલાણી અને રમવા લાગી.

પરંતુ 'વ્યાપૃતિને વશ' બની 'જગચ્છલનાના' વિવિધ ચિત્રોને લીધે એ કાવ્યને ચારણ જેવા લોકકવિની કવિતાસમું રૂપ ધરવું પડયું પણ પછીથી તો ફરીથી મુક્ત બની રાસ ખેલવા લાગે છે. પેલી ગોવાલણીની જેમ ખોટાદકરની લોકકવિતા ખરા રૂપમાં તો આ 'રાસતરંગિણી'માં જ આવે છે. એક જ લોકકવિતા લોકહૃદયમાંથી આ બધી ડુંગરદાદા કેરી દીકરીઓ વહી રહી છે. એ સર્વ શુચિ, મંગળ, શીતળ લોકમાતાઓને આટલાં વરસે ફરીથી નીરખી તેમને વધાવીએ અને સત્કાર કરીએ.

'અયિ તરંગિણી! તેં તો આજ ખરે ઉન્હાળે કંઈ કંઈ રસતરસ્યા પ્રવાસીઓનાં પેટ ઠાર્યાં! ગૃહ-સંસારનાં જળાશયોમાંથી એક એક ટીપું સુકાયું-બરાબર તે વેળાએ જ તું દેખાઈ. તારે તીરે બેસી બેસીને કેટકેટલા આજ તને આશિષ દેશે!' (મેઘાણી)

*

'પુણ્ય પ્રણયે ભર્યાં અવનવાં કવન કૈં
અંતરે અમિત બલથી ઉછળતાં
કૈંક કંઠે કંઈ હૃદયમાં રહી જતાં
ભાગ્યભર વદન વસી ભવન ભરતાં.'

# બોટાદકરનું કાવ્યમાધુર્ય

— બકુલ રાવળ

સુજન કવિની કવિતાનો રસાસ્વાદ કરવો હોય તો બોટાદકરની કાવ્ય-ગંગાનું રસપાન કરવું જ પડે. કવિ પોતે જ, પોતાના કાવ્યયજ્ઞના અધિકારી કોણ છે તેનો પરિચય આપતાં કહી દે છે–

‘નિસર્ગે’ પ્રેમ છે જેને, હૃદયરસરૂપ છે જેને,
અમારા યજ્ઞમાં વરવા તણો અધિકાર છે તેને.’
(‘અમારો યજ્ઞ’–‘કલ્લોલિની’)

જીવનના અસંખ્ય સંઘર્ષોની વચ્ચે પણ જેમણે મધુરતા, સુંદરતા અને સમતાનું જ ગીત ગાયું છે તેવા આ કવિને યોગ્ય રીતે જ ‘સત્પ્રણયના કવિ’ કહેવાયા છે! સંસારમાં વિષ અને વિષમતા તો છે જ પણ એનાથી હારી, થાકી, ત્રાસી પલાયન થવાનું કે નિર્વેદનું ગાન કરવાનું કવિને ગમતું નથી, એ તો ગાય છે–

‘આ પ્રેમપારાવારમાં ન્હાતાં મરણ પણ મિષ્ટ છે.’

પુત્રીનો જન્મ આજે પણ જ્યારે એટલો બધો આનંદજનક નથી મનાતો ત્યારે કવિ તે યુગમાં દીકરીનું–દુહિતાનું મહત્ત્વ દર્શાવતાં લખે છે:

‘હજારો પુત્રોના સતત સહવાસો હૃદયને
નહીં જે નિઃસ્વાર્થ પ્રણય રસ કે માર્દવ મળે,
અનાયાસે આપે રસ વરસતી એક દુહિતા,
દયા કેરાં દૈવી ઝરણ પ્રકટાવે જગતમાં.’

આ ઉપરાંત ‘જનનીની જોડ, સખી! નહીં જડે રે લોલ’ કે ‘ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ’ વગેરે પંક્તિઓ પણ કવિની જીવનદૃષ્ટિનો પરિચય કરાવે છે. ભગિનીના પ્રેમનું વર્ણન કરતાં કવિ લખે છે –

'પાષાણ પણ પીગળી પડે એ સ્નેહ – સાગર સેવતાં,
પાંડિત્ય પણ પાછું વળે એ અજબ ઉર ઉકેલતાં.'

આમ છતાં કવિની મહત્તાને બિરદાવતા શ્રી અનંતરાય રાવળ સર્વથા યોગ્ય રીતે જ લખે છે કે –

'સૌરાષ્ટ્રની ધરતીના અને લોકસંસ્કૃતિના ગાયક, નમણાં નારી ચિત્રોના સર્જક અને શુચિસરલ કુટુંબભાવોના કવિ તરીકે એમનું પ્રદાન યશસ્વી અને સ્મરણીય છે!'

કાવ્યશક્તિની ઉપાસના, પ્રકૃતિનું અવલોકન અને લોકવ્યવહારનું નિરીક્ષણ બન્ને માગી લે છે અને કવિમાં એ બંનેનું દર્શન થાય છે. બોટાદના ગામડાએ એમને પ્રકૃતિના પ્રેમી બનાવ્યા તો મુંબઈના જીવને વ્યવહારદક્ષ બનાવ્યા.

ગુજરાતી કાવ્યસાહિત્યમાં આ કવિએ ડૂબકીઓ મારી નથી પણ કાંઠે બેસી આચમન કર્યું છે. પણ એ આચમન પંચામૃત જેવું મધુર બન્યું છે. પ્રકૃતિ, પ્રણય, નારીસંસાર, ગ્રામજીવન અને કુટુંબભાવની મધુરતા– આ પંચામૃતનો રસાસ્વાદ છે.

કવિની કાવ્યભાષા પરત્વે સંસ્કૃતની અસર વરતાઈ આવે છે. અંગ્રેજી કાવ્યશૈલીથી ન રંગાયેલા કવિની કવિતા એમનું સ્વતંત્ર સર્જન બની રહે છે. જો કે બોધપ્રધાન લક્ષણ એમને કવિતામાં જણાય છે ખરું અને તે યુગનું આ તરી આવતું લક્ષણ હતું. સંસ્કૃત સુભાષિતોની અસર પણ હોઈ શકે! વર્ણસગાઈ કે શબ્દાનુપ્રાસનું કવિતામાં દેખાતું વધારે પડતું પ્રમાણ પણ આની જ અસર હોઈ શકે. આમ છતાં એને લીધે બોટાદકરની કવિતાનું મૂલ્ય ઓછું અંકાતું નથી. સૌન્દર્યને જોવાની અને વર્ણવવાની એમની દૃષ્ટિ અને શક્તિ એ રીતે એક કવિની જ છે.

કવિએ પ્રકૃતિને એમની રીતે ગાઈ છે! એથી જ તો એમની કવિતાને 'મેદાનવાસિની' કહી છે; અને કવિને 'જાનપદ સૌંદર્યના ગાયક કવિ' કહ્યા છે.

ઉષા, પ્રભાત, શરદ્દચંદ્ર, ગિરિ, નિર્ઝર, વાદળી, શર્વરી વગેરે પ્રકૃતિનાં વિવિધ સ્વરૂપોને કવિએ ગાયાં છે અને એ રીતે પ્રકૃતિને યથા શક્તિમતિ વર્ણવી છે.

'વિજયના ધ્વજને ફરકાવતી' ઉષાને કવિ આવકારે છે પરંતુ એનું પ્રસ્થાન જોઈ કવિમાં રહેલો પેલો કુટુંબભાવનાનો જીવ ગાઈ ઊઠે છે–

નવલ ગર્ભવતી ગૃહિણી સમી
પ્રબલ પાંડુરતા ધરતી થઈ.

પૂર્વ ભણીથી આવતા રવિરાજનું દર્શન કરવા પેલી પદ્મિનીની ઉત્સુકતાનું અને એના માર્ગમાં આવતા અવરોધોનું કેવું સાહજિક ચિત્ર ઊપસી આવ્યું છે–

ઘેરી પદ્મિનીને મદાંધ મધુપો રંજાડતા, ગુંજતા,
વા'લાનું ન વિલોકવા વદન એ આડા પડી, આપતા,
પૂર્યા તે શઠને હતા ગ્રહી ગ્રહી કેદી કરી કોશમાં,
શિક્ષાર્થે ઊગતા સહસ્રકરના સ્વાધીનમાં સોંપવા.

આ પંક્તિઓ વાંચતાં જ પેલા સંસ્કૃત શ્લોકનું સ્મરણ થયા વગર રહેતું નથી–

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम् ।
भास्वानुदिष्यति हसिष्यति पंकजश्रीः ॥
इत्थं विचन्तयति कोशगतेद्विरेफे ।
हा हन्त हन्त नलिनीं गज उज्जहार ॥

કવિએ અહીં 'હાથીના ઝુંડ'ને બોલાવી 'કમળવેલ જળમૂળથી તોડી આવ્યું કેવું ચાલ્યું' એવા તરજુમિયા વર્ણનમાં ન પડવાને બદલે એ મૂળ વિચારની શુષ્કતાને રસિક બનાવી છે! આમ

'આવ્યો આવ્યો ઉમંગે ગગન – હૃદયના મધ્યના મધ્ય રાત્રે'

એવો શરદનો ચંદ્ર કે પછી વિપિનને, વૃક્ષને અને વિહંગમવૃન્દને 'નિજ હૃદયથી તૃપ્તિ દેતું' ન અટકનાર પેલું ગિરિઝરણ, કે પછી અનવસરે ગાતી કોકિલાને કરેલું સંબોધન, ઊંચા આભમાં વસતી વાદળીની ત્યાગભાવનાનું કરેલું ગાન કે શર્વરીએ આવીને એના જેઠ સૂર્યના તાપનું કરેલું હરણ વગેરેમાં એક જ વિચાર તરી આવે છે અને તે કવિની જ પંક્તિઓનો આધાર લઈ કહીશું કે–

'હા! પ્રાણીને નિજપરપણું ના નિસર્ગે વસેલું,
કિન્તુ ભેદે ભરિત હૃદયે સર્વ એ શીખવેલું.'

રસાળ અને રમ્ય ગ્રામ્યજીવનના કવિએ કરેલા વર્ણન માટે તો આજે એટલું જ કહી શકાય કે–

'નવા જગત સન્મુખે ગહન ગાન એ ના ઘટે!'

કોસ, કાપણી, મેળો વગેરે હવે તો અપરિચિત વિષયો જેવા થઈ ગયાં છે.

કવિના સમગ્ર સર્જનના પાયામાં તો રહ્યો છે ગુજરાતી ગૃહસંસાર. એમાં પુરુષપાત્રો આવે છે છતાં કવિએ પુરુષો પ્રત્યે ત્રીજું નેત્ર ખોલ્યું હોય તેમ લાગે છે–

કૈં કૈં ક્લેશો અહહ! પુરુષો વિશ્વમાંહે વધારે
તેને શીળાં રમણી હૃદયો શાન્ત સહેજે પમાડે!' તો વળી

'મૃત્યુ છે હા! પુરુષ – ગણ ને નારી સંજીવની છે,
એ છે વૃક્ષો વિષમ વિષનાં ને સુધાવલ્લરી તે.'

સ્ત્રીનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોનું આકર્ષક શબ્દચિત્ર ઘડનાર આ કવિ વિષે મેઘાણીએ લખ્યું છે કે ખોટાદકર જાણે કે સાત સાત સ્ત્રી જન્મો પૂરા કરીને પહેલવહેલા જ પુરુષ અવતારમાં ચાલ્યા આવતા હોય ને!

સખી, જનની, ભાભી, લગ્નોદ્યતા, નવોઢા, વરવધૂ, ભાઈબીજ, આણાં, પારણું, પનઘટ વગેરે કાવ્યો મેઘાણીના ઉક્ત વિધાનનું સમર્થન કરે તેવાં છે! ગાર્હસ્થ્ય જીવનનાં મધુરમંગલ ગીત ગાનાર કવિ 'વૈધવ્ય' કાવ્યમાં કરુણ રસની અનુભૂતિ પણ કરાવે છે.

એમણે ગાયેલો પ્રણયમહિમા સત્પ્રણયનો છે. 'સ્મરું, વંદું, સેવું પ્રભુ પ્રગટ તે સત્યપ્રણયને' એવું ગાનાર કવિએ કલ્પનાની ઉત્કટતા, વિચારનું ગાંભીર્ય, નવા યુગનાં એંધાણ વગેરે ભલે ન આપ્યાં હોય પણ એમનું કાવ્યસર્જન સ્મરણ, વંદન અને સેવન કરવા જેવું તો બન્યું જ છે!

ગૃહભાવોનું આરોપણ એમની કવિશક્તિમાં સર્વત્ર જોવા મળે છે અને એનું કારણ છે એમની ઊર્મિ! આ ઊર્મિ જ્યારે જ્યારે બોધપ્રધાન બની છે ત્યારે ખટકી પણ છે, તો વળી 'તાલકૃતલાલિમાલસિત કરતલવતી' 'દૂરતર બાલરોદનશ્રવણસંભ્રમા'; 'અજબ અવરોહઆરોહ-સંભ્રમ ભરી' 'વિશ્વવિષપાનમૃતહૃદયસંજીવની' જેવા સામાસિક સંસ્કૃત

શબ્દો સામે વિરોધ પણ થયો છે. અને રસભંગ કર્યાનો આરોપ પણ મુકાયો છે.

ક્યાંક ક્યાંક કવિતાને સ્થાને છંદોબદ્ધ જોડકાં પણ જોવા મળે છે. દૃષ્ટાંત તરીકે એકાદું લઈએ તો ગાયને ધાવતા વાછરડાને ગૃહિણીએ દૂર કર્યું તેનું શબ્દચિત્ર આપતાં કવિ લખે છે –

'ન છૂટેલો નૃતિ વિરચતો ધાવતો વત્સવેગે,
મારે ગોથાં, પણ ન ચળતી સ્તબ્ધ ઊભી ઉમંગે,
સ્નેહે ભીનું હૃદય ઠલવ્યું, દુગ્ધનું દાન દેતું,
રે ! છોડાવ્યો પણ ગૃહિણીએ, કષ્ટ હા ! કષ્ટ કેવું !'

એથી જ તો એમની કવિતાને 'ગામડિયણ ગાયિકા' કહી છે અને છતાં એને 'ચરણ ચૂમીને સત્કારીએ છીએ' એમ કહી એ ગાયિકાનું બહુમાન કર્યું છે.

અંતે એમની જ પંક્તિ ટાંકીને કહીએ કે–

'ઉમંગે આરાધું નવલરસથી નિત્ય તુજને.'



ગૃહગાયક કવિ :

બોટાદકરની સૌન્દર્યદર્શી પ્રણયદષ્ટિ વિશેષે કરીને ગૃહજીવન પર પડેલી છે. અર્થાત્ વૃત્તિ પરત્વે એ સૌન્દર્યદર્શી કવિ છે અને ભાવના પરત્વે જેમ એ પ્રણયપૂજક કવિ છે તેમ વિષય પરત્વે એ ગૃહગાયક કવિ છે; એ જ એમનું કવિત્વ–મધ્યબિંદુ છે.

વિશ્વનાથ મ. ભટ્ટ

## કવિશ્રીનાં કાવ્યો

### મીનપિયાસી

કવિશ્રી બોટાદકરને મેં જોયા ન હતા. પરંતુ એમના દેહવિલય પછી ૧૯૨૬–૨૭ની સાલ દરમ્યાન હું ભાવનગર ભણતો હતો ત્યારે ચૂડાથી ભાવનગર જતાં ને આવતાં બોટાદનું સ્ટેશન આવતું. એ સ્ટેશન પર બાગેબુલન્દ અવાજે એક ભાઈ છાપાં અને પુસ્તક વેચતા, કવિશ્રીના સંગ્રહો મેં એ મુસાફરી દરમ્યાન લીધેલા તે એમની પાસેથી.

પહેલું 'કલ્લોલિની' પછી 'સ્રોતસ્વિની,' 'નિર્ઝરિણી,' 'રાસતરંગિણી' અને છેલ્લે 'શૈવલિની.' આમ બધાં જ નામ કવિએ નદીનાં જ પસંદ કર્યાં છે અને તે તદ્દન ઉચિત છે. મને કવિતા 'ઝરણાં' જેવી જ લાગી છે. એક જગ્યાએથી નીકળીને બીજી જગ્યાએ એ જાય છે ત્યારે એને માત્ર એક જ ખબર છે વહેવાની. એ એનો સ્વભાવ છે. આવું જ કવિતાનું છે. એ ક્યાંથી આવે છે ને ક્યાં જાય છે એ ખબર જ નથી. એ વહે છે માત્ર કવિની મારફત પણ કવિને એની ખબર નહોતી.

આવી બીજી સાબિતી કવિશ્રી પોતાની 'સ્રોતસ્વિની'ની પ્રસ્તાવનામાં આપે છે :

'તદુપરાંત એ પણ કાવ્યદેવીના ઉપાસકોને સમજાવવું પડે એમ નથી કે કાવ્ય હંમેશાં સ્વેચ્છાનુકૂળ વૃત્તને સાથે લઈને જ ઉદ્‌ભવે છે. એટલે એ સંબંધમાં લેખક અ–સ્વતંત્ર પણ છે. એથી પણ કાવ્ય કે તેના સંગ્રહમાં વૃત્ત કે રાગના પ્રશ્નને અવકાશ રહેતો નથી.' આ મંતવ્ય વિપુલ સંખ્યામાં છંદોબદ્ધ રચનાઓ જ આપનાર અને સંસ્કૃતપ્રચુર શબ્દરચનાઓ અત્યંત સહજતાથી ને સરળતાથી વાપરનાર કવિનું છે ને 'રાસતરંગિણી'માં ઢાળ ને રાગનો ઉપયોગ પણ એમણે જ કર્યો છે.

એ વખતે મારા એક મુરબ્બીએ ‘ધરિત્રી’ અને ‘શર્વરી’ કાવ્યો સંભળાવેલાં ને મને ખૂબ ગમેલાં. ઉપરાંત મને ‘કરગ્રહણ,’ ‘વરવધૂને’ ‘બ્હેન’ અને ‘આર્યસંસાર’ જેવાં નાનાંમોટાં અનેક કાવ્યો ગમેલાં પણ આજે જોઉં છું ત્યારે કવિશ્રીની વિશિષ્ટતાઓ એમાંથી જોરશોરથી પ્રકટ થતી દેખાય છે. અનેક વિષયોને એમણે આવરી લીધા છે. ‘દાંપત્ય’થી માંડીને ‘મૃત્યુ,’–અને ‘મહામારી’ને પણ વર્ણવી નાખી છે ને રામાયણનું ખૂણામાં પડેલું પાત્ર, લક્ષ્મણજીની પત્ની ‘ઉર્મિલા’ની કદર બૂઝવાનુંય એ ચૂકયા નથી ને સૂર્યને સદા સળગવાનું જ છે એ યાદ કરીને ‘જ્વલન’ પણ લખેલું છે.

આપણે એમાંની કેટલીક પંક્તિઓ જોઈએ. બધામાં જ પશ્ચાદ્-ભૂમાં કવિશ્રીની આર્યભાવના ને માંગલ્ય દૃષ્ટિ જ પડેલી દેખાય છે. શર્વરીનું પોતાનું વર્ણન જુઓ:

‘કાલિંદીના હૃદયતલશી કાલિમાને વહન્તી,
ને આષાઢી નવલઘનના ગર્વને ગાળી દેતી;
વિષ્ણુ કેરા વિપુલવપુના ભવ્ય આભાસવાળી,
ને મુક્તિની સહચરી સમી શર્વરી હું સુહાતી.’

રાત્રિનું આવું સુંદર ને ગૌરવપૂર્ણ વર્ણન કોઈએ કર્યું છે? પ્રત્યેક પંક્તિમાં પ્રાસાનુપ્રાસ કે વર્ણસગાઈ કેટલાં સહજ રીતે ને ઔચિત્યપૂર્ણ શબ્દપ્રયોગોથી આવી જાય છે એ જોઈ શકાય છે.

અને એના જેઠ સૂર્યનારાયણને જોઈને નાની વહુ જેવી રાત્રિ શું કહે છે?

‘એથી લજ્જા ઉર અધિક આ જ્યેષ્ઠને જોઈ પામે,
પેસી જાતી કુલયુવતી હું સદ્ય અન્તઃપુરાન્તે’.

વડીલને જોઈ વહુવારુ ઝડપથી કેવી સંતાય એનું વર્ણન કેટલા ઉચિત શબ્દયોગથી કર્યું છે? ‘કુલયુવતી હું સદ્ય અન્તઃપુરાન્તે.’ જાણે ગુજરાતી ન જાણનારનેય દોડવાનો ખ્યાલ આવી જાય એવું નથી લાગતું?

ને સંધ્યાને–જેઠાણીને–મળવાની સરળતાનું પરિણામ ?

'દેખી એને જતી નિકટ હું ભાવથી ભેટવાને,
... ... ... ... ... ...
કિન્તુ કાળું કરી વદન એ સદ્ય સંતાઈ જાતી.'

અને જીવનનાં સત્યો હળવેથી રજૂ કર્યાં છે :

'કૈં કૈં ક્લેશો અહહ ! પુરુષો વિશ્વ માંહે વધારે,
તેને શીળાં રમણી – હૃદયો શાન્ત સ્હેજે પમાડે.'
... ... ... ... ...
'મૃત્યુ છે હા, પુરુષગણ ને નારી સંજીવની છે,
... ... .. ... ...
કોટિ યત્ને પુરુષ ન શકે જે પ્રશાંતિ પમાડી,
તે દૃષ્ટિથી સહજ શકશે સુન્દરી સદ્ય આપી.'

ને પછી તો માનવી વિસામો પામે છે. તારલાઓ હસીને બહાર આવે છે. એ બધું જ મધુર ભાવથી કહ્યું છે. ને પછી એનો પતિ ચંદ્ર આવે છે:

'વિસ્તારીને અમિત કર એ, ભેટતો અંગ આવી,
ને ઓઢાડે રજતરચિતા સ્નેહથી શુભ્ર સાડી.'

*

'ક્યારે દેવા રસ અધિક વા અભ્ર માંહે છુપાતો,

*

ત્યારે મારું હૃદય વિરહી સદ્ય શોકે છવાતું,
વહાલા કેરા વિમળ ઉરથી એ સહી ના શકાતું;
દોડી પાછો તુરત અધીરો આવી આનંદ દેતો,'

'ધરિત્રી'માં શરૂઆત એના પ્રિયતમ મેઘથી જ થાય છે. પોતાની વાત એ પછી જ કરે છે.

'સ્નેહે ભીનો, સુભગ, સબળો ધીર ગંભીર પૂરો,
ઉચ્ચાત્મા ને અમલ ઉરનો, સર્વદા દાનશૂરો;
પ્રાણી માત્રે પ્રણય રચતો, રાજવંશી રસીલો,
વિશ્વાનંદી જલદવિજયી, કોડીલો કાન્ત મારો.'

ને વરસાદ પહેલાંના પવનના તોફાનને કેવા ભાવથી રજૂ કર્યું છે ? ધૂળ શા માટે ઊડે છે એ તો બહુ જ લાક્ષણિક રીતે કહ્યું છે. પવન વરસાદને દૂર લઈ જાય છે ત્યાંથી જોઈએ.

'કિંતુ પેલો અનિલ અવળો માનીતો મિત્ર એનો,
... ... ... ... ...
સાચાંજૂઠાં કથન કહીને દૂર દોડાવી જાતો,
ભોળો મારો દયિત સહસા ભાન ભૂલી ઠગાતો.'

અહીં પ્રિયતમનો દોષ એને દેખાતો જ નથી. પછી પવન કોઈ વાર એની પાસે આવે છે ત્યારે,

'એની સામે નજર કરીને ના કદી હું નિહાળું,
ધિક્કારીને રજ શિર પરે ફેંકતી દૂર કાઢું.'

આ છેલ્લી પંક્તિ અફલાતૂન છે. અહીં જો વાચકો માફ કરે તો આવી જ મારી એક કૃતિ યાદ આવે છે :

'આ જુઓ આ મેઘ દોડે અવનીને આલિંગવા,
ને ઉર્વીના ઉર-ઉમળકા શી રજ ઊડે સામે જવા;
એનું જ આ તોફાન છે, શી વહાલની વાવળ ચડી!
આ વા – ઝડી !'

પછી તો પવનને અવગણીને મેઘ ખૂબ વરસે છે ત્યારે,

'પ્રૌઢા કેરા નિયમ ગ્રહતી તોય હૈં કૈં હસાતું.'

કહીને કવિએ સાંસારિક રસિકતાને કેટલી લાક્ષણિકતાથી રજૂ કરી છે?

વીજળીરૂપી શોક્યને એમણે ઠીકઠીક સ્થાન આપ્યું છે ને ત્યાં પણ 'શર્વરી'ની જેમ જ આર્ય ઘરસંસારની 'ફિલસૂફી' જ રજૂ કરી છે.

'સ્નેહીનાં તો સહન કરવાં સ્વાન્ત દૈવે સજ્યાં છે,
સ્હેવામાં જે રસ વિલસતો તે ન સામે થવામાં;
વારિમાં જે રહી શીતલતા તે ન અગ્નિપ્રભામાં,

*

ક્ષાન્તિ કેરો વિજય ન વસે વૈરને વાળવામાં,
મૌને જેવું સુખ મનુજને તે નથી ગાજવામાં;
શાંતિમાં જે સહજ વિરતિ તે નથી કોપવામાં,
રોવામાં જે રહી વિમળતા તે ન રોવાડવામાં.'

અહીં આપણને કવિની આંતરિક પ્રકૃતિની સૌમ્યતાનું દર્શન નથી થતું ?

'ઉપકાર'માં એક પંક્તિ મને મોઢે થઈ ગઈ છે :

'કારણ વિનાના કાર્યને અવકાશ આ જગમાં નથી.'

'કરગ્રહણમાં ઘણુંઘણું પરણનાર યુવાનને કહ્યું છે. એ ખ્યાલ કેટલાને રહેતો હશે ?

'કર એ રસભાવ અનેકભર્યો,
મન-સંમતિ મેળવી બહાર પડ્યો.'

આ 'મન-સંમતિ'ની વાત સાચી કેટલા પ્રસંગોમાં હશે ? પછી,

'કર એ કરમાં ગ્રહી રાખ સખે,
દઢ અંતરમાં ધરી રાખ સખે;
ભવ પંથ તણું અવલંબન એ,
ગૃહ જીવનનું શુચિ મંડન એ.'

વચલી બે પંક્તિઓ જીવનનું કેવું પરમ સત્ય છે ? એ કેટલાને ખબર હશે ? માર્ગમાંથી કાંટા દૂર કરશે વગેરે અનેક વાત કર્યા પછી કહે છે :

'શ્રમથી કદી અંતર ખિન્ન થતાં,
દગ આંસુ અચાનક આવી જતાં;
કર એ નયનોદક લૂછી શકે,
નવચેતનનું ઉર દાન કરે.'

દાંપત્યજીવનમાં અનેક વાર થતો આ અનુભવ કેટલો સાચો છે ? કવિશ્રી ન્હાનાલાલે ગાયેલો

'પ્રભુએ બાંધી પાળ રસસાગરની પુણ્યથી.'

એ ભાવ કવિના દાંપત્યભાવમાં ભરપૂર રીતે જોવા મળે છે. પ્રણયની રસિકતાને પણ એમણે 'ધરિત્રી' અને 'શર્વરી'માં તેમ જ અન્યત્ર પૂરેપૂરી કશું જ સંતાડ્યા વિના કહી દીધી છે છતાં એની પાછળ રહેલી એને આવરીને સર્વત્ર છવાયેલી માંગલ્યની, પાવિત્ર્યની, દૃષ્ટિથી પણ જોઈને બતાવી છે. પછી છેવટની પંક્તિઓમાં સ્ત્રીનું સ્થાન પણ નક્કી કરી નાખ્યું છે.

'કરમાં કર મેળવી મિત્ર શકે,
કદી દાસ તણો અધિકાર ન એ;
સમજી પ્રિય! એ જ રહસ્ય ઉરે,
દયિતા-પદ-નિર્ણય તું કરજે.'

અને એ જ માંગલ્યમય પ્રણયરસને છેલ્લે ગૂંથી લીધો છે :

'દૃઢ એ કરમાં કર શીઘ્ર દઈ
રચજે રસ સંપુટ સ્વસ્થ થઈ,
મહિં સાચવજે શુચિ સ્નેહમણિ,
તુજ જીવનથી પણ શ્રેષ્ઠ ગણી'.

નાનપણમાં મારાં કાવ્યોમાં ખેટાદકર શૈલીની અસર છે એવું સંબંધીઓ કહેતા તે દહાડે હું કદાચ ચિડાયો હઈશ. પણ આજે મને એ ગૌરવ લેવા જેવું લાગે છે ને લાગે છે કે એમના જેવું હું નથી લખી શક્યો.

સૂર્યના 'જ્વલન' અને જ્વાળામુખીના સળગતા અંતરની વાત પણ એમણે કરી છે. એમની પાસે વિષયવૈપુલ્ય, શબ્દવૈભવ, કલ્પના, ઉપમા ને પદલાલિત્ય એ સર્વ, ઈર્ષ્યા થાય એટલા સારા પ્રમાણમાં મળી આવે છે.

'રાસ' કાવ્યમાં, સંસ્કૃતમય છતાં સરળ લાગે તેવા શબ્દપ્રયોગો કેટલી સહજ રીતે પ્રવાહી રીતે ચાલ્યા આવે છે

અજબ અવરોહઆરોહ સંભ્રમભરી,
તાલકૃત લાલિમાલસિતકરતલવતી.'

આ બીજી પંક્તિ એ આખો એક જ વિશેષણનો શબ્દ છે 'તાળી પાડવાથી લાલ થયેલી હથેળીવાળી.'
અન્ય પંક્તિઓ :

'ગાન રસલીન ભવભાન ભૂલી જતી.'
'ચલિત કરભંગ, દગમીન તરલિત થતું.'
'દૂરતર બાલરોદન શ્રવણસંભ્રમા.'

દૂર બાળકરોયાનો સંભ્રમ-સાંભળવાથી-થયો એવી.

'સ્વર હૃદય અંગ સંકોચ કરતી.'

અહીં આપણને કવિની આંતરિક પ્રકૃતિની સૌમ્યતાનું દર્શન નથી થતું ?

'ઉપકાર'માં એક પંક્તિ મને મોઢે થઈ ગઈ છે:

'કારણ વિનાના કાર્યને અવકાશ આ જગમાં નથી.'

'કરગ્રહણુમાં ઘણુંઘણું પરણનાર યુવાનને કહ્યું છે. એ ખ્યાલ કેટલાને રહેતો હશે ?

'કર એ રસભાવ અનેકભર્યો,
મન-સંમતિ મેળવી બહાર પડ્યો.'

આ 'મન-સંમતિ'ની વાત સાચી કેટલા પ્રસંગોમાં હશે ? પછી,

'કર એ કરમાં ગ્રહી રાખ સખે,
દૃઢ અંતરમાં ધરી રાખ સખે;
ભવ પંથ તણું અવલંબન એ,
ગૃહ જીવનનું શુચિ મંડન એ.'

વચલી બે પંક્તિઓ જીવનનું કેવું પરમ સત્ય છે ? એ કેટલાને ખબર હશે ? માર્ગમાંથી કાંટા દૂર કરશે વગેરે અનેક વાત કર્યા પછી કહે છે :

'શ્રમથી કદી અંતર ખિન્ન થતાં,
દગ આંસુ અચાનક આવી જતાં;
કર એ નયનોદક લૂછી શકે,
નવચેતનનું ઉર દાન કરે.'

દાંપત્યજીવનમાં અનેક વાર થતો આ અનુભવ કેટલો સાચો છે ? કવિશ્રી ન્હાનાલાલે ગાયેલો

'પ્રભુએ બાંધી પાળ રસસાગરની પુણ્યથી.'

એ ભાવ કવિના દાંપત્યભાવમાં ભરપૂર રીતે જોવા મળે છે. પ્રણયની રસિકતાને પણ એમણે 'ધરિત્રી' અને 'શર્વરી'માં તેમ જ અન્યત્ર પૂરેપૂરી કશું જ સંતાડ્યા વિના કહી દીધી છે છતાં એની પાછળ રહેલી એને આવરીને સર્વત્ર છવાયેલી માંગલ્યની, પાવિત્ર્યની, દૃષ્ટિથી પણ જોઈને બતાવી છે. પછી છેવટની પંક્તિઓમાં સ્ત્રીનું સ્થાન પણ નક્કી કરી નાખ્યું છે.

'કરમાં કર મેળવી મિત્ર શકે,
કદી દાસ તણો અધિકાર ન એ;
સમજી પ્રિય! એ જ રહસ્ય ઉરે,
દયિતા-પદ-નિર્ણય તું કરજે.'

અને એ જ માંગલ્યમય પ્રણયરસને છેલ્લે ગૂંથી લીધો છે :

'દૃઢ એ કરમાં કર શીઘ્ર દઈ
રચજે રસ સંપુટ સ્વસ્થ થઈ,
મહિં સાચવજે શુચિ સ્નેહમણિ,
તુજ જીવનથી પણ શ્રેષ્ઠ ગણી'.

નાનપણમાં મારાં કાવ્યોમાં ખોટાદકર શૈલીની અસર છે એવું સંબંધીઓ કહેતા તે દહાડે હું કદાચ ચિડાયો હઈશ. પણ આજે મને એ ગૌરવ લેવા જેવું લાગે છે ને લાગે છે કે એમના જેવું હું નથી લખી શક્યો.

સૂર્યના 'જ્વલન' અને જ્વાળામુખીના સળગતા અંતરની વાત પણ એમણે કરી છે. એમની પાસે વિષયવૈપુલ્ય, શબ્દવૈભવ, કલ્પના, ઉપમા ને પદલાલિત્ય એ સર્વ, ઈર્ષ્યા થાવ એટલા સારા પ્રમાણમાં મળી આવે છે.

'રાસ' કાવ્યમાં, સંસ્કૃતમય છતાં સરળ લાગે તેવા શબ્દપ્રયોગો કેટલી સહજ રીતે પ્રવાહી રીતે ચાલ્યા આવે છે

અજબ અવરોહઆરોહ સંભ્રમભરી,
તાલકૃત લાલિમાલસિતકરતલનતી.'

આ બીજી પંક્તિ એ આખો એક જ વિશેષણનો શબ્દ છે 'તાળી પાડવાથી લાલ થયેલી હથેળીવાળી.'
અન્ય પંક્તિઓ :

'ગાન રસલીન ભવભાન ભૂલી જતી.'
'ચલિત કરભંગ, દગમીન તરલિત થતું.'
'દૂરતર બાલરોદન શ્રવણસંભ્રમા.'

દૂર બાળકરોયાનો સંભ્રમ-સાંભળવાથી-થયો એવી.

'સ્વર હૃદય અંગ સંકોચ કરતી.'

આથીયે વધુ હદ તો કરી છે કવિએ ' સૌરાષ્ટ્રસુંદરી 'માં :

' ગુરુ ગર્વ વિલોકન લાજવતી,
અતિથિ જનપૂજન પુણ્યવતી,
પથિકાગમપાવન સદ્મવતી,'

અને છેવટે ' કટિભાગ વિરાજિત બાલવતી.'

આવી આવી તો કંઈક પંક્તિઓ છે. પણ અન્યથા પણ આવા શબ્દો સહજ રીતે સંસ્કૃતપ્રેમી કવિએ ગુજરાતીકરણ કરીને સરળતાથી મૂક્યા છે. એ સહજ જ આવ્યા હોય એમ પણ બને.

કવિશ્રીની આંતરિક સમૃદ્ધિ જે એમનાં કાવ્યોમાં પ્રકટ થાય છે તે યથાશક્તિમતિ રજૂ કરી તર્પણ કરી કૃતાર્થ થાઉં છું.



**દીક્ષિત કવિહૃદય :**

આ પ્રમાણે પ્રણયાગ્નિ – હોમના દીક્ષિત કવિહૃદયમાંથી પ્રેમરસનું ઝરણ વહે એ સ્વાભાવિક છે. માટે જ તેમની બધી કવિતામાં આત્મા પ્રણયરસનો જોવામાં આવે છે.

વિઠ્ઠલરાય આવસત્થી

# કૃતિનિષ્ઠ વિવેચન

*

## સાક્ષરયુગનું માનીતું પ્રતીક : મૃગ

ઉશનસ્

એ તો હવે સર્વમાન્ય હકીકતરૂપે સ્વીકૃત છે કે સ્વ. કવિશ્રી ખોટાદકર શિક્ષણ પરત્વે ન હતા સાક્ષર ને ન હતા કેવળ નિરક્ષર; પરંતુ તે અલ્પાક્ષર હતા; ગુજરાતી ધોરણ ૭ સુધીનો જ એમનો રીતસરનો અભ્યાસ; તેમ છતાં તેમની નિસર્ગદત્ત પ્રતિભાશક્તિ સમકાલીન સાક્ષર-યુગીન કવિતામાંથી પ્રેરણા લઈ તેનો પૂરો કસ કાઢે છે. અનંતરાય રાવળે નોંધ્યું છે તેમ તેમની નવી કવિતા 'કલાપીનો કેકારવ' અને 'કાવ્ય-માધુર્ય'થી પ્રભાવિત છે. ભીમરાવ, નરસિંહરાવ, કાન્ત અને કલાપી આદિની કવિતાની અસર નીચે તેઓ આમ તો છે; પણ ખાસ તોરથી તે કાન્ત અને કલાપીથી પ્રભાવિત છે; વધુમાં શ્રી અનંતરાયે નોંધ્યું છે કે એમણે શ્રી અમૃતલાલ દાણી પાસેથી પાલ્ગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી'નો સાર સાંભળ્યો હતો. આમ અંગ્રેજીના પ્રત્યક્ષ અભ્યાસ વિના પણ અંગ્રેજી કવિતાની પરિપાટીથી તે પરોક્ષ રીતે પરિચિત રહ્યા હતા; ખોટાદકરની આવી કવિતા 'બહુધા સ્વતંત્ર સર્જન જેવી લાગે છે,' એટલી એમની વિશિષ્ટતા.

શ્રી અનંતરાયે 'ખોટાદકરની સમગ્ર કવિતા કવિએ એમના ઉપાસ્ય 'સત્પ્રણય'ની જ કરેલી કાવ્યપૂજા છે' એમ કહ્યું છે એથી કોઈ આશ્ચર્ય નહીં થાય; બલકે સમકાલીન કવિવરોથી પ્રભાવિત એમની કવિતા એ રસ્તે ન ઊતરી હોત તો જ નવાઈ લાગત; શું આખો સાક્ષરયુગ જ 'સત્પ્રણય'ની કવિતાથી સ્પંદમાન નથી? ગોવર્ધનરામે ભલેને 'સરસ્વતીચંદ્ર'ની કથા સંસ્કૃતિગાથા રૂપે માંડી; પણ હતી તો તે સરસ્વતીચંદ્ર – કુમુદના સત્પ્રણયની કથા જ ને? ન્હાનાલાલે એ જ ભાવનાને અનેકધા ગાઈ છે; પ્રો. ઠાકોરનો 'પ્રેમનો દિવસ' પણ સત્પ્રણય કથા જ છે; અને કાન્ત-કલાપી તો પ્રેમના જ કવિ છે જેમનાથી આ કવિ સૌથી વધુ

પ્રભાવિત છે; કાન્ત કલાપીથી કોઈ પણ પ્રભાવિત કવિ પ્રણયકવિ ન બને તો બીજું શું બને વારુ ?

આમ સાક્ષરયુગના કવિઓની મુખ્ય દૃષ્ટિ 'પ્રણય' દેવતાની આરાધના રહી છે; આ યુગ જ આખો ભાવનારંગી અને આદર્શપરાયણ; વાસ્તવનું ઊંટ હજી આરબના તંબૂમાં પ્રવેશ્યું ન હતું; હજી આ રોમેન્ટિક પ્રેમ આપણા વ્યવહારજીવનનું ચાલક બળ હતો; હજી માર્ક્સ, ફ્રોઈડનું વાસ્તવવાદી આક્રમણ વેગળું હતું; આ રોમેન્ટિક પ્રણયભાવના હજી પૃથ્વીના કળણમાં ઊતરી ખરડાઈ ન હતી. તે સમયે આ જમાનામાં પ્રણયભાવનાનું દ્યોતક એક પ્રતીક હતું તે મૃગ; આ પ્રતીકે સમસામાયિક કવિતામાં ભારે આકર્ષણ જમાવ્યું હશે એમ લાગે છે; કાન્તે 'મૃગતૃષ્ણા'માં અને 'કલ્પના અને કસ્તૂરીમૃગ'માં, કલાપીએ 'ભરત' અને 'વીણાનો મૃગ'માં તથા ખોટાદકરે 'વિદ્ધમૃગ' અને 'કસ્તૂરી મૃગને' જેવામાં 'મૃગ'ને પ્રતીક રીતે પ્રયોજ્યો છે; જોકે આ ત્રણે કવિઓનું રહસ્ય એક જ નથી; જૂજવું છે; કાન્તના 'મૃગતૃષ્ણા'માં ઝાંઝવા પાછળ મિથ્યા ભટકતા જીવના પ્રતીકરૂપે તે આવે છે તો તેમના 'કલ્પના અને કસ્તૂરીમૃગ'માં 'મૃગ' રાગબદ્ધ જીવનું પ્રતીક છે; કલાપીના 'ભરત'માં રાગબદ્ધ જીવ તો ભરત ઋષિ પોતે છે પણ તેમનું પાત્ર 'મૃગ' છે. ઋષિ 'રાગ અને ત્યાગ' વચ્ચે ઝોલાં ખાતો જીવ છે; તેમના 'વીણાનો મૃર્ગ'માં વળી પાછો 'મૃગ' રાગબદ્ધ જીવના પ્રતીકરૂપે આવે છે; ખોટાદકરના 'કસ્તૂરીમૃગને'માં કવિ 'જે કંઈ છે તે તારામાં જ છે, બીજે મિથ્યા શા માટે ઢૂંઢે છે ?' એવા વેદાન્તી વિચાર માટે 'કસ્તૂરીમૃગને' ઉદ્‌બોધન કરે છે; તેમ છતાં નીચેની પંક્તિઓમાં 'કલ્પના અને કસ્તૂરીમૃગ'ના રહસ્યની છાપ આવી ગઈ લાગશે, જોકે સમગ્ર રીતે ખોટાદકરની આ કૃતિ કાન્તની તે કૃતિથી નોખી પડી જાય છે ખરી :

'લાખો સૌરભલુબ્ધ લુબ્ધક તને સર્વત્ર શોધી રહ્યા,
આકર્ષાઈ અનન્ય લક્ષણ વડે આતુર એ આવતા;
છોડી સાવધતા, બની વિકળ તું જો લક્ષ્યમાં આવશે,
તો એ નિષ્ઠુર સ્નેહશૂન્ય તુજને રે ! માનવો મારશે.

( કાવ્યસરિતા પૃ. ૧૩૭ )

કાન્તનો કસ્તૂરીમૃગ કોઈ ભ્રાંત વેદાન્તી જીવ નથી; સંગીતમાં બદ્ધરાગ જીવ છે; ને શિકારી મૃગ વધ કરે છે ત્યારે કાન્તનું વક્તવ્ય 'નિયતિના નિષ્ઠુર ક્રમમાં રાગબદ્ધ જીવો કેવા લાચાર છે તે તથા જગતમાં સજા શક્ય છે પણ ન્યાય શક્ય નથી; સજા કરવા જતાં ક્યાંક બીજેય ન ધારી હોય ત્યાંય સજા થઈ જાય છે; તેમાંથી તેને બચાવી શકાતું નથી એ લાચારી' છે.

આમ સાક્ષરયુગમાં મુખ્યત્વે 'મૃગ'ની આજુબાજુ બે વલણો વ્યક્ત કરવાની મથામણ જોઈ શકાય છે : એક 'બધું જ પોતાનામાં છે છતાં ભ્રાન્તજીવ તેને શોધવા બહાર મિથ્યા ભમ્યા જ કરે છે' તે; અને બીજું વલણ એ રાગબદ્ધતા ઉપર જીવની શહીદી.

સાક્ષરયુગે આ 'મૃગ' - પ્રતીક માટે 'મૃગ' માટેના તમામ કવિસમયોનો ઉપયોગ કર્યો છે તે તો હવે જોઈ શકાશે. (૧) કસ્તૂરીમૃગની નાભિમાં જ કસ્તૂરી છે ને તે મૃગ તેની ગંધથી કસ્તૂરી શોધતો વ્યર્થ વન વન ભટક્યા કરે છે; (૨) મૃગને સંગીત ગમે છે ને સંગીતના મોહને કારણે જ તે શિકારીથી છેતરાઈ માર્યા જાય છે; (૩) રણમાં ઝાંઝવાં દેખાય છે તેનું સંસ્કૃત નામ 'મૃગજળ'ને 'મૃગતૃષ્ણિકા' છે; એમાં એવી માન્યતા છે કે રણમાં તૃષાતુર મૃગ ઝાંઝવાના જળની પાછળ ભટકે છે ને અંતે તરસ્યું ને તરસ્યું તે મરી જાય છે. આ વાત કાન્તના 'મૃગતૃષ્ણા'માં જોઈ શકાય છે. આ કવિનું વક્તવ્ય એ છે કે 'જગતમાં કેવો અન્યાય છે? જેને તરસ લાગી છે તેને માટે પાણી નથી; ને શહેરમાં ફુવારા ને શાવરબાથ છે જેમાં વગર તરસ્યાં છબછબિયાં કરે છે ને પાણી વેડફે છે; લગભગ કાન્તનો આ સામ્યવાદી પુણ્યપ્રકોપ જેવો ઉદ્‌ગાર છે; નાસ્તિક પૂર્વકાન્તે ઈશ્વર સામેની ફરિયાદ રૂપે આ કૃતિ રચી છે તે તો જાણીતું છે. 'નથી ઈશ્વર દુઃખીનો'. અને હોય તો તે ગરીબો માટે તો નથી જ આવું કાન્તના આ કાવ્યનું રહસ્ય છે.

કવિએ કવિએ રહસ્યના આવા જૂજવાપણામાં પણ એક સમાન વલણની વ્યવસ્થા તારવી શકાય છે; ને તે છે 'રાગબદ્ધતા' અને જીવની શહીદી. કાન્તનું 'કલ્પના અને કસ્તૂરીમૃગ,' કલાપીનું 'વીણાનો મૃગ' અને ખોટાદકરનું 'વિદ્ધ મૃગ' આ ત્રણે કૃતિઓમાં 'મૃગ' પ્રતીક યોજાયું છે, એટલું જ નહિ, આ ત્રણે મૃગ સંગીતમાં રાગબદ્ધ જીવ

છે અને ત્રણેમાં સંગીતના સંમોહનમાં તેમનો કોઈ લોભી જીવને હાથે વધ થાય છે. કાન્તની કૃતિમાં તો મૃગ ‘ કસ્તૂરી મૃગ ’ હોવાથી શિકારીને કસ્તૂરીનો લોભ હોવાનું કોઈ કારણ છે; કલાપીનો ‘ વીણાનો મૃગ ’ કસ્તૂરી મૃગ છે એમ કવિએ કહ્યું નથી; એ માત્ર સંગીતબદ્ધ રાગી જીવ છે. બોટાદકરનો ‘ વિદ્ધ મૃગ ’ પણ કસ્તૂરી મૃગ નથી જ; કવિએ તે આમ સ્પષ્ટ કર્યું છે :

‘ મુજ માંસને માટે અધીરો એક પળ ન બનીશ તું.’

એટલે ‘ મૃગવધ ’ માંસ માટે કરવામાં આવ્યો છે. જે હતું કલાપીના ‘ વીણાનો મૃગ ’માં પણ શિકારી બાપ તો છે; આ કોઈ લુબ્ધક નથી; એટલું જ નહીં. આ જાણે થતાં થઈ ગયું છે જેનો શિકારી બાપ પારાવાર શોક ને પસ્તાવો પણ કરે છે. આમ જોઈ શકાશે કે આ ત્રણ કવિઓમાં કાન્ત સ્વતંત્રપણે કામ કરતા દેખાય છે; બાકીના બે કવિઓ કાન્તમાંથી લઈને સ્વતંત્રપણે કામ કરતા જણાય છે; ત્રીજા બોટાદકર બન્નેના ઋણી છે અને સ્વતંત્રપણે ચાલવા માગતા જણાય છે; આ ત્રણે કૃતિઓનાં લટિયાં પરસ્પર એવાં ગૂથાયાં છે કે તેમનું પૃથક્કરણ રસપ્રદ નીવડે.

બોટાદકરના ‘ કસ્તૂરી મૃગને ’ કૃતિના રહસ્યને શ્રી. અનંતરાયે વેદાન્તી ભ્રાન્ત જીવાત્માના ભટકારા રૂપે જોયું તે બરાબર છે પણ ‘ કલ્પના અને કસ્તૂરી મૃગ,’ ‘ વીણાનો મૃગ ’ અને ‘ વિદ્ધમૃગ ’ને માટે તેમણે હરણની સંગીતપ્રીતિની જાણીતી લોકમાન્યતા કે કવિસંપ્રદાયને જોયાં છે; તે અભિપ્રાય પર્યાપ્ત ગણાય ખરો ? અવલંબી ગમે તે હોય, ઓછામાં ઓછા કાન્ત–કલાપી તો પોતે જ રાગબદ્ધ જીવો હતા અને એ શહીદીની ભાવના એમનામાં ઓતપ્રોત હતી; એટલે જ એ બે કૃતિઓમાં તો ‘ રાગબદ્ધ ’તાના પ્રતીક રૂપે ‘ મૃગ ’માં એમના કર્તાના જીવનનો આત્મકથાનો એક નાજુક ને પ્રધાન તાંતણો ગૂંથાયો છે; પણ બોટાદકર એવા રાગબદ્ધ જીવ નથી, તે તો સત્પ્રણયના સુકવિ જ માત્ર છે; ‘ વિદ્ધ મૃગ ’નો મૃગ એ એમનું પ્રેરિત તો પ્રેરિત પણ નર્યું એસ્થેટિક્સ જ છે, કલા પ્રપંચ જ છે.

બીજી એક વાત પણ નોંધપાત્ર છે : ‘ વિદ્ધમૃગ ’નો મૃગ ‘ વીણાનો મૃગ ’ જેવો છે; પણ શ્રી. અનંતરાયે યોગ્ય રીતે જ કહ્યું છે, કાન્તના

'કલ્પના અને કસ્તૂરી મૃગ'ની પેઠે શિકારીએ પોતાની આ કળા અજમાવી મૃગને તીરથી વીંધ્યો છે, આટલું અધ્યાહિત પણ કાવ્યની પંક્તિઓમાંથી સમજી લેવાનું વાંચકો માટે રાખી, કવિએ જાણે પેલા 'કલ્પના અને કસ્તૂરી મૃગ'ના મરતા મૃગની બધી વેદના ને ગાનશ્રવણ-ઝંખનાને અહીં પૂરી વાચા આપી હોય એમ કાવ્યરસિકોને લાગશે.'

('કાવ્યસરિતા', પૃ. ૧૭૭)

આમ ખોટાદકરના 'વિદ્ધમૃગ'નો સંદર્ભ કાન્તની કૃતિ સાથે છે ખરો; પણ ખોટાદકરની કૃતિનો ભાવસંભાર તો કલાપીની કૃતિનો ઋણી છે એ ભૂલવું ન જોઈએ. કલાપીનો વિદ્ધમૃગ જાણે કહે છે:

'કરીને શીર્ષનું તુમ્બું, નેત્રની નખલી કરી,
બજાવી લે, બજાવી લે, તારું બીન ફરી ફરી.

('વીણાનો મૃગ')

મૃગ પોતાનું મરણ જાણે છેલ્લી ક્ષણ સુધી કૃતાર્થ કરી લેવા ચાહે છે; સંગીત સાંભળતાં સાંભળતાં જ મરી જવાય તો ઉત્તમ એવી લાગણીથી પોતાનાં અંગો આપી દઈને પણ બીન બજાવવાનું ચાલુ રાખી શકાય તો સારું એવું એ આપણી ભાષાની બે ઉત્તમ પંક્તિઓમાં કહે છે; એ જ વાત 'વિદ્ધમૃગ'માં ખોટાદકર બીજી રીતે આમ કહે છે:

'સંગીત, લુબ્ધક ! સુખદ તારું આમ નવ અટકાવ તું,
રસમાં મને મરવા દઈ રસિકત્વ પૂર્ણ બનાવ તું;
આ મોક્ષથી મોંઘું અને સાકર થકી વધતું ગળ્યું,
તુજ બાણના સંપાતથી પંચત્વ આ સમયે મળ્યું.
દઈ તાલ સાયકપાતથી કર ગાન એ પણ ઇષ્ટ છે,
આ પ્રેમપારાવારમાં ના'તાં મરણ પણ મિષ્ટ છે.'

આમ ખોટાદકરનું 'વિદ્ધમૃગ' કાન્ત અને કલાપી બન્નેનું ઋણી કાવ્ય છે; પ્રભાવનો ક્રમ કંઈક આવો છે: પ્રથમ કાન્તનું 'કલ્પના અને કસ્તૂરી મૃગ', તેમાંથી કલાપીનું 'વીણાનો મૃગ' અને તેમાંથી છેલ્લે ખોટાદકરનું 'વિદ્ધમૃગ' એમ દર નવો કવિ કશીક નિજી દૃષ્ટિ ઉમેરીને જાણે એ મૂળ કૃતિને વિસ્તારે છે; તો 'ખોટાદકરનો વિશેષ શો ?' એ પ્રશ્ન થાય; કઈ નિજી ચાલે ચાલવા એ મથ્યા છે વિદ્ધ મૃગમાં ?

પ્રથમ તો એ જોઈ શકાશે કે પ્રથમ બન્ને કવિની કૃતિઓ ખંડ-કાવ્ય રૂપે વિસ્તરી છે; પણ બોટાદકરે તેમ કર્યું નથી; બલકે એ પદ્ધતિથી ચાતરીને જ ચાલવાનું વલણ જણાય છે. કલાપીપ્રેરિત સૂત્રો આપવાની ટેવ પણ અહીં નથી ! આમ હોવાથી પદ્ય એક જ 'હરિગીત'માં વહી આવે છે; અને બોટાદકરનો હરિગીત પ્રભાવશાળી ને પ્રવાહી છે; શિકારી માટે 'લુબ્ધક' શબ્દ ભલે લાક્ષણિક 'બોટાદકરી' લાગે પણ વધારે ચોક્કસ અર્થવાહી લાગે છે તેમાં શંકા નથી; ટાગોરની 'ઉપેક્ષિતા'ના કાવ્યમાંના અર્કને વિસ્તારવાનું બોટાદકરને ગમ્યું છે; એમ કાન્તના કાવ્યનું મૃગનું અધ્યાહિત કલાપી પછી એમના જેટલા જ સામર્થ્યથી એક આખી ઉક્તિ રૂપે વિસ્તારી આપ્યું છે; કૃતિના સંસ્કૃત તત્સમ શબ્દો હરિગીતના પ્રવાહમાં અવશપણે વહેતા આવે છે. ને અન્યત્ર અન્યથા તે કરે છે તેવું અહીં બનવા પામ્યું નથી. ઊલટું કૃતિની કેટલીક હરિગીત પંક્તિઓ આપોઆપ કંઠસ્થ બની જાય એટલું લયબળ આ કૃતિમાં છે. સ્વાભાવિક રીતે વક્તવ્ય ને અભિવ્યક્તિબળ એકસાથે બતાવતું બોટાદકરનું આ કાવ્ય બોટાદકરના કાવ્યોમાં ઉત્તમમાંનું એક તો છે જ એટલું નહીં; આપણા સાક્ષરયુગના મૃગ પ્રતીકી કાવ્યોમાં કાન્ત–કલાપીનો ઋણસ્વીકાર કરવા છતાં કશાક બોટાદકરી વિશેષનો શેષ પ્રગટ કરતું મહત્ત્વનું પ્રતિનિધિરૂપ કાવ્ય છે.



**કાવ્યસરિતાનું દર્શન :**

વિધિદત્ત જીવનવિષમતાઓના ખડકો વચ્ચેથી માર્ગ કરીને અનન્ય પદ્યપ્રભુત્વ અને વિરલ વાણીમાધુર્યના બે કાંઠા વચ્ચે ગ્રામજીવન અને આપણા ગૃહસંસારના સૌન્દર્યનાં અને તત્ત્વદૃષ્ટિનાં માંગલ્યનાં વારિ રેલાવતી રહેલી બોટાદકરની કાવ્યસરિતાનું દર્શન ખરેખર આનંદદાયક છે.

**અનંતરાય મ. રાવળ**

## 'એભલ વાળો'

**રમણલાલ શાહ**

કવિ કાન્તને અનુસરી ખંડકાવ્યો લખવાનો પ્રયાસ એમના જે કેટલાક સમકાલીન કવિઓએ કર્યો તેમાં કવિ બોટાદકરનું સ્થાન પણ નોંધપાત્ર છે. છંદ અને ભાષા ઉપર પ્રશસ્ય પ્રભુત્વ ધરાવનાર અને ગમે તેવા પ્રસંગને પણ યથોચિત છંદોબદ્ધ બાનીમાં નિરૂપિત કરવાની શક્તિ ધરાવનાર કવિ બોટાદકર પોતાના યુગના એક કવિપ્રિય કાવ્યપ્રકાર ખંડકાવ્યનું સર્જન ન કરે એ સંભવે જ નહિ. 'ઊર્મિલા' 'બુદ્ધનું ગૃહાગમન,' 'એભલ વાળો' ઇત્યાદિ થોડાંક જ ખંડકાવ્યો એમણે લખ્યાં છે, છતાં આપણા ખંડકાવ્યના સાહિત્યના વિકાસમાં કવિ બોટાદકરનું સ્થાન સુનિશ્ચિત ગણાય છે. અલબત્ત, કવિ કાન્તની એમનાં ઉત્તમ ખંડકાવ્યોમાં જેવી કવિપ્રતિભા જોવા મળે છે તેવી બોટાદકરમાં જોવા નહિ મળે, પણ બીજી બાજુ પોતાના સમકાલીન અન્ય કેટલાક કવિઓની ખંડકાવ્યના પ્રકારની કૃતિઓ સાથે સરખાવતાં બોટાદકર ખંડકાવ્યને ક્ષેત્રે સાધારણ સામાન્ય કવિ છે એમ પણ નહિ કહી શકાય.

બોટાદકરે જે થોડાંક ખંડકાવ્યોનું સર્જન કર્યું છે તેમાં તેમની કૃતિ 'એભલ વાળો'[1] આપણું ધ્યાન સવિશેષ ખેંચે છે. જીવનમાં જેમાં ત્યાગ, ઔદાર્ય, ન્યાય, નીતિ, સદાચાર, સ્વાર્પણ ઇત્યાદિ ભાવો સમાયેલા હોય, નારીની મહત્તા કે ઉદાત્તતા ઇત્યાદિ પણ જેમાં સ્પષ્ટ જણાતાં હોય એવા પ્રસંગો નિરૂપવાનું કવિની પ્રકૃતિને, એમની જીવન-દૃષ્ટિને અને એમની સર્જક પ્રતિભાને સવિશેષ અનુકૂળ જણાય છે. એટલે બોટાદકર પોતાના પ્રદેશમાં પ્રચલિત એવી 'એભલ વાળો'ની

---

૧. આ કાવ્ય પ્રગટ થયું છે એમના કાવ્યસંગ્રહ 'નિર્ઝરિણી' પહેલી આવૃત્તિ ૧૯૨૧માં.

લોકકથાને એકાદ મોટી પરલક્ષી કાવ્યકૃતિ માટે પસંદ કરે એ સ્વાભાવિક છે.

'એભલ વાળો'ની ચારણી લોકકથા સૌરાષ્ટ્રમાં સુપ્રચલિત છે.[૨] સ્વ. મેઘાણી એ માટે લખે છે, 'આજ પણ સાંઈ નેહડીનો ટીંબો તળાજાથી થોડે આઘે ચારણોના બાબરિયાત ગામ પાસે ખડો છે. અને પિતાપુત્ર એભલ – અણો નીચેના દુહામાં અમર બન્યા છે:

'સોરઠો ! કરે વિચાર, બે વાળામાં કયો વડો ?
સરનો સોંપણહાર, કે વાઢણહાર વખાણીએ ?' [૩]

કવિ ખોટાદકરે 'એભલ વાળો'ની કથાનું નિરૂપણ કાવ્યમાં કેવું કર્યું છે તે જોવા માટે 'એભલ વાળો'ની મૂળ લોકકથા જોવી જોઈએ. તે પ્રમાણે :

ચોમાસામાં ધોધમાર વર્ષામાં પલળીને પોતાના ઉપર જ નિશ્ચેષ્ટ બની ગયેલા એક અસવારને લઈને રાતને વખતે એક ઘોડો ચારણોના નેસમાં સાંઈ નેસડીના ઘરને આંગણે આવીને ઊભો રહે છે. તે સમયે તેનો પતિ પરગામ ગયેલો હોય છે. સાંઈ ઘરમાં એકલી છે. સાંઈ આગંતુકને ઉતારી, પોતાના ઘરમાં લઈ જઈ એના દેહને ઉષ્મા આપવાના વિવિધ ઉપચારો યોજે છે, છતાં તેનામાં ઉષ્મા આવતી નથી અને તે હજુ મૂર્છાવસ્થામાં જ છે. એથી સાંઈ છેલ્લા એક ઉપચાર તરીકે પવિત્ર કર્તવ્ય-બુદ્ધિથી પ્રેરાઈને આગંતુકની શય્યાભાગિની થઈ તેના દેહને ઉષ્મા આપે છે, તેનામાં ચેતન આણે છે, અને ચેતન આવ્યું જણાતાં જ શય્યામાંથી તે ઊભી થઈ જાય છે. આવું કાર્ય લોકોની દૃષ્ટિએ તથા પરગામથી પાછા ફરેલા તેના પતિની દૃષ્ટિએ વહેમથી જોવાય જ. અને એમ થાય ત્યારે નાયિકા માટે પોતાની પવિત્રતાની પ્રતીતિ કરાવવાનું સાધન શું ? પતિનાં શંકા, રોષ અને મારથી ત્રાસીને

---

૨. 'એભલ વાળો'ની લોકકથા માટે જુઓ 'કાઠિયાવાડનું કંઠસ્થ સાહિત્ય' ભાગ ૧ અથવા સ્વ. મેઘાણી સંપાદિત 'સૌરાષ્ટ્રની રસધાર' ભાગ ૧ ('સાંઈ નેહડી' વાર્તા ૨૩મી)

૩. 'સૌરાષ્ટ્રની રસધાર' ભાગ ૧ પૃ. ૧૯૯

છેવટે સાંઈ એક દિવસ એવું વચન ઉચ્ચારે છે કે ' હે સૂરજ ! આજ સુધી તો ખમી ખાધું, પણ હવે બસ ! હદ થઈ. જો હું પવિત્ર હોઉં તો આને ખાતરી કરાવો.' એમ કહીને એણે દૂધના બોઘરામાંથી દૂધની અંજલિ ભરી ચારણ ઉપર છાંટી. એથી એવો ચમત્કાર થયો કે એના પતિના આખા શરીરે પત–રક્તપિત્તનો રોગ થયો. ઘણા ઉપચાર કરવા છતાં પતિનો એ રોગ મટતો નથી ત્યારે કોઈક વૈદ્યે બતાવેલો છેલ્લો એક ઉપચાર તે બત્રીસલક્ષણા પુરુષના રક્તમાં પતિને સ્નાન કરાવવાનો બાકી રહે છે. એ માટે બત્રીસલક્ષણા તરીકે એભલ અને એનો પુત્ર અણો જાણીતા હતા. સાંઈ પતિને લઈને જાય છે. એભલ પોતાને જીવતદાન આપનાર પોતાની ધર્મની માનેલી આ બહેન માટે બધું જ કરી છૂટવા તૈયાર છે. એભલનો પુત્ર અણો પણ હસતે મુખે પોતાના પ્રાણની આહુતિ આપવા તૈયાર છે. છેવટે એભલ અણાનું મસ્તક ઉડાવી દઈ એના રક્તમાં સ્નાન કરાવી સાંઈના પતિને સાજો કરે છે.

કવિ બોટાદકરે આ પૂર્વપરિચિત કથાવસ્તુ પોતાના ખંડકાવ્ય માટે પસંદ કર્યું છે, પરંતુ તેનું નિરૂપણ પોતાની આગવી કલાસૂઝથી કર્યું છે અને તેમ કરવામાં એમણે કેટલાક કથાંશોમાં ફેરફાર પણ કર્યા છે. ' એભલ વાળો 'ની કથામાં રહેલી કેન્દ્રવર્તી ઘટના પોતે જ એટલી અદ્‌ભુત, નાજુક અને પાત્રોની કસોટી કરનારી છે કે વાચકના ચિત્ત ઉપર એનો તરત પ્રભાવ પડ્યા વગર રહે જ નહિ. એ કથાને જ્યારે કાવ્યનું રૂપ આપવામાં આવે ત્યારે એની ચમત્કૃતિ સવિશેષ વૃદ્ધિ પામે એ દેખીતું છે.

આ ખંડકાવ્ય માટે કવિએ જે વૃત્તાન્ત પસંદ કર્યો છે તે એવો છે કે તેમાં કથાની બંને મુખ્ય ઘટનાઓ પરસ્પર પૂરક છે. એકના સંદર્ભ કે નિર્દેશ વિના બીજી ઘટના એકલી કાવ્યમાં નિરૂપવા જતાં અપૂર્ણતા, સંદિગ્ધતા કે વિસંગતિનો ભય રહે પરંતુ બીજી બાજુ બન્ને ઘટનાઓ નિરૂપવા જતાં ખંડકાવ્યમાં આખી કથા જ નિરૂપણ પામે છે અને તેથી ટૂંકી વાર્તાની જેમ ખંડકાવ્યમાં જે સંઘર્ષ કે ચોટદાર અંત અનુભવાય તેમાં આ કથાવસ્તુને કારણે, કંઈક ન્યૂનતા અનુભવાય. વળી, તેને કારણે ખંડકાવ્ય કથાકાવ્યની સીમા તરફ જાય એવો પણ ભય રહે. તદુપરાંત, નારીની પવિત્રતા અને એના સ્વાર્પણને કારણે થતા દૈવી ચમત્કારવાળી ઘટના બોટાદકર જેવા કવિને હાથે કંઈક ઉત્સાહ

અને અભિનિવેશપૂર્વક નિરૂપાય એ પણ દેખીતું છે. પરિણામે એ બે મહત્ત્વની ઘટના પર નિર્ભર સમગ્ર કથાને કાવ્યમાં નિરૂપવાનો કવિનો પ્રયાસ દીર્ઘસૂત્રી લાગ્યા વગર રહેશે નહિ.

કવિએ ૬૮ કડીની લગભગ ૨૦૪ પંક્તિમાં, વસંતતિલકા અને અનુષ્ટુપ એ બે છંદની પ્રત્યેકની ૩૪ કડીમાં આ કાવ્યનું નિરૂપણ કર્યું છે. ખંડકાવ્યનો આરંભ કવિ પ્રકૃતિવર્ણનથી કરે છે. મૂળ કથા પ્રમાણે પ્રથમ મુખ્ય ઘટના વર્ષાકાળમાં બને છે અને તેથી વર્ષાનું સવિસ્તર આલેખન કરવાની કવિએ સારી તક ઝડપી છે. એ માટે કવિએ આરંભની નવ જેટલી કડીનો ઉપયોગ કર્યો છે. એમાં એમણે વર્ષાના ચિત્રને ઘેરું અને તાદૃશ બનાવવાનો સભાન પ્રયાસ કરેલો દેખાઈ આવે છે. અલબત્ત, એમાં કવિની કવિત્વશક્તિ કેવી ખીલી ઊઠી છે તેનું પણ આપણને દર્શન થાય છે. કવિના સમકાલીન હરગોવિંદ પ્રેમશંકર કવિએ પણ 'એભલ વાળો' નામનું ખંડકાવ્ય લખ્યું છે.[૪] એની સાથે ખોટાદકરની કેટલીક પંક્તિઓ સરખાવતાં ખોટાદકરની કવિત્વશક્તિનો આપણને વધારે સ્પષ્ટ ખ્યાલ આવશે. હરગોવિંદ કવિએ કાવ્યનો આરંભ વર્ષાવર્ણનથી જ કર્યો છે:

રજની ઘોર જામી છે, આભે ધોધ જલો ગરે,
ચમકી વીજળી નાચે, ઘોર ગર્જન આવરે.
વાયુ વહે છે વનને ગજાવી,
દિગ્ગુણી થાતાં ઘનગર્જનોથી.
ન શબ્દ એકે મધુરો સુણાય,
ખૂરા કડાકા નભમાં ભરાય.

આની સાથે સરખાવો ખોટાદકરની વર્ષાવર્ણનની આરંભની પંક્તિઓ:

રેડી મહાપ્રલય તુલ્ય અચિંત્ય વારિ,
ભૂમિ અને જલધિનો દૃઢ ભેદ ટાળી;
સંતપ્ત ઉર્વીઉરને રસથી રિઝાવી,
લેતો વિરામ નભમાં ઘડી મેઘ થાકી.

---

૪ જુઓ 'રુબાઈયાત અને બીજાં કાવ્યો' – પૃ. ૪૯. હરગોવિંદ કવિ અને ખોટાદકર ઉપરાંત ધીમાન એસ. મહેતા નામના એક કવિએ પણ 'એભલ વાળો' વિશે એક કાવ્યની રચના કરી છે, પરંતુ તે સામાન્ય કક્ષાની છે.

તથાપિ મંદ ધારાથી વર્ષતો હજુ ના રહે,
ચડેલું પૂર પ્રીતિનું શીઘ્ર શું અટકી પડે ?

આ અને બીજી કેટલીક પંક્તિઓ સરખાવતાં સ્પષ્ટ જણાશે કે હરગોવિન્દ કવિ કરતાં ખોટાદકર પાસે વધારે સૂક્ષ્મ કવિદૃષ્ટિ અને ઉચ્ચતર પ્રતિભા છે અને તેથી તેઓ ભાષાસૌષ્ઠવ, અભિનવ અલંકાર, મનોરમ કલ્પના, છંદની પ્રવાહિતા, ઉઠાવદાર રજૂઆત ઇત્યાદિ વડે પોતાના કાવ્યને સવિશેષ આસ્વાદ્ય બનાવી શકે છે. વર્ષાના વર્ણનને તાદૃશ અને ચિત્રાત્મક બનાવવા ખોટાદકરે યોજેલી બીજી પંક્તિઓ જુઓ :

અભ્રો અનેક ગગનાંગણ ઘેરી ઊભાં,
વૃષ્ટિ વિશેષ કરવા તલપી રહેલાં;
સેનાનીના રણનિદેશની વાટ જોતાં,
યુદ્ધાર્થ સજ્જ સહુ સૈનિકનાં સરીખાં.

પ્રકૃતિમાં સજીવારોપણ કરવાની ખોટાદકરની ખાસિયત અહીં પણ જોઈ શકાશે. ઉપમાદિ અલંકારો વડે કવિએ વર્ષાનાં ઉપસાવેલાં અન્ય શબ્દચિત્રો પણ મનોરમ છે.

ઉત્પાત કારમો દેખી છુપાતો અભ્રઓથમાં
અસ્તાબ્ધિમાં ગયો ડૂબી દીન જેવો દિનેશ હા !

*

ઘોર ગ્રાહ સમા જ્યાં ત્યાં વૃક્ષના વિટપો તરે;
દુઃસ્વરે દર્દુરો ભૂંડા કાર્ય કાળ તણું કરે !

*

ના વારિને વસુમતી અવકાશ આપે,
ના સંઘરે જલનિધિ ઉરમાં લગારે;
મૂંઝાઈ બે સદનના અતિથિ સરીખું,
જ્યાં જ્યાં પડ્યું સલિલ ત્યાં બની શાંત સૂતું !

કથાનુસાર સતત અને અતિશય થયેલી વર્ષા વર્ણવવાનો કવિનો આશય એ પણ ખરો કે આવી વર્ષામાં સતત પલળેલો અને થાકેલો ઘોડેસ્વાર ઘોડા ઉપર જ નિશ્ચેષ્ટ બની જાય એ સકારણ છે.

નિસ્તીર નીરની વચ્ચે અશ્વ એક ઊભો દીસે,
ચેષ્ટાહીન ગયો ચોંટી શૂન્યવત્ સ્વાર તે પરે.

ઘોડા પણ પોતાના સ્વારને કેટલી કાળજીથી લઈ જાય છે તે વર્ણવતાં કવિ ઉપમાયુક્ત ચિત્ર આલેખે છે :

સ્વામી તણા શરીરનો ન નિપાત થાય,
એથી સુમંદ પદ એ ધરતો જણાય;
ગંભીર સિન્ધુ પર એકલ નાવ જેવો,
ધીમા ક્રમે વિચરતો ઘડી દીપ જોતો.

આવા ઘોડેસવારને પોતાને ત્યાં આશ્રય આપવો કે કેમ એ સાંઈને માટે પ્રશ્ન છે, કારણ કે પોતે યુવાન અને એકલી છે અને વળી રાતનો વખત છે. પરંતુ તે વિચારે છે :

અતિથિ આંગણે આવ્યો, ઘટે આશ્રય આપવો;
ગૃહીનો ધર્મ શું એવો ગૃહિણીએ ન પાળવો ?

આની સાથે હરગોવિન્દ કવિની સરળ છતાં પ્રતીતિકર પંક્તિઓ સરખાવો :

આ આંગણે કો મહેમાન આવ્યો,
છે ધર્મ એને પણ રક્ષવાનો;
છે અન્ય એ પુરુષ, હું યુવામાં,
રે લોકની જીભ જ ઝેરી આમાં.

તો ય શું સત્ય પેખે છે સર્વવ્યાપક તો પ્રભુ,
ન્યાય તો તે જ દેવાનો, લોકને અહીં ના ગણું.

અતિથિને ઘરમાં આણી તેનાં ભીનાં વસ્ત્ર બદલાવવામાં આવે છે. અતિથિ કોઈ સામાન્ય વ્યક્તિ નથી, પણ કોઈ અસાધારણ પુરુષ છે એની ખાતરી નાયિકાને થઈ જાય છે અને તેથી તેવા પુરુષની સેવાશુશ્રૂષામાં કેવો ફરક પડે વગેરેનું ચિત્ર બોટાદકર કરતાં હરગોવિન્દ કવિએ વધારે સવિગત દોર્યું છે. બોટાદકરે નાયિકાની ઉક્તિ તરીકે નહિ પણ પોતાના આલેખન તરીકે લખ્યું છે :

ઝીલવા એક ઉક્તિને હજારો દાસ જ્યાં હશે,
અશ્વથી પડતો એને ઝીલવા કોઈ ના કને.

- અને નાયિકાની ઉક્તિ તરીકે માત્ર આટલું જ લખ્યું છે :

હા રાજવંશી જન કોઈ જણાય છે એ,
ને શીતથી ખચિત સ્તબ્ધ થયો દીસે છે.

એ પ્રસંગનું હરગોવિન્દ કવિએ વર્ણન કર્યું છે, નીચેની કડીઓમાં :

ધસી ત્યાંથી બાલા, તુરગ ઝટ ઝાલ્યો કર થકી,
ઉતાર્યો પીઠેથી મુરછિત થયેલો વીર ત્યહીં,
કર્યો છેટે ભાલો, અસિ પણ કરી દૂર કટિથી,
ઉતારી વસ્ત્રોને શયન પર ઢાળ્યો હળુ દઈ.

*

તારે હોશે અતિ ચતુર શું ચાકરો તુજ પાસે,
તારે પંથી ! જરી નહિ હશે ખોટ વસ્ત્રો તણીએ;
તારે માટે પલપલ થવી હોય અંગીઠડીએ,
રે આ મારી નિરધન નહીં ઝૂંપડીમાં ન એ એ.
તારે માટે શયન ઢળવા રૂડલાં ને મૃદુલાં,
તારી વ્હાલી ઘડી ઘડી તને તો હશે રંજતી ત્યાં,
તે બિચારી જરી ન સમજે આમ તું આંહી સૂતો,
રે આ મારી નિરધન અરે ઝૂંપડી વાસ તારો ?

આમ નાયક માટે નાયિકાનું ચિંતવન ખોટાદકર કરતાં હરગોવિન્દ કવિએ વધારે સ્પષ્ટ અને સવિગત દર્શાવ્યું છે. પરંતુ બીજી બાજુ અતિથિના નિશ્ચેષ્ટ શરીરમાં ચેતન આણવાના પ્રયાસો નિષ્ફળ જતાં સાંઈ તેને પોતાના દેહ વડે ઉષ્મા આપવાનો નિશ્ચય કરે છે તે પ્રસંગનું સાંઈનું મનોમંથન હરગોવિંદ કવિએ ખાસ કંઈ બતાવ્યું નથી. બે જ કડીમાં એમણે તે નિરૂપણ પતાવ્યું છે –

છો લોક બોલે બહુ પાપ આમાં,
સ્પર્શાય જો અન્ય પુરુષ હાવાં,
આપું હું ઉષ્મા મમ ઉર કેરી
એમાં ન થાશે પ્રભુ આંખ ઝેરી.
સૂતી યોધને સાથે હૈયામાં જકડી તહીં,
ઉષ્મા અંગમાં જાતાં જીવજ્યોત વહી રહી.

પરંતુ કવિ ખોટાદકર આવા પ્રસંગે ઉતાવળ કરે એમ નથી. વસ્તુતઃ એમની નારીભાવના જોતાં આ પ્રસંગ એમને સારી તક પૂરી પાડે એમ

રે આ અનાથજનજીવ બચાવવાને,
ને ધર્મ માનવતણો કંઈ પાળવાને,
ઉષ્મા હવે તનુ તણી દઉં સ્પર્શ સાધી,
દ્યો ત્યાં સુધી બલવર્તી ઉરને સમાધિ !

અલબત્ત, એમ છતાં આ પંક્તિઓ ચારણોના નેસમાં રહેતી સાંઈના મુખમાં બરાબર બંધબેસતી કદાચ કોઈને ન પણ લાગે, કારણ કે ભાષાનો વિચાર તો બાજુ પર રાખીએ તોપણ એમાં વ્યક્ત થયેલા વિચાર અને ભાવ કેટલેક અંશે સાંઈના સ્તરના હોય એવા નહિ લાગે. નાયિકાની આ પ્રાર્થના તે નાયિકાની પોતાની નહિ પણ જાણે કવિએ એની પાસે કરાવી હોય તેવી કક્ષાની અને આયાસયુક્ત લાગવાનો સંભવ છે.

વળી, આ પ્રસંગે નાયિકાના મનમાં કશો જ અન્ય વિચાર કે વિકાર નહોતો એની વાચકને દૃઢ પ્રતીતિ કરાવવા માટે નાયિકા કરતાં પણ કવિ વધુ ઉત્સુક છે. કવિના મનમાં જે અભીષ્ટ સભાનતા રહેલી છે તે વારંવાર ભિન્નભિન્ન રીતે વ્યક્ત થયા કરી છે–

બોલતી બહાવરી જેવી શૈય્યામાં સહસા પડી;
શબવત્ દેહને ભેટી ઉષ્ણતા આપતી રહી.

+

ભેટી પડે તનુજને જ્યમ માત મીઠી,
વાત્સલ્યનો પરમ પાવન સ્રોત વ્હેતી;
ભેટી રહી પથિકને ભરતી ભુજાથી,
આખંડલાસન અચિંત્ય ડગાવી દેતી.

+

પાષાણ મૂર્તિ શાં બંને શરીરો શ્લેષ સેવતાં!
માનસો વિશ્વ મૂકીને ક્યાંય ઊડી ગયાં હતાં!

આ પ્રસંગ હરગોવિંદ કવિ પોતાના કાવ્યમાં કશી ચમત્કૃતિ વિના કેવળ સ્થૂલાતાથી વર્ણવે છે:–

સૂતી યોધને સાથે હૈયામાં જકડી તહીં,
ઉષ્મા અંગમાં જાતાં જીવજ્યોત વહી રહી.
જાગ્યો અને હૃદયમાં ધરી કોઈ બાલા
સૂતી સૂતી હૃદય – હૂંફ ધરે મજામાં
જીવાડવા જીવનને રહી સીંચતી શું?
રે આમ અન્ય દુઃખમાં દુઃખણી સતીશું.

છે, કારણ કે આ કોઈ સામાન્ય કાર્ય નથી. કોઈ સામાન્ય સ્ત્રી પવિત્ર મનથી કરી શકે એવું પણ આ કાર્ય નથી, +કારણ કે તેમ કરવા જતાં સ્ત્રીથી (અને જાગ્રત થયેલા પુરુષથી પણ કદાચ) મનથી પતિત થવાનો ભય રહે અને તેમ થાય તો દેહની વિશુદ્ધિ તો રહે જ નહિ. વળી આ પ્રસંગમાં તો પુરુષ પણ પોતાના કરતાં ઉચ્ચતર છે, માટે આવું કાર્ય કરતાં પહેલાં સતી જેવી સ્ત્રી ઘણું મનોમંથન અનુભવે જ એ સ્વાભાવિક છે. ખોટાદકરે એ મનોમંથન યોગ્ય રીતે સવિગત નિરૂપ્યું છે. જુઓ–

ચિંતાતુર બની રામા, રહી નાડી નિહાળતી;
હજારો તર્ક હૈયામાં સંભ્રમે સાધતી જતી.

*

અંતે વિચાર ઉરમાં કંઈ એક આવ્યો,
ને કંપ ઉગ્ર પ્રકટી વપુમાં સમાયો;
'હા' – 'ના' તણું ઘડી ઉરે ઘમસાણ સેવી,
ઊભી થઈ વ્યથિત વ્યગ્ર બની ગયેલી.

આ પ્રસંગે નાયિકા પોતાની સંપૂર્ણપણે શુભ અને પવિત્ર ભાવનાની પ્રતીતિ કરાવવા માટે દીવા સામે હાથ જોડી સૂર્યચંદ્ર, પૃથ્વી માતા, અગ્નિ વગેરેને જે પ્રાર્થના કરે છે તે પણ ખોટાદકરે સરસ, સઘન અને ઉત્કટ નિરૂપી છે–

ચંદ્રાર્કના પ્રતિનિધિ અયિ! દીપભ્રાતા!
ને પ્રાણીને હૃદય ધારતાં ભૂમિમાતા!
હા અગ્નિદેવ! જગતાત તમે જણાતા!
સાક્ષી હજો મુજ અલૌકિક કાર્યના આ!
સર્વદા સૃષ્ટિને જોતા સ્વર્ગના સૂર બાંધવો!
ન્યાયની દિવ્ય દૃષ્ટિથી ઉર મારું ઉકેલજો!

---

\+ કેટલાક સમય પહેલાં એક અંગ્રેજી ચલચિત્રમાં એવી ઘટના જોઈ હતી કે જેમાં એક પરણેલી સ્ત્રી ઉપવનમાં હિમવર્ષાથી ઠરી ગયેલા એક પરિચિત યુવાનને પોતાના દેહથી ઉષ્મા આપવા જતાં તે બંને વચ્ચે આકર્ષણ જન્મે છે.

રે આ અનાથજનજીવ બચાવવાને,
ને ધર્મ માનવતણો કંઈ પાળવાને,
ઉષ્મા હવે તનુ તણી દઉં સ્પર્શ સાધી,
ઘો ત્યાં સુધી બલવતી ઉરને સમાધિ!

અલબત્ત, એમ છતાં આ પંક્તિઓ ચારણોના નેસમાં રહેતી સાંઈના મુખમાં બરાબર બંધબેસતી કદાચ કોઈને ન પણ લાગે, કારણ કે ભાષાનો વિચાર તો બાજુ પર રાખીએ તોપણ એમાં વ્યક્ત થયેલા વિચાર અને ભાવ કેટલેક અંશે સાંઈના સ્તરના હોય એવા નહિ લાગે. નાયિકાની આ પ્રાર્થના તે નાયિકાની પોતાની નહિ પણ જાણે કવિએ એની પાસે કરાવી હોય તેવી કક્ષાની અને આયાસયુક્ત લાગવાનો સંભવ છે.

વળી, આ પ્રસંગે નાયિકાના મનમાં કશો જ અન્ય વિચાર કે વિકાર નહોતો એની વાચકને દૃઢ પ્રતીતિ કરાવવા માટે નાયિકા કરતાં પણ કવિ વધુ ઉત્સુક છે. કવિના મનમાં જે અભીષ્ટ સભાનતા રહેલી છે તે વારંવાર ભિન્નભિન્ન રીતે વ્યક્ત થયા કરી છે–

બોલતી બહાવરી જેવી શૈય્યામાં સહસા પડી;
શબવત્ દેહને ભેટી ઉષ્ણતા આપતી રહી.

+

ભેટી પડે તનુજને જ્યમ માત મીઠી,
વાત્સલ્યનો પરમ પાવન સ્રોત વ્હેતી;
ભેટી રહી પથિકને ભરતી ભુજાથી,
આખંડલાસન અચિંત્ય ડગાવી દેતી.

+

પાષાણ મૂર્તિ શાં બંને શરીરો શ્લેષ સેવતાં!
માનસો વિશ્વ મૂકીને ક્યાંય ઊડી ગયાં હતાં!

આ પ્રસંગ હરગોવિંદ કવિ પોતાના કાવ્યમાં કશી ચમત્કૃતિ વિના કેવળ સ્થૂલાતાથી વર્ણવે છે:–

સૂતી યોધને સાથે હૈયામાં જકડી તહીં,
ઉષ્મા અંગમાં જાતાં જીવજ્યોત વહી રહી.
જાગ્યો અને હૃદયમાં ધરી કોઈ બાલા
સૂતી સૂતી હૃદય–હૂંફ ધરે મજામાં
જીવાડવા જીવનને રહી સીંચતી શું?
રે આમ અન્ય દુઃખમાં દુઃખણી સતીશું.

આ પ્રસંગની પવિત્રતા અને ધન્યતા કવિ ખોટાદકરને ખૂબ પ્રભાવિત કરી ગઈ છે અને તેથી તેઓ વાચકને પણ તેની પ્રતીતિ કરાવવા માટે પોતે કાવ્યમાં વચ્ચે આવી ઉલ્લાસપૂર્વક અને યોગ્યતાપૂર્વક નાયિકાને અભિનંદે છે અને બિરદાવે છે. કવિની નારીભાવનાની દ્યોતક છે આ પંક્તિઓ :

ધન્ય હો ! દેવની દેવી ! ધન્ય અદ્ભુત યોગિની !
ડૂબતી વારિમાં તો યે અસ્પૃહા પદ્મિની સમી !

કંદર્પને સ્મરહરે કરી દગ્ધ દીધો,
કાંઈ તથાપિ અવશેષ રહી ગયેલો;
તે આજ આ કૃતિ થકી સતીએ નિવાર્યો !
અગ્નિ અને ગરલનો પણ ગર્વ ટાળ્યો !

પોતાના દેહમાં ચેતન આવતાં એભલ ઊભો થાય છે અને ઉપકારવશ બનેલો તે સાંઈનો આભાર માને છે અને પોતે તળાજાનો રાજા એભલ છે તે જણાવી, કંઈ પણ કામ હોય તો તે માટે તળાજા આવવા પોતાની આ ધર્મની બહેનને કહે છે. ત્યાં કથાનો ને કાવ્યનો પૂર્વાર્ધ પૂરો થાય છે.

કથાની બીજી મહત્ત્વની ઘટના હવે અહીંથી શરૂ થાય છે. બહારગામથી પાછા ફરેલા સાંઈના પતિના મનમાં સાંઈ માટે શંકા જાગે છે. મૂળ લોકકથા પ્રમાણે પતિનાં કોપવચનો સાંભળી અને મારનો ભોગ બની સાંઈ સૂર્યદેવને ઉદ્બોધન કરે છે, જેને પરિણામે એનો પતિ રક્તપિત્તનો ભોગ બને છે. હરગોવિંદ કવિએ પોતાના ખંડકાવ્યમાં મૂળ કથા પ્રમાણે જ નિરૂપણ કર્યું છે, જ્યારે ખોટાદકરે શાપનું તત્ત્વ કાઢી નાખ્યું છે અને ઘટનાને દૈવી ચમત્કારમાંથી મુક્ત કરી લૌકિક ચમત્કારવાળી બનાવી છે.

આ પ્રસંગનું હરગોવિંદ કવિએ કરેલું નિરૂપણ જુઓ –

'તેં જારકર્મ કરિયું, તુજ ધર્મ હારી,
તેં હાય આમ મુજ કુળની લાજ પાડી.'
આવ્યો ઘરે પતિ અને ફિટકાર આપે,
રે હાય કેમ સતીથી જીરવ્યું ય જાએ !

મુંઝાણી બાલા ને સવિતુ સનમુખે કર ધરી
'પિતા તું જાણે છે હૃદયમહીં ભાવો મુજ અહીં;
મને કાં તો દેજે સખત પતનું શાસન પિતા,
અને આ સામાનાં હૃદય શીખજો સત્ય જ સદા.'
ક્રોધમાં સૂર્ય રાતો છે, શાપિયો પતિને તહાં,
પતમાં પતિ ઘેરાણો, મુંઝાણી સતી તો મહા.

આની સાથે સરખાવો બોટાદકરની ભાષાસૌષ્ઠવયુક્ત પંક્તિઓ :–

કર્ણોપકર્ણ ત્યાં ચાલી પાન્થની ઘટના પછી,
કલંક કારમું આવ્યું સતીશીર્ષ પરે ધસી,
ક્રોધાગ્નિથી બળી ગયો પતિ એ સુણીને
કૈં કૈં અવાચ્ય વદતો, લડતો પ્રહારે.
સર્વાંગ સત્ય દયિતા શ્રમથી જણાવે,
વિશ્વાસ શંકિત ઉરે પણ કેમ આવે ?
અપૂર્વ અગ્નિથી એના રોમેરોમ તપી ગયા,
ગલત્કુષ્ઠ તણા રોગે પર્યન્તે પીડતા થયા.

હરગોવિંદ પ્રેમશંકર કવિએ 'એભલ વાળો'ની મૂળ લોકકથાને વફાદાર રહી કથાના અંતભાગમાં આવતી શાપમોચનની ઘટનાને–એભલના બત્રીસલક્ષણા પુત્ર અણાના રક્તમાં સ્નાન કરીને સાંઈનો પતિ સાજો થાય છે એ ખમીરવતી ઘટનાને-વર્ણવે છે. બોટાદકરે પોતાની કલાસૂઝથી આ પ્રસંગના નિરૂપણમાં પણ કલાત્મક ફેરફાર કર્યો છે. બોટાદકર પ્રમાણે એભલ પોતાના પુત્રનું માથું ઉડાવી દેતો નથી. પરંતુ પિતા-પુત્ર વચ્ચે સાંઈને માટે આત્મસમર્પણ કરવાની તીવ્ર સ્પર્ધા જોઈને, સાંઈની પવિત્રતાની પૂરેપૂરી પ્રતીતિથી શાંતિ અનુભવતાં એના પતિનો રોગ નષ્ટ થાય છે. સાંઈના પતિના રોગનિવારણ માટે એભલના નિર્દોષ પુત્ર અણાનું મૃત્યુ કાવ્યન્યાયની દષ્ટિએ યોગ્ય છે ? આ પ્રશ્નનો વિચાર કરતાં મૂળ કથાથી સહજ ભિન્ન પરંતુ વધુ કલાત્મક નિરૂપણ કવિ બોટાદકરે કર્યું છે એમ અવશ્ય લાગશે !

આમ બોટાદકરે પોતાની કૃતિમાં સાંઈ અને એભલ એ બન્ને પાત્રોને ઉદાત્ત વર્ણવ્યાં છે. ગૌણ પાત્ર અણો પણ એટલું જ ગૌરવશાળી

છે.[૫] સાંઈ પોતાના પતિને લઈને એભલને ત્યાં આવી પહોંચે છે ત્યારે એભલ સામેથી એની પાસે જાય છે અને પ્રથમ એને પ્રણામ કરે છે. એ સમયનું શબ્દચિત્ર બોટાદકર તેમ જ હરગોવિંદ કવિ બંનેએ સુંદર દોર્યું છે. બોટાદકર લખે છે :–

અંતે ગઈ રડતી એભલની સમીપ,
નૈરાશ્ય આશ ઉરમાં અતિશે ધરીને;
દેખી સુદૂર થકી ભૂપતિ દોડી આવ્યો.
ને દંડવત્ ધરણિમાં પડી પાય લાગ્યો.
'આયુષ્ય આપનારી તું આવી બ્હેન ભલે ગૃહે!
કરંડે શું ધરી લાવી? શી તારી સ્થિતિ? તે કહે.'

હરગોવિંદ કવિએ એ શબ્દચિત્ર આ પ્રમાણે દોર્યું છે:–

છે જામેલી ઠઠ ભભકમાં રાજદરબાર કેરી,
'દુઃખી કોઈ ભગિની તમ છે આંગણે આવી ઊભી.'
આવી બોલ્યો અનુચર જહાં એભલે દોટ કાઢી,
ઢાળી માથું ભગિનીપદમાં છે રહ્યો રાય ત્યાંહી,
હસ્તથી સાહી ઉઠાડ્યો ભાઈને સતીએ તહીં;
'સાંઈ રે બેનડી મારી, કેમ આમ?' વદ્યો પછી.

બત્રીસલક્ષણા પુરુષના રક્તમાં સ્નાન કરાવવાથી પોતાનો પતિ રોગમુક્ત થશે એવું જ્યારે સાંઈ એભલને કહે છે ત્યારે જરા પણ આનાકાની વગર, બલ્કે સોત્સાહ એભલ એ માટે તત્પરતા બતાવે છે. એ પ્રસંગે એના મુખમાં બોટાદકરે મૂકેલી વાણી પાત્રોચિત ગૌરવ અને ઉદાત્તતાથી યુક્ત છે. જુઓ :–

"આયુષ્ય ભોગવું છું આ, તે તારા કરથી મળ્યું,
ત્વદર્થે આપવું એથી અન્ય શું વિશ્વમાં ભલું?

---

૫. બોટાદકરે પોતાની કાવ્યકૃતિમાં સાંઈ અને અણો એ બે પાત્રોના નામનિર્દેશ કર્યો નથી. સાંઈ માટે 'યુવતી' 'રામા' ઇત્યાદિ શબ્દો અને અણો માટે 'પુત્ર'–એવા સામાન્ય શબ્દો પ્રયોજ્યા છે. સાંઈના પતિના નામનો નિર્દેશ મૂળ કથામાં પણ નથી. ત્યાં તેને માટે 'ચારણ' શબ્દ વપરાયો છે. હરગોવિંદ કવિએ 'સાંઈ'નો નામનિર્દેશ પોતાના કાવ્યમાં કર્યો છે, 'અણો'નો નહિ.

કાલે થશે મરણ પામર કીટ જેવું,
એથી અવશ્ય અતિ ઉત્તમ મૃત્યુ આવું;
જો રોગમુક્ત ભગિની! પતિ થાય તારો,
તો ધન્ય એક ધરણિ મહીં દેહ મારો.'

હરગોવિંદ કવિએ મૂળ કથા પ્રમાણે ચારણના રોગનિવારણની ઘટના નિરૂપી છે, પરંતુ બોટાદકરે તેમાં જે ફેરફાર કર્યો છે તે તેમની અહિંસક પ્રકૃતિને કારણે છે એમ કહેવા કરતાં તે વધુ કાવ્યોચિત છે એમ કહેવું વધુ યોગ્ય છે. સાંઈના પતિના હૃદયમાં રહેલું શંકાનું શલ્ય નીકળી જતાં એના મુખમાં બોટાદકરે મૂકેલી પશ્ચાત્તાપભરી આર્દ્ર વાણી એના પ્રત્યે વાચકનો સદ્ભાવ પ્રેરે તેવી છે:–

વ્હાલી! તને પ્રથમથી નહિ મેં પિછાણી;
તું શુદ્ધ સંયમવતી, સ્મર જીતનારી!
ને ભૂપ આ શિબિતણો અવતાર સાચો!
તેનો મયૂરધ્વજ તુલ્ય કુમાર આ તો.

શંકા સર્વ ગઈ મારી, ક્રોધ ને રોગ હા! ગયો;
સુધાસિંધુ તણા સ્નાને દેહ દિવ્ય બની રહ્યો!

×

મેં સૂક્તિઓ શ્રવણમાંહી ધરી તમારી,
તે તો હતી વિબુધના વ્યવહાર કેરી!
સાન્નિધ્ય એ અમરનું મૃતને જગાડે,
તો કાં અસાધ્ય જનરોગ નહિ મટાડે?

સહસ્ર ચંદ્રના સ્પર્શે જે ન શીતલતા જડે,
આ પ્રસંગ તણા યોગે સાંપડી સદ્ય તે મને.

હરગોવિંદ કવિના કાવ્યમાં સાંઈના પતિનું પશ્ચાત્તાપનું એક પણ વચન જોવા મળતું નથી કારણ કે મૂળ કથામાં તેમ નથી. એ દૃષ્ટિએ, મૂળ લોકકથાને એના એ જ રૂપમાં રજૂ ન કરતાં એને કાવ્યરૂપ આપવાનો બોટાદકરનો પ્રયાસ ઉચ્ચતર છે એ સ્પષ્ટપણે જોઈ શકાશે.

વળી, હરગોવિંદ કવિનું કાવ્યસમાપન એ સમયની વાર્તાઓની જેમ કથાસાર અને ઉદ્બોધન દ્વારા થાય છે.

જનની જીભ છે ઝેરી, ઉરે ઝેરી અથાગ છે,
ડંખિયાં રામસીતાને, ચારણી કોણ માત્ર છે?
અંતે થશે, સરવદા જય સત્ય કેરો,
રે સત્યથી નવ કદી જન હામ હારો;
છે સ્વર્ગનો પતિ રજેરજમાં વિરાજ્યો,
તે પાસ લોક જઈને સહુ ન્યાય યાચો.

ત્યારે ખોટાદકરે લોકપ્રચલિત દુહાના ચરણને વણી લઈને એભલ અને અણો–પિતા અને પુત્ર–એ બેમાંથી કોનાં ત્યાગ અને ઔદાર્ય વધુ ચડે એ પ્રશ્ન વાચક સમક્ષ મૂકી દઈને પોતાના કાવ્યનું સમાપાન વધુ કલાત્મક કર્યું છે.

પરંતુ એ નહિ સૂઝે: આપવા ઉત્તમાંગને
સ્પર્ધતા સામસામે આ, બે 'વાળા'માં કયો ચડે?

ખોટાદકરની આ સુદીર્ઘ કાવ્યકૃતિને સમગ્રપણે નિહાળતાં જણાશે કે પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ એમ સ્પષ્ટ બે વિભાગમાં વિભાજિત થયેલી એ કૃતિમાં પૂર્વાર્ધ જેટલો રસિક અને ચમત્કૃતિવાળો નિરૂપાયો છે તેટલો તેનો ઉત્તરાર્ધ નિરૂપાયો નથી. સ્થૂલ વિભાજન કરીએ તો ૪૪ કડીની ૧૩૨ પંક્તિમાં પૂર્વાર્ધનું નિરૂપણ થયું છે, જ્યારે ઉત્તરાર્ધનું નિરૂપણ ૨૪ કડીની ૭૨ પંક્તિમાં વધુ છે. પરંતુ આ વિભાજનને લક્ષમાં ન લઈએ તોપણ આપણા ચિત્ત પર જાણે એવી છાપ પડે છે કે કાવ્યના આરંભમાં કવિ કૃતિને ભાષા, વર્ણન, અલંકાર, પાત્રનો ઉઠાવ, શબ્દચિત્રો ઇત્યાદિ વડે જેટલી સજ્જ અને સમૃદ્ધ કરવા પ્રવૃત્ત હશે તેટલા પછીથી જણાતા નથી. કદાચ કૃતિની દીર્ઘતાને કારણે પણ એમ બન્યું હોય! તોપણ એટલું જોઈ શકાશે કે કાવ્યદૃષ્ટિએ પૂરતો અવકાશ હોવા છતાં અને કથાંશોમાં કવિએ કાવ્યોચિત ફેરફારો કર્યા હોવા છતાં કાવ્યના ઉત્તરાર્ધમાં જાણે માત્ર કથાનિરૂપણ જ અલ્પાલંકૃત પદ્યદેહે સવિશેષ થયેલું છે.

ખંડકાવ્યને છંદની દૃષ્ટિએ પણ જોવાનું હોય છે કારણકે છંદ-વૈવિધ્ય એ ખંડકાવ્યનું એક લક્ષણ ગણાય છે. હરગોવિંદ કવિએ પોતાની કાવ્યકૃતિમાં ઉપજાતિ, વસંતતલિકા, મન્દાક્રાન્તા, શિખરિણી, શાર્દૂલવિક્રીડિત વગેરે વિવિધ છંદો પ્રયોજ્યા છે, ત્યારે ખોટાદકરે પોતાના આ

ખંડકાવ્યમાં છંદવૈવિધ્ય આણવા માટે માત્ર બે જ છંદ–વસંતતિલકા અને અનુષ્ટુપ–વારાફરતી યંત્રવત્ અનુક્રમે કાવ્યના આરંભથી તે અંત સુધી પ્રયોજ્યા છે. ભાવ કે પરિસ્થિતિ પ્રમાણે વિવિધ છંદ યોજવા કરતાં અહીં કૃતિની બાહ્યકૃતિને સમપ્રમાણ સૌષ્ઠવયુક્ત બનાવવા જ છંદ-વૈવિધ્ય યોજાયેલું જણાય છે. અલબત્ત, છંદ અને ભાષા ઉપરના કવિના પ્રભુત્વને કારણે રચનાબંધ પ્રવાહી અને પ્રાસાદિક બન્યો છે. ગમે તે છંદમાં ગમે તે ભાવ કે પરિસ્થિતિને આસાનીથી આલેખવાની પોતાની શક્તિમાં કવિને વિશ્વાસ હોવાથી માત્ર બે જ છંદમાં એમણે સર્જેલી આ કાવ્યકૃતિમાં છંદની અલ્પસંખ્યા ત્રુટિ તરીકે જણાતી નથી, તેમ જ છંદપ્રભુત્વને કારણે એ બે છંદોની રચનામાં પણ ત્રુટિ જણાતી નથી.

જેમ છંદ ઉપરનું તેમ ભાષા ઉપરનું કવિનું પ્રભુત્વ પણ આ કાવ્યમાં જોઈ શકાશે. કવિની વાણી યથાપ્રસંગ અલંકૃત પણ બની શકે છે. ઉપમાદિ અર્થાલંકારો તો કવિએ સંખ્યાબંધ કડીઓમાં પ્રયોજેલા છે, જેમાંના કેટલાક આગળ ટાંકેલી કડીઓમાં પણ જોઈ શકાશે. પરંતુ પ્રાસાદિક શબ્દાલંકારોનો કવિનો શોખ પણ સ્થળે સ્થળે જોઈ શકાય છે. 'રસ રિઝાવી,' 'દીન જેવો દિનેશ,' 'નિસ્તીર નીરની વચ્ચે,' 'જાડયથી જડ બની જન એ ગયેલો,' 'પ્રલંબ પથ આતુર અશ્વ અંતે,' 'છલંગે છોડતી શય્યા,' 'ધીમેથી ધ્રૂજતી જિહ્વા,' 'શુશ્રૂષા સિદ્ધિને પામી,' 'સર્વાંગ સત્ય દયિતા શ્રમથી જણાવે,' 'પર્યન્તે પીડતા થયા,' 'શુદ્ધ સંયમવતી સ્મર જીતનારી,' 'સૂક્તિઓ શ્રવણમાંહી,' 'વિબુધના વ્યવહાર' ઇત્યાદિ સંખ્યાબંધ ઉદાહરણો એનાં આપી શકાય.

સંસ્કૃત તત્સમ અને કેટલીક વાર અરૂઢ શબ્દો પ્રયોજવાનો કવિનો જાણીતો શોખ આ કૃતિમાં પણ જોઈ શકાય છે. ક્વચિત્ છંદને કારણે ક્વચિત્ પ્રાસને કારણે, ક્વચિત્ વિશિષ્ટ અર્થચ્છાયાને કારણે, તો ક્વચિત્ માત્ર સંસ્કૃતના શોખને કારણે કવિએ આ કાવ્યમાં એવા સંસ્કૃત શબ્દો પુષ્કળ પ્રયોજેલા છે. 'ઉર્વીઉર,' 'ગ્રાહ,' 'નિપાત,' 'ઉટજ,' 'ચન્દ્રાર્દ્ર,' 'આખંડલાસન,' 'કૃતાંતમુખ,' 'દુર્ભિક્ષ,' 'ગલત્કુષ્ઠ,' 'પર્યન્ત' 'કરંડહૃદયે,' 'ઉત્તમાંગને,' 'નિશામુખ' ઇત્યાદિ શબ્દો એનાં ઉદાહરણ છે. એથી ક્વચિત્ કવિની વાણીમાં આયાસ કે

કૃત્રિમતા જણાય છે, તો બીજી બાજુ એથી કવિની વાણી વિશેષ સૌષ્ઠવયુક્ત, શિષ્ટ અને ઓપવાળી પણ બની છે.

સંવાદ, નાટ્યાત્મક પરિસ્થિતિ અને સંઘર્ષ પણ ખંડકાવ્યનાં વિશિષ્ટ લક્ષણ ગણાય છે અને આ કૃતિમાં ખોટાદકરે તે આણવાનો યથાશક્તિ પ્રયાસ પણ કર્યો છે. સંઘર્ષનું તત્ત્વ વૃત્તાંતના પૂર્વાર્ધમાં દીવા સમક્ષ સાંઈએ કરેલી પ્રાર્થના પૂર્વે નિરૂપાયું છે, જે સ્થૂલ કરતાં સૂક્ષ્મ વિશેષ છે. નાટ્યાત્મક પરિસ્થિતિનું આલેખન કરતાં કવિએ દોરેલાં કેટલાંક શબ્દચિત્રો પણ સ્મરણીય બન્યાં છે.

આમ સમગ્રપણે જોતાં આ કાવ્યમાં કવિએ પૂર્વપરિચિત વૃત્તાંતને યથાશક્તિ યોગ્ય ન્યાય આપવાનો પ્રશસ્ય પ્રયાસ કર્યો છે અને તેથી, એમાં કાવ્યની દૃષ્ટિએ અને ખંડકાવ્યના સ્વરૂપની દૃષ્ટિએ કેટલીક નાની ત્રૂટિઓ રહી ગઈ હોય તોપણ, આપણાં ખંડકાવ્યોમાં ખોટાદકરનું આ ખંડકાવ્ય 'એભલવાળો' અવશ્ય નોંધપાત્ર સ્થાન ધરાવે એવું છે. કવિની કેટલીક ચિરંજીવી કૃતિઓમાં પણ તે અવશ્ય સ્થાન પામશે.



**ભારતનું ગૌરવ :**

ભારતનું ગૌરવ અનેકે ગાયું છે, તેના ઉન્નત ભાવિનાં સ્વપ્ન પણ અનેકે જોયાં છે, પણ તેના વર્તમાનમાં રાચનાર તો વિરલા જ હોય છે. શ્રી ખોટાદકર તેમાંના એક છે. શ્રી ખોટાદકર પોતાના દેશનાં ગામડાંને, તેની સ્ત્રીઓને, તેનાં બાળકોને, વાંકી શેરીઓને, આવળનાં ફૂલોને, ગાયોને, ગોવાળિયાઓને – સર્વને હૃદયપૂર્વક ચાહે છે.

**નવલરામ જ. ત્રિવેદી**

## ‘ મહામારી ’માં ચિત્રાત્મક નાટ્યતત્ત્વ

**મધુકર રાંદેરિયા**

‘ નિર્ઝરિણી,’ કવિશ્રી ખોટાદકરનો ત્રીજો કાવ્યસંગ્રહ, ‘ કલ્લોલિની ’ અને ‘ સ્રોતસ્વિની ’ પછીનો. કવિ પોતાના કાવ્ય દ્વારા જ બોલતો હોય છે, એટલે શ્રી ખોટાદકરે ‘ નિવેદન ’માં પોતાની કાવ્યકૃતિઓ વિશે નિતાંત મૌન સેવ્યું છે; જો કે શ્રી કૌશિકરામ વિઘ્નહરરામ મહેતાએ ‘ બંધુકૃત્ય ’ બજાવતાં લખેલા ‘ ઉપોદ્‌ઘાત ’માં કવિનાં કાવ્યોની મૂલવણી કરતાં લખ્યું છે કે ‘ શ્રીયુત ખોટાદકરની પ્રકૃતિ જેવી શાંત અને ગંભીર છે તેવી જ પ્રકૃતિ એમની કવિતાની છે...કવિતા વાંચનારને સ્પષ્ટ ભાવ થાય છે કે કવિના હૃદયને અત્યન્ત નિરાંત હોવી જોઈએ. કવિનું અંતઃકરણ સ્વસ્થ અને એકાગ્ર હોવું જોઈએ. પોતાના બુદ્ધિબળ સાથે આ શાંતિ અને એકાગ્રતાના સુયોગથી કવિ ખોટાદકર કથનીય વસ્તુને ચમત્કારિક પદોમાં કહી શક્યા છે, અને એવી રચના કરી શક્યા છે કે જેની મોહિની સ્થાયી રહેવાનો સંભવ છે.’ એટલે કે આ કૃતિઓ સ્વસ્થ, એકાગ્ર, ઉગ્રતારહિત, શાંતગંભીર બુદ્ધિની નીપજ છે; એની પદાવલિ ચમત્કારી છે, અને પોતાના વક્તવ્યને એમણે વાચકના ચિત્ત પર ચિરસ્થાયી અસર મૂકી જાય એવી ચોટદાર રીતે રજૂ કર્યું છે. આ ગુણસમૃદ્ધિ કવિની છે, તેટલે જ અંશે નાટકકારની પણ છે. અલબત્ત, કવિતા અને નાટક એ ભિન્ન સાહિત્યપ્રકારો છે, છતાં કવિતામાં નાટકનું તત્ત્વ અને નાટકમાં કવિતાનું તત્ત્વ બહુ સ્વાભાવિકતાથી પ્રવેશી જઈને બેઉને રુચિકર અને આહ્‌લાદજનક બનાવે છે.

વર્ણનાત્મક કાવ્યોને બાજુએ રાખીને ‘ નિર્ઝરિણી ’નાં ‘ બુદ્ધનું ગૃહાગમન,’ ‘ ઊર્મિલા,’ ‘ એભલ વાળો,’ અને ‘ મહામારી ’ કાવ્યો જોઈએ તો તેમાં જે રસ વિલસે છે, તે શાંત કે કરુણમાં પરાકાષ્ઠા

સાધે છે, અને શૃંગારના એક યા બીજા સ્વરૂપને સ્પર્શી, કાવ્યમાં નાટયતત્ત્વ શું સાધી શકે છે તેનું સુંદર ઉદાહરણ પૂરું પાડે છે. અને 'પ્રણયના મીઠડા મંત્રો'નો ગુંજારવ દામ્પત્યજીવનની પ્રસન્નતા અને ત્યાગભાવના પર વેધક પ્રકાશ નાખે છે.

આપણે 'મહામારી' કાવ્ય જોઈએ. મહામારી એટલે મરકી. ગામમાં મરકીનો રોગ ફેલાયો છે, ને ગામવાસીઓ મૃત્યુના દૂતની ચુંગાલમાંથી છટકવા 'આકળાં' 'આંખ મીંચી' 'અહીંતહીં નાસી છૂટે' છે. ગામ, વિજન વન શું, ખાલી થઈ જાય છે. માનવીઓની 'રેલ ચાલી' રહી છે—ત્યાં...

ચલચિત્ર ઊતરતું હોય તો આ એક હૃદયસ્પર્શી પ્રારંભને ઉઠાવ આપે એવું વર્ણન છે. રંગમંચ પર, બેબાકળાં પાત્રોની આ હિજરત ઉપાડ પૂરતી અસરકારક નીવડે એવી છે.

અને ત્યાં...પ્રકાશ પથરાય છે, એક ઘર પર, ઘરના બારણા પર... ત્યાં રોતી, કોઈની વાટ જોતી, નિઃશ્વાસથી અંતર ભરતી, નેત્ર લહોતી, શિશુને પંપાળતી, મનમાં મૂંઝાતી યુવતી પર...યુવતીના ઉદ્વેગને એના મુખભાવોને આંગિક ચેષ્ટા પૂરી રીતે વ્યક્ત કરે છે. યુવતી થાકે છે, ઊઠે છે; ઘરની અંદર જાય છે, બાળકો સાથે બેસે છે; પાછી ઊઠે છે, આકળી થઈને બહાર આવે છે, બહાર જુએ છે. ને ત્યાં 'બહુ રખડીને' આખરે એનો 'કાન્ત' પાછો ફરે છે... 'શોધીને કો નિકટ પૂરમાં વાસની ભાળ લાવ્યો' છે.

નવા ઘરમાં રહેવા જવાનું છે! સ્ત્રી હર્ષથી તૈયારી કરવા લાગી. બાળકો નવું ઘર જોવા કૂદી રહ્યાં. સવારે પ્રયાણ કરી જવાનું છે એવા નિશ્ચય સાથે દંપતી 'સુખે' સૂઈ જાય છે...અંધકાર...અંધકારમાંથી ધીરે ધીરે પ્રકાશ...પણ પ્રકાશ તો પતિના જીવનમાં અંધકાર પૂરવા આવ્યો હોય એવો!

પતિ 'સહસા' જાગી ઊઠે છે. જઈને 'સુંદરીને જગાડે' છે! પણ એ તો તરફડતી બૂમો પાડી રહી છે – શરીરમાં ખૂબ તાવ ચડયો છે – જાણે 'મૃત્યુ કેરો કર ફરી વળ્યો કારમા દંશ દેતો.' પતિ, આશાને ઉવેખી, મનના વિચારો પરહરી, કપાળે હાથ દઈ, એની પાસે બેસે છે; નાડી જુએ છે, પ્રશ્ન પૂછે છે, વ્હીલો બની, આમતેમ આંટા મારવા

માંડે છે. પતિની અસ્વસ્થતા વ્યક્ત કરતી આ ચેષ્ટા, વાચકને કોઈક શોકગંભીર પળ માટે તૈયાર રહેવાની ચેતવણી બની રહે છે.

અને એટલામાં તો બાળકો ઊઠ્યાં. પ્રવાસ કરવા એ તો અધીરાં થયાં છે. પિતાને પૂછે છે : ' શી છે ઢીલ ? ઊઠે ન કેમ જનની ? ' પણ પિતા એનો જવાબ નથી આપતા...પિતાનું મુખ દીન ને દયામણું છે – બાળકો એમનું ને માતાનું મુખ જોઈ દુઃખી થઈ, ડરી જઈ, ચૂપ બેસી જાય છે...બાળમાનસનું આ પણ પ્રતીતિજનક આલેખન છે... પિતા કહે છે : ' ખેલો બહાર જઈ...' છોકરાં બહાર જાય છે. શેરીમાં રખડીને પાછાં આવે છે. ' ખેલો બહાર જઈ ' – પણ કોની સાથે ?

બાપુ બાળક કોઈ બહાર ન મળે,<br>
તાળાં સહુને ઘરે,<br>
કોની સંગ જઈ જરાય રમીએ ?'

અને એ પ્રશ્ન સાથે એ બિચારાં વધારે રડવા લાગે છે. પરિસ્થિતિનો સંઘર્ષ !

પિતા શૂન્યમનસ્ક બની ગયા છે–બાવરા બની ગયા છે, આવતાં એંધાણ નજર સામે જુએ છે, ચિરાતે કાળજે એ આશ્વાસન આપે છે :

' રડો મા, બાળ ઓ મારાં, બેસો બે ઘડી બારમાં,<br>
તમારાં આંસુઓ ચીરે કાળજું હાય, કારમાં;<br>
તમારી જાગશે માતા અનેરી ઊંઘ આ તજી,<br>
નવા ગામે જશું ત્યારે મૂંઝાશો મન ના જરી.'

પોતે જ ખૂબ મૂંઝાતે મને આ વાત કરી રહ્યા છે–કારણ ? કારણ બાળકોની માતા ' અનેરી ઊંઘ 'માં છે. એ આઘાતજનક સત્ય એ પોતે તો પામી ગયા છે.

બાળકો સામો પ્રશ્ન કરે છે : બાળકોને છાજે તેવો–અન્યથા તો પિતાના હૃદયમાં ને પગમાં જોર પૂરે એવો, પરંતુ આ સંદર્ભમાં તો ઘોર કરુણતા ઉપજાવે એવો.

' જગાડોને ત્યારે, કચમ જનક, ઢીલા પડી ગયા ?<br>
ન આવી શું ગાડી ? નહિ મળી શકે વાહન કશાં ?

અમે તો ચાલીશું, વિકટ પથ કાપી વહી જશું
નહિ ક્યારે થાકી, તમ થકી વિખૂટા પડી જશું.'

ક્રિયાનો વેગ સધાય છે: શોક...નિઃશ્વાસ...પત્નીની કારમી ચીસો તો ઘડીકમાં ચેષ્ટાહીન શૂન્યતા...ઘડીક એ આંખ ખોલે છે...તાવથી ધખતા શરીરે બોલે છે: 'હજી બેસી કેમ રહ્યા છો? બાળકોને લઈને એ ગામમાં ચાલ્યા જાઓને, અને મારી પાસે ન બેસો...શરીરને ન અડકશો, ઝટઝટ ચાલી નીકળો, ને બાળકોને બચાવી લો–' આ મહામારીમાંથી પત્ની આ શબ્દો બોલીને, મહાકાળની લીલા સામે માનવી ઇચ્છાઓની નિરાધારતા વ્યક્ત કરતી કહે છે:

'પ્રભુની ઇચ્છાને દૃઢ હૃદય રાખી વશ થવું,
વૃથા સૌ સંકલ્પો, પ્રિયતમ, વૃથા કૈં વિરમવું.'

અને એમ જ દિવસ પૂરો થાય છે. રાત આવે છે. થાકીને, નિરાશ, રડતાં રડતાં, જમીન પર જ, બાળકો બિચારાં ઢળી પડે છે... રાત વધે છે... રોગ પણ વધે છે. પત્ની પ્રલાપ પર ચડે છે. રાત વધુ ઘેરાતી જાય છે, અંત સમય નજદીક જણાતાં પત્ની છેવટના શબ્દો કહે છે:

'હવે તો મૃત્યુ છે નિકટ, નહિ વ્હાલા! વિરમજો,
શિશુને સંભાળી ભવપથ વિશે આગળ જજો.'

મારું શરીર તો હમણાં પ્રાણ તજશે. ઘડીકમાં પથ્થર જેવું ભારે બની જશે એને કેમ કરીને સ્મશાને લઈ જશો? કેમ કરી દાહ દેશો? એક કામ કરજો—

'ચિતા એથી મારી અહીં વિરમજો આંગણ વિશે!'

'અને આ બાળને'—

ત્યાં તો કવિ પ્રસંગની અને રસની પરાકાષ્ઠા સાધે છે. પત્નીની 'આંખડી ફરી,' 'પતિનો સ્પર્શ સેવંતી મૃત્યુને શરણે પડી'...પણ કદાચ જાગશે તો — એ આશાએ પતિ પાસે બેસી રહે છે...સવાર પડી...પતિએ આંગણામાં છાણાં ને કાષ્ઠનો 'અવ્યવસ્થિત' રાશિ બનાવ્યો — 'સંકષ્ટ'થી વહાલીને વચ્ચે મૂકી...અને આવા પ્રસંગોમાં અસહાય છતાં ધીર પુરુષને છાજે તેમ કહે છે:

'છેલ્લું સ્નાન સમાર્પું નેત્રજલથી તે માત્ર સ્વીકારજે!'

વળી પાછો નાટચાત્મક વળાંક...સવાર થતાં બાળકો ઊઠે છે... પિતાને કાંઈક વિચિત્ર કરતાં જોઈ રહે છે; ને પૂછે છે :

'ધરો શાને બાપુ, અમ જનનીને કાષ્ઠ ઉપરે ?
કરો શાને પાછો ઢગ શરીરની ઉપર અરે ?
મુંઝાશે રે માડી, કંઈક અહીં એને કરડશે,
જવાનું છે દૂરે, ચરણ પછી માંડી નહીં શકે.'

—બાલોચિત ભાવ, સંવેદન, ભાષા, પાત્રાલેખન.

બાળકોના આ પ્રશ્નનો શો ઉત્તર હોય? હૈયાના બંધ તૂટી પડે છે...લાગણીઓનું ઘોડાપૂર વહે છે :

'અરે ઓ વ્હાલાંઓ, તમ જનની મીઠી મરી ગઈ,
તમારી ને મારી, સ્વજન સહુની એ મટી ગઈ.

હવે તો એ વ્હાલું તનુ અનલમાંહે સળગશે,
મળીને માટીમાં હૃદય મહીં નિત્યે રહી જશે.'

માનવમાત્રનો આ જ અંત છે, એવો તર્ક પિતાએ વેદનાપૂર્ણ રીતે રજૂ તો કર્યો – પણ બાળકોનો જે સામો તર્ક છે એ પ્રૌઢ બુદ્ધિને પણ ચકાસે એવો છે. બાળકો કહે છે :

'બનાવો શીદને બાપુ ! ઊંઘમાં કોઈ ના મરે,
અમેયે ઊંઘતાં ઊઠયાં, તેમ એ ઊંઘતી હશે !
કરીને સાદ બોલાવો, અમે કો' તો જગાડીએ,
પરંતુ પોઢવા દેવી આમ ના અમને ગમે !'

બાળકોનો માતૃપ્રેમ, પતિની અણઘડ ચેષ્ટાને જાણે પડકારે છે! એક પક્ષે મૃત્યુની હકીકત છે, બીજે પક્ષે જીવનનો ભ્રમ છે! લાગણીના પગથાર પર ઊભેલો આ વૈચારિક સંઘર્ષ છે.

બાળકો આર્તનાદે ચકિત થઈને બોલતાં રહ્યાં – ને અગ્નિદેવ પોતાના સુસવાટા દ્વારા જાણે એમને ઉત્તર આપી રહ્યા કે 'જે અનિવાર્ય છે તેને માનવી ટાળી શકતો નથી.' 'ભગવાન મહાકાળ પાસે માનવ-લાગણીની કોઈ વિસાત નથી,' 'માનવી સ્થાપે છે, ઈશ્વર ઉથાપે છે !' અને જાણે આ સર્વ સામે લાચાર થઈ ગયો હોય એ રીતે પિતા –

'બેઉને બાથમાં ઝાલી આખરે એ રડી પડ્યો !'

*

એક કુશળ કથા–આલેખક, સંવાદલેખક, કૅમેરામેન, સંકલનકાર અને નિર્માતાની સંયુક્ત જવાબદારી કવિશ્રી ખોટાદકર ઉઠાવે છે અને તેને પૂરતી સ્વસ્થતાથી, ક્યાંય કૃત્રિમ કે દીર્ઘસૂત્રી થયા વિના, વિવિધ ભાવોને પિંડ બાંધતાં બાંધતાં તેને રસની કક્ષાએ પહોંચાડીને, ઉત્તમ સંક્રાંતિ સાધતાં સફળતાપૂર્વક બજાવે છે. કાવ્યમાં આમ ચિત્રાત્મકતા અને નાટ્યાત્મકતાના સંયોજન દ્વારા કવિ ખોટાદકર આજથી પચાસ વર્ષ પૂર્વે હૃદયસ્પર્શિતા સાધી શક્યા હતા.

'રાસતરંગિણી' :

આ 'તરંગિણી'ની વાણીનાં કેટકેટલાં વખાણ કરવાં ? એ વાણી સાક્ષરોની નહિ, ગામડિયણ માતાઓની અને બહેનોની છે. ગુજરાતી ભાષા ગરીબ છે, દમ વિનાની છે, એનો શબ્દકોશ કંગાલ છે એ સર્વ તો સાક્ષરોની ફરિયાદો. 'તરંગિણી'ની ભાષા ગુજરાતી છે કે નહિ એ તો સાક્ષરો જાણે. ગમે તે હો. પણ એ ભાષા ગરીબ નથી, એવું 'તરંગિણી' સિદ્ધ કરે છે. એમાં વાણીનું અગાધ ઐશ્વર્ય છે.

ઝવેરચંદ મેઘાણી

## 'ઊર્મિલા' – એક આસ્વાદ

**રમણ કોઠારી**

જ્યારે જ્યારે હું સ્નેહીજનની પ્રતીક્ષા કરતી કોઈ નારીને જોઉં છું, પ્રત્યક્ષ અથવા તો કોઈ ચિત્ર આદિ કલાકૃતિમાં, ત્યારે ત્યારે મારા મુખમાંથી નીચેની પંક્તિ સરી પડે છે :

'ઊભી બાળા વિવશ બનીને બારીએ બ્હાવરીશી'

પણ આ બાળા કેવી?

'શોકાવેશે હૃદય ભરતી કંપતી ભીતિઓથી,
ને ચિંતાથી જ્વલિત બનતી, સંભ્રમે વ્યગ્ર થાતી,
વારે વારે સ્વર સમજવા દૂર કૈં કાન દેતી.'

પતિની વાટ જોતી સ્ત્રીનું, વિવિધ મનોભાવો પ્રગટ કરતું કેવું યથાર્થ ચિત્ર આમાં આલેખાયું છે!

કાવ્યરસિકજન તરત જ બોલી ઊઠશે, 'આ તો બોટાદકરના 'ઊર્મિલા' કાવ્યની પંક્તિઓ.' સાચી વાત છે. કાવ્યની નાયિકા બહાવરી પણ કવિની કડી ભાષાની પ્રૌઢિ પ્રગટ કરતી. આ કળા બોટાદકરની.

'ઊર્મિલા' કાવ્યે મને બહુ આકર્ષ્યો છે. પ્રથમ તો ટાગોરે બતાવ્યું છે તેમ, ઊર્મિલા આપણાં પ્રાચીન ઉપેક્ષા પામેલાં પાત્રોમાંનું એક પાત્ર છે તે કારણે; બીજું, બોટાદકરની ઊર્મિલાએ સ્નેહની જે ફિલસૂફીથી પ્રેરાઈને લક્ષ્મણને મોટાભાઈ રામની સાથે વનમાં જવાની શાંતિથી રજા આપી તે ફિલસૂફીને કારણે; પણ સવિશેષ તો બોટાદકરે આ પ્રણય-દર્શનને તેમ જ તે દ્વારા ઉઘાડ પામતા નાયક-નાયિકાની લાગણીના ઉદ્રેકને જે સંયમી ભાવભરી વાણીમાં વાચા આપી છે તેને કારણે. આપણે કાવ્યને જ જોઈએ; પ્રથમ તો વનવાસે જવાની પતિની વાત સાંભળીને વજ્રાઘાત અનુભવતી ઊર્મિલાનું ચિત્ર જોઈએ :

'આર્તનાદ ન કૈં કાઢ્યો, ના ચેષ્ટા સ્નેહની કશી,
સ્નેહશૌર્ય ધરી ઊભી આપદ્‌ભાર ઉઠાવતી!
સ્નેહગર્વ નથી જેને, સ્નેહશોક ન એ ધરે,
તૂટતા આભને ઝીલી લેવાની શક્તિ એ ઉરે.'

ઋજુ હૃદયના નિર્વ્યાજ સ્નેહમાં કઠોર સંસારની વિષમતા વેઠવાનું કેવું અદમ્ય બળ રહેલું છે!

હવે આપણે લક્ષ્મણને ઉદ્દેશીને મંદ મંદ સરી પડતાં ઊર્મિલાના સ્નેહના સૂત્રો-શા શબ્દો સાંભળીએ:

'વહાલા! ધર્મ વિચારીને અનુજનો ઇચ્છો અરણ્યે જવા,
શી રીતે અવરોધ થાય મુજથી સત્કાર્યને સેવતાં?
ને સંગે વસવાતણો હઠ કરી ના કષ્ટ આપું વધુ,
ચિંતા અંતરની દઈ દયિતને સંગી થવા ઇચ્છવું,
એથી ઉત્તમ વિપ્રયોગ સહીને ચિત્ત ચિરાવવું.'

લક્ષ્મણને ઊર્મિલાનો ધાર્યા કરતાં વધારે સહકાર મળે છે, તેથી તેના સહકારને, સ્વાર્થત્યાગને લક્ષ્મણ અહોભાવથી બિરદાવે છે, વધાવે છે, તેની પ્રણયફિલસૂફીને અનુમોદન આપે છે. આ બિરદાવલિના બે લયબંધો છે; એમાંનો પહેલો અનુષ્ટુપનો લયબંધ નબળો છે, પદ્યાળુ છે. પણ બીજો, મંદાક્રાન્તાનો ખંડ સુદૃઢ અને પ્રૌઢ છે. સ્નેહીના ચિત્તને શોભે એવી જે શાંતિથી ઊર્મિલાએ લક્ષ્મણને મોટા ભાઈ રામની સાથે વનમાં જવાની અનુજ્ઞા આપી છે, તે શાંતિને ઉચિત દીર્ઘ વિરહ વેઠવા તૈયાર થયેલી ઊર્મિલા પ્રત્યેની લક્ષ્મણની લાગણીનો પડઘો પણ સ્વસ્થાપૂર્વક છતાં તેવી જ ઊંડી લાગણીથી ભરપૂર અને ફિલસૂફીરસિત પ્રસન્ન ગંભીર-પદા સરસ્વતીમાં પડ્યો છે:

સંગે રે'વું નિજ હૃદયનો ભાર ઉતારવાને,
ને વહાલાંને કુશલ નીરખી અંતરે રાચવાને;
એ તો વ્હાલી! અધમ ઉરનો સ્વાર્થ કે સ્નેહગર્વ,

*

એ વ્હાલી, તેં ઉચિત ન ગણ્યું, ધન્ય હો! ધૈર્ય તારું!'

વસ્તુતઃ ઊર્મિલા અને લક્ષ્મણ બંનેના પ્રણયોદ્‌ગારો દ્વારા કવિનું પ્રણયદર્શન પ્રગટ થાય છે. સીતાનું પતિ રામની સાથે વનમાં જવું

તેના કરતાં ઊર્મિલાનું લક્ષ્મણ વિનાના મહેલમાં એકાકિની બનીને સહેવું ચડે, ઊર્મિલાનું પ્રણયતપ સીતાના કરતાં ચઢિયાતું. પછી તો લક્ષ્મણ વનમાં જાય છે, ચૌદ ચૌદ વર્ષો સુધી ઊર્મિલાને સ્વામીનો વિરહ વેઠવાનો હતો. વાચકને સ્વાભાવિક થાય કે ઊર્મિલાએ એ વર્ષો શી રીતે ગાળ્યાં હશે? તો કવિએ એનો જવાબ આપી દીધો છે,

'દિન દિન જતાં માસો વીત્યા અને વરસો વહ્યાં,
નગરજન ને સંબંધી એ વ્યથા વીસરી શક્યાં,
પણ હૃદય એ આઘાતોને સહે રહી એકલું,
તન સ્વજનમાં ભેળાતું ને બળે ઉર બાવરું.'

આ તો આપણે ઊર્મિલા – લક્ષ્મણની વાતો કરી; આ રીતે વાત કરવાનું પણ પ્રયોજન છે. એક રીતે આ એક સંવાદ – કાવ્ય છે, સંવાદ ઊર્મિલા અને લક્ષ્મણનો પણ માત્ર સંવાદકાવ્ય નથી. પાત્રોના સંવાદમાં કવિનું દર્શન ભળે છે. 'ઊર્મિલા,' એકંદરે, પાત્રપ્રધાન ખંડકાવ્ય છે. 'કાન્તે' ખંડકાવ્યને ગૌરવ અપાવ્યું છે. એનો લાભ બીજા કવિઓનાં ખંડકાવ્યોને પણ મળ્યો છે. ખંડકાવ્યનાં સર્વસામાન્ય લક્ષણો 'ઊર્મિલા'માં પણ જોવા મળે છે; જેવાં કે, પાત્રના જીવનના અસાધારણ ખંડનું ચિત્રણ, ભાવાનુસાર છંદોવૈવિધ્ય, પાંખું કથાવસ્તુ, સંવાદનું તત્ત્વ, શક્ય તેટલું પાત્રાલેખન તેમ જ પાત્રના જીવનખંડને ઓઠે પ્રગટ થતું કવિનું તે તે વિષયનું દર્શન, વગેરે અન્ય ખંડકાવ્યોની પેઠે, આ ખંડકાવ્યમાં પણ જોવા મળે છે. જો કે ટ્રેજિડીના સંવિધાનને મળતું 'કાન્ત'નાં ખંડ-કાવ્યોમાં જોવા મળતું સંવિધાન 'ઊર્મિલા' ખંડકાવ્યમાં જોવા નહિ મળે. ભિન્ન ભિન્ન સંવિધાનનાં ખંડકાવ્યો પણ હોઈ શકે. કેટલાક આ કાવ્યને પ્રસંગકાવ્ય પણ ગણે. આ કાવ્ય કદાચ પ્રસંગકાવ્ય ગણાય તોપણ તે વર્ણનાત્મક કવિતા — narrative poetry ને બદલે ચિંતનાત્મક કવિતા — reflective poetry – ના વર્ગમાં વધારે બંધબેસતું આવે તેમ છે તે ન ભૂલવું જોઈએ

આ કાવ્યમાં ઊર્મિલાની ભિન્ન ભિન્ન મનોદશાઓને ઉઠાવ મળ્યો છે; ભાવ પ્રમાણે છંદ બદલાય છે. પાત્રના મનોભાવ બદલાતાં પાત્રનું આખું ચિત્ર જ બદલાઈ જાય છે. આ ભિન્ન ભિન્ન ચિત્રો જેવાં કાવ્યની પહેલી કડીમાં આલેખાયેલું પ્રતીક્ષા કરતી વિવશ અને

નાયિકાનું ચિત્ર, નાયકને દૂરથી આવતો જોતાં ચિરાયેલા ચિત્તવાળી નાયિકાનું ચિત્ર, પતિના વનગમનની વાત સાંભળીને વિરહના ભાનથી દેહની સૂધ ભૂલેલી અને ફાટેલા ચક્ષુ અને ચિત્તવાળી ઊર્મિલાનું ચિત્ર, વજ્રપ્રહારને ઝીલીને ધૈર્ય જાળવી રાખતી ઊર્મિલાનું ચિત્ર, અંતે પતિની પૂંઠ ફરતાં મૂર્ચ્છિત થઈને ભોંય પર પડી જતી નાયિકાનું ચિત્ર — કવિએ આમાં આલેખ્યાં છે. ઊર્મિલાની ઊર્મિઓએ કેવી ભિન્ન ભિન્ન ઊર્મિલાઓ પ્રગટાવી છે!

આગળ જોયું તેમ આ એક સંવાદકાવ્ય છે. સંવાદ ઊર્મિલા અને લક્ષ્મણનો, પણ 'કાન્ત'નાં ખંડકાવ્યોના સંવાદોમાં તેમ જ સામાન્યતઃ નાટકના સંવાદોમાં જે ઘર્ષણ જોવા મળે છે તે અહીં નથી. કારણ કે આ દંપતીના જીવનમાં કોઈ ઘર્ષણ નથી. આ કાવ્યમાં વણાયેલો પ્રશ્ન લક્ષ્મણના વનપ્રસ્થાનનો; તે વિષે પણ તેમની વચ્ચે મતભેદ નથી. એટલે ઘર્ષણને કોઈ અવકાશ નથી. ઊલટું, આ દંપતીના જીવનમાં જે સાચો સંવાદ – harmony રહેલો છે, તે અહીં પ્રગટ થાય છે. સંવાદને નિમિત્તે દંપતીના સંવાદી જીવનની ઝાંખી થાય છે.

'ઊર્મિલા' કાવ્ય આમ તો લાંબું છે. કેટલીક બિનજરૂરી કડીઓ પણ એમાં દાખલ થઈ ગઈ છે. કસબી ખોટાદકરની કવિતાકલાની એટલી કમીના ગણવી હોય તો ગણી શકાય. ભાવિ પેઢીઓ તરફથી સીતાને પડખે ભુલાઈ ગયેલી ઊર્મિલાને થયેલો અન્યાય, ઉપેક્ષા કવિને ખૂંચ્યાં છે. એટલે કવિ ઊર્મિલાને તેમ જ તેના પ્રત્યે સમભાવી એવા લોકસમૂહને, જાણે આશ્વાસન આપે છે:

'ભવતુ! ભવતુ! દેવી! વિશ્વ છોને વિસારે,
પણ સુરગણ તારી નિત્ય કીર્તિ ઉચારે!
નહિ જગ મહીં તારી મૂર્તિ કો સ્થાન માંહી,
પણ પ્રણયી જનોના જીવ સાથે જડેલી.'

ઊર્મિલાના જીવનકારુણ્યથી આર્દ્રચિત્તવાળા 'ઊર્મિલા'ના વાચકોને પણ કવિની ઉપરની પંક્તિઓ સંતર્પણરૂપ બની રહેશે.

'ઊર્મિલા' કાવ્યમાં જોવા મળતું કવિનું છંદો ઉપરનું પ્રભુત્વ, ભાષાની પ્રૌઢિ તેમ જ ઊર્મિના પ્રાગટ્યમાં પ્રગટ થતો સંયમ ખોટાદકરની કવિતાકલા વિષે એકંદરે, ઊંચો મત બંધાવે છે.

## રામાશ્વમેધ

મનસુખલાલ ઝવેરી

સદનથી વહી દૂર ગઈ ભલે, નયનના પથમાં ન રહી ભલે,
હૃદયથી પણ દૂર નથી થઈ, નયનમાં વિલસી છવિ એ રહી.
જગદપેક્ષિત નીરસ નીતિએ, રમણીનો પરિત્યાગ કર્યો ભલે;
જગદતીત નથી પ્રણયે તજી, વિષમતા ઉરમાં ન વસી કશી.
જગત માલિક આ મતિનું હશે, પણ ન અંતરનું બની એ શકે;
જગતનો દૃઢ રાઘવ વજ્રનો, હૃદયનો મૃદુ રાઘવ મીણનો.
જગતથી બહુ કાળ ડરી રહ્યો. હૃદય શંકિત નિત્ય ધરી રહ્યો;
પણ પલાયિત પાછળ એ ધસે, વિરતિ ના વરવા ક્ષણ એક દે.
જગત સન્મુખ આજ બની રહું, શરણ શુષ્ક ત્યજી મતિનું દઉં;
જગ તણી ભ્રમણા ન હવે ભજું, કપટ નાટકવેષ બધો ત્યજું.
કપટ તો જગને હજુયે ગમે, કપટમાં જ નિરંતર એ રમે;
પ્રણયપાત્ર નવું કરથી ગ્રહું, જગત એ નયકાર્ય ગણે ખરું!

*

નટ તણો બની વાનર નાચવું, જગતને પ્રિય એમ રમી થવું;
પણ ન આ ઉર બંધન એ ગ્રહે, જગતનો નહિ 'રામ' રહું હવે.
મુજ મતિ નિરખી જગતે હતી, હૃદય એ નિરખો મુજ આ ફરી;
રમણી જે હૃદયે વિલસી રહી, મખ વિશે સહવાસિની એ ખરી.

*

પિશિત કે કંઈ અન્ય પદાર્થની, કનકની અથવા કદિ ચિત્રની,
પ્રણયિની પદ જાનકી સેવશે, જગ ભલે 'નબળા' ઉરને હસે!

*

શરીર એ ન ભલે ફરી સાંપડે, અવર વિશ્વ વિશે જઈ વા વસે,
પણ ન અંતર અંતરમાં જરી, નથી ત્યજી, નથી વા ગઈ જાનકી.
જગતની હતી જાનકી તે ગઈ, હૃદયની હૃદયે હજુયે રહી;
સફળ કાર્ય તણી સહભાગિની, હૃદયરાઘવની હૃદયેશ્વરી.

લોકો નિન્દા ન કરે તે માટે રામચંદ્રે સીતાને તણખલા જેવાં ગણીને સૂના અરણ્યમાં છોડી દીધાં છે. છાતી પર છીપર બાંધીને એમણે રાજકાજમાં જીવ પરોવી દીધો છે. સીતાનો પરિત્યાગ કર્યા પછી બાર વરસે, રાજા તરીકેનું જ પોતાનું એક કર્તવ્ય બજાવવા માટે એમને જનસ્થાનમાં જવાનું થાય છે, ત્યારે ડગલે ડગલે સજીવ થતી સીતાની સ્મૃતિ એમની ધૃતિને ખળભળાવી મૂકે છે. પોતાનું કાર્ય સિદ્ધ કરી, એ પાછા અયોધ્યા જાય છે. પાછા રાજકાજમાં ગૂંથાઇ જાય છે. વર્ષો વીતે છે. એ જ રાજધર્મને અનુસરીને એ અશ્વમેધ યજ્ઞ કરવાનો નિશ્ચય કરે છે. ને એમની પાસે પ્રશ્નનો પ્રશ્ન ઊભો થાય છે. યજ્ઞકાર્ય વખતે પોતાની સહધમચારિણી તરીકે કોને બેસાડવી ? અશ્વમેધ એમણે, અલબત્ત, અયોધ્યાપતિ તરીકે કરવાનો છે પણ આ પ્રશ્નનો નિર્ણય તેમણે અયોધ્યા-પતિ તરીકે નહિ પણ વ્યકિત તરીકે કરવાનો છે. અને એ એનો નિર્ણય કરે છે, સહધર્મિણીને સ્થાને સીતાની હિરણ્મયી પ્રતિમા રાખવાનો.

આ કાવ્યમાં ખોટાદકરે રામના એ વખતના મનોમન્થનને વ્યકિત અને સમાજ વચ્ચેના તેમ જ વ્યકિતની પોતાની બુદ્ધિ અને હૃદય વચ્ચેના સંઘર્ષ રૂપે જોયું છે. રામ અયોધ્યાના રાજા છે. અને રાજા તરીકે એમનું કર્તવ્ય પ્રજાનું અનુરંજન કરવું તે છે. બુદ્ધિપૂર્વક રામ આ કર્તવ્યનો સ્વીકાર કરે છે, અને પોતાના હૃદયને અભિમત હોય કે ન હોય, પણ એમની પાસેથી પ્રજા જે જે અપેક્ષાઓ રાખે તે બધી પૂરી કરવી તે પોતાનો ધર્મ છે એમ સમજે છે. પોતાનું વૈયકિતક જીવન અને અયોધ્યાના નૃપતિ તરીકેનું જીવન એ બન્નેને રામે, જાણે કે, અલગ અલગ ખાનાંઓમાં ગોઠવી દીધાં છે. હૃદયનું જીવન ભાવભીનું અને ઊર્મિ-રસિત જીવન નૃપતિજીવનને ક્યાંય સ્પર્શી ન જાય તેની સતત સાવધાની એ રાખી રહ્યા છે. અને પોતાનાં વૈયક્તિક રસ, રુચિ, ભાવના, આદિને ભોગે કઠોર રાજધર્મનું પાલન કરી રહ્યા છે.

વૈયક્તિક જીવન અને નૃપતિજીવન, હૃદય અને બુદ્ધિ વચ્ચે પ્રબળ સંઘર્ષ પહેલી વાર ઊભો થાય છે. અશ્વમેધ વખતે સહધર્મચારિણીનું સ્થાન કોને આપવું તેનો નિર્ણય કરતી વેળા. અને તેમને લાગે છે કે અયોધ્યાના નૃપતિ તરીકેની મારી રાજનીતિ, મારો રાજધર્મ અને સીતાના પતિ તરીકેનો મારો હૃદયધર્મ, મારો પ્રણયઃ એ બે જુદી જુદી વસ્તુઓ છે.

અયોધ્યાની પ્રજાની હકૂમત પહેલા પર ચાલે છે; બીજા પર નહિ. જગત જેને રાઘવ તરીકે ઓળખે છે તે અયોધ્યાપતિ, બનેલો છે વજ્રનો: સ્નેહ, દયા, સુખ, અરે જાનકી સુદ્ધાંને લોકોનું આરાધન કરવા માટે તજી દેતાં જેનું રુંવાડુંયે ફરકે તેમ નથી તેવો. પણ હૃદયનો બનેલો છે તે રાઘવ તો છે મીણનો. રાઘવનું હૃદય મીણ જેવું છે, પોચું ને પીગળી જતાં વાર ન લાગે તેવું. જગતથી ડરી ડરીને ચાલ્યા, બહુ દિવસ! લોકાપવાદભયથી હૈયું સદા ફફડતું જ રહ્યું! પણ જગત ડારતું હોય છે એનાથી ડરનારને એ ઘડીએ જંપીને બેસવા દેતું નથી, એને આજે હવે ડરીને નાસવું નથી. આજે ઊભા રહેવું છે જગતની સામે, સામી છાતીએ, એની આંખમાં આંખ મેળવીને. ગમતું હોય કે ન ગમતું હોય, પણ જગતની પાસે સારા દેખાવા માટે મન મારીને ઘણા દિવસ નાટક ભજવ્યું. ને દુનિયાના લોલમાં લોલ પુરાવ્યા કર્યું. હવે એ નાટક કરવું નથી, છું તે જ દેખાવું છે. જીવનના રસને સૂકવી નાખનાર બુદ્ધિ પ્રેરે તેમ નહિ, પણ જીવનને રસાર્દ્ર બનાવનાર હૃદય પ્રેરે તે જ હવે તો કરવું છે. હૃદયને રુચતાં હોય કે ન હોય, પણ કેવળ બુદ્ધિથી જ પ્રેરાઈને કાર્યો હું કરતો આવ્યો છું આજ લગી. પણ હૃદયધર્મને પણ હું વશ વર્તી શકું છું તે ભલે આજે જગત જોઈ લે. યજ્ઞમાં મારી સાથે બેસશે, મારા હૃદયમાં જે અહોરાત્ર વિલસી રહી છે તે રમણી, મારા હૃદયની સ્વામિની.

મારી પ્રણયિનીનું પદ શોભાવશે માત્ર જાનકી જ. પછી એ જાનકી લોહીમાંસની બનેલી હો, બીજા કોઈ પદાર્થની બનેલી હો, સોનાની ઘડાયેલી હો કે ચિત્રમાં આલેખાયેલી હો. જાનકી સિવાય બીજી કોઈ સ્ત્રીને હું મારી પ્રણયિની તરીકે કલ્પી શકતો નથી, એ મારી નિર્બળતા પર જગતને હસવું હોય તો ભલે હસે!

જાનકી ભલે મને ફરીથી કદી સદેહે ન મળે. પણ એ મારી ઊર્મિઓનો, મારી કલ્પનાનો, મારા વિચારોનો એવો તો કબજો લઈને બેસી ગઈ છે કે મેં એને તજી હોય કે એ ચાલી ગઈ હોય એમ લાગતું જ નથી. જગત જે જાનકીને ઓળખતું હતું તે જાનકી—જાનકીનો સ્થૂલ દેહ—હવે નથી. પણ મારા હૃદયની જે અધિષ્ઠાત્રી હતી તે જાનકી તો હજી પણ વિરાજી રહી છે મારા હૃદયમાં જ. એ જ છે મારાં સર્વ ધર્મકાર્યોની સહચારિણી, ને એ જ છે હૃદયના બનેલા રાઘવની હૃદયેશ્વરી.

ટિપ્પણ: પં. ૫. જગદપેક્ષિત–જગતની અપેક્ષા પ્રમાણેની. નીરસ–કારણ કે માત્ર લોકાપવાદભયથી પ્રેરાઈને જ પરાણે કરવું પડયું છે. પં. ૭ જગદતીત–જગતની સત્તા જેના પર ચાલતી નથી તેવો. પં. ૮. હૃદયમાં લેશ પણ કઠોરતા આવી નથી. પં. ૯ મતિ–બુદ્ધિ, આ કાવ્યમાં બુદ્ધિ અને હૃદય વચ્ચે જે વિરોધ બતાવવામાં આવ્યો છે તેમાં 'બુદ્ધિ' એટલે સદસદ્ વિવેકબુદ્ધિ નહિ, પણ ભય કે લાલચથી પ્રેરાઈને કરેલી, સંકુચિત સ્વાર્થની ગણતરી, એવો અર્થ કરીએ તો જ વિરોધ અવાસ્તવિક નહિ લાગે. પં. ૧૧-૧૨ સુંદર પંક્તિઓ પં. ૧૪ શંકિત–ભયભીત, સાશંક. પં. ૧૫ પલાયિત–ડરીને નાસવા લાગનાર પં. ૧૬ વિરતિ–વિરામ, વિશ્રાન્તિ. પં. ૧૭ સન્મુખ બની રહું–હિમ્મતથી સામે ઊભો રહું. પં. ૧૮ શુષ્ક–કારણકે એમાં લાગણીનો સ્પર્શ ક્યાંય હોતો નથી. પં. ૧૯ ભ્રમણા–પોતાની સાથે સંમત ન થનારને નુકસાન કરવાની જગતની અસાધારણ શક્તિ વિશેનો ખોટો ખ્યાલ. પં. ૨૦ કપટનાટકવેષ – ન હોઈએ તે દેખાવાનો દંભ. પં. ૨૩-૨૪ એક વખત સીતાને હૃદયનો પ્રણય આપી દીધા પછી બીજી સ્ત્રીને જીવનસંગિની બનાવવી એ કેટલું અનીતિપૂર્ણ છે? અને છતાં જગત એવાં ઊંધાં ચશ્માં પહેરીને બેઠું છે કે એને એ નીતિમય લાગવાનું. પં. ૨૫–૨૬ જગતનાં પ્રીતિપાત્ર એક જ રીતે થવાય. એ જેમ નચાવે તેમ નાચીને. જગત આપણું મદારી, આપણે તેનાં માંકડાં. પં. ૨૮ જગત જેને આજ સુધી ઓળખતું આવ્યું છે એવા રામ હવે નથી રહેવું. રામ આનંદ આપનાર. જગતને આજ સુધી હું જે રીતે પ્રસન્ન રાખતો આવ્યો છું તે રીતે હવે નથી રાખવું પં. ૩૨ મખ–યજ્ઞ. પં. ૩૩ પિશિત–માંસ પં. ૩૫ સેવશે–અન્વર્થ પ્રયોગ નથી. 'સ્વીકારશે' 'શોભાવશે' કે 'પદે–વિરાજશે' એવો અર્થ લેવો. પં. ૩૯ પણ હૃદયમાં તો એ મારી પાસે જ છે. મારાથી જરાયે દૂર નથી. પં. ૪૧ જગતની, જગત જેને જાનકી તરીકે ઓળખતું હતું તે. પં. ૪૨ હૃદયની, મારું હૃદય જેને જાનકી તરીકે ઓળખતું આવ્યું છે તે; મારા હૃદયની સ્વામિની. પં. ૪૪ હૃદય રાઘવની–મૂર્તિમંત હૃદય જેવા રાઘવની. (મૂળ કાવ્યમાંથી ત્રણ કડીઓ છોડી દીધા છે.)

'મુંબઈ સમાચાર'માંથી સાભાર

## 'એક કુંજ'

(કોયલબ્હેની) હીરાબ્હેન પાઠક

ખોટાદકરના પાંચેય કાવ્યસંગ્રહોમાં અનેક ઊર્મિકો છે. કવિકલાપનો ફરકાટ તો અનુભવાય છે, તેમનાં લોકગીતોની ઢબનાં ગૃહજીવન અને કુટુંબભાવનાં ઊર્મિકોમાં જ. માટે જ 'રાસતરંગિણી,' સહુથી વધારે લોકપ્રિય ઊર્મિગીતોનો–રાસોનો સંગ્રહ છે.

એ સંગ્રહમાં, 'અમાસ', 'વાદળી' જેવાં થોડાં અન્ય વિષયગીતોયે છે. પણ તે તે પ્રકૃતિતત્ત્વમાંયે, કવિએ ગૃહભાવનું આરોપણ કર્યું છે. એમ કહી શકાય કે સંસારજીવનના ભાવનિરૂપણનો અભિનિવેશ આખા સંગ્રહમાં છે. કુટુંબભાવનાં ગીતોની શાળી–મીઠી રચનાઓ, એ ખોટાદકરનું 'ગુજરાતી વાણીરાણી'ને ધરેલું રઢિયાળું નજરાણું છે.

પણ એ જ સંગ્રહમાં, એક મનગમતો અપવાદેયે છે; અને તે, 'કોયલબ્હેની' નામે એક સુંદર મૃદુમધુર રાસ. સર્જકની સૌન્દર્યતૃષા પ્રત્યક્ષ કરતી, એ સૌન્દર્યલક્ષી રચના છે. તેમાં ભર્યાં છે કવિભાવનું માર્દવ અને આર્જવ બન્ને. ત્યાં કવિનો કુટુંબભાવના અભિનિવેશનો અંચળો આપમેળે સરી પડે છે, એવું તે પ્રેરણારચ્યું ઊર્મિક છે.

ભાવોલ્લાસના શરણાઈસૂરે રાસનો આરંભ થાય છે :

'વાગે વધાઈ વસન્તની રે.'

એની ખબર કેમ પડી? વસન્ત–આગમનના શુભ સમાચાર હવામાં લહેરાયા. એની વધાઈની ફોરમ ફૂલેફૂલથી ઊડી રહી. કવિ અહીં વસંત-આગમનના આનંદની હળવાશ, સરળ ઢાળ અને શબ્દપસંદગી દ્વારા પ્રત્યક્ષ કરાવી રહ્યા. પરંપરાનો લોકકંઠે રમતો સરળ ઢાળ લીધો. અને 'ફોરમ'ને બદલે કાઠિયાવાડી તળપદો ને ફોરીલો પ્રયોગ 'ફોર' કર્યો. અને એમ કરીને પ્રથમ પંક્તિમાં જ વસંતઆગમનનાં ઉલ્લાસ–હળવાશ–મોકળાશનું વાતાવરણ ઠીક ઠીક રચી આપ્યું.

ગુજરાતી સાહિત્યમાં વસંતનું આ મહિમાગાન ન્હાનાલાલ કવિથી ખાસ થયેલું છે. એમનાં ગીતોમાં ને રાસોમાં વસંત, નવજીવન, યૌવન, સ્નેહ અને પરમ ચેતનાનું પ્રતીક બનીને કેયલ આવી, અને વસંતના વૈતાલિક તરીકે કોયલ : *

અને છેવટે,

કોયયલડી ! મારે બારણે વસન્તમંત્ર બોલી જજે

આમ કવિએ પોતાનાં ગીતોમાં વસન્તસંદેશ ઝીલ્યો અને વરતાવ્યો પણ.

આમ, કવિ ' રાસયુગ ' પ્રવર્તાવી તેના પ્રણેતા બન્યા. અને અનેક કવિઓએ રાસો લખી તેમનો વસંતસંદેશ ઝીલ્યો. ખોટાદકરે પણ રાસો લખીને, એ રાસયુગમાં પોતાનો ફાળો નોંધાવ્યો. ' રાસતરંગિણી ' તેમનો પાછોતરો સંગ્રહ, એ ઘટનાની સાખ પૂરશે. પ્રસ્તુત કૃતિમાં, જો કે વાચ્યાર્થથી વસંતગાન થયું છે : છતાં તેનો જે સવિશેષ ઉલ્લાસ જણાય છે, તેને ઉપરોક્ત ઐતિહાસિક સંદર્ભમાં સમજવો માણવો જોઈએ.

તે પછી, કવિ કોયલને કહી રહ્યા : ' હે કોયલબહેની ! આજે વસન્તનું વધામણું, તું તારા એક કુહૂરવથી કર.' એ કોયલનાં કવિએ કરેલાં માનપાન કેટલાં ! કોયલ નહિ પણ ' કોયલબહેની ! ' એમ સંબોધીને કવિએ પોતાને પ્રિય એવી કુટુંબભાવની–એક અંગત સંબંધની, લહેરખી લહેરાવી દીધી.

અને, કોયલનાં માનપાન વસંતકાળે ન હોય, તો ક્યારે હોય ? વસંતની તો એ વૈતાલિક. એના કુહૂરવે વસંતનું આગમન અનુભવાય છે. કોયલને આંબાના મ્હોરનો ખપ છે, આકર્ષણ છે. એ આંબાની મીઠી, માદક સુગંધનો મ્હોર, ને મ્હોરી ઊઠેલા લતામંડપો, વસંતની વધામણી વદે છે.

---

* જુઓ કવિના ' વસન્તોત્સવ 'માંના ' વસન્તગીત 'ની પંક્તિઓ :

' કોયલડી,' તારી મોરલી મધુરી જરા છેડી જજે !

*

' ઉઘાડીને ઘૂંઘટ ગાવે વસન્ત સખિ ! પધારે.'
કોયલડી ! તારી વેણુથી વસંતદેવી સત્કારજે.

હવે કવિ, વનમાં અને જનમાં વિહરતી વસંતનો મર્માળો પ્રભાવ વર્ણવી રહ્યા છે. વસંતે આખી સૃષ્ટિને સચેત કરી છે–મુખરિત કરી છે. વનમાં વિહંગમોના જાતજાતના ને ભાતભાતના સૂરો સંભળાય છે. 'વન વન વેણુ વિહંગનાં રે' એવી વર્ણસગાઈભરી શબ્દરચનાથી કવિ વસંતના વાતાવરણને વિસ્તારી રહ્યા છે, અને લગભગ એ જ કસબથી કવિ માનવલોકનેયે વર્ણવે છે, આમ કહીને : 'ઘર ઘર ગાજતાં ગાન રે.' વિહંગમોના કલરવથી અને ઘેર ઘેર ગાજતાં ગીતોથી વસંત પોતાનો પ્રભાવ જણાવી રહી છે.

પણ એ સહુ સામગ્રી શા કામની? જો કોયલકંઠ જ ન હોય તો?

'સૂનાં લાગે સહુ એ સખિ! રે,
પંચમ વિણ નહિ પ્રાણ રે, કોયલબહેની! એક૦

સમસ્ત જગતની મુખરિતતાનો અર્થ શો,– જો કોયલનો પંચમ સૂર તેમાં પ્રાણ ન પૂરતો હોય તો? કવિ હવે તેને સખિભાવે સંબોધે છે કહો કે અનેક સંબોધનોના લાડે લડાવે છે. વળી 'સૂનાં' એ બહુવચનના પ્રયોગની ચમત્કૃતિ દ્વારા કવિની ભાવોદ્રેકતાનો ખ્યાલ અપાય છે. કવિ કહે છે: 'એ બધું સૂનું સૂનું છે, તારા પંચમ સ્વર વિના. અહીં સપ્તસ્વરમાંથી તીવ્ર પંચમ 'પ' સ્વરથી ટહૂકવાની કોયલકંઠની કુદરત-દીધી બક્ષીસની સાથે સાથે, તેવી માન્યતાનો – કવિસમયનો કાવ્યાત્મક પ્રયોગ કવિએ કરી લીધો છે.

આજે વસંતના વરદાને, બંધ કળીનાં બીડેલાં દ્વાર ખૂલી જશે;

'આજ કળી ઊઘડી રહે રે,
ઊઘડે અબોલણ ઉર રે, કોયલબહેની! એક૦'

સાથે સાથે માનવલોકના અબોલ, મૂંગા હૈયાનેય વાચા ફૂટશે : 'તો હે કોયલબહેન! એક કુહૂ વડે હૃદયને ખૂલવા દેજે.'

કવિ અહીં 'એક કુહૂ'ની વાત કેમ વદે છે? તેમને મન આ એક 'કુહૂ,' તે કોઈ સાદો અમથો કુહૂકાર નથી; પણ ચેતનના એક મંત્રરૂપે છે. જેમ 'એક ડગલું બસ થાય,' જેમ 'એક જ દે ચિનગારી,' જેમ 'આપને તારા અંતરનો એક તાર,'નાં રૂપકો હેઠળ, તે તે કવિએ પ્રભુ પાસે કોઈ દિવ્યાંશની યાચના કરી છે, તેના સમું આ એક 'કુહૂ' છે. સર્વત્ર, તે અપાર્થિવ – અલૌકિક ચેતનાના અંશરૂપે છે. આ કૃતિમાં તે અંશની વાહક કોયલ છે.

જેમ સચરાચર જગત પોતાનું અંતર ખુલ્લું કરે છે, તેવી રીતે કવિ કહે છે કે ' હે ! કોયલ તુંયે તારું અંતર ખોલી નાખજે. અને હૃદયમાં ભરેલા જે અવ્યકત – અપ્રગટ સૂરો, તેને મુકત કંઠે તું વ્યક્ત કરજે.'

આત્માભિવ્યકિત તે જીવમાત્રની કૃતાર્થતા છે. આ અવસરે સમસ્ત જગત વ્યકત થવા મથતું હોય, તો તેની પ્રેરક કોયલ અબોલ રહે ? કવિ જાણે સખીભાવે કોયલને સમજાવી રહ્યા છે :

' આજ રહે કયમ રૂસણાં રે ?
આજ થવાં શાં ઉદાસ રે, કોયલબહેની ! એક૦'

'આજે સારી સૃષ્ટિ ઉલ્લાસથી ભરી છે : તો તારા અબોલા – રૂસણાં કેમ રહી શકે ? આજે આ આનંદના પર્વે ન ટહૂકીને ઉદાસ શું રહેવું ? જો આ તારી વસંતસખી આંગણે આવીને ઊભી છે. તેનું સ્વાગત કર : પ્રેમનો પ્રકાશ પાથરીને.' કવિ પ્રેમને ઉચિતપણે પ્રકાશનું રૂપક આપે છે. પ્રકાશ જેમ ગાઢ અંધકારને દૂર કરે છે, તેવું જ પ્રેમનું છે. પ્રેમનો પ્રકાશ બધું જાડચ હરે છે. કોયલનું કાર્ય વસંતનું સ્નેહસ્વાગત કરવાનું છે.

હવે, કવિ કોયલને ચેતવી રહ્યા છે :

" કાલ્ય વસન્ત વહી જશે રે,
આભમાં ઊડશે આગ રે, કોયલબહેની ! એક૦'

આજ વસંત છે, ને કાલ નથી : નથી રહેવાની. પછી તો હશે માત્ર, બળબળતો ઉનાળો ને ધગધગતી આગ, આખાયે આકાશને ભરી દેતી. અને તે જશે કે તેની પાછળ આવશે, આષાઢીલો મેઘ ને વેગીલી તેજીલી વીજળી. વળી વરસાદનો અન્ય સાજ પણ સંગે હશે દેડકા. ' ડરાંઉ ડરાંઉ કરશે : ઝિલ્લીનો ઝણકાર તેમાં સૂર પૂરશે. કવિએ રવાનુકારી શબ્દોથી વર્ષાઋતુનું વાતાવરણ રચી આપ્યું.

કવિનું તાત્પર્ય કે જો કોયલ પોતાને સાંપડેલ સુયોગને ચૂકી જશે, તો રહી જશે : અન્યને તે યોગ સાંપડશે. અને ફરી પાછો તે યોગ તેને માટે હશે કે નહિ, તે કોણ જાણે ? એથી એનો કંઠ એળે જશે. કવિ ફરીફરીને ધ્રુવપંક્તિરૂપે ભાવ દઢાવી રહ્યા છે :

' એક કુહૂ કર આજનું રે.'

પણ, સાથે સાથે કવિ નમ્ર છે : એ નમ્રતા, અન્યનો અધિકાર કેમ વીસરવા દે ?

' માન ત્યારે મન રાખજે રે,
અવરતણે અધિકાર રે, કોયલબહેની ! એક૦'

ટહુકો કરતાં કરતાં હે કોયલ ! તારું મન જ્યારે ધરાય ત્યારે અન્યને ગાવાનો અધિકાર દેજે : ને તું ટહુકતી અટકજે. પણ આજે તો તું મન મૂકીને ટહુકો કર જ.'

હવે કવિ કોયલનો મહિમા કરી, તેને ટહુકવા પ્રેરે છે, વાસંતી સૃષ્ટિના વિવિધ નાદોનું જે વૃંદસંગીત બજી રહ્યું છે, તેમાં સર્વથી ચઢિયાતું પદ તારું છે. અર્થાત્ તારા ટહુકાનું છે.

' આજ રાણી તું તો રાગની રે,
સૌરભનો શણગાર રે, કોયલબહેની ! એક૦'

આજે આ વાસંતી અવસરે તું રાગની રાણી એટલે કે સર્વશ્રેષ્ઠ ગાયિકા છે. એવાં તારાં માન ને મહિમા છે. વળી તું છે વસંતની ' સૌરભનો શણગાર.' આ ગંધવતી ધરતીની બધી સૌરભ – સત્ત્વ શોભે છે તારા થકી – તારા ટહુકા વડે. કવિએ ' રાગની રાણી ' અને ' સૌરભનો શણગાર 'ના વર્ણસંવાદી પદયુગલો વડે, સચોટતાપૂર્વક કોયલને બિરદાવી છે.

પણ કેવળ ભૌતિક શ્રેષ્ઠતા જ કવિએ કોયલમાં આરોપી છે ? શું તેના સંગીતમાં, કશુંક અપાર્થિવ, કશુંક અનિર્વચનીય નથી ? છે. છે. આધ્યાત્મિકતા લગીનું છે.

' વેદઋચા તું વસન્તની રે,
ધીમી સુધા કેરી ધાર રે, કોયલબહેની ! એક૦'

વેદ એ આપણા ધર્મનું આદિ ગાન, અને અગ્રણી પણ : તે મુજબ કોયલનો ટહુકો, તે વસંતનો આદિ અને અગ્રણી ગાન છે. કવિએ તુલનાથી બંનેનું આધિક્ય બતાવી કોયલનું ગૌરવ કર્યું. કારણ, કોયલના કુહૂરવની ધાર સુધામય – અમૃતમય છે. વળી ધીરી સુમંદ હોઈ સુખદ છે, શાતાદાયક છે. એવી કોયલને કવિ આજનું મહિમાવંત ' કુહૂ ' કરી લેવા વહાલનું વિનવણું કરે છે. એના આયુષ્યના અતિમૂલ્ય અવસરને આવકારી લેવા અનુરોધ કરે છે. સમજાવટ ભરી, મૃદુ, ભાવભંગિએ.

' કોયલબહેની ' રાસ આસ્વાદતાં, કવિ શેલીનું Sky-lark તરત જ સાંભરી આવે. બંનેની સંવેદનમાત્રામાં દેખીતો તફાવત છે, બંને સર્જકોના વ્યક્તિત્વ જેવડો તફાવત. આ રચના આપણી સાદી, ઘરાળુ, ઋજુ રચના છે. અહીં ટહુકો કરનાર તે કોકિલ કે કોકિલા ? – એવો કોઈ પ્રશ્ન જ ઊઠતો નથી. કૌયલકુહૂરવની ઝંખના, એ સર્જકની સાંહ્ય રહેલી પ્રકૃતિસૌન્દર્યને પામવાની ઝંખનાનું પ્રતીક અને તેનું ગાન છે. આપણા એ નમ્ર સર્જકના કવિપ્રમાણનું કાવ્ય છે.

# કવિ બોટાદકરના બે લોકપ્રિય રાસ

જેઠાલાલ ત્રિવેદી

સાહિત્યિક વલણો – પ્રવાહો વગેરેને અનુલક્ષીને આધુનિક ગુજરાતી સાહિત્યમાં સાક્ષરયુગ, ગાંધીયુગ વગેરે યુગો વિશાળ દૃષ્ટિએ ગણવામાં આવ્યા છે. પણ તે યુગોમાં કેટલાક પેટાયુગો પણ અન્તર્ગત થયેલા છે. એવો એક પેટાયુગ તે 'રાસયુગ' ગણી શકાય. આ રાસયુગના પ્રવર્તક કવિ ન્હાનાલાલ દલપતરામ હોવાથી તથા તત્કાલીન બીજી કેટલીક ન્હાનાલાલીય અસરોને અનુલક્ષીને એ ગાળાને કેટલાક લેખકોએ ન્હાનાલાલ-યુગ કહેલો. પણ તેને 'રાસયુગ' કહેવો વધુ ઉચિત લેખાશે.

**રાસયુગ**

કવિ ન્હાનાલાલના 'ન્હાના ન્હાના રાસ' સને ૧૯૧૦માં પ્રગટ થયા અને શિક્ષિત બ્હેનો દ્વારા, જૂના ઢાળવાળા છતાં નવીન ભાવનાથી ભરેલા એ રાસો ગામડે ગામડે પહોંચી ગયા. ત્યારથી ગરબા, ગરબી વગેરે ગીતો બદલ 'રાસ' શબ્દ પણ પ્રચલિત થયો. કવિશ્રી ન્હાનાલાલના રાસોને મળેલી સફળતાથી પ્રેરાઈને બીજા કવિઓ પણ 'રાસ' લખવા પ્રેરાયા અને એ રીતે રાસયુગનાં મંડાણ થયાં. આ રાસયુગની અસર ઠેઠ સુંદરમ્ – ઉમાશંકરના સમય સુધી ચાલુ રહી હતી. બીજી રીતે કહીએ તો સને ૧૯૧૦થી પ્રારંભ કરીને બીજાં પચીસેક વર્ષ સુધી કવિતા લખનાર નાનામોટા કવિઓએ પોતાની બીજી વૃત્તબંધ કાવ્યરચનાઓ સાથે રાસ પણ લખ્યા છે. આમાં અપવાદ રૂપે થોડા જ કવિઓ હશે.

પંડિતયુગના અને ગાંધીયુગના લેખકો પર પણ રાસયુગની અસર થઈ હતી. આ રાસયુગને સફળતાથી ઝીલનારા કવિઓમાં સ્વ. બોટાદકર, સ્વ. કેશવ હ. શેઠ તથા જનાર્દન પ્રભાસ્કર વગેરેને ગણાવી શકાય.

પંડિતયુગના સમર્થ કવિઓની અસર તળે સ્વ. ખોટાદકરે સંસ્કૃતપ્રચુર બાનીમાં ભાવવાહી કવિતા આપી હતી અને તેમના કાવ્યસંગ્રહો ધ્યાનપાત્ર બન્યા હતા. શ્રી. વિજયરાય વૈદ્યે ખોટાદકરને 'સૌન્દર્યદર્શી કવિ' કહ્યા છે.[1] સ્વ. વિશ્વનાથ ભટ્ટ કહે છે તેમ કવિ ખોટાદકરની દૃષ્ટિ જ્યાં જ્યાં પડે છે ત્યાં ત્યાં અલૌકિક સૌન્દર્યસૃષ્ટિ રચે છે...એનાં દિવ્યચક્ષુ આગળ સર્વ પદાર્થો જાણે પોતાનું અન્તસ્તત્વ જ ઉઘાડી મૂકે છે.[2]

**રાસતરંગિણી :**

પણ સને ૧૯૨૩માં સ્વ. ખોટાદકરનો 'રાસતરંગિણી' નામનો રાસસંગ્રહ બહાર પડ્યો તેણે રાસયુગની કવિતામાં નવી ભાત પાડી. સ્વ મેઘાણી કહે છે તેમ બહાર પડવાની સાથે જ એ સંગ્રહે ભણેલાં જનોના ઊર્મિ – તાર ઝણઝણાવી મૂક્યા.[3] પ્રવર્તમાન કવિતાને જૂનાં લોકગીતોની દિશામાં લઈ જવાનો જે પ્રયાસ કવિ ન્હાનાલાલે સને ૧૯૧૦થી ચાલુ કર્યો હતો તેને કવિ ખોટાદકરે નવી અને ઉત્કટ ગતિ આપી. અલ્પ શિક્ષિતોનાં દિલ પણ 'રાસતરંગિણી' વાંચતાં ડોલી ઊઠ્યાં. રાસયુગની એક નવી મઘમઘતી સૌરભ ચારે પાસ ફેલાઈ ગઈ.

આ રીતે વૃત્તબંધ કવિતાના સફળ સર્જક કવિ ખોટાદકરે રાસયુગના સાહિત્યમાં એક સીમાચિહ્ન આંકી બતાવ્યું અને લોકસાહિત્યના પુનરુત્થાનનો માર્ગ સરળ કરી આપ્યો. એવા કવિ ખોટાદકરની શતાબ્દીપ્રસંગે એમની એ રસભરી 'રાસતરંગિણી'માંના બે વધુ લોકપ્રિય બનેલા રાસ આપણે અવલોકીએ.

ગુજરાતી ગૃહ, કુટુંબ અને સ્ત્રીજીવનનાં આદર્શ ચિત્રો ભાવવાહી લય અને શબ્દલાલિત્ય સાથે રજૂ કરવાની સુંદર હથોટી આ કવિએ સિદ્ધ કરી છે. આ હથોટી ન્હાનાલાલમાં છે, પણ ખોટાદકરે તેને વધુ સરળ, ઋજુ અને આકર્ષક બનાવી છે, એમ કહી શકાય.

**બે લોકપ્રિય રાસ :**

એમના રાસમાંથી કોઈ એક કે બે વધુ સરસ રાસ પસંદ કરવાનું કાર્ય સરળ નથી. કારણ લગભગ બધા રાસ મોહક છે. છતાં વધુ પ્રચારમાં આવેલા 'જનની' અને 'ભાભી' એ બે રાસ આપણે પસંદ

---

૧. ગુજરાતી સાહિત્યની રૂપરેખા પૃ. ૨૯૯. ૨. સાહિત્યસમીક્ષા પૃ. ૨૩૧. ૩. લોકસાહિત્યનું સમાલોચન પૃ. ૧૩૫.

કરીએ. એ રાસોનું અન્તર્ગત સૌન્દર્ય અને સ્વરૂપ સંક્ષેપમાં વિચારીએ.

'જનની' તો સંસારનું ગૌરવ છે. તેને જન્મભૂમિની સાથે स्वर्गादपि गरीयसी કહી છે તે યથાર્થ છે. જનનીનું ગૌરવ ગાતાં ભલભલી કલમ પણ થાકી જાય છે. વળી જનની આપણી ખૂબ સમીપ રહે છે. એટલે કોઈ વાર અતિપરિચયથી તેની અવજ્ઞા પણ સંભવિત છે. છતાં કવિ બોટાદકરે બહુ હળવાશથી, તેમની ઋજુ, સરળ શૈલીમાં જનનીનું ગૌરવ ગાઈ બતાવ્યું છે.

**જનની :**

'જનનીની જોડ સખી ! નહિ જડે રે લોલ' એ ધ્રુવપંક્તિ કે ટેક લય, માધુર્ય અને શબ્દરચનાની દૃષ્ટિએ અપૂર્વ જણાય છે. રાસ એ એવી જાતનો કાવ્યપ્રકાર છે કે, તેમાં અર્થની અપેક્ષાએ શબ્દલાલિત્ય અને મધુર લય વધુ સફળતા અપાવે છે. રાસના દરેક આંતરાની કડીમાં આવતા ભાવપૂર્ણ અર્થની સાથે આસ્વાદ્ય તન્મયતા સાધતી આ ધ્રુવપંક્તિ કડીના અર્થને, ભાવને સગે ચઢાવતી રહે છે. લોકગીતોના અભ્યાસી કવિએ આ ધ્રુવપંક્તિની પસંદગીમાં અને રચનામાં સરસ ચાતુર્ય દર્શાવી આપ્યું છે :

'મીઠા મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી મીઠી તે મોરી માત રે;
જનનીની જોડ સખી ! નહિ જડે રે લોલ.'

પહેલી જ કડીમાં કવિએ માતાની મીઠાશ – મધુરતાને આગળ ધરી છે. સંસાર આખાની મધુરપને એક ત્રાજવામાં મૂકો અને સામે ત્રાજવે માતાના હૈયાળી મઘમઘતી મધુરપ મૂકો. સામું ત્રાજવું જ નમશે.

'દેવોને દૂધ એનાં દોહ્યલાં રે લોલ,
શશીએ સીંચેલ એની સોડ્ય રે;
જનનીની જોડ સખી ! નહિ જડે રે લોલ.'

દેવતાઓ અમર છે. એમને જન્મ નથી. એ બિચારા માતાના વત્સલ પયપાનની મઝા ક્યાંથી જાણે ? શશી એટલે ચંદ્રને સુધાકર કહેલો છે. પૃથ્વી ઉપર તેનું અમૃત ઝરે છે. એ શશીના અસલ અમૃત વડે જનનીની સોડ્ય – અંક સીંચાયેલી છે, એમ કહીને માતાના ખોળામાં જે મીઠાશ છે, વાત્સલ્યની જે કુમાશ છે તેનો ધ્વન્યાત્મક નિર્દેશ કવિ કરે છે.

છેવટની કડીઓમાં કવિ માતાના પ્રેમની જે મહત્તા સુંદર ઉપમાઓ વડે ધ્વનિત કરે છે તે આ રાસનો ઉત્તમાંશ કહી શકાય. તેમાંની માત્ર બે કડીઓ જોઈએ :

'ધરણી માતા યે હશે ધ્રૂજતી રે લોલ,
અચળા અચૂક એક માત રે;
જનનીની જોડ સખી ! નહિ જડે રે લોલ.
ગંગાના નીર તો વધે ઘટે રે લોલ,
સરખો મા–પ્રેમનો પ્રવાહ રે;
જનનીની જોડ સખી ! નહિ જડે રે લોલ.'

જગતના આધારરૂપ ધરતી માતા પણ લાવારસના આંચકાથી ક્વચિત્ ધ્રૂજી ઊઠે છે, કોપ પ્રગટ કરે છે. પણ સંતાનનાં ગમે તેવાં તોફાનો કે ઉચ્છૃંખલતાથી જનની જરા પણ વિચલિત થતી નથી. એનો સંતાન પ્રત્યેનો પ્રેમ નિત્ય અચળ રહે છે. આર્યજનોની પવિત્ર માતા સમાન ગંગા નદીમાં પણ પાણીનાં પૂર આવે છે અને ઊતરી જાય છે. તેનો પ્રવાહ એકસરખો રહેતો નથી. પણ જનનીનો પ્રેમભાવ તો વધઘટ વગર સતત એકસરખો જ રહે છે. આ પંક્તિઓ માતૃપ્રેમની દિવ્ય ઋચાઓ જેવી છે. ખોટાદકર ભલે બીજી કક્ષાના કવિ ગણાતા હોય, પણ તેમની આ અને આવી બીજી અનેક ભાવવાહી અને કવિત્વમય કડીઓ તેમની કવિત્વશક્તિ માટે માન પ્રેરે છે. એનો પરદેશી ભાષામાં ભાવવાહી અનુવાદ કર્યો હોય તો ?

**ભાભી :**

ભાભી એ આર્યસંસારની મંગલમૂર્તિ છે. સાસુવહુના અને નણંદભોજાઈના કલહની વાતો લોકગીતોમાં ખૂબ જાણીતી છે. છતાં આર્યસન્નારીના સૌમ્ય, સહનશીલ સ્વભાવને વ્યક્ત કરતી ભાભીઓ અને નણંદો દુર્લભ તો નથી જ. ભાભીનણંદના તથા ભાભી અને દિયરના સીતા અને લક્ષ્મણ જેવા આદર્શ સંબંધની સૌરભથી આર્યસંસાર મહેકતો રહ્યો છે. એ મધુર મહેક કવિ ખોટાદકર એમના આ રાસમાંથી વહાવે છે :

'ટહુકે વસંતકુંજ કોકિલા રે લોલ,
ઘરમાં ભાભીનાં એવાં ગીત રે;
ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ.'

રાસનો આ જાતનો ઉઠાવ જ મોટો પ્રદેશ સર કરી જાય છે. ઘરને વસંતનાં ફૂલડેથી ફોરતી કુંજ અને ભાભીને વસંત–કોકિલાની ઉપમા આપનાર કવિ પહેલી કડીમાં જ આદર્શ ગૃહનું મોહક ચિત્ર રજૂ કરી દે છે. આ કડીની પહેલી બે પંક્તિમાં વર્ણસગાઈ માટે કવિએ ચિંતા રાખી નથી, પણ ત્યાં યોજેલા ભાવ દ્વારા જ તેમણે કાવ્યમાધુર્ય સાધવાનો સફળ પ્રયાસ કરેલો છે.

‘ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ’ એ ધ્રુવપંક્તિ અહીં પણ આકર્ષક બની જાય છે. એમાં આદર્શ ભાભીના હૃદયમાંથી નિર્ઝરતી ભાવસરિતા પતિ–ગૃહને કેવી રીતે ભીંજવે છે, આર્દ્ર બનાવે છે તેનું સૂચન જોવા મળે છે. દિયર તથા નણંદના હૃદય–ભાવોને મધુરપભરી વાચા આપતી આ પંક્તિ દરેક આંતરા પછી આવીને રાસની મોહકતામાં વધારો કરે છે.

દિયર અને નણંદ પોતાની ભોજાઈ માટે કેવી ઉચિત અને ભાવભરી ઉપમાઓ યોજે છે? એવી ઉપમાઓ વડે અને ભાવોની ઉત્કટતા વડે કવિનો આ રાસ ગુજરાતી સાહિત્યનો એક મોહક, મધુર રાસ બની રહે છે.

‘વીરા મારાની મધુર મોરલી રે લોલ,
નવલા એ રાગ વહે નિત્ય રે;
ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ.’

એવી જ બીજી કવિત્વભરી, લોકગીતને સહજસાધ્ય ઉપમાઓ પણ કવિ યોજે છે:

‘માડી જાયો તે મધુર મોરલો રે લોલ,
ભાભી ઢળકતી શી ઢેલ રે;
ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ.

વીરો મહેરામણ મીઠડો રે લોલ,
શીળી સરિતની એ સેર રે;
ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ.’

પતિ કૃષ્ણ કન્હૈયો અને પત્ની તેની બંસરી–મોરલી; એ મોરલી પતિના અવનવા હૃદય–રંગોનું સુમધુર, તનમનાટભર્યું વાહન બને, એ આર્યભાવના કેટલી સુચારુ રીતે અહીં વ્યક્ત થાય છે?

મયૂર અને ઢેલ તથા સાગર અને શીળી સરિતાની ઉપમાઓ પણ દામ્પત્ય જીવનમાં વહેતી સુમધુર કવિતાને સરસતાથી ઉપસાવી આપે છે. મહેરામણ તો ખારો હોય છે, પણ માડીજાયો તો મીઠડો મહેરામણ છે. એમાં વળી ભાભી જેવી શીળી પ્રેમસરિતા ભળે પછી પૂછવું જ શું? 'ભાભી' રાસ સમગ્ર રીતે જોઈએ તો આર્યકુલના દામ્પત્યસ્નેહની ગૌરવમય ગાથા જેવો છે.

'જનની' અને 'ભાભી' એ રાસો આ રીતે ગુજરાતી રાસ-સાહિત્યમાં ચિરસ્મરણીય રહેશે. તેમાં રાસના મધુર લય અને શબ્દ-લાલિત્ય સાથે કવિતા પણ ભળેલી છે; અને છતાં તે કવિતાના ભાર તળે એ રાસની મધુરતા જરા પણ કચડાતી નથી, ઊલટી સવાઈ બનીને ખીલી ઊઠે છે.

**રાસોનું કલેવર :**

સને ૧૯૨૩માં 'રાસતરંગિણી' પ્રગટ થઈ અને ૧૯૨૪માં કવિનું અવસાન થયું. એટલે 'રાસતરંગિણી'ના રાસ લખાયા તે સમયે કવિ બોટાદકરની શૈલી પરિપક્વ બની ચૂકી હતી. એ પરિપક્વતા તેમના રાસોમાં જોવા મળે છે. આ રાસો લખાતા પહેલાં શેરીની સ્ત્રીઓનાં રાસગીતો, લગ્નગીતો અને પર્વગીતોનું વાનાવરણ બોટાદકર પી રહ્યા હતા, એમ સ્વ. ઝવેરચંદ મેઘાણી કહે છે તે બરોબર છે. એમના રાસના ઢાળ અને ભાવ જાણે તે અસલી લોકગીતો હોય તેવો ભાસ કરાવે છે. એટલે તેમણે ધરતીનાં ધાવણ બરોબર પચાવ્યાં હતાં એમ કહી શકાય.

આપણે જે બે રાસોનો રસાસ્વાદ હાથ ધર્યો છે તે રાસોનો ઢાળ પ્રસિદ્ધ લોકગીતો પરથી ઊતરી આવેલો છે. દયારામની લોકપ્રિય અને લોકગીત સમાન બનેલી ગરબીઓમાં પણ તે ઢાળનાં મૂળ શોધી શકાય છે. પણ બોટાદકરે લોકગીતના ઢાળને અનુકૂળ સંસ્કાર આપ્યો છે; અને તેને ભાવાનુકૂળ તથા જરાક ભારક્ષમ પણ બનાવ્યો છે એમ કહી શકાય.

## મેળો

શ્રીમતીબાલા મજમુદાર

જેમ એક જાતનાં પશુઓ અથવા એક જ જાતનાં પંખીઓ ભેગાં મળે છે, ત્યારે અવનવો આનંદ જામી રહે છે તેમ એક જ સમુદાયના, એક જ સમાજના, કે એક જ પ્રદેશના લોકો ભેગા થાય છે ત્યારે બધાંના એકસરખા આચારવિચારને લીધે, એકબીજાનાં મન સહેલાઈથી સમજી શકાય છે; અને એકનો આનંદ તે આખા સમુદાયનો આનંદ બની રહે છે. આવા મેળામાં લોકો ભેગા થાય, અને કંઈક અપૂર્વ ઉત્સાહ બધાંને મોંએ દેખાય ત્યારે આપણે તેને 'માનવનો મેળો' કહીએ છીએ.

પરન્તુ પશુ અને પંખીઓની માફક મનુષ્ય, રોજ ટોળામાં રહી શકતો નથી. રોજના જીવનવ્યવહારમાં એ એવો ગૂંથાઈ જાય છે કે ખાસ પ્રયત્ન વગર એનાથી બીજા સાથે હળવામળવાનું બની શકતું નથી; તેથી માણસોએ ભેગા મળવાના, અને તે રીતે પોતાના એકલા જીવનને સુખી કરવાના, પ્રસંગો ગોઠવ્યા છે. એ પ્રસંગોને આપણે 'મેળા' કહીએ છીએ.

માનવમેળાના આ પ્રસંગો અને તેનાં નિમિત્તો વિવિધ હોય છે. જ્યારે સમાજનો પહેલાં ઝાઝો વિકાસ થયો નહોતો ત્યારે, બધાંને એકસરખી અસર કરનારો પ્રસંગ, ધર્મના નિમિત્તનો હતો. યજ્ઞ કે જાગ જેવા ધાર્મિક પ્રસંગોમાં લોકો એકઠા મળતાં, યજ્ઞની ભાવનાથી પવિત્ર થતા, બળ મેળવતા, અને સાથે જમવાનો તથા ફરવાનો આનંદ મેળવતા.

આ સિવાય વ્રતનાં ઉજવણાં હોય, કથાવાર્તાની સમાપ્તિ હોય, કે ઉત્સવનાં જાગરણ હોય ત્યારે પણ સમાજનો અમુક અમુક વર્ગ, ભેગો થઈ આનંદ મેળવે છે.

ઉત્સવ નિમિત્તે જેવા મેળા ભરાય છે તેમ, ધર્મને બહાને તીર્થોના મેળા પણ મળે છે. કુંભનો મેળો, ભાઈબીજનો મેળો, ગોદાવરીનો મેળો, શુકલતીર્થનો મેળો, વૌઠાનો મેળો, 'તરણેતરનો મેળો' તેવો જ ડાકોરનો,

માણેકઠારી પૂનમનો મેળો, સુરતનો 'જન્માષ્ટમીનો મેળો' વગેરે આપણા જાણીતા મેળા છે.

ધર્મ જેમ બધાં માણસોને આકર્ષે છે અને ઘડીભર, વર્ષના અમુક દિવસોએ સંસારના વ્યવહારો ભુલાવી દે છે, અથવા તો વિસારેપાડે છે તેમ, સામાજિક જીવનને અંગે પણ માણસોને ભેગાં મળવાનું ગમે છે.

લગ્ન કે જનોઈ જેવા પ્રસંગે ન્યાતનો અમુક સમૂહ તથા સગાં-સંબંધીઓ પોતાનું નાનું ઘર મૂકી, એક ઠેકાણે સંબંધીઓની વચમાં લગ્નવિવાહમાં મહાલે છે. આ થઈ કૌટુંબિક મેળાની વાત.

જ્યારે ન્યાતના લોકો કુલદેવ કે કુલદેવીને નિમિત્તે ઉજાણીઓ કરે છે ત્યારે તે વખતના મેળાનો આનંદ સૌની લાગણીને અનેક ગણી વધારે છે. જો કે હાલમાં ઊંચનીચના ભેદવાળાં સંમેલન તથા લાગવગિયાની 'પાર્ટી'ના યુગમાં, આવી સમાન ભાવવાળી ઉજાણીઓનો આનંદ ઓછો થઈ રહ્યો છે.

જેમ જેમ માણસની જરૂરિયાતો વધી, રહેણીકરણીમાં કલા તથા સૌન્દર્યની ભાવના પ્રગટવા માંડી, તેમ તેમ 'બજારોના મેળા' પણ ભરાવા માંડ્યા. 'ગુજરી' એટલે સાંજે ભરાતાં બજારના મેળા. આજે પણ અમદાવાદ, વડોદરા, સુરત, પૂના વગેરે જેવાં ઘણાં શહેરોમાં અમુક દિવસોએ તે ભરાય છે: પછાત પ્રદેશોમાં અઠવાડિયાના અમુક દિવસે નિયમિત હાટ મંડાય છે. આને કારણે હુન્નરઉદ્યોગોની ઉપયોગી કલાઓ જન્મ પામી.

દેશદેશની કલાઓ, સરખામણી અને સ્પર્ધાથી વિકાસ પામે છે. એ કલાના નમૂનાના મેળા તે જ આપણાં 'કલાપ્રદર્શનો.'. એમાં જડ-વસ્તુઓનાં પ્રદર્શન ભેગું માનવસમાજનું પણ સંમેલન થાય છે. જુદા જુદા પ્રકારનાં ફંડો ઉઘરાવવાં, તથા સુધરેલા સમાજ પાસેથી સુધરેલી રીતે પૈસા કઢાવવા જે મેળા થાય છે તેને 'ફેન્સી ફેર' કહીએ છીએ.

આજનાં આપણાં 'સ્વરાજ્ય-બજારો'માં અને 'સ્વદેશી-વસ્તુ-ભંડારો'માં નાનકડાં પ્રદર્શનો જ ગોઠવેલાં હોય છે. પરંતુ જેમ હુન્નર-ઉદ્યોગોનાં પ્રદર્શનોમાં એકલો આર્થિક ઉન્નતિનો જ પ્રશ્ન મુખ્ય હોય છે તેમ, આપણાં સ્વરાજ-બજારોમાં એ પ્રશ્ન મુખ્ય હોતો નથી. એ બજારોની પાછળ સ્વદેશહિતની ભાવના રહેલી છે. એવી એ ભાવના જ બધાને તે તરફ આકર્ષે છે.

હવે રહ્યા આજના રાષ્ટ્રીય મેળા. આજથી પચાસ વર્ષ પહેલાં, લાખ લાખ માણસોનાં સંમેલનો કે સભાઓ અશક્ય હતાં. આજે આપણે તે બધું પ્રત્યક્ષ જોઈએ છીએ. આપણી સત્યાગ્રહની ચળવળે તે વાત સાચી પાડી છે. ગઈ કાલનાં સરઘસો, પ્રભાતફેરીઓ અને રાષ્ટ્રધ્વજ–વંદનનાં સંમેલનો, અજબ મેળાઓ તરીકે ઇતિહાસમાં અમર અક્ષરે લખાઈ જશે.

ઉપર વર્ણવી ગયાં તે બધાં મેળાનાં વર્ણન, 'સાહિત્યનો વિષય' થયાનું જાણમાં નથી. અને તેથી તે આપણને સાહિત્યમાં વાંચવાને મળતાં નથી. 'પ્રભાતફેરી'ની શ્રીયુત જાગીરદારની વાર્તા, તથા સરઘસ ઉપર શ્રીયુત પ્રેમચંદજીની વાર્તા અપવાદરૂપ ગણવાની છે. કવિ પ્રેમાનંદે 'નળાખ્યાન'માં દમયંતીને શોધવા નીકળેલા સુદેવને મોટા યજ્ઞમહોત્સવ-માંથી દમયંતી મળ્યાનું સુંદર વર્ણન આપ્યું છે. કવિ ઉમાશંકરનો 'શ્રાવણી મેળો' તથા શ્રી પન્નાલાલ પટેલની નવલોમાં મેળાનું આલેખન યાદ કરવા જેવું છે.

ગામડામાં ભરાતા સામાજિક મેળાનું રસિક વર્ણન કરવાનું માત્ર આપણા કવિ ખોટાદકરને સૂઝયું છે. જિંદગીમાં ઘણાં વર્ષો જાણે ગામડામાં રહીને ગાળ્યાં તે કવિ, ગામડાનાં અનેક પ્રકારનાં ઉલ્લાસ-વિલાસનાં વર્ણનને કવિતાનો વિષય બનાવે તે સ્વાભાવિક છે. 'આવળનાં ફૂલને' 'કાપણી' 'કોસ', 'ગ્રામ્યજીવન' જેવા વિષયો ઉપર કવિતા લખનારને જ મેળાનો વિષય પસંદ પડી શકે. રોજ માત્ર થોડાં જ માણસો જેના દીઠામાં આવે છે, અને એ થોડાં પણ સૌ સૌના વ્યવસાયમાં ગૂંથાયેલાં હોય છે એવા ગામડાના લોકો, જ્યારે સામાન્ય ઉત્સવ નિમિત્તે ભેગા થાય છે, ત્યારે જ્યાં મેળા ભરાય છે તે જગા, એ લોકોને મન મોટા મહાસાગર જેવી દેખાય છે. એમને તો જાણે એમ જ લાગે છે કે–

'ઊછળે જનસાગર શો આજ !
ધીર ગંભીર કરંતા ગાજ–'

પરંતુ આ માનવસાગર એકલો કોલાહલ જ મચાવતો નથી. સાગરમાં જેમ ભરતી વધે છે તેમ, ધીમે ધીમે અહીં આસપાસના લોકોની મેદની વધતી જવાથી, એ જનસાગરમાં પણ 'પળપળ તરલ તરંગ વધતો' જણાય છે. અને લાગે છે કે જાણે એ, 'શું ત્યજશે મરજાદ ?'

પણ સમાજ કેમ ભેગો ન થાય? આજે તો ઉલ્લાસનો દિવસ છે. રોજના કામધંધા આજે મૂકી દીધા છે. તેથી આનંદનું અખૂટ ભાથું જાણે આજે ભરી લેવું છે. તેથી –

'બંધન મુક્ત બની શાં એ તો જ્યાં ત્યાં હસતાં જાય.'

અને

મળે માનવનાં યૂથ અપાર,
વીસરી જીવનના વ્યાપાર:
અમરનો અનુભવવા આનંદ,
ફરે સર્વત્ર બની સ્વચ્છંદ:'

આમ લોકો સ્વચ્છંદે ફરી રહ્યા છે, અને કુદરતને ખોળે ખેલ કરી રહ્યા છે. વનમાં જે કાંઈ હાથ લાગે તેનાથી આનંદ માની રહ્યા છે અને લેવાય તેટલો આનંદ લઈ રહ્યા છે. વનદેવતાના મહેમાન હોય તેમ તેના સ્વાગતની મીઠી લહાણ આજે એ માણે છે.

પણ ગામડાંના વાસી એટલે સરલ–હૃદયી અને સાદા ભાવવાળા લોકો; એ તો સહેજમાં રીઝી જાય, તેથી વનનાં ફળફૂલ જોઈ, રાજી થઈ જાય છે અને શ્રીકૃષ્ણની સાથે ઉજાણીમાં ગયેલા ગોવાળિયાની જેમ –

'કંઈક કુસુમો ધરતા કરમાંહ્ય,
મંજરી કોઈ ગ્રહી હરખાય;
ગુચ્છ પલ્લવના કોની પાસ.'

એમ વનદેવીની કૃપાથી, સહુને અંતરનું આશ્વાસન મળી રહ્યું છે.

પરંતુ માનવમેળો એટલે એકલા પુરુષોનો જ નહીં, આખી માનવજાત રમણે ચઢે છે. અને તેમાં વળી ઉત્સવઘેલી સ્ત્રીઓ માટે તો પૂછવું જ શું? સ્થળે સ્થળે –

'રચે રમણી – મંડળ કંઈ રાસ,
ત્યજી ગૃહકાર્ય તણો સૌ ત્રાસ:
હસ્ત ચરણેથી દેતી તાલ,
ગજાવે વિસ્મિત વ્યોમ વિશાળ.'

આમ સુંદરીઓ રાસ ખેલી રહી છે, પણ વનમાં ગરબો, દીવી કે માંડવી ક્યાંથી લાવે? એટલે એ તો

'મધ્યમાં બેસાડી નિજ બાળ,
દેહનો કરતી દુર્ગ વિશાળ.'

અને એમ ગરબે ઘૂમે છે; પણ એમાં, કાંઈ એકલાં આનંદ આવે? આનંદમાંયે કોઈ ભાગીદાર જોઈએ ને?

રાસરસિયા પુરુષો ગરબે ઘૂમનારીઓને જોવા ભેગા થાય છે, અને તેમનો ઉત્સાહ વધારે છે. કેટલાક તે —

'ગાનમાં કંઈક થતા મસ્તાન,
અહો! પુરુષો પણ ભૂલે ભાન?
લૂંટવા રાસ તણો કંઈ રંગ
સ્પર્ધતા સુન્દરીઓની સંગ.'

આખું વન પણ આ ગરબાથી ગાજી ઊઠે છે. પણ પણે દૂર શાની રમઝટ જામી છે? કામકાજથી પરવારી, પ્રભુને રોજ સંભારનાર ગામડિયા, આજે પણ પ્રભુને સંભારી રહ્યા છે. એમની —

'મંડળી ભજન તણી કો ઠાર,
રવે સ્વર મંજુલ રમ્ય સિતાર;
મધ્યમાં રણઝણતાં મંજીર,
મૃદંગે તાલે પડે ગંભીર.
નર સ્વરમાં, કો ક્ષણ કોયલ શી, સુન્દરી પૂરે સાદ;
અંતરને અડક્યા વિણ અનહદ, ઉપજાવે આહ્લાદ;
નાચતાં મસ્તક કંઈ થઈ મસ્ત,
સમર્પે તાલ હજારો હસ્ત.'

એમ મેળાની આ રસિક બાજુ આપણે જોઈ.

પણ કેટલાક તો ભમરાની જેમ બધે ભમતા જ ફરે છે. ફૂલફૂલનો રસ ચાખનાર લોભી ભમરાની જેમ, રખેને કંઈ સારું જોવાનું રહી જાય! એવી, એમને અંતરે ઊંડી ભૂખ હોય છે. ગામગામથી લોકો આવવાના હોય, એટલે અનેક માણસોનો ભેટો થાય. દૂર દૂરના સ્વજનોના સુખસમાચાર પુછાય. અને મેળા જેવા સામાન્ય ઉત્સવમાં એના એ સંબંધીઓનો, તથા —

'સ્નેહીનો સહજ થતાં સંયોગ,
પૂછતા આતુર શા આરોગ્ય.'

અને એમ એ

'ઉકેલે જીવનપ્રશ્ન અનેક,
વધે માનસ સંબંધ વિશેષ.'

મેળાની ધમાલનું તો પૂછવું જ શું ! બધાયે ઉતાવળમાં હોય તેમ, ચાલતાં જણાય છતાં ખાસ કશુંયે કામ ના હોય; મેળો એટલે ભીડ :

અને બધાંયે ચકડોળે ચઢેલાં ! હોંસીલી માતા પોતાનાં છોકરાં શણગારી, આંગળીએ વળગાડી, મેળામાં ફરતી હોય; એટલામાં–

'ભીડમાં કો જુદાં પડી જાય,
બ્હાવરાં શાં ઘડીમાં ગભરાય.'

અને પેલી મા તો

'વત્સ–વિખૂટી ગાય સમી શી વ્યાકુલ દોડે માત !
ફાટે સાદ, કલવર કંપે, હૃદય કરે કલ્પાંત;
પ્રણયનો શો અનિવાર્ય પ્રભાવ !
વિરહના ઊંડા શા ઉર ઘાવ ?'

મેળે મહાલનાર આમ મહાલી રહે છે; પણ નાનાં છોકરાં અને જુવાનિયાને મેળામાં અથડાવું કુટાવું કેમ ગમે ?

એમને તો આજે ઉધમાત અને તોફાન, પેટ ભરીને કરી લેવાનાં હોય છે. એટલે કોઈક તો ઝાડની ડાળીએ હીંચે છે; અને આપણે જેમ ગાઈએ છીએ કે –

'વનમાં હીંડોળો બાંધિયો, સખિ ! શ્યામ બોલાવે;
બાંધ્યો છે વડલાની ડાળ, સખિ ! શ્યામ બોલાવે.'

– તેમ અહીં, મેળાના સ્થળથી આઘે, પણ બધે નજર પહોંચે તેમ, બાળસેના –

'ચડી બેસે કો તરુની ડાળ,
મહાલતાં વનમંદિરને માળ :
હીંચતાં કોઈ કરંતાં ગાન,
રામ–સેનાનું પ્રગટે ભાન.'

આ બાળકોની કિકિયારી, અને તેમના ગાવાના ભેગા અવાજથી બિચારાં ઝાડ ઉપરનાં પંખી ઊડી જાય છે ! અને વનનાં પશુઓ પણ કિલકિલાટથી નાસભાગ કરી મૂકે છે !

કવિ લખે છે કે કુદરતનો સાચો ઉપભોગ કરતાં મનુષ્યને આવડતું નથી; નહીં તો આમ પશુપક્ષી શું કામ ઊડી જાય ?

'અહો, માનવગણનો શો ત્રાસ !
વનેચરને પણ [illegible]ાસ !'

આ પ્રકારે મેળામાં આનંદ કરતા અનેકવિધ જનના ઉલ્લાસ વર્ણન વડે કવિ ખોટાદકરે આપણા હૃદયને સમભાવી બનાવી દીધું છે. આવા 'મેળા'ના આનંદ હવે કેટલા ઓછા થઈ ગયા છે.!

'મેળો' કાવ્યમાં, 'ઊછળે જનસાગર શો આજ' એ ઉદ્‌ગારથી શરૂ થઈને, મેળામાં આનંદ કરતા અનેકવિધ જનના ઉલ્લાસવિલાસનાં વર્ણન વડે આપણા હૃદયને તે સાથે સમભાવ બનાવી દે છે; ફૂલ ચૂંટતા પુરુષો, રાસ રમતું રમણીમંડળ; એની સ્પર્ધા કરતા પુરુષો; ભજનની મંડળીઓ–મંજીરાં, તાલ, મૃદંગ, ગજવતી ઇત્યાદિ અનેક રંગીન કાચના કકડાની દૂરબીન 'કેલિડોસ્કોપ' આપણને તે સ્થાનમાં જ મૂકી દે છે. માત્ર, એ દેખાવથી એક જણ જ કંટાળે છે:

'જોઈ એ જનતાનો અભ્યાસ,
ઊંચે આદિત્ય રહ્યો અકળાય;
ઉષ્ણ રશ્મિના દઈ આઘાત,
નસાડે સ્વેદ ભર્યો સંઘાત.'

પરંતુ એ જનસમુદાયની વહારે વાદળીઓ ધાય છે:

'પણ ધસતી વાદળીઓ વચમાં, ક્ષણ ક્ષણ કરતી સ્હાય,
દિનકરને ઉરમાંય ડુબાવી છત્ર સમી દે છાંય.'

'ભેદ નરનારીના ઉરમાંય,
દિવ્ય સર્ગે પણ શો દેખાય!' '

અહીં કવિ, નર અને નારીના ઉરમાં કઠિનતા અને કોમલતાના કારણથી જોવા મળતો ભેદ દિવ્ય સૃષ્ટિમાં પણ દર્શાવે છે.[2]



---

૧ 'મેળા'ના આખા કાવ્ય માટે જુઓ શ્રી ખોટાદકર કૃત 'શૈવલિની' (આવૃત્તિ બીજી ૧૯૩૦, પૃષ્ઠ ૪૨ થી ૪૬)

૨ ૧૯૩૧માં 'ગુજરાતી સાહિત્યપરિચય' ભાગ ૧ (પ્રો. મંજુલાલ મજમુદાર સંપાદિત અને રાજકોટના બેચર મેઘજી પ્રકાશિત)માં પ્રસિદ્ધ થયેલા નિબંધનું નવું સંસ્કરણ.

## જનની : બોટાદકર એટલે લય

યશવન્ત ત્રિવેદી

No poet, no artist of any art, has his complete meaning alone. His significance, his appreciation is the appreciation of his relation to the dead poets and artists. You cannot value him alone; you must set him, for contrast and comparision, among the dead I mean this as a principle of aesthetic, not merely historical, criticism.

—T. S. Eliot

### જનની

મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી મીઠી તે મોરી માત રે,
જનનીની જોડ સખિ! નહિ જડે રે લોલ.

પ્રભુના એ પ્રેમ તણી પૂતળી રે લોલ,
જગથી જુદેરી એની જાત રે. જનનીની૦

અમીની ભરેલી એની આંખડી રે લોલ,
વ્હાલનાં ભરેલાં એનાં વેણ રે. જનનીની૦

હાથ ગૂંથેલ એના હીરના રે લોલ,
હૈયું હેમંત કેરી હેલ રે. જનનીની૦

દેવોને દૂધ એનાં દોહ્યલાં રે લોલ,
શશીએ સીંચેલ એની સોડ્ય રે. જનનીની૦

જગનો આધાર એની આંગળી રે લોલ,
કાળજામાં કંઈક ભર્યા કોડ રે. જનનીની૦

ચિતડું ચડેલ એનું ચાકડે રે લોલ,
પળના બાંધેલ એના પ્રાણ રે. જનનીની૦
મૂંગી આશિષ ઉરે મલકતી રે લોલ,
લેતાં ખૂટે ન એની લ્હાણ રે. જનનીની૦
ધરણીમાતાયે હશે ધ્રૂજતી રે લોલ,
અચળા અચૂક એક માય રે. જનનીની૦
ગંગાનાં નીર તો વધે–ઘટે રે લોલ,
સરખો એ પ્રેમનો પ્રવાહ રે. જનનીની૦
વરસે ઘડીક વ્યોમવાદળી રે લોલ,
માડીનો મેઘ બારે માસ રે. જનનીની૦
ચળતી ચંદાની દીસે ચાંદની રે લોલ,
એનો નહિ આથમે ઉજાસ રે. જનનીની૦

— બોટાદકર

## ચિરવાત્સલ્યનો લીલયા પ્રતિભાવ

માતા અનુપમેય – અનન્ય છે. એ स्वर्गाद् अपि गरियसी છે. મનુષ્યના જન્મની પાછળ માતાનો મમતામય, પ્રલંબ પડછાયો તેના બાળકને હથેળીમાં લઈને ચુંબનોથી પસવારતો ઊભો હોય છે – જાણે બાળઈશુને પસવારતાં ચિરમમતામયી મરિયમ કે કાનૂડાને હીરદોરે બાંધીને ઊભેલાં વાત્સલ્યઝર જશોદામા !

કવિઓએ ખૂબ ગાયો છે માતૃમહિમા. અહીં માતા વિષેનું બોટાદકરનું ચિત્ર ( portrait ) મારા ભાવકને જન્મોજન્મથી મળેલું, મારી સંવિત્માં ઘૂંટાયેલું, પ્રેમરસાયણનું પુદ્‌ગલ છે. મારો માતા સાથેનો સંબંધ પિંડનો અને પિંડ પારનો છે. મારો પિંડસ્થ અનુભવી રહ્યો છે, ભીંજવાતાં ભીંજવાતાં કશેક વહી જતાં નીરવ ગંગાનીરનો ઉદ્‌ઘોષ. હું અનુભવું છું એ અવિરામ નીર-ઉદ્‌ઘોષ; ને અનુભવીશ, હું નહીં હોઉં ત્યારે, કશાક સાતત્યના ઊગી નીકળેલા તૃણોને પડછે બેસીને. હું અભિન્ન છું જનનીના પ્રેમસાતત્યપ્રવાહથી.

તેની પ્રતીતિ કરાવે છે મને બોટાદકર. તેઓ પરંપરાના–સાતત્યના લયને ઝીલે છે. અને લયઆંદોલ થઈ પુનઃ પ્રગટે છે. ત્યારે એમની સંગાથે લલીયલલીની નમનીયતામાં પ્રગટે છે જનનીના નાનાવિધ ભાવ-પ્રતિભાવ. સી. ડે. લૂઈસે કહ્યું હતું :

'Because music is at the source of his (poet's) tradition.'

સંગીતનો આવો પરંપરાગત વારસો તો કોઈ પણ સાચા કવિના beingની બુનિયાદમાં હોય છે જ. વળી બોટાદકર તો પોતે જ ગુજરાતના અનન્ય લય બનીને કવિતાના હૃદયમાં ઝૂલ્યા કર્યા છે. એમને વિષે વહાલથી કહી શકીએ : 'The rhythm is Botadkar.'

કોઈ ઉપમેય 'માતા'ની તુલ્યતા સિદ્ધ કરી શકે તેમ નથી, એટલે કવિ વ્યતિરેક અલંકાર પ્રયોજી મધ અને મેઘ કરતાં પણ માતા વધુ મીઠી છે એમ આલેખે છે. પછીની સાતેક કડીઓ રૂપકમાં અને છેલ્લી ચાર ફરી વ્યતિરેકમાં આલેખાય છે. માતાને પ્રભુના પ્રેમની મૂર્તિ કહીને કવિએ પ્રબળ કલ્પન આપ્યું છે. આ પ્રેમમૂર્તિનાં અંગઅંગને – અંશઅંશને કવિ આલેખતા જાય છે. હીરના ગૂંથેલ હાથ, અમી – સુધામય નેત્રો, હેમંતના સુવર્ણરસિત તડકાની હેલનું છલકતું હૃદય – બધુંયે મનોહારી છે. 'શશીએ સીંચેલ એની સોડચ રે'માં માતાની શીતળતાનો પ્રતિભાવ પ્રગટ કરતી દૃશ્યરૂપતાની સજીવતા મનને ગમે છે. ગોવર્ધન-પર્વત તોળતી શ્રીકૃષ્ણની આંગળીના સાદૃશ્યમાં જગતના આધારરૂપ માતાની આંગળીનું કલ્પન તથા 'ચાકડે ચડેલા ચિત્ત'નું અને 'પળના બાંધેલ એના પ્રાણ'નાં કલ્પનો આધુનિક કવિતાનું નવું પરિમાણ પ્રગટ કરી આપે છે. માતાની આશિષ તો કલ્પવૃક્ષી હોય છે; એની લહાણ લેતાં શેની ખૂટ ?

અંગ-અંશનાં રૂપકો યોજ્યા પછી માતાના પૂર્ણરૂપને પ્રગટ કરવામાં હવે કશુંય ઉપમેય ખપ લાગે તેમ નથી, એટલે કવિ ફરી વ્યતિરેક અલંકાર પ્રયોજે છે. ક્ષમામૂર્તિ વસુંધરા પણ ધરતીકંપથી હાલી ઊઠે તેટલી તેની સસીમતા પ્રગટ કરી માતાની અસીમ ક્ષમામૂર્તિનું રૂપ કંડાર્યું છે કવિએ. ગંગાના પ્રવાહની વધઘટતા, વાદળી વર્ષાની ચંચળતા, અને ક્ષમતામાં ગ્રસાઈ જતી ચાંદનીની સામે માતાના સ્નેહનો અવિરામ

સમતોલ પ્રવાહ, અમીવર્ષણની બારેમાસતા, અને સાતત્યપૂર્ણ સુધામયતાનું સ્થિરદ્યુતિપ્રગટીકરણ એ 'માતા'નો વિશેષ છે અને એમાં સિદ્ધ થાય છે માતૃમૂર્તિ. તે છે બોટાદકરીય કવિવિશેષ અને તે બને છે મારા ભાવકનો અનુભવવિશેષ.

બોટાદકરનાં લાલિત્ય–માધુર્યથી આલેખાયેલાં ગૃહજીવનનાં કેટલાંક ચિત્રણો હવે મનુષ્યની બદલાતી ભૂગોળને લીધે કદાચ કવિતાના ઇતિહાસનો એક તબક્કો બની રહેશે. નણંદો અને ભોજાઈઓ Husband's sisters અને Brother's wives બની ગઈ હશે ત્યારે બોટાદકરના સમયસંદર્ભ બહાર, એ પરિવેશના ટેકણ વગર ગૃહજીવનનાં ચિત્રો કદાચ આસ્વાદ્ય પણ નહીં લાગે.

પણ બોટાદકર પાસે દીર્ઘકાળ લગી સ્મરણમાં રહે એવું પણ કશુંક છે.

In attaining this noble firmness, one must have clarity એમ મર્રીએન મૂરે કહેલું તે છે બોટાદકરની કવિતામાં. પરિવેશો બદલાઈ ગયા હશે ત્યારે પણ 'જનની' જેવાં કાવ્યો તેની માધુર્યઝર શાશ્વતી વાત્સલ્યલીલાને પ્રગટતાં રહેશે. 'જનની' ને બોટાદકર દીર્ઘકાળ પડઘાતાં રહેશે, મારા ભાવકના શ્વાસશ્વાસે, શબ્દોના લલિત અવાજમાં.



**પ્રેરણાસાગર :**

વૃત્તિ પરત્વે જેમ બોટાદકર સૌન્દર્યદર્શી કવિ છે તેમ ભાવના પરત્વે એ પ્રણયપૂજક કવિ છે, અને વિષય પરત્વે એ ગ્રામજીવન તેમ જ કુટુંબજીવનના કવિ છે. નવયુગના ઊગતા કવિઓ પાસે બોટાદકર ખરો પ્રેરણાસાગર વહેતો મૂકી ગયા છે.

ઈન્દુલાલ ગાંધી

# પૂર્તિ

## કવિશ્રી બોટાદકરનું વંશવૃક્ષ

- સારંગભાઈ
  - ખીમજી
    - અબજી
      - ઓધવજી
        - વનમાળી
          - જીવા
          - કલા
            - બાલા
          - મૂળજી
            - પરશોતમ
              - પરભુદાસ
              - રાયચંદ
            - ખુશાલદાસ
              - દામોદર (બોટાદકર)
                - કાન્તિલાલ
                  - અશ્વિનકુમાર
                  - ચન્દ્રકાન્ત
                  - જ્યોત્સ્ના
                  - દીપક
              - ઉજમશી
          - માલજી
          - મેઘજી

## કાવ્યગ્રંથોનો પ્રકાશનસમય

| | | | |
|---|---|---|---|
| કલ્લોલિની : | પ્રથમ | આવૃત્તિ | ૧૯૧૨ |
| ,, | બીજી | ,, | ૧૯૨૮ |
| સ્રોતસ્વિની : | પ્રથમ | ,, | ૧૯૧૮ |
| | બીજી | ,, | ૧૯૨૯ |
| નિર્ઝરિણી : | પ્રથમ | આવૃત્તિ | ૧૯૨૧ |
| | બીજી | ,, | ૧૯૨૯ |
| રાસતરંગિણી : | પ્રથમ | આવૃત્તિ | ૧૯૨૩ |
| | બીજી | ,, | ૧૯૨૪ |
| | ત્રીજી | ,, | ૧૯૨૫ |
| | ચોથી | ,, | ૧૯૨૮ |
| | પાંચમી | ,, | ૧૯૩૧ |
| | છઠ્ઠી | ,, | ૧૯૩૫ |
| | સાતમી | ,, | ૧૯૪૦ |
| | આઠમી | ,, | ૧૯૪૫ |
| | નવમી | ,, | ૧૯૪૮ |
| | દશમી | ,, | ૧૯૫૭ |
| | અગિયારમી | ,, | ૧૯૫૮ |
| | બારમી | ,, | ૧૯૬૦ |
| શતાબ્દી આવૃત્તિ | તેરમી | ,, | ૧૯૭૦ |
| | ચૌદમી | ,, | ૧૯૭૧ |

કુલ નકલો – ૨૮,૦૦૦

| | | | |
|---|---|---|---|
| શૈવલિની : | પ્રથમ | આવૃત્તિ | ૧૯૨૫ |
| | બીજી | ,, | ૧૯૩૦ |
| | ત્રીજી | સંક્ષિપ્ત – | ૧૯૫૫ |

(યુનિ.માં પાઠ્યપુસ્તક)

## કવિશ્રીનાં જીવન – કવન
## અંગેનાં
### અધ્યયનગ્રંથમાં પ્રગટ થયેલાં અવતરણો

## નારી કેરા કવિને !

### ( મંદાક્રાન્તા )

રાજેન્દ્ર ર. મહેતા

ખીલેલાં છે, મધુર કુસુમો, નિર્ઝરીને કિનારે,
ને માડીનાં મધુર મીઠડાં, પ્રેમનાં દુઃખદર્દો,

કીર્તિ કેરા કળશ સરીખી, ભવ્ય તુજ કાવ્યગાથા,
મ્હેકે મીઠી તુજ જીવનની, દિવ્યતા ધૂપછાંયે.......૧

ગાયેલાં તે મધુર ગીતડાં, ખેતરે ખેડૂતોના,
સંધ્યા કેરા મધુર સમયે ધેનુનાં શ્વેત ટોળાં,

જાણી ઊભી પરમ રમણી, સુંદરી પત્ર માટે,
પૂર્ણિમા શી ધવલ કવિતા, રાસ કેરી નિકુંજે.......૨

ગુંજે છે, ત્યાં મધુર ગીતડાં નારીના સ્મિત હોઠે,
છે દારિદ્રે કુસુમ સરીખો, દિવ્ય આત્મા તમારો,

એ રાસોમાં રમતી ગરવી, ગુર્જરી કાવ્ય-કુંજે,
વહેતી જાણે સુર-સરિત આ પ્રેમની સ્વચ્છ ધારે......૩

રૂઝાવે એ જખમ જગના, વેદના નારી તારી,
ગાયેલા તે મધુર ગીતડાં, કાવ્યવીણા બજાવી.